જાન્યુઆરી-૧૯૪૭
અંક ૧૯ મો

આ અંકમાં



સામયિક દોહન



: વાર્ષિક લવાજમ :
ભાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
મોતીભાઈ નરસિંહભાઈ અમીન (બી. કૉમ)

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૨ મું | જાન્યુઆરી-૧૯૪૭ | અંક ૧૩ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

કેળવણી તથા સંસ્કૃતિ મારફત શાંતિ પ્રાપ્ત કરવાની યોજના સંયુક્ત રાષ્ટ્રોની કેળવણી વિષયક, સાંસ્કૃતિક તથા વૈજ્ઞાનિક સંસ્થા કરવાની છે. પેરિસમાં સોર્બોન ખાતે તેની બેઠક ૧૯ મી નવેંબરે મળવાની હતી. આખા જગતનાં પાઠ્યપુસ્તકો તપાસાવીને તેમાં પ્રજા પ્રજા વચ્ચે ગેરસમજૂત થાય તેવાં નિવેદનો કાઢી નખાવવાનો તેનો હેતુ છે. તેનો મુખ્ય હેતુ આધ્યાત્મિક ભૂખ તથા માનસિક દરિદ્રતાનો સામનો કરવાનો છે.

તેમા તાત્કાળિક નીચેની બાબતો પરનો વિચાર કરવાનો છેઃ ઉજ્જડ થયેલ પ્રદેશોમાં કેળવણીની પુનર્ઘટના; અશિક્ષિતતાવિરોધી અને સમૂહકેળવણીની યોજનાઓનો તુલનાત્મક ઝીણવટભર્યો અભ્યાસ; શાળામા ચાલતાં પાઠ્યપુસ્તકોની તપાસની શરૂઆત, કેળવણીમાં કળાના સ્થાનની તપાસ તથા આંતરરાષ્ટ્રીય સરહદ પરથી ખબર આવવામાં પડતાં વિઘ્નોની તપાસ; કેળવણીવિષયક તેમ જ વૈજ્ઞાનિક ફિલ્મો વિષે આંતરરાષ્ટ્રીય કાનુનો ઘડવા, તેમજ ભાષાંતર સંસ્થાની સ્થાપના કરવી.

લગભગ દરેક ક્ષેત્રમા, અબ્દિકો, ડિરેક્ટરીઓ, માહિતીસંગ્રહો, કાવ્યસંગ્રહો, વિષયસૂચિઓ તથા શ્રેષ્ઠ પુસ્તકોના સંગ્રહો પ્રગટ કરાવવાની તે સગવડ કરી આપશે અને જરૂર પડશે તો પ્રકાશન પણ કરશે. તેને ગ્રામોફોન રેકર્ડો, કળાના મહાન નમુનાઓની નકલો અને ફિલ્મોના ઉત્પાદનમા સગવડ કરી આપવી પડશે અથવા માથે લેવું પડશે. આમજનતાથી માંડીને ખાસ વિષયોના ઉચ્ચ પ્રકારનાં પુસ્તકો તે પ્રગટ કરશે.

પુસ્તકાલયો તથા સંગ્રહસ્થાનોના ક્ષેત્રમાં આ સંસ્થાને એક વિશ્વસંદર્ભ ગ્રંથનું અને પુસ્તકાલયનું કેંદ્ર-પ્રકાશનો માટે આંતરરાષ્ટ્રીય ' ક્લ્યરિંગ હાઉસ ' સ્થાપવાની તથા આંતરરાષ્ટ્રીય સંગ્રહસ્થાન ઑફિસનો કબજો લેવાની જરૂર પડશે.

આવા ઘણા પ્રશ્નોનો વિગતવાર કાર્યક્રમ ક્યારનો તૈયાર થઇ ગયો છે.



યુદ્ધ દરમિયાન ચર્ચિલે પાર્લમેન્ટની ખાનગી બેઠકો સમક્ષ કરેલ ભાષણો હવે ' ખાનગી બેઠકોનાં ભાષણો ' ના નામથી પ્રગટ કરવામાં આવ્યાં છે.

આવા એક ભાષણમાં ચર્ચિલે હિટલરે કરવા ધારેલ હુમલાની તથા તે વખતે બ્રિટનને

માથે જે ગંભીર ભય ઝઝુમી રહ્યો હતો તેની હકીકત આપેલ છે. જર્મનીએ બેગાં કરે વહાણો, એક જ સફરમાં લગભગ પાંચ લાખ મનુષ્યોને લઇ જાય તેમ હતું.

યુનાઇટેડ સ્ટેટસમાં મેસાચુસેટસમાં ખૂબ ખપત પામેલા, લાખો ઘરમાં પહોંચેલા પુસ્તક પર થોડા વખતમાં અદાલતમાં કામ ચલાવવામાં આવનાર છે.

આ પુસ્તક કેથ્લીન વિન્સરનું ' ફોરેવર એંબર ' ( Forewr Amber ) તેની ફિલ્મ પણ ઊતરી છે.

મેસાચુસેટસના સેન્સરશિપના નવા કાયદા હેઠળ આ પહેલો જ કેસ છે. આ કાયદા હેઠળ પુસ્તકના પ્રકાશક કે વેચનાર પર નહિ પરંતુ પુસ્તક પર કામ ચલાવવામાં આવે છે.

અમેરિકામાં અને કદાચ આખા જગતમાં અપ્રતિમ એવો આ કાયદો પુસ્તકો, નાટકો તથા ફિલ્મોની ઓળખામણી સેન્સરશિપ સામે, અમેરિકન નાગરિક સ્વાતંત્ર્ય સંઘની લાંબી ઝુંબેશ પછી, રાજધાનીના શહેર બોસ્ટનમાં ગયે વર્ષે પસાર કરવામાં આવ્યો હતો.

અમુક પુસ્તક બિભત્સ, અસભ્ય કે અશુદ્ધ છે તેમ ઉપલી કોર્ટ નક્કી કરે ત્યારપછી તે વેચનારની સામે ફોજદારી પગલાં લઇ શકાય.

છેવટનો ચુકાદો આવતાં સુધી મેસાચુસેટસના ન્યાયાધીશે કામચલાઉ હુકમ આપી પુસ્તકનું વેચાણ બંધ કરાવ્યું છે.



આખા જગતમાંનાં દૈનિકોની સંખ્યા લગભગ ૪,૭૬૭ ની છે, તેમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ૨,૦૪૦ છે, યુનાઇટેડ કિંગ્ડમ તથા યુરોપમાં ૮૩૭ છે. ચીનમાં ૪૬૩ છે અને હિંદમાં ૧૫૨ છે.



અમેરિકન પુસ્તક પ્રકાશન ક્ષેત્રમાં બાલસાહિત્ય પર ખાસ ભાર મૂકવામાં આવે છે. એક સમય એવો હતો કે બાળકોને વારતહેવારે જ પુસ્તકો વેચવામાં આવતાં હતાં અને તેમાં પણ જોખમ ગણવામાં આવતું હતું. હવે પ્રકાશકોને ઉગતી પ્રજા માટેના પુસ્તકોનું વેચાણ વધતું લાગવાથી તે વૃત્તિમાં પરિવર્તન આવ્યું છે. અત્યારે તો અમેરિકાના સામાન્ય પુસ્તક ભંડારોમાં પણ બાલસાહિત્યનો વિભાગ હોય છે અને તેનું વેચાણ કુલ વેચાણના ચોથા ભાગ જેટલું થાય છે. તેમાં કાવ્ય, વાર્તા, તથા ચિત્રોનાં છેલ્લામાં છેલ્લાં પ્રકાશનો હોય છે.

ચારથી છ વર્ષની ઉંમરનાં બાળકો માટેનાં પુસ્તકોનાં પાનાં વળે તેવા જાડા કાગળનાં પૂંઠાનાં બનાવેલાં હોઇ તે બાળકોની વપરાશને અંગે ફાટી ન જાય તેવા તથા નાનાં બાળકો સહેલાઇથી ફેરવી શકે તેવાં હોય છે.

જે વિષયનું વર્ણન પુસ્તકમાં કરવાનું હોય તે વિષયના આકારનાં પુસ્તકો બનાવવામાં આવે છે. દાખલા તરીકે એન્જીનના વર્ણનવાળા પુસ્તકનો આકાર એંજીન જેવો હોય છે અને તેનું નામ પણ ' ચૂ–ચૂ ગાડી ' જેવું હોય છે.

બજારમાં રમકડાં ફરીથી મળતાં થતાં આવાં પુસ્તકોની માગ ઘટે તે દેખીતું છે. આવાં પુસ્તકો ખૂબ સચિત્ર હોય છે.

તાજેતરમાં આવાં ૫૦૦ પુસ્તકો બહાર પડવાના છે. તે પૈકી નવાં તો ફક્ત ૧૦૦ જ છે. બાકીનાં તો પુનર્મુદ્રણો છે.



રાષ્ટ્રનેતાઓની મળી શકતી આત્મકથાઓમાં એકનો ઉમેરો થાય છે. વિજયાલક્ષ્મી પંડિતની આત્મકથા Sunlight and Shadows ( પ્રકાશ અને પડછાયા ) શીર્ષકથી ન્યુયૉર્કની પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા જહૉન ડે કંપની તરફથી પ્રગટ થવાની છે. આ પુસ્તકમાં પ્રસ્તાવનાઓ—એક જવાહરલાલની તથા બીજી પર્લ બકની હશે.

પ્રકાશક કંપનીએ અત્યાર અગાઉ જવાહરલાલ નેહરુ તથા કૃષ્ણા હઠીસિંગની આત્મકથા પ્રગટ કરી છે.



યુનાઇટેડ સ્ટેટ્સમાં ' કૉલિઅર્સ 'ના આગલા તંત્રી તથા ' રીડર્સ ડાયજેસ્ટ 'ના સહતંત્રી મિ: જે રોમ એલિસને ખિસ્સાના કદના એક સહકારી માસિકની યોજના કરી છે. તેના લેખકો માસિકના શેર ધરાવનારા હશે. નફો શેર ધરાવનારાઓ, તંત્રી મંડળ તથા લેખકો વચ્ચે વહેંચી દેવામાં આવશે. જે શેર ધરાવનારાઓના લેખો માસિકમાં છપાશે તેમને બેવડો લાભ મળશે.

મિ: એલિસનનું માસિક દર વર્ષે નવું નામ ધરાવશે. તેની શરૂઆત " ૪૭ "ના નામથી થશે અને પછી ' ૪૮ ' ' ૪૯ ' નામ ચાલશે.



સુપ્રસિદ્ધ બ્રિટિશ યુદ્ધ ખબરપત્રી એલનમૂર ફિલ્ડ માર્શલ મોંટગોમરી સાથે અલઅલમીનથી શરૂ કરી જર્મનીના આંતરભાગ સુધી હતો. તેણે ફિલ્ડ માર્શલનું જીવનવૃત્તાંત લખ્યું છે, જે હમણાં પ્રસિદ્ધ થયું છે. હિંદી વાચકો માટે રસપ્રદ બીના તો એ છે કે મૂરહેડ એવા નિર્ણય પર આવે છે કે ફિલ્ડ માર્શલ અને મહાત્મા ગાંધીજી વચ્ચે ઘણું સામ્ય રહેલું છે. આ સામ્યની તેણે અનેક વિગતો આપી છે.



*છ વર્ષનું વિશ્વયુદ્ધ જે ન કરી શક્યું તે થોડા અઠવાડિયાના કોમી કલહે કર્યું છે. કાગળ, મજૂરો, તથા છાપખાનાંની તંગી, કાળાં બજારની કિંમત તથા બોંબમારાના ભય છતાં કલકત્તામાં દર વર્ષે પૂજા વખતે પુસ્તકપ્રકાશન ઠીક દેખાવ કરી રહ્યું હતું. સામાન્યતઃ પ્રકાશકો માટે આ સમય રોચતો ગણાય. આ વર્ષે તો પૂજાના તહેવારો આવ્યા અને ગયા, સાથે પુસ્તકોનો મહોત્સવ નહોતો. તહેવારો પૂરા થયા પછી થોડા ઘણા ખાસ અંકો બહાર પડયા અને બાળકો માટે એક સંગ્રહ બહાર પડયો તેટલું માત્ર. હુલ્લડ પછી આવેલ આર્થિક પક્ષાઘાતના પરિણામે સામાન્ય પ્રવૃત્તિ ખોરવાઇ ગઇ છે. મોટા પ્રકાશકો હિંદુઓ છે તો પુસ્તકો બાંધનારા મુસલમાનો છે, હિંદુ તથા મુસલમાન બન્ને રાષ્ટ્રજીવનના તાણાવાણામાં વણાઇ ગયા છે.



*હિંદી અર્થશાસ્ત્ર, રાજકારણ અથવા કેળવણી સાથે સંકળાયેલ કોઇ વિષય પર નિબંધો લખવા માટે કોંગ્રેસ સાહિત્ય સંઘે દશ વર્ષ સુધી વાર્ષિક પારિતોષક આપવાની જાહેરાત કરી છે. આનો હેતુ સ્વ. પ્રો. અનાથ ગોપાલ સેને શરૂ કરેલ અભ્યાસ ચાલુ રાખવાનો છે. પ્રોફેસરના નામથી આપવામાં આવનાર આ પારિતોષિક રૂ. ૭૫૦) થી ઓછું નહિ હોય. ખાસ બોલાવેલ સભા સમક્ષ ઇનામી નિબંધ વાંચવાની ગોઠવણ કરવામાં આવશે.



*તાજેતરમાં હિંદીમાં કેટલાંક સારાં સામયિકો પ્રગટ થવા માંડયા છે. પટણાનું 'હિમાલય' દર મહિને પ્રગતિ સાધી રહ્યું છે. આગ્રાનું દ્વિમાસિક 'નિર્વાણ' ઉચ્ચ પંક્તિનું સાહિત્ય પૂરું પાડવાની નેમ ધરાવે છે. તેમાં પ્રગટ થતા દરેક લેખને મ પુરસ્કાર આપવામાં આવે છે. પટણાનું સાહિત્યવિષયક ત્રૈમાસિક 'પારિજાત' હવે માસિક થયું છે. તેના 'ચાલુ બનાવો' શ્રેષ્ઠ વાચન પૂરું પાડે છે. બધા અગ્રગણ્ય હિંદી લેખકો તેમાં પોતાના લેખો મોકલે છે.



*મૈથિલી ભાષામાં છેલ્લા ત્રણ મહિના દરમિયાન પ્રગટ થયેલ નવાં પુસ્તકોમાં શ્રી નાગેન્દ્રકુમારની મૈથિલા ડિરેકટરીના પહેલા ભાગનો સમાવેશ થાય છે. આ ભાગમાં પૂર્ણિયા પ્રાન્ત સંબંધી વિગતવાર માહિતી આપી છે. લેખક હવે પછીના ભાગોમાં બીજા પ્રાંતમાંની વિગતો આપવા ઉપરાંત, બે વધારે ભાગો 'બૃહદ્ મિથિલા' તથા 'પ્રવાસી મિથિલા' બહાર પાડવાના છે.



*પૂનાના યશોદા ચિંતામણિ ટ્રસ્ટે શ્રી. એસ. વી. અવલસ્કરને તેના ઐતિહાસિક પુસ્તક 'આંગ્રકાલીન અષ્ટાગાર' માટે ૨૫૦ રૂ. નું પારિતોષિક આપ્યું છે.

*શ્રી. આંધ્ર ઐતિહાસિક સંશોધન મંડળે વિજયનગર સામ્રાજ્યની છઠ્ઠી શતવર્ષી હંપી ખાતે ઉજવી હતી. તે વખતે વિજયનગરના મહારાજાએ મંડળને પોતાનું મકાન બંધાવવા માટે રૂા. ૧૫,૦૦૦ ભેટ આપ્યા હતા. ડૉ. સી. નારાયણરાવે લગભગ ૩,૦૦૦ તાડપત્રો આપ્યાં હતાં, જેની કીંમત લગભગ એક લાખ રૂપિયા થવા જાય છે.



પ્રાતઃસ્મરણીય સ્વ. પંડિત મદનમોહન માલવિયાજીનું સ્મારક રાખવા બીજી કેટલીક બાબતો ઉપરાંત તેમનાં ભાષણોનો સંગ્રહ વીસ ગ્રંથોમા પ્રગટ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.



ઘણા ઇતિહાસકારોને ખાતરી થઇ કે સંસ્કૃતિ 'નીગ્રો પ્રદેશ'માંથી નાઇલમાં થઇને ઇજીપ્તમાં આવી હતી. મધ્યયુગના ત્રણ મહાન નીગ્રો સામ્રાજ્ય ઘાના, મેલસ્ટાઇન અને શાંઘાઇમાં યુરોપની તે સમયની સંસ્કૃતિ સાથે સરખાવી શકાય તેવી સંસ્કૃતિ કેળવી હતી. ૮૦૦ વર્ષો પહેલાંની ટિંબકટુના નીગ્રો વિશ્વવિદ્યાલય વિષે આપણે જાણવું જોઇએ. વિશ્વ-વિદ્યાલય આખા જગતની સંસ્થાઓ સાથે પ્રાધ્યાપકોનો વિનિમય કરતું હતું. નીગ્રો વિદ્વાન અહમદબાબાના શિરચ્છેદ સમયે તેને માત્ર એટલો જ શોક થયો કે 'મારા કેટલાક મિત્રો પાસે છે તેટલાં પુસ્તકોનો સંગ્રહ કરવા પૂરતુ હું જીવીશ નહિ. તેના પુસ્તકાલયમાં ૧૬૦૦ ગ્રંથો હતા. જ્યારે ગોરા લોકોના નોર્ડિક પૂર્વજો જંગલમાં પથ્થરની વેદી પાસે પૂજા કરતા હતા ત્યારે 'અંધકારમય' આફ્રિકામાં આ પ્રકારની સંસ્કૃતિની પ્રવૃત્તિ ચાલી રહી હતી!

—છોટાલાલ માનસિંગ કામદાર

આ લેખમાંની * નિશાનીવાળી નોંધ 'ઇન્ડિયન પી. ઇ. એન.' પરથી લીધેલી છે.

# રશિયામાં બાળકો માટે પુસ્તકાલયની સગવડો

લંડનના ' લાઇબ્રેરી એસોસીએશન રેકોર્ડ 'ના એક અંકમાં જણાવ્યા મુજબ બાળકો માટેનું સુંદર પુસ્તકાલય યુક્રેન ( સોવિયેટ રશિયા )માં ખાર્કીવમાં આવેલું છે. અગાઉ સરકારી કચેરીઓ બેસતી તે પાયોનિયર મહેલમાં આ પુસ્તકાલય આવેલું છે, અને માત્ર બાળકો માટેના પુસ્તકાલય તરીકે જ નહિ પરંતુ હરેક પ્રકારની યુવક પ્રવૃત્તિના કેન્દ્ર તરીકે, ખર્ચના હિસાબ વિના, તેમાં ઉદારતાથી સામગ્રી પૂરી પાડવામાં આવી છે.

આ વિશાળ મકાનના ૨૮૦ ખંડ છે અને તેમાં સાઠ ભાષાનાં ૫૦,૦૦૦ થી વધારે પુસ્તકો છે. જુદી જુદી ભાષાનાં પુસ્તકો રાખવાનું કારણ એ છે કે આ પ્રાંતમાં પોલેંડ, ઝેકોસ્લોવેકિયા, ઑસ્ટ્રિયા, જર્મની, અમેરિકા વિગેરે જુદા જુદા દેશના બાળકો છે. આ વસ્તુસ્થિતિ હિંદનાં પુસ્તકાલયોને મળતી આવે છે. કેમકે હિંદમાં પુસ્તકાલયોને અમેરાઇ પર વિવિધ ભાષાનાં પુસ્તકો રાખવાં પડે છે. જે શહેરમાં તે પુસ્તકાલય આવેલું છે, તે શહેર પૂરતું જ તે ઉપયોગી નથી, પરંતુ ફરતી ગાડીઓ દ્વારા સેંકડો પ્રાંતોને પુસ્તકો પૂરાં પાડતા પુસ્તકાલયનું કામ સારે છે.

આ પુસ્તકાલયની વિશિષ્ટતા એ છે, કે ત્યાંનું વાતાવરણ એક સંસ્થાના વાતાવરણ કરતાં યુવાનોની ક્લબ જેવું છે. આ પુસ્તકાલયના જુદા જુદા વાંચનગૃહોમાં સુખ સગવડથી ભરપૂર આરામખુરશીઓ, ટેબલો, વર્તમાનપત્રો તથા માસિકો હોય છે. આ પુસ્તકાલયમાં ખાર્કીવનાં બાળકોને ફુરસદના સમયમાં આવવાની છૂટ છે. વાંચનગૃહ ઉપરાંત પુસ્તકાલયમાં મૂંગે મોઢે રમી શકાય તેવી ચેસ વગેરેની રમતો પણ હોય છે. વળી આ પુસ્તકાલયની બીજી વિશિષ્ટતા એ છે કે પુસ્તકાલયમાં નિયમિત જતાં લેખકો અને બાળકો વચ્ચે સંપર્ક સાધવામાં આવે છે. ઉપરાંત પુતળાનાં નાટકો તથા ' ગુલિવરની મુસાફરી ' જેવાં પુસ્તકોનાં નાટકીય ભાષાંતર પણ હોય છે. પિતાઓની વિવિધ પ્રકારની કોન્ફરન્સો અહીં ભરવામાં આવે છે. પુસ્તક પ્રદર્શનો તથા ભૂગોળ શીખવવા માટે ખાસ શોધાયેલ રમતો પણ આ સંસ્થાઓની વધારે વિશિષ્ટતા છે. પુસ્તકાલય માટે આપણા દેશમાં નવીન ગણાય તેવી વસ્તુ તો એ છે કે, ખાર્કીવના આ પુસ્તકાલમાં એક રેસ્ટોરાં છે, જ્યાં બાળકો નજીવી રકમ આપીને પાણીથી માંડી ભોજન મેળવી શકે છે. લાઇબ્રેરીનું સુશોભન પણ બહુ રસદાયક છે મુખ્ય હૉલના પ્રવેશદ્વાર પાસે પ્રખ્યાત વીર પુરુષો, ડોન કિવકઝોટ, રોબિન્સન ક્રુઝો અને બીજાઓનાં રંગીન ચિત્રો ટાંગવામાં આવેલાં છે.

બાળકોનાં બીજાં પુસ્તકાલયોથી ખાસ તરી આવે તેવી આ પુસ્તકાલયની વિશિષ્ટતા એ છે કે વાંચન અને દૈનિક જીવન વચ્ચેના સંબંધની તે સાંકળરૂપ છે. પુસ્તકાલયના મકાનના છાપરા હેઠળ જ સંખ્યાબંધ કારખાનાઓ, પ્રયોગશાળાઓ, સંગીતગૃહો વગેરે આવેલાં છે કે જેથી કરીને પુસ્તકોમાંથી બાળકોને મળતા જ્ઞાનનો કુશળતાભરી દેખરેખ હેઠળ વિકાસ થઇ શકે છે.

હિંદમાં પુસ્તકાલય પ્રવૃત્તિની હજુ તો શરૂઆત ગણાય. આ દેશમાં હવે પછી સ્થપાનાર બાળ પુસ્તકાલયમાં રશિયાના પુસ્તકાલયની આ વિશિષ્ટતાઓ દાખલ કરી શકાય તે ઇચ્છવા યોગ્ય છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# ‘ ખ્વાબી દુનિયા ’

“ અહો ! જયાનંદ કાકા ! નમસ્તે, નમસ્તે. કયારે પધાર્યા ? અરે, ભલા માણસ, ખબરેય આપ્યા નહિ, અને અમારે ત્યાં હજી પધાર્યાય નથી ? ”

નગરના વિશાળ બગીચાના અંતર્ભાગમાં એક પાટલી ઉપર બેઠેલા જૂનવાણી જોઇ યુવાન બાલચંદ્રે ભાવપૂર્વક નમસ્કાર કર્યા.

“ કોણ, બાલચંદ્ર ! ” ચશ્મા ઉંચા કરી જયાનંદે કહ્યું “ આવ ભાઇ, આવ. હું આજે સવારે જ આવ્યો. લાયબ્રેરી તરફ આવવાનો વિચાર તો કરતો હતો, ત્યાં તો તું મળી ગયો. કેમ ચાલે છે આજકાલ ? ”

“ પાટલી ઉપર બીજા બે ગૃહસ્થો શેરબજારના વધી ગયેલા ભાવની મોટા અવાજે ચર્ચા કરતા બેઠા હતા, તેથી પોતે સહજ સંકોચાઇ બાલચંદ્રને બેસવાનો માર્ગ કરી આપતા બોલ્યાઃ

“ હમણાં હમણાં તો કાકા, વિશ્વયુદ્ધની ધમાલમાં પુસ્તકાલયમાં પણ ખૂબ ઘરાકી વધી પડી છે, અને ચિંતનશીલ વાચન પણ વધવા માંડયું છે. પેલી યોજનાના અમલ પછી આકર્ષણ વધી પડયુ છે. ”

પાસેના યુવાનોની ચર્ચા મોટેથી ચાલી રહી હતી.

“ જા, જા. રોમના પતનનો એ અસર ન હતી. રોમ તો હજી ઘણું વેગળું છે. પ્રકાશચંદ્રની લેવાલીનો એ પ્રભાવ છે લેવાલીનો. ”

બાલચંદ્રના કાન ચમકયા ને પાછળ જોયું.

એક યુગલ પાટલી પાછળની પગદંડી ઉપરથી નીકળ્યું, અને મૃદુ કોકીલશી ઓકંઠની મધુરતાના શ્રવણે પાટલી ઉપરના વાર્તાલાપ બંધ રહ્યા. ઇતિહાસને પૃષ્ઠે પૃષ્ઠે એ ભલે અંકિત હોય, પણ મને લાગે છે કે તેમાં કયાંક ક્ષતિ છે. અને એ તમારા ઇતિહાસો તો વિદેશી માનસનાં જ સર્જનોને. ”

“ ના, અરૂ, આધારભૂત પ્રમાણ વિના ઇતિહાસની સંભાવના હોતી નથી. અને—”

અરુણાની નજર અકસ્માત્ બાલચંદ્ર ઉપર પડી, અને બોલી ઉઠીઃ “ હલ્લો મિ. બાલચંદ્ર ! તમે આજે કાઇ અહીં—અરે હાં, આજે તો સોમવાર છે. તેથી નિરાંત મળી લાગે છે. પેલું “માનસોલ્લાસ” આવી ગયું ? ”

શબ્દોમાં રૂપેરી ઘંટડીનો રણકાર હતો. વાતાવરણમાં કોઇક આકર્ષક તત્ત્વ ઉમેરાયું હોય તેમ સહુને લાગ્યું. શેરબજારના ભાવની વાતોએ પણ વિશ્રાંતિ લીધી.

“ જી, હજી પંડિતજી બહારગામથી પધાર્યા નથી, એટલે પાછું આવ્યું નથી. ભરતનાટયની સટીક અંગ્રેજી આવૃત્તિ આજે ટપાલમાં આવી છે, અને—”

“ સુંદર ! કાલે હું અવશ્ય લઇ જઇશ. ”

તેજસ્વી કાંતિ, મૃગશા આંખો, સપ્રમાણ શરીર અને ઉગતી જુવાનીથી ઓપતી આવ યુવતી, સામાન્ય જેવો યુવક કે જે વાતો ઉપરથી લાયબ્રેરીઅન માત્ર જણાતો હતો, તેની પાસે આમ ઉભી રહે તેમાં સુરુચિનો ભંગ થતો શેરબજારના ગૃહસ્થોએ જોયો. સાથેના યુવાનના સહજ શ્યામલ પણ સુદૃઢ દેહ તરફ વેધક દૃષ્ટિ તેમણે ફેંકી.

યુવતીસંગાથી યુવાન બોલ્યોઃ “ અને મારી પેલી યાદી—? પસંદ પડી એ સમિતિને ?

બાલચંદ્ર બોલી ઉઠયોઃ “ જી હા, પણ મુંબઇમાં તે પૈકી થોડાં દુષ્પ્રાપ્ય હોઇ આપણા ગ્રંથવિક્રેતાએ બહારથી મંગાવવા યોજના કરી દીધી છે. ”

" આપણા દેશ સંબંધેના આકરમંશે માટે પણ આપણે પરદેશ દૃષ્ટિ નાખવી પડે, તે આપણું કેવું દુર્ભાગ્ય ? "

" ચાલે. નમસ્તે " કહી અરુણાએ વિદાય લીધી, અને પુનઃ પોતાની અધુરી ચર્ચા શરૂ કરતી તે સાથે ચાલવા માંડી.

" મિસ્તર, આ તો પેલી સર મનોહરલાલની પુત્રી અરુણા તો નહિ ? "

" જી હા, એ જ. "

" ને પેલા ભાઇ કોણ ? "

" પ્રોફેસર કીર્તિચંદ્ર "

" પ્રો. કીર્તિ ! માત્ર પ્રોફેસર જ ! અને આ પંતુજી ખાતર અરુણાએ પ્રકાશચંદ્ર જેવા દેદીપ્યમાન, કુલવાન અને ધનવાન યુવાનનો ત્યાગ કર્યો ! આજે શેર બજારના તખ્તા ઉપર પ્રકાશચંદ્રના આગમન માત્રથી પચીસ પચીસ ટકા ભાવ વધી જાય છે. મથુરાદાસ શેઠે મેળવેલ ધન અને યશમાં તેણે અઢળક વધારો કર્યો છે. "

જયાનંદ અને ભાલચંદ્ર મૂક શ્રોતા બની રહ્યા. બોલનાર સદ્‌ગૃહસ્થે પોતાના સંગાથીને ઉદ્દેશી કહ્યું: " રામચંદ ! આ અરુણાનો સંબંધ પ્રકાશચંદ્ર સાથે થવાની વાત હવામાં હતી. વિલાયતથી તે આવ્યા ત્યારે અરુણા વિમાનગૃહ ઉપર સત્કારવાસ નહોતી આવી તે દિવસથી કાંક શંકા પડી હતી. ભણતરની આવી વાતું છે, નહિ તો સર્વગુણાલંકૃત પ્રકાશ શેઠ, જેની તહેનાતમાં એકએકથી ચઢિયાતી આઠ દસ મોટર અને પેલું નવું વિમાન વસેલાં છે, તેને છોડી એક રૂક્ષ પ્રોફેસર સાથે વરવાની કઇ કન્યા ઇચ્છા કરે ? "

" દુનિયાની તાસીર છે ભાઇ, તાસીર. "

" મિ. લાયબ્રેરિયન ! સર મનોહરલાલે પણ સાચી સલાહ નહિ આપી હોય ? "

" જો આ ચાલ્યાં જાય, પૂછોને આપ જાતે જ અરુણા બહેનને. "

" ના ના, હું તો સહેજ તમારો અભિપ્રાય પૂછતો હતો. તમે તો તેના પરિચયમાં છો, ને બંનેને સારી રીતે ઓળખતા લાગો છો, તેથી થયું કે તમને કંઇક ખબર હશે."

" માફ કરજો, શેઠજી, હજી મને આ પ્રેમશાસ્ત્રનો અભ્યાસ નથી અને હું સરના કુટુંબનો નિકટનો સંબંધી પણ નથી, તેથી આ મારો વિષય નથી. પણ પ્રેમપ્રકરણનો મને પૂરો ખ્યાલ હોઇને એક બે પ્રસંગનું અત્યારે કંઇક સ્મરણ થાય છે. "

" શું ? શું ? "

જયાનંદ પણ વિસ્મિત નેત્રે આ ચર્ચા સાંભળી રહ્યો. શેર બજારના સદ્‌ગૃહસ્થો બહુ ઉત્કંઠ બની ગયા જણાય.

" એક વાર પુસ્તકાલયમાં હું પુસ્તકોની લેવડદેવડ કરી રહ્યો હતો. વંચાઇને આવેલાં પુસ્તકો મારી પાસે એક તરફ પડયાં હતાં. અરુણાદેવી પુસ્તકો લેવા આવેલાં તે એ ઉથલાવી રહ્યાં હતાં. હું મારા કામમાં હતો ત્યાં અચાનક તેમણે પૂછયું: " " આ પુસ્તક કયાંથી વંચાઇને આવ્યું ? "

મેં જોયું તો જે પુસ્તકનું પાનું ઉઘાડું રાખી તે પૂછી રહ્યાં હતાં તેમાં કોઇ કોઇ વાકયો નીચે લાલ ભૂરી લીટીઓ હતી. બે ચાર પાનાં ફેરવ્યાં. કોઇમાં પ્રશ્નાર્થ કે ટુંક નોંધ પણ હતી, પુસ્તકાલયનાં પુસ્તકોમાં કાંઇ પણ લખવાનો કે લીટી ખેંચી તે બગાડવાનો કોઇને અધિકાર ન હતો.

" માફ કરજો, મારા લક્ષબહાર એ કામ કોઇએ કર્યું છે. હવેથી હું અવશ્ય લક્ષ આપીશ કે કોઈ સરસ્વતીને આડાઅવળા લીટા ખેંચી કુરૂપ ન કરે. " મને યાદ આવ્યું કે

અરુણા તે સામાન્ય વાચક માત્ર નહિ, પણ સંસ્થાના પ્રમુખ સર મનોહરલાલનાં પુત્રી પણ હતાં.

" બાલચંદ્ર, મારે તો આ પુસ્તક પરત દેનારનું નામ માત્ર જાણવું છે. " હું સામે જોઇ રહ્યો. તેના ચહેરા ઉપર ઉપાલંભની એક પણ રેખા ન હતી.

" બહેન, એક પ્રોફેસર હમણાં જ નવા આવ્યા છે, તે ને—"

" શુભ નામ ? "

" પ્રો. કીર્તિચંદ્ર દીવાનજી. "

" આ અગાઉ પણ કેટલાંક બીજાં પુસ્તકો પણ તે વાંચવા લઈ ગયા હશે જ. "

" જી, હા. પણ તે ગૃહસ્થ નવા હોઇ, ને મેં તેમને લાયબ્રેરીના નિયમો કદી—"

" બાલચંદ્ર, કૃપા કરી દેખાડશો તે પુસ્તકોની યાદી ? "

મે યંત્રવત્ પ્રો. દીવાનજીનું ખાતું કાઢી, પુસ્તકોની યાદી તેના હાથમાં મૂકી. સુંદર કબાટ ઉઘડાવી તે પૈકીનાં એક બે પુસ્તકોમાં ટીપણી અને નિશાની જોવામાં મશગુલ બન્યાં. કેવી સુંદર નોધ ? મુખમાથી શબ્દો સરી પડયા. ત્યાર બાદ એક પછી એક એમ લગભગ બધાં પુસ્તકો તેની ટુંક નોધ તે વાંચી ગયા. એક વાર બંને પુસ્તકાલયમાં પ્રો. દીવાનજી આવી પુસ્તકોની નામાવલિ તપાસી રહ્યા હતા. ત્યાં અરુણાબહેન આવી પહોચ્યાં. બંનેની ઓળખાણ કરાવવાનો યોગ મેં લીધો.

" બહેન, આ પ્રો. દીવાનજી, આ અરુણાદેવી, સર મનોહરલાલનાં સુપુત્રી. "

" નમસ્તે પ્રોફેસર સાહેબ. આપના એક સિદ્ધાંત સામે એક મારી નમ્ર ફરિયાદ છે, જે કરવાની તક હું શોધતી હતી. "

" મેં મારો કોઈ સિદ્ધાંત અહીં આવી ચર્ચ્યો નથી, કે નથી કોઇ લેખ લખ્યો. "

" આપે New Ear of Socialismમાં ટિપ્પણ કરી, લેખકના વિચારનો વિરોધ દર્શાવેલ છે, તે અસ્થાને છે એમ નથી લાગતું ? "

" ક્ષમા કરજો દેવી ! પાશ્ચિમાત્ય સંસ્કારણી દષ્ટિએ એ લેખકની વિચારસરણી સત્ય હશે, પણ પૌર્વાત્ય સંસ્કારોમાં એ કેવળ અસ્વીકરણીય છે, એમ મારું નમ્ર મંતવ્ય છે. આપણે પરદેશી વિચારોની ગુલામીમાં સડોવાયા છીએ અને આપણો દષ્ટિવિભ્રમ થયો હોઇ એ વિચારો સત્ય માનીએ છીએ " વગેરે પ્રોફેસરે કહ્યું. પુસ્તકાલય બહારની લાંબી ચર્ચાનું ધ્યાન ન હતું. તેથી અરુણાદેવીએ ચ્હા માટેનું આમંત્રણ આપ્યું, અને પછી શું થયું કે સંબંધ કેમ વિકસ્યો તેની મને ઉંડી ખબર નથી."

*પ્રોફેસર અને ગૃહસ્થો હસી પડ્યા*

" વેદિયા ! " એકે કહ્યું. " હાં હાં...વેદિયા હો..."

હાથમાંનાં છાપાં ઉપર અગ્રભાગે એક ચિત્રપટની જાહેરખબર હતી, તે ઉપર આંગળી મૂકી બીજાએ પહેલાને વંચાવ્યું. " ખ્વાબી દુનિયા. " ફરી બંને હસ્યા, ઉઠ્યા; ને કોઇ જાતના શિષ્ટાચાર વિના હસતા હસતા ચાલ્યા ગયા. થોડે દૂર ગયા પછી ફરી અવાજ આવ્યો " ખ્વાબી દુનિયા. "

જયાનંદે કહ્યુઃ " અમારા જમાના કરતાં તો આ તારું આજકાલનું પુસ્તકાલય નવી દિશામાં જ આગળ વધ્યું લાગે છે. તેને સંસ્કૃતિનુ મધ્યબિંદુ કે જનતાની વિદ્યાપીઠ તો કહેતા, પણ બાપ તમે તો હવે પ્રેમનું કેંદ્ર પણ બનાવવા માંડયું કે શું ? સારા મુરતિયા ન મળે ત્યારે છાત્રાલયોમાં માબાપ શોધવા જતા, અને હવે લાયબ્રેરીમાં પણ મોકલવા માંડિયે. અરેરે ! ગિયારુ તરંગી જગત્ " કહી તેય હસી પડયા.

—(રાજરત્ન) પ્રતાપરાય ગિરધરલાલ મહેતા

# લોકસત્તાક પુસ્તકાલય સંઘ

આજે જો કોઈ ગ્રંથપ્રકાશક નાનાં મોટાં બધાં પુસ્તકાલયોને વર્ષની એકંદર ખરીદી ઉપર સેંકડે ૨૫ ટકા કમિશન આપવાનું ઠરાવે તો આપણને તે એક મોટો ઉપકાર લાગે છે કાલે જો પુસ્તકાલયસંઘ સ્વતંત્ર રીતે તૈયાર કરાવીને ગ્રંથકારોને ૧૫ ટકા સ્વામિત્વ ( રૉયલ્ટી ) આપવાનું ઠરાવે અને પ્રકાશકને તેની મહેનત માટે ૧૨॥ થી ૧૫ ટકા મહેનતાણું આપે તો બેઉ ખુશ થશે અને એ રીતે સંઘમાં સામેલ થએલાં પુસ્તકાલયોને કોઈ પ્રકારની ખાસ મુશ્કેલી વિના દસ હજાર પુસ્તકો લાગત ખર્ચમાં મળે. પુસ્તકાલય સિવાયના બીજા ગ્રાહકો હજાર–બે હજાર મળે અને તેમને આપવાની નકલો પર થોડો નફો ચડાવવામાં આવે તો ગ્રંથકારોને અને પ્રકાશકોને આપવાના પૈસાનો મોટો ભાગ મળી રહે; અને એ રીતે પણ લોકોને તે પુસ્તકો આજનાં કરતાં સસ્તાં મળે.

આ પ્રવૃત્તિ માટે સરકાર પાસેથી આપણને ગ્રાંટની જરૂર નથી; સરકાર તરફથી જે મદદ જોઈએ તે ફક્ત ગામડે ગામડે સ્થાપિત થનારાં પુસ્તકાલયો માટે જરૂરી જગ્યાની અને મકાનની; અને તે કરતાં મહત્ત્વની અને વિના ખર્ચની એવી મદદ દરેક પુસ્તકાલય બરાબર ચાલે છે કે નહિ તે પર દેખરેખ રાખવા માટેના ઇન્સપેક્શનની.

આપણાં ગ્રામપુસ્તકાલયો શાળામાં, ધર્મશાળામાં કિંવા દેવમંદિરમાં રાખી શકાય. પુસ્તકાલયોની જવાબદારી પોસ્ટ માસ્તર, સ્કૂલમાસ્તર, તલાટી અને ગ્રામપંચાયતની રહે. પુસ્તકોની તફડંચી થાય નહિ અને પુસ્તકો ભેજમાં પડીને ઉધઈ–કંસારીનું ભક્ષ્ય બને નહિ તેની દેખરેખ રાખવાની કોંગ્રેસ કમિટિઓએ કિંવા રેવન્યુ, પોસ્ટ અને કેળવણી ખાતાએ અથવા એ ત્રણે ખાતાંના ઇન્સ્પેક્ટર સાહેબોએ. આ બાબતમાં સરકારે પુસ્તકાલયસંઘને કાંઈક અધિકાર આપવો જોઈએ; એટલે એ પ્રજાહિતનું કામ ઉત્તમ રીતે ચાલશે.

સંઘની પ્રતિષ્ઠા લોકમાન્ય રાજમાન્ય અને વિદ્વન્માન્ય થઈ એટલે પુસ્તકાલયસંઘે બતાવેલી દિશામાં થનારા સાહિત્યનિર્માણ માટે જોઈતાં નાણાં પ્રકાશકો કિંવા તેમનો સંઘ રાજીખુશીથી રોકવા તૈયાર થશે, કિંવા તે માટે જોઈતી મૂડી સેંકડે બે ટકાના વ્યાજે કોઈ પણ મૂડીદાર માણસ આપી શકશે.

અહીં એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. પુસ્તકાલયસંઘની દ્વારા જે સાહિત્ય નિર્માણ કરવાનું અને જે સાહિત્યનો પ્રચાર કરવાનો તે બેઉ વાનાં ડેમોક્રસી (લોકસત્તા)ના જોર પર જ કરવાનો છે, જનસંઘટના સામર્થ્ય ઉપર જ તેનો આધાર છે. પણ આ બધાં કામોની શરુઆત માત્ર ડેમોક્રસીની પદ્ધતિએ થઈ શકે નહિ. કુશળ, નિઃસ્વાર્થી અને પ્રજાહિતદક્ષ એવા લોકનિયુક્ત ત્રણ જણાની સમિતિની દેખરેખ હેઠળ એ બધી પ્રવૃત્તિ ચાલવી જોઈએ અને તેમણે તે પ્રામાણિક વ્યાપારીઓની હોંશિયારીથી સચોટપણે ચલાવવી જોઈએ.

કયા પ્રકારનાં પુસ્તકો જોઈએ અને તે કોની પાસે લખાવવાં એ ઠરાવવાનું કામ પણ વિદ્વાન, સમાજહિતચિંતક અને વ્યવહારકુશળ એવા માણસોના એક સ્થાયી મંડળે કરવું જોઈએ.

[ સંધાણ પૃ. ૫૪૮ને છેડે ]

તો તો આપણે શિ. વા. ની પરીક્ષાની મૂળ ભાવના જ સમજતા નથી, ફીલટપક્ષે અદેખાઈ હોવાનો આક્ષેપ પણ આપણા ઉપર આવી પડે તો નવાઈ નહિ.

જેથી એવાં સાંકડાં દૃષ્ટિબિંદુની પકડમાંથી મુક્ત થઇ, 'બાપ કરતાં બેટા સવાયા'ની માફક આપણા કરતાં આપણો નવો સમાજ સવાયો થાય એવી અપેક્ષાના ઉત્સાહપ્રદ સાગરમાં આરોગ્યદાયી જીવન જીવવું જોઇએ.

## શિ૦ વા૦ ની પરીક્ષા ને મહાલમંડળ

(૧) મહાલમંડળો જેટલું છે તેટલું કામ પણ ઉઠાવી શકતાં નથી. કોઇ કોઇ મહાલ મંડળો સારી સ્થિતિમાં હોય એ તો સ્વતંત્ર રીતે પણ આવા પ્રયોગ આદરી શકે છે. તદુપરાંત કિશોરો માટેની પરીક્ષાની યોજનાઓ તો એમની સામે છે જ.

(૨) મહાલ મંડળો પાસેથી દબાણ યા લાલચથી કામ લેવું એનો અર્થ શિ. વા. ની પરીક્ષાના મૂળ ઉદ્દેશનું મૃત્યુ. પ્રાણ વિનાના ખોળિયા જેવી એ યોજનાની સ્થિતિ બની જશે અને આખીય પ્રવૃત્તિમાં 'માત્ર 'વેઠ'નું તત્ત્વ જ વ્યાપી રહેશે.

(૩) દરેક મહાલમંડળને નિષ્પક્ષપાતી, તટસ્થ દૃષ્ટિથી ને પૂરતી સમતુલાથી ઉત્તરપત્રો જોનાર વાચનવ્યાસંગી સજ્જન મળી આવવા માત્ર મુશ્કેલ જ નહિ પણ દુર્લભ બનશે એમ કહીએ તોય ચાલે.

(૪) સૌથી વધારે તો મહાલ મંડળ તરફથી જો એવી પરીક્ષાઓ લેવામાં આવે તો મહાલના શિક્ષક ભાઇઓ એને સાથ આપશે કે કેમ એ નિઃશંક વાત છે. એની પ્રતીતિ હાલ જે મહાલ મંડળો શિ૦ વા૦ ની પરીક્ષા લઈ રહ્યાં છે તેમને મળી ચૂકી હશે.

( ૫ ) છેવટે કહીએ તો રાજ્ય પુ. મંડળની શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાથી, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ ખરેખર દીપી નીકળી છે. આવી પ્રાણવાન યોજનાઓને પ્રાણવાન હાથોમાં જ સોંપવી જોઇએ.

રવિશંકર મ. ઠાકર
મંત્રી, મહાલ પુ. મંડળ, દહેગામ.

---

[ અનુસંધાન પૃ. ૫૪૫નું ]

સાહિત્યનું નિર્માણ અમુક જ પ્રકારે થાય અને અમુક પ્રકારે ન થવું જોઇએ એવું ઠરાવવાનો અધિકાર કોઈ જ વ્યક્તિને, સંસ્થાને કિંવા સરકારને હોવો ન જોઇએ. પણ અમુક પ્રકારના જ સાહિત્યનો અમે પુરસ્કાર કરીશું એવું ઠરાવવાનો અધિકાર કોઇ જ સંસ્થાને સ્વાભાવિક રીતે હોયજ. જે પ્રકારનું સાહિત્ય આજે ઢગલાબંધ વેચાય છે તેનો પુરસ્કાર કરવાનું કામ આપણું નથી. આપણે તો બહુજનસુખાય અને બહુજનહિતાય અત્યાવશ્યક એવા નવીન સાહિત્યનો જ પ્રથમ પુરસ્કાર કરીશું. બધાને પહેલા તાજી પૌષ્ટિક અને પૂરેપૂરી રોટલી મળવા દો; અને મસાલેદાર પકવાનોનું પછી જોયું જશે. *

---

* મુંબઈમાં મળેલી મરાઠી પુસ્તકાલય- પરિષદના પ્રમુખપદેથી કાકા કાલેલકરે આપેલ વ્યાખ્યાનમાંથી

# વાચન નોંધ

## (માહે ઑક્ટોબરની)

[ આ મથાળા નીચે ગ્રામ વાચકમંડળના સભ્યો તરફથી આવતી મહત્ત્વની નોંધો પ્રસિદ્ધ કરવાનું રાખ્યું છે. એથી અમુક વાચકે કયું ને કેવું સાહિત્ય માસ દરમિયાન વાંચ્યું અને તે વિષે પોતાનો મત કેવો બાંધ્યો તેનો ખ્યાલ મળવા ઉપરાંત અન્ય વાચકોને એ સાહિત્ય મંગાવવાની પ્રેરણા મળશે. —ના. નં. ]

વાચક : શ્રી. ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ; મંત્રી; કલોલ મહાલ પુ. મંડળ, મુ. ભોયણરાઠોડ.

૧. હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારઃ—લેખકઃ ભૂપતરાય મો. દવે. પાન ૧૪૮. વાચન તા. ૧ થી ૪; રાત્રે ૯ થી ૧૦॥.

જુદાં જુદાં દર્દોમાં કુદરતી ઉપચારો સૂચવ્યા છે. પુસ્તકની પાછળ કેટલાક દર્દીઓના અનુભવ સાચા પ્રયોગો આપ્યા છે. લેખક માટુંગામાં આરોગ્યભુવન ચલાવે છે. પેટ સાફ રાખવા પેટ ઉપર માટીનો લેપ, માલીશ, ખોરાક સાદો, ભાજી, ફળરસ, મધ પાણી અને લિંબુરસ અથવા રાત્રે પલાળેલ દ્રાક્ષનું પાણી, યોગનાં આસનો વગેરે મુખ્ય ઉપાયો ગણાવ્યા છે.

૨. મારું જીવન અને કાર્યક્ષેત્રઃ—મૂળ લેખકઃ અમેરિકાનો મહાન ધનપતિ હેન્રી ફોર્ડ; અનુવાદકઃ શ્રી. ર. વ. દેસાઇ; પ્રકાશકઃ શ્રી સયાજી સાહિત્યમાળા ભાષાંતર શાખા, પાન ૪૮૮; વાચન તારીખ ૫ થી ૧૧: રાત્રે ૯ થી ૧૦॥.

એક સામાન્ય ખેડૂતનો દીકરો છતાં આગળ જતાં આપબળે પ્રયત્નથી તે સ્વયંચલિત મોટર ગાડી બનાવવા શક્તિમાન થઇ જગવિખ્યાત ફોર્ડ મોટર કંપની સ્થાપી તેનો માલિક બને છે. લંગડાં, અપંગ અને માંદાં માણસો પાસેથી પણ કામ લઇ તેમને રોજી આપે છે. આમ તે અંધદયામાં માનતો નથી. વળી તેણે ઔદ્યોગિક શાળા, હોસ્પિટલ વગેરે સ્થાપ્યાં છે. રેલવે લાઇન પણ લોકોની સેવા અર્થે ચલાવે છે. પોતાનો બધો ધંધો સેવા માટે જ છે એમ તે કહે છે.

તે કહે છે કે " ગરીબી એટલે એક વ્યક્તિ અગર કુટુંબ તેનો ખોરાક પોષાક અને રહેઠાણના સંબંધમાં વ્યાજબી પ્રકારનો પણ સંતોષ સેવી શકે નહિ તેવી સ્થિતિ. "

તેણે સ્થાપેલી હૉસ્પિટલમાં જે કેસ આવે છે તેને પ્રથમ વડા દાકતર તપાસી બીજા ત્રણ કે તેથી વધુ દાકતરો પાસે જુદા જુદા તપાસરાવી તેનો સંપૂર્ણ રિપોર્ટ વડા દાક્તર મેળવે છે. પછી જુદા જુદા દાકતરોનાં નિવેદનો ઉપર વિચાર થઇ દર્દીની દવા થાય છે. દાકતરોને ખાનગી પ્રેકટીસ કરવા દેવામાં આવતી નથી. સારામાં સારો ડૉક્ટર રોકી સારામાં સારો પગાર અપાય છે.

પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર કૈ. શ્રીમંત ત્રીજા સયાજીરાવનું સુંદર મનનીય વચનામૃત નીચે મુજબ છપાયેલું છેઃ " આપણી ૩૫ કરોડની પ્રજામાં હૃદયને આઘાત પહોંચાડે એવું ભયંકર અજ્ઞાન છે. એ બાબતનો વિચાર જ માત્ર આપણાં ગાત્રોમાં ધ્રુજારી પેદા કરે છે ને આપણને લાજ પમાડે છે. તેથી આપણી પ્રાથમિક અને સૌથી મહત્ત્વની હાજત શિક્ષણ અને જ્ઞાનનો પ્રચાર છે. એ જ ઉદ્દેશને પૂર્ણ કરવા મેં શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપ્યાં છે. ને હું તમને આગ્રહપૂર્વક કહું છું કે તે બધાંનો તમે ઉપયોગ કરો. "

૩. વિલોપન:—લેખક: શ્રી. મેઘાણી; પ્ર. પ્રજાબંધુ કાર્યાલય; પાન ૨૬૪; તા. ૧૨થી ૧૮.

આ પુસ્તક પ્રજાબંધુની સને ૧૯૪૬ની ભેટ તરીકે બહાર પડયું છે. ટૂંકી વાર્તાઓ છે. વિલોપન એ પહેલી ઐતિહાસિક વાર્તા છે. અને તે સુંદર રીતે આલેખાઇ છે મુસ્લીમ રાજ અમલમાં અમદાવાદના બહુચરાજીના મંદિરના પૂજારી મોચી હરદાસે પોતે વટલીને પણ મંદિરને મુસ્લીમ ધ્વંસમાંથી બચાવ્યાની, અને મરતાં મરતાં એ મંદિર દ્વારે પોતાની કબર થાય એની તેની ઇચ્છા વ્યક્ત કર્યાની લોકકથા ઉપરથી આ વાર્તા રચાયેલ છે. હાલ પણ ત્યાં કબર હોવાનું પ્રસ્તાવનામાં લેખક કહે છે.

બાકીની વાર્તાઓમાં બીજી "ચાંદી" અને ચોથી "ચમનની વહુ" એ બન્ને વાર્તાઓ હૃદયસ્પર્શી હોઇ સ્ત્રીઓએ ખાસ વાંચવા યોગ્ય છે.

૪. શયતાન:—લેખક: ટૉલ્સ્ટૉય; અનુ. માણેકલાલ ગો જોશી; પાન ૧૨૦ તા. ૧૯થી૨૧

આ પુસ્તક ટૉલ્સ્ટૉયના "ડેવિલ" નામના પુસ્તકનો અનુવાદ છે. પોતાના જીવન ઉપરથી લખાયેલ આ પુસ્તક છે નાયક તુજીવ એક ઉમરાવ છે. નાયિકા 'સ્ટીપેન્ડા' નામની એક ખેડૂત સ્ત્રી છે. નાયક પોતાના મનોનિગ્રહ માટે જે હૃદયમંથન અનુભવે છે તે વાંચવા જેવું છે.

૫. જાતીય રોગો:—લેખક: સત્યકામ; પાન ૧૬૪; તા. ૨૨થી ૨૬–૧૦–૪૬ સુધી.

આ પુસ્તકમાં નામ પ્રમાણે પ્રશ્નોત્તર રૂપે 'જાતીય રોગો' સંબંધમાં વર્ણન આપેલું છે. આવા પ્રકારનાં પુસ્તકો હમણાં હમણાં ગુજરાતી સાહિત્યમાં વધુ બહાર પડતાં જાય છે. દરેક પુસ્તકની પ્રસ્તાવનામાં લેખકો આવા પ્રકારનું જ્ઞાન નીડર રીતે બાળકોને આપવા માટે વિચારો દર્શાવે છે. અને સમાજની જાતીય અધોગતિ આવા પ્રકારનું જ્ઞાન નહિ આપવાથી જ વધી છે, તેમ લેખક માને છે. પરંતુ આવા પુસ્તકો લખતી વખતે લેખકો જાણે કલ્પનાની પાંખોએ વિહરતા હોય તેમ લાગે છે. અને મનમાં ભય ઊભો થાય છે કે આવાં પુસ્તકો સમાજને વધુ તો નીચે નહિ પાડે ને ?

૬. મેઘધનુષ:—મૂળ-લેખિકા: વાન્દા વાસિલેવ્સ્કા; અંગ્રેજી અનુ. એડિથબોન. ગુજ. અનુ. રમણલાલ સોની; કિં. ૪–૦–૦; પાન ૩૧૨; તા. ૨૭–૧૦–૪૬ થી ૩૧–૧૦–૪૬ સુધી.

મૂળ લેખિકા પોલેન્ડની વતની છે. પોતાના પડોશી રશિયાની સેના સાથે રહી યુદ્ધ ખબરપત્રી તરીકે મોરચે જઇ તેણે પોતાના વતનની અને રશિયાની ધરતીના મુક્તિસંગ્રામમાં સક્રિય ભાગ લીધો છે. આ નવલકથા માટે ૧૯૪૩ ના વર્ષનું "સ્તાલીન પ્રાઇઝ" તેને મળ્યું છે.

સોવિયેટ રશિયાનાં ૩૦૦ કુટુંબના એક ગામડામાં જર્મનો પ્રવેશ્યા ત્યારે મુક્તિદિન સુધીની કારમી યાતનાઓ, અતૂટ કુરબાનીઓ તથા જ્વલંત દેશદાઝનું આ યુદ્ધકાલિન વાસ્તવિક વર્ણનાત્મક ચિત્ર છે. એમાં જર્મનોની યોજનાપૂર્વકની સાવચેતીઓ અને ક્રૂરતા, નાયક કર્ટ, વર્નરની મદદમાં ત્યાંનો મુખી તથા પુશી નામની એક પૉલીશ સ્ત્રી હોવા છતાં ગ્રામ પ્રજાની અતૂટ ધીરજ, સહનશીલતા અને ગમે તેમ થાય તો પણ જર્મનોના હાથમાં ખાદ્યોદાણો ન જાય તેવી વ્યવસ્થા અને અપૂર્વ દેશભક્તિ, નીડરતા વગેરે ગુણો દેખાઇ આવે છે.

કુલ વાચન પુસ્તકો નંગ ૬: પાન ૧૩૯૬.

પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને

# વસંતપંચમીએ પુસ્તકાલયપર્વણી જરૂર ઉજવો.

**રા**જ્ય પુસ્તકાલય મંડળનો, વસંતપંચમીએ તા. ૨૭-૧-૪૭ ને સોમવારે "પુસ્તકાલય પર્વણી" ઉજવવાનો આદેશ, આ માસિકના ગયા અંકમાં પૃષ્ઠ ૫૧૭ ઉપર પ્રસિદ્ધ થયેલો છે. આપ સૌએ એ વાંચ્યો હશે જ. ન વાંચ્યો હોય તો જરૂર વાંચી જશો, અને તે પ્રમાણે પર્વણી ઉજવવાની તૈયારીઓ આજથી જ શરૂ કરી દેશો. આ અંક તમારા હાથમાં આવશે તે પછી ફક્ત ૧૦ દિવસ જ વસંતપંચમીના બાકી રહેશે. એટલે આજથી જ એ દિવસનું સ્મરણકાર્ય કરશો.

અમેરિકામાં પણ નક્કી કરેલા દિવસે 'પુસ્તકાલય દિવસ' ઉજવાય છે. લોકો એમાં ખૂબ જ રસ લે છે. તે દિવસે વિદ્યાર્થીઓ અને નાગરિકો સાથે મોટાં મોટાં સરઘસ નીકળે છે. 'સારાં પુસ્તકો ઉત્તમ માનસ ઘડે છે' એવા એવા સુંદર વાક્યોવાળા વાવટા, સરઘસને મોખરે રાખવામાં આવે છે. તે દિવસે જુદા જુદા વિષયનાં ઉત્તમ પુસ્તકોનાં પ્રદર્શન પણ ગોઠવાય છે. સાંજના નાગરિકોની એક મોટી સભા પણ રખાય છે અને તેમાં પુસ્તકાલયનું મહત્ત્વ સમજાવાય છે.

આપણે ત્યાં પણ પર્વણી ઉજવવાની યોજના, અમેરિકાની યોજના ઉપરથી જ ઉદ્‌ભવી છે. પુસ્તકાલયપ્રવૃત્તિમાં આજે પણ કોઇ પણ પ્રદેશ મોખરે હોય તો તે અમેરિકા છે. ત્યાંની જનતા આ પ્રવૃત્તિની પાછળ અઢળક પૈસો ખર્ચે છે. હવા, અન્ન અને પાણી જેટલી જ આવશ્યકતા પુસ્તકવાચનની પણ તેઓ સ્વીકારે છે. અને તેથી એ પ્રવૃત્તિને ખીલવવા ત્યાં અનેક યોજનાઓ અને પ્રયત્ન થાય છે. તેના પરિણામે આજે એ પ્રવૃત્તિ ત્યાં ખૂબ ફાલીફૂલી, લાભદાયી નીવડી રહી છે.

આપણે ત્યાં તો હજુ એ દિશામાં 'પાશેરામાં પુણી' જેવું લાગે છે. રાજ્યમાં પુસ્તકાલયો તો ઠેર ઠેર ઉઘડી ચૂક્યાં છે. દર વર્ષે બજેટ માટે જોઇતી લોકમદદ પણ મળી આવે છે. પણ તે એટલા જ માટે કે, ગામની ગણીગાંઠી વ્યક્તિઓને, રાજ્યના અને દેશના સમાચારો જાણવાની જે વૃત્તિ જાગી છે તે વૃત્તિને પોષવા ખાતર, નહિ કે પુસ્તકવાચન માટે. દર વર્ષે બજેટ બને એટલે નવાં નવાં પુસ્તકો પણ ખરીદાય જ. પણ આ પુસ્તકો કબાટમાં 'બિચારાં' થઇને પડી જ રહ્યાં હોય, એનું કોઇ નામ જ ન લે. આમજનતાનો મોટો ભાગ, પુસ્તકાલય એટલે શું ? એમાં કેવાં કેવાં પુસ્તકો આવે છે ? એ પુસ્તકોમાં શું છે ? તે જાણતો નહિ હોવાને લીધે આજે આપણાં પુસ્તકાલયોના વાચકો પુસ્તક-વાચનમાં ખૂબ જ પાછળ છે. શાળામાં લીધેલું શિક્ષણ ભૂલી ન જવાય અને ઉત્તરોત્તર જ્ઞાન વધતું રહે એ ઉદ્દેશથી સ્થપાયલાં પુસ્તકાલયોનો હેતુ પણ આજે નહિ જેવો જ સરે છે.

આજે આપણાં પુસ્તકાલયોની આ સ્થિતિ છે. આ સ્થિતિ સુધારવા માટે આપણે પુસ્તકાલયપર્વણી જરૂર ઉજવવી જોઇએ. **પુ. પ્રવૃત્તિના વિકાસની દૃષ્ટિએ, લોકોને પુસ્તક-વાચન તરફ આકર્ષવાની દૃષ્ટિએ પણ આ પર્વણીદિન ખાસ ઉજવવો જોઇએ.**

પુસ્તકાલયપર્વણી ઉજવવાનો આદેશ, રાજ્ય પુ. મંડળે પહેલવહેલો સન ૧૯૨૮ માં કરેલો; તે જ વર્ષે મેં મારા ગામમાં ( સાધી તા. પાદરા ) આ આદેશ અનુસાર પર્વણી ઉજવી હતી. એ કેવી રીતે ઉજવી હતી તે, જેને તેને માર્ગદર્શક થઇ પડે એ હેતુથી ટૂંકમાં આ નીચે જણાવું છે.

પર્વણી ઉજવવાની તૈયારીઓ અઠવાડિયા અગાઉથી થઇ રહી હતી, કાર્યક્રમો સાથેની મોટા અક્ષરે છપાયલી જાહેરાતો પણ કેટલેક સ્થળે ચોઢવામાં આવી હતી અને તેના પરિણામે ગામ આખુંય આ નવો તહેવાર તે વળી કેવી રીતે ઉજવાય છે. તે જોવા તલપાપડ થઇ રહ્યું હતું. દેવદીવાળીનું સવાર ઉઘડ્યું, તેની સાથે જ ગ્રામજનતાને એ સ્થળ ધ્વજાપતાકા અને તોરણોથી શણગારાયલાં જણાયા. એક તો પુસ્તકાલયનું મકાન અને બીજું ગુજરાતી શાળાનું મકાન. પુસ્તકાલયનું મકાન ગામ વચ્ચે છે. અને શાળાનું મકાન ગામની ભાગોળે છે. શાળાના મકાનને એટલા માટે શણગારેલું કે, એમાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવેલું અને તે ઉપરાંત સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ તથા પુરુષોની જુદી જુદી સભાઓના કાર્યક્રમો પણ ત્યાં જ રાખેલા.

આઠ વાગ્યા, અને શાળાના મકાનેથી વિદ્યાર્થીઓ, ઉત્સાહી શિક્ષકો અને ગ્રામજનોનું એક સરઘસ પર્વણીનું ગીત ગાતું ગાતું ગામમાં જવા નીકળ્યું. આ દૃશ્ય જોવાને ખડકીએ ખડકીએ સ્ત્રીપુરુષોનાં ટોળાં જમા થયેલાં તેમની આગળ, આજના દિનની, પ્રદર્શન જોવાની અને જે તે સભાઓમાં હાજરી આપવાની જાહેરાત કરવામાં આવતી. આ રીતે ગામ આખામાં સરઘસ ફરી, દશ વાગે શાળામાં પરત આવ્યું.

બપોરના બે વાગે અંગ્રેજી ગુજરાતી તમામ શાળાઓના વિદ્યાર્થીઓની સભા ભરવામાં આવી. તેમની સમક્ષ બાળશ્રેણીએ લખાયલાં કેટલાંક સુંદર પુસ્તકો રજૂ કરી, તેમાંની કેટલીક વાતો મોઢેથી કહેવામાં આવી. તે પછી ત્રણ વાગે સ્ત્રીઓની સભા ભરાઇ. અને તેમાં પણ સ્ત્રીઓપયોગી કેટલાંક ખાસ પુસ્તકો રજુ કરાયાં અને એ પુસ્તકોમાંથી પસંદ કરેલા કેટલાક સુંદર ફકરાઓ વંચાય, રાત્રે સભા ભરાઇ તેમની આગળ તો શરૂમાં ગામના પુ.નું વાર્ષિક નિવેદન રજુ કરવામાં આવ્યું અને તે બાદ કેટલાંક સારા પુસ્તકોનો ટૂંકમાં પરિચય આપવામાં આવ્યો. ત્રણે સભાઓમાં શરૂઆતમાં મનોરંજનો કાર્યક્રમ તો હતો જ. આ રીતે ત્રણ જુદી જુદી સભાઓ ભરી, તે દ્વારા પુસ્તકવાચનનું મહત્ત્વ સમજાવવા ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો. અને વર્ષ દરમ્યાન વાંચવા જેવાં કેટલાંક ખાસ પુસ્તકોની ભલામણ પણ કરી હતી.

પ્રદર્શન પણ સુંદર અને આકર્ષક ઢબે ગોઠવવામા આવ્યું હતું. એની પાછળ મહેનત તો લેવી પડી હતી, પણ એ સફળ નીવડી હતી. ખાલી પુસ્તકો એકલાં બાંકડા ઉપર ગમે તેમ ગોઠવવાથી પ્રદર્શન આકર્ષક બને નહિ અને લોકો જુએ પણ નહિ, તેથી લાલ કાપડ લાવી, પાટલીઓ ઉપર તે પાથરી તેની ઉપર વિષયવાર પસંદ કરેલાં પુસ્તકો, પત્રો, માસિકો, ચિત્રો, ફોટાઓ વગેરે ગોઠવવામાં આવ્યાં હતાં. વચ્ચે વચ્ચે ફૂલઝાડનાં કુંડાં, ગ્રામ કારીગરીના કોઇ કોઇ નમૂના પણ ગોઠવવામાં આવ્યા હતા. પ્રદર્શનના રૂમો પણ તોરણોથી શણગાર્યો હતા. ચાર વિભાગમાં પ્રદર્શન ગોઠવાયું હતું, એક પત્રો–માસિકોનો વિભાગ, બીજો પુસ્તકવિભાગ, ત્રીજો ચિત્રો–ફોટાઓનો વિભાગ અને ચોથો ગામ અને તાલુકાની જુદી

[ અંકણુ સામેના પૃષ્ઠે જુઓ ]




૧. હિંદની અંગ્રેજ વેપારશાહી—લેખક: શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય રૂા. ૪–૦–૦.

ઇ. સ. ૧૬૦૦ થી ૧૮૦૦ સુધીનો આમાં ઇતિહાસ છે. એમાં અંગ્રેજ લોકોએ હિંદમાં આવીને કેવો વેપાર કર્યો તેનું દિગ્દર્શન કરાવ્યું છે. પુસ્તકની ભાષા તદ્દન સરળ અને સામાન્ય જનતાને સચોટ અસર કરે તેવી હોઇને કેટલાક રૂઢ શબ્દોનો પણ ઉપયોગ કરાયો છે.

યુરોપની પ્રજા હિંદમાં વેપાર કરવા આવી. વેપાર ન કર્યો પણ હિંદને લૂંટયું, સૌ કોઇએ લૂંટયું, જે આવ્યું તે લૂંટયું. હજારો નહિ, લાખો નહિ, પણ કરોડો રૂપિયા લીધા. હિંદને ગરીબ બનાવ્યું. હિંદના વેપારનો નાશ કર્યો અને હિંદીઓની ખાસ કરીને રાજાઓની અંદર અંદરની અદેખાઇ અને સ્વાર્થલોલુપતાથી હિંદને ગુલામ બનાવ્યું.

ઇંગ્લાંડ જીત્યું. એનામાં હજારો દોષો હતા, પણ બે ગુણ મોટા હતા: એક શિસ્ત અને દેશ તરફનો પ્રેમ. એ બે ગુણ પણ કહેવાય અને એ ગુણો હેઠળ ભારે ભયંકર અનીતિ ઢંકાઇ ગઇ. આપણા લોકો તો પચીસ વર્ષ ઉપરના અંગ્રેજને માટે એક મહાન પ્રજા તરીકે લેખતા હતા. તેના ગુણો માટે આપણે આફ્રીન થતા હતા. એ ખોટું દેખાય છે. ખરા અંગ્રેજને જાણવો હોય તો આ પુસ્તક વાંચી લેવું જોઇએ. અને એમ કહેવાય છે કે અંગ્રેજની ચામડીને સહેજ તપાસો તો માલુમ પડશે કે તે કેવો છે. પૈસા અને સત્તા

---

[ સામેના પૃષ્ઠનું સાંધણ ]

જુદી કારીગરીનો વિભાગ. આ પ્રદર્શન લોકોએ બે દિવસ ખૂબ હોંસભેર જોયું હતું અને તેમાંથી લોકોને ઘણું ઘણું જાણવાનું પણ મળ્યું હતું.

આ દિન ઉજવવામાં, પુસ્તકાલના મંત્રી, ગ્રંથપાલ, ગુ. શાળાના હેડમાસ્તર સાથે તમામ શિક્ષકો અને વિદ્યાર્થીઓનો મને ખૂબ સહકાર હતો. અને તેથી જ તે આટલો સુંદર ઉજવાયો હતો.

**મંત્રી ભાઇઓ, આજે તો આપ સૌને મારો એટલો જ સંદેશ છે કે, આપ પણ આપને ત્યાં નાના પાયા પર ઉપર પ્રમાણે પર્વણીદિન જરૂર ઉજવો. મકાનવાળાં પુસ્તકાલયો તો આ દિન ઉજવવાનું ચૂકે જ નહિ.**

જે સ્થળે આ દિન ઉજવાય તેનો અહેવાલ, રાજ્ય પુ. મંડળ તરફ સૌ કોઇ જરૂર મોકલી આપજો એટલે તે 'પુસ્તકાલય' માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

**વલ્લભભાઇ મૂ. પટેલ**
વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રચારક.

મેળવવાની લોલુપતા માટે અંગ્રેજ કેટલો જુલમ કરી શકે છે, નીતિને કેવી રીતે વેગળી ફેંકી દે છે, આપેલા વચનનો કેવો ભંગ કરે છે અને એકબીજાને પરસ્પર કેવી સરસ રીતે લડાવે છે તે બધું જાણો.

અત્યાર સુધી ઘણો ઓપ દેખાતો હતો. પશ્ચિમની સંસ્કૃતિનાં ભારોભાર વખાણ થતાં હતાં. એ જડતા ભરેલી સંસ્કૃતિ કેવી પોલી છે અને તેમાં કેવું ભયંકર હળાહળ ઝેર ભરેલું હતું તે જાણવા સમજવા આ પુસ્તક વાંચવાની જરૂર છે.

આજે આપણા દેશમાં ચાલી રહેલા રાજકીય બનાવો સમજવા માટે, અને અંગ્રેજ સરકારની ચાલબાજી જાણવા માટે તેમ જ પડદા પાછળ ઉભા રહીને—સજ્જનતાનો દેખાવ ઉપર ઉપર રાખીને પછવાડેથી કેવા ભલાભોળા હિંદીઓને લડાવે છે તે ન સમજીએ કે આજનો નવો ખેલ છે—પણ તે તો હમેશની તેમની ચાલબાજી છે—તે સમજી શકાશે.

હિંદના ઇતિહાસમાં આ એક નવું પુસ્તક ગુજરાતી ભાષામાં ઉમેરો કરે છે. સૌ ઇતિહાસના અભ્યાસીઓ, તેમ જ રાજકારણના રસિયાઓએ આ પુસ્તક વાંચી જવું જોઈએ.

—ચુનીલાલ પુ. શાહ

૨. શ્રી કૃષ્ણલીલારહસ્ય—લેખકઃ ન્હાનાલાલ અંબાલાલ યાજ્ઞિક.

શ્રી કૃષ્ણ ભગવાનની જીવનલીલા જે શ્રીમદ્ ભાગવતના દશમ અને એકાદશ સ્કન્ધમાં વર્ણવેલી છે તે ગુજરાતીમાં પદ્યમાં ઉતારવાનો પ્રશસ્ય યત્ન લેખકે કર્યો છે. ભાષા સરળ, સુબોધ અને ભાવવાહી છે. પૂર્વાર્ધના પાંચ સર્ગોમાં બાળલીલા, કુમારાવસ્થાની લીલા, પૌગંડાવસ્થાની લીલા, રાસલીલા અને કિશોરાવસ્થાનો સમાવેશ થાય છે અને ઉત્તરાર્ધના બે સર્ગમાં દ્વારકાલીલા અને ઉત્તરાવસ્થાલીલા આવે છે અને ત્યાર પછી પ્રેમની આરતી આવતાં શ્રી કૃષ્ણલીલા રહસ્ય પૂરું થાય છે.

તે પછી આવે છે શ્રી કૃષ્ણકીર્તન. પુસ્તકનો આ ભાગ વધુ ઉચ્ચ કક્ષાનો છે. આ ભાગમાં કુલ ૨૯ ભજનો છે; પણ લગભગ બધાં જ જીવનની ઉચ્ચ કોટિમાંથી આવે છે અને પ્રત્યેક ભજન અધ્યાત્મજીવનની કોઈ અગમ્ય વાત કે કોઈ જાણીતી વાત પણ નવા જ સ્વરૂપે એવા જુસ્સાથી કહી જાય છે કે જાણે એની અસર હૃદયપટ પર કોતરાઈ જ જાય છે. ભાષાની સરળતા, ઉચ્ચ તત્ત્વબોધન, સાત્ત્વિક ઊર્મિલતા અને ભાવનું વહન, તેમ જ પ્રત્યેક ભજનની સુગેયતા—આ લક્ષણો શ્રી. યાજ્ઞિકનાં ભજનોને ઉચ્ચ કોટીમાં મૂકે દે છે.

ગુજરાતી કાવ્યસાહિત્યમાં તેમ જ ભજનસાહિત્યમાં આ પુસ્તક દ્વારા ગણનીય ઉમેરો થયો છે.

—પો. જ. ત્રિપાઠી

૩. વિદ્યાર્થી ગ્રીષ્મ પ્રવૃત્તિ—સંપાદકઃ શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. પાન ૪૭ કિં. ૭ આના.

સ્વરાજ ભોગવવાની લાયકાત આપનારી કેળવણી સરકારી શાળાઓમાં અપાતી નથી. એ ઉણપ દૂર કરવા શાળાઓમાં પડતી મોટી રજાઓમાં વિદ્યાર્થીઓને કેવા પ્રકારની કેળવણી આપવી કે જેથી ભણતર પૂરું કરી 'હવે શું કરવું' એ પ્રશ્ન ન રહે, એ પ્રકારની કેળવણીની યોજના આ નાનકડા પુસ્તકમાં આપવામાં આવી છે.

'ભણીને શું કરવું' એ વિષે ગાંધીજીનો લેખ છે. કેળવણીના મૂળભૂત સિદ્ધાંતો તથા અભ્યાસક્રમની રૂપરેખા વિસ્તવાર આપી છે. વિષયવાર ચૂંટેલાં પુસ્તકોની યાદી ઘણી સારી છે. દરેક વિદ્યાર્થીએ એ બધાં પુસ્તકો વાંચવા જેવાં છે. તેમાં ગુજરાતી ૧૭૭, હિંદી ૨૫ અને અંગ્રેજી ૫૮ પુસ્તકોનો સમાવેશ કરેલો છે.

—વિપ્રસાદ

૪. ગોપકાવ્યો—લેખક તથા પ્રકાશક: શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, રાયચુરા બુક ડેપો, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૨, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૦-૦

શ્રી. રાયચુરાનાં લોકગીતો એમને સ્વમુખે સાંભળવાં એ એક ઉમદા લહાણુ છે. એવાં લોકગીતો અને એમણે પોતે રચેલાં એવાં ગ્રામજીવનદર્શક ગેય કાવ્યોમાં પણ એમની એ જ રસજમાવટ એના શ્રોતાને મળે છે. તેમાં પણ " અમે બે સાથે રમતાં'તાં " એ ગેય ગીત હલક સાથે સાંભળવા મળતાં હજારો શ્રોતાઓનો સમૂહ તલ્લીન બની જાય.

• એવાં એઓશ્રીએ રચેલાં લોકગીત સરખાં ગ્રામજીવનની ધન્યતા અનુભવાવતાં આ ગોપકાવ્યો સૌ કોઇને ગમે તેવાં છે. ગ્રામજીવનનો રસોલ્લાસ માણવા ઇચ્છતા વાચકો માટે આ પુસ્તક પુસ્તકાલયોમાં વસાવી લેવાય.

૫. સદેવંત સાવળીંગા—લેખક, પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૪-૦

આપણે ત્યાં લોકવાર્તા તરીકે બીભત્સરસભરી વંચાતી વાર્તા તરીકે આ વાર્તા જાણીતી છે. એમાંનો અતિશયોક્તિભર્યો બીભત્સરસ બાદ કરીને લેખકે એને શિષ્ટ ભાષામાં સરળ શૈલીએ આ નાની પુસ્તિકામાં રજૂ કરી છે. અશિષ્ટ મનાઇ ગયેલી આ વાર્તાને સૌમ્ય રૂપે રજૂ કરવા માટે લેખકને ધન્યવાદ.

૬. કૃષ્ણકહાણી—ભાગ ૧ લો--લેખક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક: બાલજીવન કાર્યાલય, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ૧-૪-૦

બાલ સાહિત્યના જાણીતા લેખક અને " બાલજીવન " માસિકના તંત્રી શ્રી. રમણલાલ શાહે એમની બાલજીવન ગ્રંથાવલિ દ્વારા બાલભોગ્ય એવાં સંખ્યાબંધ પુસ્તકો આપ્યાં છે. આ પુસ્તકમાં લેખકે શ્રીકૃષ્ણના જીવન ચરિત્રને બાલભોગ્ય શૈલીએ રજૂ કર્યું છે. ગુજરેતર ભાષાઓમાં પ્રકટ થયેલાં શ્રીકૃષ્ણનાં જીવનચરિત્રનાં પુસ્તકોના અભ્યાસપૂર્વક લેખકે આ પુસ્તક બાલોચિત શૈલીએ તૈયાર કરવામાં ઠીક શ્રમ લીધો છે. ઉપરાંત, પ્રસંગોપાત્ત રજૂ કરાયેલાં સંખ્યાબંધ ચિત્રો બાલવાચકોને આ જીવનકથા વાંચવા પ્રેરણા આપે તેવાં આકર્ષક છે.

બાલવાચકો માટે પુસ્તકાલયોમાં અને ખાસ કરીને બાલપુસ્તકાલયોમાં આ પુસ્તક અવશ્ય વસાવી લેવાય.

આપણે ઇચ્છીએ, આ પુસ્તકનો બીજો ભાગ લેખક સત્વર બાલવાચકો સમક્ષ રજૂ કરે.

૭. પાદરનાં તીરથ—લેખક: શ્રી. જયંતિ દલાલ, પ્રકાશક: રતિ ગ્રંથમાળા કાર્યાલય, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, કારંજ, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૮, સચિત્ર દ્વિરંગી કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૮-૦.

૧૯૪૨ની લોકક્રાન્તિના દિવસોમાં સ્થળે સ્થળે જે ભાંગફોડો થયેલી, લોકજુસ્સાનો જે જુવાળ વ્યાપેલો અને તેના પરિણામે તત્કાલીન સરકારી તંત્રવાહકોની જે કરડી નજર

એ આમજનતા પર ફરી વળેલી તેનો તાદૃશ ચિતાર લેખકે એમની પ્રેરક અને વેગવાન શૈલીએ રજૂ કર્યો છે. '૪૨ની લોકક્રાન્તિનો લેખકની રસભરી કલમે લખાયેલ આ ઇતિહાસ-નવલકથાને અમે આવકારીએ છીએ.

પુસ્તકાલયો લોકક્રાન્તિની આ જીવંત કથા અવશ્ય પોતાને ત્યાં વસાવી લે.

૮. રાસમંગલા—કર્તા: શ્રી. નટવરલાલ છે. દેસાઇ; પ્રકાશક: હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬, જાડા મજબૂત કાગળ, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦

લેખકે ગ્રેલા ૬૫ જેટલા રાસોનો સંગ્રહ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. આપણે ત્યાં રાસ સાહિત્યને લગતાં ભિન્ન ભિન્ન પુસ્તકો છે તેમાં આ એક વધુ ઉમેરાય છે.

પુસ્તકમાંના રાસો ભાવનાભરપૂર હોઇને ગરબોત્સુક રમણીઓને ગરબે રમવા ગમે તેવા પણ છે. શરદ્ઋતુમાં તેમ જ અન્ય પ્રસંગોએ રાસોત્સવો ઉજવાય છે ત્યારે ગાઇ શકાય તેવા રાસો બહેનોને આમાંથી જરૂર મળશે. મહિલા પુસ્તકાલયો આ પુસ્તક વસાવી લે.

૯. આપણો સાગરસૈનિક—લેખક: શ્રી. મહેન્દ્ર મેઘાણી; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ; મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૫૨+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પુઠું, મૂલ્ય રૂા. ૩-૦-૦

હિંદી સૈનિક જેમ રણભૂમિનો અજોડ લડવૈયો કે ગોલંદાજ જણાયો છે, તેમ નાવિક તરીકેની તેની કારકિર્દી પણ એટલી જ દીપાવનારી જાહેર થઇ છે અને આ પરદેશી સરકારને મોંએથી પણ એના પર પ્રશંસાનાં પુષ્પો વેરાયાં છે. એવા આપણા દેશના સાગરસૈનિકોના બળવાની કથા અને તે પછી એની તપાસ માટે નિમાયેલા કમિશનના હેવાલ વગેરે પરથી લેખકે આ પુસ્તક તૈયાર કર્યું છે.

લશ્કરી કે વહાણવટાને લગતી માહિતી આપણે ત્યાં અતિ ગુપ્ત મનાય છે અને તદનુસાર લેખકને એવી સત્તાવાર માહિતી મેળવવાની મુશ્કેલી નડી પણ છે. છતાં વર્તમાન-પત્રોનાં પૃંઠો પરથી અને ઇતર સામગ્રીના આધારે આપણા દેશી નાવિકોને લગતી વિસ્તૃત જાણવાજોગ માહિતી આ પુસ્તકમાં ભેગી કરી છે.

ઘણાને જે વિગતો જાણવાની ઉત્સુક્તા હોય છે તેવી અનેક નવીન વિગતો આ પુસ્તકમાંથી મળી આવશે.

૧૦. સુભાષના લેખો અને પ્રવચનો:—સંપાદક: શ્રી. મોહનલાલ મહેતા, (સોપાન); પ્રકાશક: જીવન સાહિત્ય મંદિર, કાલબાદેવી રોડ, મુંબાઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૪+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩-૦-૦.

આઝાદ સૈનિકોના મુકદમા અને એમની મુક્તિ પછી આપણે ત્યાં આઝાદ હિંદ સેના અને એના નેતા સુભાષબાબુને લગતી અનેકવિધ માહિતીભરપૂર પુસ્તકો-પુસ્તિકાઓ પ્રકટ થયાં છે. તેમાં આ એક વધુ ઉમેરો છે.

આ પુસ્તકમાં એના સંપાદકે ૧૯૨૧થી લઇને છેક ૧૯૪૫ સુધીમાં સુભાષ બાબુની કલમે લખાયેલાં, અને એમના સ્વમુખે સભાઓમાં ઉદ્બોધાયેલાં એમનાં પ્રેરક લખાણો અને પ્રવચનો

સંગ્રહ્યાં છે. એક રીતે જોઇએ તો, આપણા રાષ્ટ્રીય ઉત્થાનનું એક પ્રેરક પાસું એમાંથી વાચકને મળી આવે તેમ છે. સુભાષબાબુની પ્રસંગોપાત્ત અપાયેલી પ્રેરક વાણીમાંનો ઉત્તેજના અને કાર્યતત્પરતાનો આદેશ આ લેખો-પ્રવચનોમાંથી વાચકને મળી આવે તેમ છે.

આપણી ઐતિહાસિક સામગ્રી તરીકે એ ભવિષ્યમાં પણ ઠીક ઉપયોગી નીવડશે. પુસ્તકાલયોમાં આવું પ્રાણવાન સાહિત્ય વસાવી લેવાય.

**૧૧. સંસાર** – લેખકઃ શ્રી ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર. (કાઠિયાવાડ) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૪, સચિત્ર સાદાં પૂઠાં, મૂલ્ય ૦–૧૨–૦

શ્રી. મેઘાણીએ લખેલી સળંગ નવલકથાઓ (૧) "વસુંધરાનાં વહાલાં દવલાં" (૨) "અપરાધી" (૩) "નિરંજન" તેમજ (૪) "સોરઠ તારાં વહેતાં પાણી" એ ચાર નવલકથાઓ પરથી, સહેજ પણ રસક્ષતિ ન થાય તેવી રીતે એના કથાપ્રસંગોને ઉપાડી લઇ, સરળ ભાષામાં લેખકે આ પુસ્તકમાં રજૂ કરેલ છે.

આજે જ્યારે પ્રૌઢશિક્ષણનો વિસ્તાર વધતો જાય છે અને વાંચતાં શીખ્યા પછી "શું વાંચવું" એની ભાંજગડમાં એ નવા શીખેલા પ્રૌઢો હોય છે તેમને સરળ શૈલીએ તૈયાર કરેલાં અને મોટાં બીબાંમાં છપાયેલાં આવાં લોકભોગ્ય પુસ્તકો વાંચવા અપાય એ ઇષ્ટ છે.

લેખકે પ્રૌઢો માટેના ક્રમિક વાચન વાસ્તે આ જે યોજના કરી છે તેને અમે આવકારીએ છીએ. અને તેવો વાચક હપ્તે હપ્તે વાક્યોની પકડ પામતો જાય તેવી સરળ શૈલીએ આવાં પુસ્તકો આપણા લેખકો તૈયાર કરી તેમની આમળ મૂકે એ અનિવાર્યતા આજે ઊભી થઇ છે.

આ અગાઉ લેખકે બે પુસ્તકો "ચપટી ધૂળ" અને "સંત દેવીદાસ" આ જ રીતે તૈયાર કરી પ્રકટ કરાવ્યાં છે. આમ પુસ્તકાલયોમાં આવા સરળ અને સુગમ શૈલીએ લખાયેલાં પુસ્તકો નવાં વાંચતાં શીખેલાં પ્રૌઢોના વિશેષ વાચન માટે અવશ્ય વસાવી લેવાય. વધુ સંખ્યામાં વસાવાય તો ય તે અજુગતું નહિ નીવડે.

લેખકને એમની આ યોજના આગળ ચાલુ રાખવા અમારી ભલામણ છે.

**૧૨. ઋતુગીતો**:—( બીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૦, સાદાં બોર્ડનાં પૂઠાં, મૂલ્ય રૂ. ૨–૦–૦

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૨૯ માં પ્રકટ થઇ હતી. આજે જ્યારે, ઉચ્ચ અભ્યાસક્રમમાં લોકસાહિત્ય પોતાનું સ્થાન જમાવતું જાય છે ત્યારે લોકસાહિત્યમાં ઋતુઓને લગતા કાવ્યસાહિત્યનો આ સંગ્રહ જરૂર આવકારાશે. લોકસાહિત્યના સંગ્રહી શ્રી. મેઘાણીની સંશોધનશીલતા આજે ભાગ્યે જ ઓળખાવવી પડે તેમ છે. દરેક કાવ્યની નીચે એની સમજૂત પણ એ કાવ્યને સમજવામાં એના અભ્યાસીને ઉપયોગી નીવડે તેમ છે. ઉપરાંત, પુસ્તકના પ્રારંભમાં એમણે આપેલો ૪૦ પૃષ્ઠનો પ્રવેશક લોકસાહિત્યના અભ્યાસીઓને ખૂબ જ ઉપયોગી નીવડે તેવો છે. લોકસાહિત્યમાં અને ગ્રામગીતોમાં રસ ધરાવનારાઓ માટે એ પુસ્તકાલયોમાં વસાવી લેવાય.

**૧૩. લખ ચોરાસી:**—લેખક: શ્રી. પન્નાલાલ પટેલ; પ્રકાશક. ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર. પૂઠાં, કદ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૨૩૨, મૂલ્ય રૂા. ૩–૦–૦

સામાજિક વાર્તાઓના લેખક તરીકે શ્રી. પન્નાલાલ પટેલે આપણા લેખકોમાં સારું સ્થાન પ્રાપ્ત કરેલું છે. એમની ગ્રામજીવનના સામાજિક પ્રસંગો રજૂ કરતી વાર્તાઓ આપણે ત્યાં ઠીક લોકાદર પામી છે આ પુસ્તકમાં એમણે લખેલી ૧૬ વાર્તાઓ જે અવારનવાર વિવિધ સામયિકોનાં પૃષ્ઠો પર દેખા દઇ ગઈ છે તે સંગ્રહાઈ છે. વાર્તારસિકોને આ પુસ્તક ગમશે.

**૧૪. પતંગિયાં રંગરંગી**—લેખક: શ્રી. નટવરલાલ છો. દેસાઇ, પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સંઘ, મુંબઇ–૨. ક્રાઉન કદના પૃષ્ઠ ૫૪, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ૦–૮–૦

આ પુસ્તકના સર્જક એક કવિ છે. એમણે રચેલ રાસસંગ્રહનો પરિચય અમે અન્યત્ર આપ્યો છે. આ નાની પુસ્તિકામાં એમણે બાલભોગ્ય શૈલીએ રચેલાં બાલકાવ્યોનો સંગ્રહ છે.

પુસ્તકનો પ્રવેશક કાકાસાહેબે લખેલ હોઇને બાલકાવ્યોની મીમાંસા એમાંથી મળી રહે છે. બાળકોને હોંસે હોંસે ગાવાં ગમે તેવાં એ કાવ્યો હોઇને પુસ્તકાલયમાં આવતાં બાલ વાચકો માટે અને બાલપુસ્તકાલયમા તો આવશ્ય જ વસાવી લેવાય.

**૧૫. ચૂર્ણ–ઔષધિ:**—પ્રયોજક: શ્રી. માધવ મો. ચોધરી; પ્રકાશક: સરલ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ,/પૃષ્ઠ ૭૨, સાદું પૂઠું, મૂલ્ય ૦–૩–૦

આપણા વૈદક શાસ્ત્રમાં ઔષધિઓનાં ચૂર્ણો અગત્યનું સ્થાન ધરાવે છે. એવાં ચૂર્ણો કયી કયી વનસ્પતિ–પદાર્થના કેટલા પ્રમાણથી મિશ્રણ કરવા તેની માહિતી આ નાના પુસ્તિકામાં આપેલી છે. અને તે તે ચૂર્ણો કયા દર્દ પર કામમાં લેવાય તેની નોંધ પણ દરેક ચૂર્ણ બનાવટની નીચે આપેલી છે. ચૂર્ણો બનાવતા અને વાપરતા અગાઉ, પુસ્તિકાના પ્રારંભમાં આપેલ, " આટલું જરૂર વાંચો " શીર્ષક સૂચનાલેખ વાંચ્યા પછી જ તે તે ચૂર્ણોની બનાવટ અને ઉપયોગ તરફ વળવું ઇષ્ટ છે.

પરદેશી દવાઓના બદલે દેશી ઔષધો તરફ જનતાને વાળવા માટે આ પુસ્તિકા ઠીક ઉપયોગી નીવડે તેવો છે.

**૧૬. સૂરતથી સિમલા–ખંડ ૧–૨:**—લેખક પ્રકાશક કદ પૂઠાં ઉપર પ્રમાણે. ખંડ પહેલાનાં પૃષ્ઠ ૮૪, બીજાના ૭૪, મૂલ્ય દરેકનું ૦–૮–૦

આપણે ત્યાં પ્રવાસને લગતાં પુસ્તકો બહુ જ અલ્પ સંખ્યામાં છે. તેમાં પણ કુમાર–કિશોરોને ઉપયોગી નીવડે તેવાં પ્રવાસવર્ણનાત્મક પુસ્તકો તો ગણ્યાં ગાંઠયાં જ છે.

આ પુસ્તકના લેખકે પ્રવાસરસિકોને લગતું આ વર્ણનાત્મક પુસ્તક બે ખંડોમાં આપ્યું છે. પુષ્કળ ફોટો ચિત્રો અને જે તે શહેર કે ગામનાં જોવાલાયક ઐતિહાસિક કે ભૌગોલિક સ્થાનોની વિગત ભરી માહિતી આપી છે. કુમાર-કિશોરોને આ પુસ્તકમાંની વિગતો પોતાના પર્યટનક્રમમાં ઠીક ઉપયોગી નીવડે તેમ છે. રજાઓના દિવસોમાં કે પ્રવાસ વખતે આ આ પુસ્તકના બંને ખંડો સાથે રાખ્યા હોય તો એક સારા ભોમિયાની ગરજ સારી શકે.

આ પુસ્તકમાં લેખકે ઠેઠ સુરતથી માંડી રેલવે માર્ગે દિલ્હી અને સિમલા થઇ ઇન્દોર સુધી માર્ગમાં આવતાં મોટાં મોટાં શહેરોનો પરિચય આપ્યો છે. આપણા સાહિત્યમાં અલ્પ-સંખ્ય પ્રવાસપુસ્તકોમાં થયેલા આ વધારાને અમે આવકારીએ છીએ.

૧૭. કુમકુમ પગલીઃ—લેખકઃ શ્રી. ગેમલસિંહ મહીડા, પ્રકાશકઃ બાલવિનોદ કાર્યાલય, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૦–૪–૦

શ્રી. ગેમલસિંહ મહીડા બાલમાસિકોનાં પૃષ્ઠો પર અવરનવર ચમકતા બાલસાહિત્યના લેખક છે. એમણે બાલમાસિકોમાં લખેલાં બાલકાવ્યોનો આ નાની પુસ્તિકામાં સંગ્રહ કરાવ્યો છે. સંપાદકે કાવ્યે કાવ્યે ચિત્ર મૂકી બાળકોને એ કાવ્યો વાંચવા–ગાવા પ્રેરણા કરી છે. એટલે એના વાચન-ગાનમાં એ ઠીક આકર્ષક નીવડે તેમ છે.

માત્ર ૦–૪–૦ની કિંમતે બાલભોગ્ય એવું આ સચિત્ર પુસ્તક અલ્પમૂલ્ય જ લેખાય. બાલપુસ્તકાલયો તેમ જ ઇતર સર્વ પુસ્તકાલયોમાં બાલવાચકો માટે એ સુખેથી વસાવી લેવાય

૧૮. ગાંડિયોઃ—લેખકઃ શ્રી. નવલકાન્ત ભાવસારઃ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ૦–૮–૦

એક બાળકના માનસપટમાં એના મનોગન્યના કેવા કેવા આવિર્ભાવો અંકિત થાય છે અને એના મૂળમાં શું હોય છે તથા તે કેટલીકવાર અવળા માર્ગે કેમ ચડી જાય છે તેનું મનોવિશ્લેષણ આપતું એક ગાંડા ગણાયેલા બાળકના વિવિધ હાસ્યકૌતુકયુક્ત પરાક્રમોની વાતો લેખકે આમાં આપી છે. બાલવાચકોને એ પરાક્રમોમાંથી ઠીક ઠીક હસવાના પ્રસંગો મળી આવે તેમ છે. અને એ ગાંડિયાનાં પરાક્રમો પોતે ન કરી બેસે તે જોવાના આદર્શરૂપ આ કથાનક એ બાલવાચકોને ગમશે.

---

## વાર્ષિક સમીક્ષા માટેનાં પુસ્તકો

" ગુજરાત સાહિત્ય સભા " તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ સને ૧૯૪૬ માટે બે વિભાગમા વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નિમવામાં આવ્યા છેઃ—

**વિભાગ પહેલો :**

કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળ–સાહિત્ય વગેરે. સમીક્ષક :—૧ પ્રો. અનંતરાય મ. રાવળ, નં. ૧૦, હીરાબાગ, એલિસબ્રીજ, અમદાવાદ.

**વિભાગ બીજો :**

વિજ્ઞાન–ભૌતિકવિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય, સાહિત્ય વગેરે. સમીક્ષકઃ ૨. પ્રો. ધનજીભાઇ ફકીરભાઇ, કલ્યાણ સોસાયટી, મહાસુખલાલનો બંગલો, એલિસબ્રીજ, અમદાવાદ.

તો પ્રકાશકો તથા લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે આપના તરફથી થતાં પ્રકાશનો પ્રગટ થાય કે તુરત ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપી આભારી કરશોઃ જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.

લિ૦

**ચૈતન્યપ્રસાદ દીવાન**

માનદ મંત્રી ગુજરાત સાહિત્ય સભા

# :: સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ ::

*ગુર્જરનરેશ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના જન્મોત્સવ સપ્તાહમાં વડોદરાનું રેડિયોઘર ખુલ્લું મુકાયું.

*સ્વ. મોતીભાઇ ન. અમીન સાહેબની આગામી સંવત્સરી તા. ૧-૨-૪૭ ના રોજ વસો, આણંદ વગેરે સ્થળે ઉજવાશે. એ પ્રસંગે, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે તેમની યાદગીરીના સ્મારક ફંડ દ્વારા "ચિરંજીવ સાહિત્ય" નામક પુસ્તક, પુસ્તકાલય સ. સ. મંડળ લિ. તરફથી પ્રસિદ્ધ કરાશે.

*મહાગુજરાતના લેખકો, વિવેચકો, કવિઓ, વાર્તાકારોની છબિઓના પ્રદર્શનની ઉદ્‌ઘાટનવિધિ શ્રી. વિદ્યાબ્હેન નીલકંઠના હસ્તે અમદાવાદની સરકારી મિડલ સ્કૂલમાં યોજાનાર છે.

*વડોદરાના પ્રાચીન સાહિત્યના અભ્યાસી સાક્ષર શ્રી. જગજીવનદાસ મોદીનો ૭૫ વર્ષનો મહોત્સવ ગયા માસમાં ઉજવાયો હતો. એ પ્રસંગે તેમને પોણોસો સુવર્ણમુદ્રાઓની થેલી અર્પણ કરવામાં આવી હતી.

*સિદ્ધહસ્ત નવલકથાકાર અને ગુજરાતની અસ્મિતાના પ્રચારક શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો ષષ્ઠીપૂર્તિ મહોત્સવ મુંબઇમાં ગઇ તા. ૭મીના રોજ શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીના પ્રમુખપદે ઉજવાઇ ગયો. તેમને ૧૩૭૦૦૦ રૂપિયાની રકમની થેલી અર્પણ કરવામાં આવી હતી. એ થેલીનો ઉપયોગ ભારતીય વિદ્યાભવનમાં થશે.

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા એવો જ ઉત્સવ ઉજવવાની તૈયારીઓ કરી રહ્યાના સમાચાર મળે છે.

*અમદાવાદના લેખક મિલનના આશ્રયે ઇન્ડીયન પી. ઈ. એન (સાહિત્યકોનું સામયિક)નાં તંત્રી મેડમ સોફિયા વાડિયાને મળવાનો કાર્યક્રમ ત્યાંના વિદ્યાસભાના મકાનમાં યોજાયો હતો. જે વખતે લેખકોએ ઐક્ય, સુમેળ, સહિષ્ણુતા અને મૈત્રીભાવના કેળવવાને લગતી ચર્ચા થઇ હતી.

*ભારતીય ઇતિહાસ સંશોધનનું નવમું અધિવેશન બિહારના પાટનગર પટનામાં તા. ૨૭, ૨૮, ૨૯ ના રોજ ભરાયું હતું. અધિવેશનના પ્રમુખપદે મદ્રાસ વિશ્વવિદ્યાલયના અધ્યાપક પ્રો. નીલકંઠ શાસ્ત્રી હતા.

*ગુજરાત વિદ્યાલય મંડળની કારોબારીની સભા તા. ૨૮-૧૨-૪૬ ના રોજ શ્રી. વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે મળી હતી. તેમાં, પાઠ્યપુસ્તકો સંબંધે, જેમ પૈસાદારો પૈસાનું દાન કરે છે તે જ પ્રમાણે સાક્ષરો જ્ઞાનનું દાન કરે એવો અભિપ્રાય વ્યક્ત કરવામાં આવ્યો હતો.

*જાણીતા કવિ અને લેખક શ્રી. 'સ્નેહરશ્મિ'એ મુંબઇ યુનિવર્સિટી સેનેટમાં ખાલી પડેલી એક જગ્યા માટે તેમની ઉમેદવારી નોંધાવી છે.

*ખેડા જીલ્લા તથા અમદાવાદ જીલ્લાનાં કેટલાંક ગામોમાં આવતી તા. ૧ એપ્રિલથી પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાનું ઠરાવાયું છે.

*સ્વ. મહાકવિ ન્હાનાલાલની પ્રથમ સંવત્સરી પ્રસંગે તેઓશ્રીને અંજલિ આપવા ગઇ તા. ૯ મીના રોજ અમદાવાદના શહેરીઓની એક સભા થઇ હતી. તે પ્રસંગે એમના સ્મારક અંગેની યોજનાને આગળ ધપાવવાનું વિચારાયું હતું.



## નવજીવનના પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧ માનવી ખંડિયેરો—ભાષાન્તરકારો–કાકા કાલેલકર, અને શ્રી. કિશોરલાલ મશરુવાળા; મૂલ્ય રૂા. ૨–૮–૦

૨ મુરકુંજ ( નવી આવૃત્તિ )—લેખકઃ શ્રી. મથુરદાસ ત્રિકમજી; મૂલ્ય રૂા. ૧–૦–૦

## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૩ પટલાઇના પેચ ૧–૨—લેખકઃ શ્રી. ઇશ્વર પેટલીકર, મૂલ્ય રૂા. ૦–૧૦–૦ દરેકના.

૪ મદાલસા અને અલર્ક—લેખકઃ રંગ અવધૂત; મૂલ્ય ૦–૫–૦

૫ ચૂર્ણ–ઔષધિ—પ્રયોજકઃ માધવ મો. ચોધરી; મૂલ્ય ૦–૩–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૬ જવાંમર્દ—( બીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. જયભિખ્ખુ; મૂલ્ય ૧–૪–૦

૭ ઋતુગીતો—( બીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૦–૦

૮ સતી રૂપામા—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી; મૂલ્ય ૦–૪–૦

૯ પ્રજ્ઞાચક્ષુ—લેખક તથા મૂલ્ય ઉપર પ્રમાણે.

૧૦ ત્રિભુવનગંડ સિદ્ધરાજ—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪–૮–૦

## ભારતી સાહિત્ય સંઘ–મુંબઇનાં પુસ્તકો

૧૧ બંદીઘર—લેખકઃ શ્રી. દર્શક; મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૨ તુલસીક્યારો—( ત્રીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૪–૦–૦

૧૩ પ્રથમ પત્ની અને બીજી વાતો—મૂળ લેખકઃ પર્લ બક; અનુવાદકઃ શ્રી. કાન્તિલાલ શાહ; મૂલ્ય રૂા, ૨–૮–૦

૧૪ લખચોરાસી—(બીજી આવૃત્તિ) લેખકઃ શ્રી. પન્નાલાલ પટેલ; મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૫ આપણા સાગરસૈનિકો—લેખકઃ શ્રી. મહેન્દ્ર મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૦–૦,

૧૬ બીડેલાં દ્વાર—( ત્રીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૭ રૂપમતી—( બીજી આવૃત્તિ ) લેખકઃ શ્રી. ચુનીલાલ વ. શાહ; મૂલ્ય રૂા. ૪–૦–૦

૧૮ ધોળી બિલાડી—લેખકઃ ગુલાબસિંહ બારોટ; મૂલ્ય રૂા. ૧–૦–૦

૧૯ પતંગિયાં રંગરંગી—લેખકઃ શ્રી. નટવરલાલ દેસાઇ; મૂલ્ય રૂા. ૦–૮–૦

૨૦ તારકમંદિર—લેખકઃ શ્રી. જયંતિલાલ ઓઝા; મૂલ્ય રૂા. ૦–૧૦–૦

૨૧ વહેમના વમળમાં—લેખકઃ શ્રી. ગૌરીશંકર ચાતુર્વેદી; મૂલ્ય રૂા. ૧–૪–૦

૨૨ સંસાર—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૦–૧૨–૦

૨૩ ક્ષય અને દમમાં નૈસર્ગિક સારવાર—લેખક: શ્રી. ભૂપતરાય મો. દવે; મૂલ્ય રૂા. ૩–૦–૦

૨૪ ક્રાન્તિ—લેખક: શ્રી. સાને ગુરુજી, અનુવાદક: ગોવિંદરાવ ભાગવત; મૂલ્ય રૂા. ૪–૦–૦

૨૫ કાયાકલ્પ ભાગ ૧, ૨, ૩—મૂળ લેખક: શ્રી. પ્રેમચંદજી; અનુવાદક શ્રી. રામનારાયણ ના. પાઠક; મૂલ્ય રૂા. ૩–૦–૦

૨૬ ભૂતાવળ—લેખક: મગનલાલ શ્યામજી ત્રિવેદી ( 'મયૂર' ), મૂલ્ય રૂા. ૧–૦–૦

૨૭ મેડક કુમારી—લેખક: ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૧૨–૦

૨૮ જંગલનો રાજા—લેખક: તથા મૂલ્ય ઉપર પ્રમાણે.

૨૯ નવું જીવતર—લેખક: શ્રી. નાથાલાલ દવે; મૂલ્ય રૂા. ૧–૦–૦

**જીવન સાહિત્ય મંદિર-મુંબઇનાં પુસ્તકો**

૩૦ વનવાસ—લેખક: શ્રી. " સોપાન "; મૂલ્ય રૂા. ૪–૮–૦

૩૧ અગ્નિપરીક્ષાને અંતે—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૩–૮–૦

૩૨ વ્યાજનો વારસ—લેખક: શ્રી. ચુનીલાલ મડિયા, મૂલ્ય રૂા. ૪–૪–૦

૩૩ માટીના ચૂલા—લેખક: શ્રી. કાન્તિલાલ હ. પરીખ; મૂલ્ય રૂા. ૧–૧૨–૦

૩૪ પ્રિય બાંધવી—મૂળ લેખક: પ્રબોધકુમાર સાંન્યાલ; અનુવાદક: ચંદ્રકાન્ત મહેતા; મૂલ્ય રૂા. ૩–૦–૦

૩૫ માનવી—રૂપાંતરકાર: શ્રી. ઐયુબખાન ખલીલ, મૂલ્ય રૂા. ૨–૪–૦

૩૬ સુભાષના લેખો અને પ્રવચનો—સંપાદક: " સોપાન " મૂલ્ય રૂા. ૩–૦–૦

**જીવનલાલ અમરશી મહેતા-અમદાવાદ તરફનાં પુસ્તકો**

૩૭ રાજરોપ—લેખક: શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદી; મૂલ્ય રૂા. ૩–૦–૦

૩૮ રાજ્યાભિષેક—લેખક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૩–૦–૦

૩૯ કૈસરની કેફિયત—અનુવાદક: શ્રી. મૂળશંકર ન. ત્રિવેદી; મૂલ્ય રૂા. ૨–૮–૦

**બાલવિનોદ કાર્યાલય-મુંબઇનાં પુસ્તકો**

૪૦ ચાંદિગો—લેખક: શ્રી. નવલકાન્ત ભાવસાર; મૂલ્ય રૂા. ૦–૮–૦

૪૧ સુરતથી સિમલા—ખંડ ૧ તથા ૨—લેખક: ઉપર પ્રમાણે. મૂલ્ય દરેકનું રૂા. ૦–૮–૦

૪૨ ઉંદર મામા—લેખક: શ્રી મસ્તફકીર; મૂલ્ય રૂા. ૦–૮–૦

૪૩ શેરદિલ —લેખક: શ્રી. રમણલાલ ના. શાહ; મૂલ્ય રૂા. ૦–૮–૦

૪૪ વિજ્ઞાનમંજરી—નવલકાન્ત નેમચંદ ભાવસાર; મૂલ્ય રૂા. ૦–૮–૦

૪૫ કુમકુમ—લેખક: શ્રી. ગેમલસિંહ મહીડા; મૂલ્ય રૂા. ૦–૪–૦

**અન્ય પ્રકાશકોનાં પુસ્તકો**

૪૬ અંચલગઢ—લખક: મુનિરાજ શ્રી જયંતવિજયજી, પ્રકાશક: યશોવિજય જૈન ગ્રંથમાળા; ગાંધીચોક, ભાવનગર ( કાઠિયાવાડ ). મૂલ્ય રૂા. ૧–૪–૦

[ વાંચણ સામેના પૃષ્ઠને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** તેમજ માનદ મહાલ પ્રચારકોએ માહે નવેમ્બર-ડિસેમ્બર મહિનાઓમાં નીચેનાં સ્થળોનો મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપવા ઉપરાંત જરૂરી પ્રચારકાર્ય કર્યું છે.

**(૧) વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલની માહે નવેમ્બરની કામગીરીના વઘુકા-સાવલી મહાલનાં**—(૧) કડાછલા, (૨) ડેસર, (૩) વાલાવાવ.

**—માહે ડિસેમ્બરમાં સાવલી મહાલમાં**—(૧) મુવાલ, (૨) ગોઠડા, (૩) સમલાયા ગામ, (૪) સમલાયા સ્ટેશન, (૫) પોઇચા, (૬) રાજીયા, (૭) અંજેસર, (૮) લમીસરા, (૯) બહુથા, (૧૦) ટુંડાવ. (૧૧) મંજુસર, (૧૨) કુનપાડ, (૧૩) પીલોલ, (૧૪) ઇંદ્રાડ, (૧૫) ચેમાર, (૧૬) અરધિયા, (૧૭) આમડીઆ, (૧૮) નાની ભાદોલ, (૧૯) મોટી ભાદોલ, (૨૦) રાણીપુરા, (૨૧) ધંટીયાળા, (૨૨) ખાખરીયા (૨૩) મુવેલા; અને વડોદરા મહાલનું (૨૪) આસોજઃ કામગિરી દિન ૨૨.

**(૨) સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ-માહે ઑક્ટોમ્બર-નવેમ્બર-ડિસેમ્બરમાં**—(૧) રતનપુર, (૨) ધનતેજ, (૩) ટુંડાવ, (૪) બહુથા.

**(૩) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક-માહે નવેમ્બરમાં**—(૧) ચવેલી, (૨) પીપળ, (૩) કેસણી.

**(૪) દહેગામ મહાલ માનદ પ્રચારક રા. રવિશંકર મ. ઠાકર-માહે ઑક્ટોબર-નવેમ્બર તથા ડિસેમ્બર માસમાં**—(૧) વાસણા રાઠોડ, (૨-૩) દહેગામ મહાલ-મંડળ અંગે દહેગામની મુલાકાત બે વાર (૪) પીપળજ, (૫) છાલા-ડભોડા રહીને (૬) ચંદ્રાળા, (૭) જલુંદ્રા મોટા.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તો તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી.**
સહમંત્રી,
પ. રા પુ. મંડળ.

---

[ સાંધણ સામેના પૃષ્ઠનું ]

૪૭ હમીરગઢ—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૦-૬-૦

૪૮ સ્વરાજ શિક્ષણ—મૂળ લેખકઃ સોફિયા વાડિયા; પ્રકાશકઃ હમારા હિન્દોસ્તાં પ્રકાશન; મુંબઇ. મૂલ્ય રૂા. ૧-૦-૦

૪૯ અમર યાદ—ભા. ૨ જોઃ-લેખક અને પ્રકાશકઃ શ્રી. મોતીભાઇ ટી. પટેલ; સિદ્ધનાથ રોડ, વડોદરા. મૂલ્ય રૂા. ૨-૮-૦

૫૦ સુવાક્ય રત્નમાલા—સંગ્રાહક તથા પ્રકાશકઃ હેમરાજ કાનજી ચાવડા; સિનુગરા-કચ્છ. વિના મૂલ્ય.

૫૧ કૃષ્ણ કહાણી ભા. ૧—લેખક અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ ના. શાહ; બાલ-જીવન કાર્યાલય, વડોદરા. મૂલ્ય રૂા. ૧-૪-૦.




## (૧) શ્રી. કનૈયાલાલ મુનશીનો ષષ્ઠીપૂર્તિ ઉત્સવ

ચાલુ માસમાં આપણા સાહિત્યના સિદ્ધહસ્ત નવલકથાકાર શ્રી. કનૈયાલાલ મુનશી તેમની વયના સાઠમા વર્ષમાં પ્રવેશ કરે છે તે પ્રસંગે ગુજરાતની વાચકજનતા તરફથી અમારાં તેમને અભિનંદન.

શ્રી. મુનશીએ એમની નવલકથાદ્વારા ગુજરાતી સાહિત્યની જે વિશિષ્ટ સેવા બજાવી છે તે ભાગ્યે જ કોઈ ગુજરાતી સાહિત્યરસિકથી અજાણ હશે. એમની નવલકથાનાં વેગીલાં પાત્રો અને તત્કાલીન વાતાવરણને તાદશ ખડું કરતાં વર્ણનો વાંચતાં કયો વાચક અહો ! અહો ! ના ઉદ્‌ગારો નહિ ઉચ્ચાર્યો હોય ?

તેઓ માત્ર સામાજિક નવલોના રચયિતા જ નહિ હોઇને તેમની ઐતિહાસિક નવલો અને ગુજરાતની અસ્મિતા એના વાચકોમાં જાગ્રત કરનાર સર્જનો એ એમની વિશિષ્ટ કૃતિઓ છે. સોલંકીયુગનાં ગૌરવ ગાનાર અને ગુજરાતને એના પ્રભાવશાળી ભૂતકાળનું ભાન કરાવનાર શ્રી. મુનશી દીર્ઘાયુ હો એવી અમારી પરમનિયંતા પ્રત્યે પ્રાર્થના છે. અને ભગવાન પરશુરામ સરખાં સર્જનો પછીનાં એવાં જ વૈશિષ્ટયયુક્ત સર્જનો તેઓ ગુર્જર વાચક જનતાને અર્પણ કરતા રહે એવી શુભ ભાવનાપૂર્વક પુનઃ શ્રી. મુનશીને તેમના ષષ્ઠીપૂર્તિ ઉત્સવ પ્રસંગે અમારાં અભિનંદન પાઠવીએ છીએ.

## (૨) મુંબઇ સરકારની પુસ્તકાલય યોજના

મુંબઇ સરકાર તરફથી એ પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ અને વિસ્તાર માટેની યોજના તૈયાર થઇ ગઇ હોઇને હવે ટૂંકમા તેનો અમલ શરૂ થશે.

આ યોજનામાં મુંબઇ, ધારવાર, અમદાવાદ સરખાં પ્રાંતિક શહેરોમાં પ્રાંતીય પુસ્તકાલયોની યોજના રખાઇ છે. અને ગુજરાત પ્રાંત માટે અમદાવાદ પર પસંદગી ઊતરી છે. અને તે યોગ્ય જ છે.

અમદાવાદ જેમ ગુજરાતના ધનિકોનું શહેર છે તેમ વિદ્યાભ્યાસંગીઓનું પણ એક મહદ્ કેન્દ્ર છે, એ તો નિર્વિવાદ છે. અને આજે જ્યારે જનતાની તેમજ વિદ્વાનોની વાચન-તૃપ્તિ માટે આવી વિશાળ યોજના રચાય છે ત્યારે આવા પ્રાંતિક પુસ્તકાલયની યોજના પણ અનિવાર્ય છે, કે જ્યાં વાચકને એની પસંદગીપાત્ર પુસ્તક મેળવવું સુલભ થઇ પડે.

આ પ્રાંતીય પુસ્તકાલય માટે કહેવાય છે કે, ગૂજરાત વિદ્યાપીઠના વિશાળ સમૃદ્ધ

પુસ્તકાલયની પસંદગી કરવામાં આવી છે. એક રીતે જોઇએ તો આ પુસ્તકાલય ઠીક ઠીક સમૃદ્ધ હોઇને વિવિધ વિષયનાં દેશપરદેશની ભિન્ન ભિન્ન ભાષાઓનાં કિંમતી પુસ્તકોનો સંગ્રહ એમાં સમાવાયેલો છે. અને રાષ્ટ્રીય ઉત્થાનકાળે જ્યારે એ વિદ્યાપીઠ રાષ્ટ્રીય શિક્ષણના કેન્દ્ર સમું નિયત કરાયું હતું ત્યારે દેશભરના વિદ્વાનો, જેઓ એ સંસ્થામાં જોડાયા હતા તેમણે એને સમૃદ્ધ કરવા ઠીક ઠીક પ્રયાસ કરેલો એવો આછો ખ્યાલ અમને છે. એટલે આ પુસ્તકાલયને પ્રાંતીય પુસ્તકાલય તરીકેનો સ્વીકાર થતાં અનેક અભ્યાસીઓને બહુમૂલ્ય સેવા એના દ્વારા મળશે એ નિર્વિવાદ છે.

અમે એ યોજનાને આવકારીએ છીએ.

## વ. રા. પુ. મંડળ

**રખે ચૂકતા !**—સાલાબાદ આવતો વસંતપંચમીનો પુસ્તકાલયદિન રાજ્યભરનાં પુસ્તકાલયો-ચાલુ સાલે જરૂર જરૂર ઊજવે. આ સંબંધમાં જરૂર જોગું માર્ગસૂચન ગતાંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ઉપરાંત આ અંકમાં અન્યત્ર છપાયેલો વ. રા. પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલનો માર્ગદર્શક લેખ ધ્યાનમાં લઇને મંત્રી ભાઇઓ ઉત્સાહપૂર્વક એ પર્વણીદિન અચૂક ઉજવે.

**પ્રમાણપત્ર માટે પરીક્ષા**—ચાલુ અંકમાં આ બાબતની જાહેરાત પ્રસિદ્ધ થઈ છે તે ધ્યાનમાં લઇને તે માટેની ઉમેદવારી ઝટપટ નોંધાવી દેવાની ઇચ્છુક ઉમેદવારોને ખાસ ભલામણ !

**શિષ્ટ વાચનની પરીક્ષા**—ચાણસ્મા મહાલ મંડળ તરફે " જાણવું જોઇએ " એ પુસ્તકની મહાલ જોગી પરીક્ષા ચાલુ માસની ૫ મી તારીખે લેવાઇ ગઇ. એનો લાભ મહાલનાં લગભગ ૧૨ ગામોના વિદ્યાર્થીઓએ લીધો હતો.

—પાદરા તથા વડોદરા મહાલોના વિદ્યાર્થીઓ માટેની સંયુક્ત પરીક્ષા ફેબ્રુઆરી માસની બીજી તારીખે રખાઇ છે. એને માટે ઠરેલા પુસ્તકનું નામ ગુજરાતના સેવકો હોઇ ગુજરાતના વિદ્યાર્થીવર્ગમાં એનો છૂટથી પ્રચાર થવો ઘટે છે. એટલે લાગતાવળગતા શિક્ષકભાઇઓ યોજાયલી પરીક્ષામાં યોગ્ય રસ લઇને પરીક્ષાનો લાભ ઉપલાં ધોરણોના વધુમાં વધુ વિદ્યાર્થીઓ પાસે લેવડાવે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

**મંત્રી સમ્મેલનો**—પુસ્તકાલયોનું કામ કરનારા મંત્રીઓનો સંપર્ક સાધી તેમની મુશ્કેલીઓ દૂર કરી તેમના ઉત્સાહને વેગ આપવાના હેતુથી રાજ્ય પુ. મંડળે મહાલના મંત્રી ભાઇઓનાં સમ્મેલનો ભરવાનું ઠરાવ્યું છે. તે મુજબ દહેગામ મહાલનું સમ્મેલન ડિસેમ્બર મહિનામાં દહેગામ મહાલના પાટનગર ખાતે ભરાઇ ગયું. એમાં મહાલના વીસેક મંત્રીઓએ ભાગ લીધો હતો.

—પાદરા મહાલનું એવું જ એક સમ્મેલન ફેબ્રુઆરી માસની ૯ મી તારીખે મોભારોડ મુકામે મળવાનું ઠર્યું છે.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. મોખાસણ ( તા. કલોલ )ને ૫) શ્રી. છગનલાલ કાળિદાસ પટેલ તરફથી.

સા. પુ. કલ્યાણપુરા ( તા. કડી )ને ૧૧) પા. મોતીભાઇ દેવકરણદાસ, ૧૦) પા.

कालीदास दलाभाइ, ५) पा. लाधाभाइ ओधवजी, ४) पा. करमसी मनजीभाइ, ३) पा. सुखलाल मोतीभाइ, ३) पा. मगनलाल नागजीभाइ, ३) पा. छगनभाइ ठाकरसीभाइ, ३) पा. नरसिंहभाइ देकाभाइ, ३) पा. भगवान लखुभाइ, ३) पा. शिवलाल नागजीभाइ, ३) पा. नाथालाल ठाकरसीभाइ, ३) पा. कानजी अमरसीभाइ, ३) पा. भगवान संधाभाइ, ३) पा शिवलाल हीरजीभाइ.

सा. पु. ओरीसणा (ता. कडी) ने रांधेजाना गिरधरभाइ अंबाराम तरफथी रू. ५५)नो बाकडो तथा मेज तैयार करावी आप्युं.

सा. पु. विठ्ठलपुर (ता. अमरेली)ने ११-०-० अमदावादना श्री. पटेल भाइलालभाई नारणदास तरफथी.

---

## वडोदरा राज्य पुस्तकालय मंडळ

# जाहेरात नं. १ / '४६-४७

### विषय : महाल अने प्रांत मंडळोने मळनारी फाळवणी बाबत.

'पुस्तकालय' मासिकना मे सन १९३८ ना अंकमां पृष्ठ ३१४ उपर प्रसिद्ध थयेली जाहेरात न. २ प्रमाणे राज्य पुस्तकालय मंडळ तरफथी महाल अने प्रांत पु. मंडळने चालु साले मळनारी फाळवणीनी रकम, जे ते प्रांतनां मंडळो तरफ जान्युआरी '४७ आखर सुधीमां मोकली आपवामां आवशे. जे ते महालमंडळोए पोतानी फाळवणी मेळववा सारू, पोतपोतानां प्रांतमंडळो तरफ गत वर्षना अहेवाल-हिसाब मोकली तेनी साथे फाळवणीनी मागणी करवी अने ते पछी प्रांत मंडळोए, जे ते प्रांतमंडळोने तेमनी फाळवणी अदा करवा तजवीज करवी.

जे ते महालनां पुस्तकालयो तरफथी लवाजमनी आवेली रकम अने ते उपरथी मंडळना धोरण प्रमाणे प्रांत अने महाल मंडळोने मळनारी फाळवणीनी रकम नीचे प्रमाणे छे:

वडोदरा प्रांत

| महालनुं नाम | लवाजमनी कुल रकम | फाळवेली रकम | महालनुं नाम | लवाजमनी कुल रकम | फाळवेली रकम |
|---|---|---|---|---|---|
| १ करजण | ७६ | ४३-१२-० | ७ वडोदरा | ८४ | ४७-४-० |
| २ डभोइ | ४८ | २७-०-० | ८ वाघोडीआ | ३६ | २०-४-० |
| ३ तिलकवाडा | ८ | ४-८-० | ९ शिनोर | ५७ | ३२-१-० |
| ४ पादरा | ७५ | ४२-३-० | १० संखेडा | ६२ | ३४-१४-० |
| ५ पेटलाद | १४० | ७८-१३-० | ११ सावली | ४६ | २५-१४-० |
| ६ भादरण | ४९ | २७-९-० | | ६८१ | ३८३-१-० |

## મહેસાણા પ્રાંત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૧૮ | ૧૦-૨-૦ | ૮ મહેસાણા | ૮૩ | ૪૧-૨-૦ |
| ૨ કડી | ૪૯ | ૨૭-૯-૦ | ૯ વિજાપુર | ૮૭ | ૪૮-૧૫-૦ |
| ૩ કલોલ | ૬૩॥ | ૩૫-૧૧-૬ | ૧૦ વિસનગર | ૬૮ | ૩૮-૪-૦ |
| ૪ ખેરાળુ | ૫૫ | ૨૦-૧૫-૦ | ૧૧ સિદ્ધપુર | ૫૨ | ૨૯-૪-૦ |
| ૫ ચાણસ્મા | ૫૯ | ૩૩-૩-૦ | ૧૨ હારીજ | ૬ | ૩-૬-૦ |
| ૬ દેહગામ | ૩૩ | ૧૮-૯-૦ | ૧૩ ડભોડા | ૭ | ૩-૧૫-૦ |
| ૭ પાટણ | ૫૩ | ૨૯-૧૩-૦ | કુલ | ૬૩૨॥ | ૩૫૫-૧૨-૬ |

## નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૩ | ૨૯-૪-૦ | ૬ સાગરોળ | ૨૬ | ૧૪-૧૦-૦ |
| ૨ ગણદેવી | ૪૧ | ૨૩-૧-૦ | ૭ વ્યારા | ૧૯ | ૧૦-૧૧-૦ |
| ૩ નવસારી | ૬૧ | ૩૪-૫-૦ | ૮ સોનગઢ | ૬ | ૩-૬-૦ |
| ૪ પલસાણા | ૩૫ | ૧૯-૧૦-૦ | | | |
| ૫ મહુવા | ૨૪ | ૧૩-૮-૦ | કુલ | ૨૬૪ | ૧૪૮-૮-૦ |

## અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૬૫ | ૩૬-૯-૦ | ૫ ધારી | ૨૬ | ૧૪-૧૦-૦ |
| ૨ કોડીનાર | ૧૯ | ૧૦-૧૧-૦ | ૬ રતનપુર | ૧ | ૩-૬-૦ |
| ૩ ખાંભા | ૬ | ૩-૬-૦ | | | |
| ૪ દામનગર | ૨૩ | ૧૨-૧૫-૦ | કુલ | ૧૪૫ | ૮૧-૯-૦ |

## ઓખામંડળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામંડળ | ૩૨ | ૧૮-૦-૦ |
| કુલ | ૩૨ | ૧૮-૦-૦ |

## કુલ પાંચે પ્રાંતોનુ

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રા પુ મં.ના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૬૮૧ | ૧૭૦-૪-૦ | ૧૨૭-૧૧-૦ | ૩૮૩-૧-૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૩૨॥ | ૧૫૮-૨-૦ | ૧૧૮-૯-૬ | ૩૫૫-૧૨-૬ |
| ૩ નવસારી પ્રાંત | ૨૬૪ | ૬૬-૦-૦ | ૪૯-૮-૦ | ૧૪૮-૮-૦ |
| ૪ અમરેલી પ્રાંત | ૧૪૫ | ૩૬-૪-૦ | ૨૭-૩-૦ | ૮૧-૯-૦ |
| ૫ ઓખામંડળ પ્રાંત | ૩૨ | ૮-૦-૦ | ૬-૦-૦ | ૧૮-૦-૦ |
| | ૧૭૫૪॥ | ૪૩૮-૧૦-૦ | ૩૨૮-૧૫-૬ | ૯૮૬-૧૪-૬ |

વડોદરા,
તા. ૧-૧૨-૪૬

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ.

# તમે પોતે પ્રમાણિક છો ?

ઘણાખરા માણસો કબૂલ કરે છે કે દુનિયામાંથી પ્રમાણિકતા અને સરળતા નાશ પામી છે, પરંતુ મોટા ભાગના લોકો તો એવું જ માને છે કે બીજા કરતાં તેઓ વધારે પ્રમાણિક છે.

તમે કેટલે અંશે પ્રમાણિક છો તેની પરીક્ષા આ રહી. નકારાત્મક જવાબ માટે પાંચ માર્ક મળશે. પંચોતેર ઉપરના માર્ક ખૂબ જ સુંદર પરિણામ ગણાય. તમે આ વર્ગમાં આવો તો તમે બુદ્ધી અને અવ્યવહારૂ રીતે બીજાને નુકસાનમાં ન ઉતારો. ૫૫ થી ૭૫ સુધીના ગુણ સારા કહેવાય; ૪૦ થી ૫૦ ગુણ સામાન્ય અને ૪૦ થી ઓછા ગુણ આવે તો સમજવું કે હજીયે તમારે માટે પ્રમાણિક થવાની ઘણી જરૂર છે અને તે માટે તક પણ છે.

૧. તમારી પાસે કોઇ ફાળો ઉઘરાવવા પેટી લઇને આવે ત્યારે તમે કોઇ વાર દંભ કર્યો છે ?

૨. તમે તમારૂં ધણુ જાણી જોઇને આમળ રાખીને તમારી જાતને છેતરવા કદી પ્રયત્ન કર્યો છે ?

૩. તમે કોઇનું બીલ પતાવવા માટે ઢીલ કરો છો ?

૪. તમે બીજા લોકોને ઘેર જઇને ટેલિફોન કરી આવીને તેમને બિલ આપવાનું ભૂલી જાવ છો ?

૫. તમારા ઉપર આવેલી ટપાલ ઉપરની ટિકિટ ઉપર સિક્કો ન વાગ્યો હોય તો તમે તે ટિકિટ ફરીથી ઉપયોગમાં લો છો ?

૬. તમારાં મજા ઉપરાંત આગતાસ્વાગતા કરીને તમે બીજા ઉપર છાપ પાડો છો ?

૭ જ્યારે બસમાં કે દુકાનમાં ખૂબ જ[illegible] હોય ત્યારે તમે પૈસા ચૂકવ્યા વિના રહ્યા છો ?

૮. તમે બીજાઓની પ્રમાણિકતા વિષે શંકા લાવો છો કે તેઓ [illegible]તુથી અમુક કામ કરે છે એમ માનો છો ?

૯. તમારી ઓફિસમાંથી તમારા શેઠને પૂછ્યા વિના તમે પેન્સિલ કે કાગળ ઘેર લઈ જાવ છો ?

૧૦. તમે માનો છો કે સીફતભરેલું જુઠાણું સારૂં છે ?

૧૧. તમારા ધંધામાં કે વેપારમાં તમે જાણીબૂઝીને કોઇ ખોટું કાર્ય કરવાનો પ્રયત્ન કર્યો હોય એવું તમને યાદ છે ?

૧૨. તમારાથી કોઇ ભૂલ થઇ હોય ત્યારે તમારા માથેથી ગાળિયું કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો છે ?

૧૩. તમે અગત્યના માણસો સાથે તમારે ખૂબ જ સબંધ છે; વાસ્તવિકમાં તેમ ન હોય છતાંયે એવી કોઇ ઉપર છાપ પાડવા પ્રયત્ન કર્યો છે ?

૧૪. તમે હંમેશાં ખુશામત કરો છો ?

૧૫. તમે અમુક એવા કોઇ નિયમો કર્યા છે કે જેના વિના તમે જીવી જ ન શકો ?

૧૬. તમે સમય પહેલાં પાંચ મિનિટ આમળ કામ પૂરૂં કરો છો ?

૧૭. તમારૂં કામ કઢાવવા માટે તમે કદી માંદા થવાનો ઢોંગ કર્યો છે ?

૧૮. તમને કોઇકે પાંચ મિનિટ ખોટી કર્યા હોય તો તમને પંદર મિનિટ ખોટી કર્યા છે એમ લાગે છે ?

૧૯. બીજા લોકોની ઠેકડી કરવામાં તમે પાવરધા છો ?

( "ગુજરાત સમાચાર"ના એક અંકમાથી. )

૨૦૦ માઇલ સુધી તરી જનાર

# અદ્‌ભુત તરૈયો

વૃદ્ધાવસ્થા તરફ પ્રયાણ કરતાં લોકો ધીમે ધીમે શ્રમજનક કાર્યો છોડતા જાય છે, ને શાંત જમાનામાં પાછલી જીંદગી પસાર કરતા હોય છે; ત્યારે આર્જેન્ટીનાનો વતની પેડ્રો કેન્ડીઓરી આજે ૫૨ વર્ષની વયે દુનિયાનો તરવાનો ચેમ્પીઅન છે અને હજુ પણ વધુ રેકર્ડો કરવાની આશા સેવી રહ્યો છે.

## પહેલો અનુભવ

આજે ૨૫ વર્ષથી, પેડ્રો લાંબાં અંતરો કાપવા માટે અખંડ મહેનત કરી રહ્યો છે. એનો જન્મ સાધારણ કુટુંબમા થયો હતો ને એની જુવાનીનો મોટો ભાગ પેડ્રો તરવા પાછળ ગાળતો હતો.

૧૯૨૨ મા પેડ્રોએ પહેલવહેલો આર્જેન્ટીનાની પરાના નદી તરવાનો પ્રયાસ કર્યો હતો અને મિત્રોને તેની પાછળ હોડીમા આવવા સમજાવ્યા. પૂરા ૧૨ કલાક પછી. એના મિત્રોને જ બીક લાગી કે પેડ્રોને વધુ પડતો શ્રમ પડશે ને તેથી તેઓ તેને ઘણી સમજાવટ બાદ કિનારા પર જવા સમજાવી શકયા.

## તર્યા જ કરે છે

ત્યારથી તે હંમેશ વહેલી સવારે ઉઠે છે અને કલાકો સુધી તર્યા કરે છે. બાકીના ભાગમાં પગને કસરત આપવા માટે માઇલોના માઇલો દોડે છે અને દોરડા કૂદે છે. એણે પરાના નદી તરવાનો પહેલો પ્રયાસ ૧૯૩૬ માં કર્યો, પણ મિત્રોની સમજાવટને પરિણામે બેરાડેરો શહેર પાસે તેણે પ્રયાસ પડતો મૂકયો; પણ ત્યારે તેને એક સંતોષ થયો કે, તેણે દુનિયાનો તરવાનો રેકર્ડ ૭૨ કલાક સુધી તરીને તોડયો હતો. પરન્તુ ઊંઘ તેને દરેક વખતે ગદ્દાત કરતી હતી. ૧૯૪૪ સુધીના ૯ પ્રયાસો દરમિયાન ઊંઘે તેને હઠાવ્યો હતો. ૧૯૪૪ માં એ છેક સાન પ્રસીડ્રો સુધી પહોચ્યો હતો, જે એના ૨૦૦ માઇલના ધ્યેયથી ફક્ત ૨૦ માઇલ છેટું રહ્યું હતુ.

## વર્ષોની સાધના!

હવે એનો દશમો પ્રયાસ હતો. એણે રોઝેરિયો બંદરેથી નદીમા ઝંપલાવ્યું. પ્રભાત ધુમ્મસવાળું હતું. અને ઠંડો પવન ફુંકાઇ રહ્યો હતો. એની સાથે હોડીમાં થોડા મિત્રો હતા—એઓ જ માત્ર તેના આ પ્રયાસ વિષે જાણતા હતા. એના માટે કાંઇ જ મોટી તૈયારીઓ કે જાહેરાત થઇ ન હતી; કારણ કે આ તેનો દશમો પ્રયાસ હતો; વળી વીસ, ત્રીસ કે ચાળીસ વર્ષની ઉમરે જે માણસ ૨૦૦ માઇલ ઓળગવા નિષ્ફળ બન્યો હતો તે આ વખતે સફળ નિવડશે એમ કઇ રીતે કહી શકાય! પરંતુ પેડ્રોના વિચારો આ પ્રવાહમાં નહોતા, નિષ્ફળતા તેને વધુ ને વધું સફળતા પ્રત્યે દોરી જતી હતી. તેનો આત્મવિશ્વાસ વધુ ને વધુ પ્રબળ બનતો જતો હતો. ૨૫ વર્ષથી તો એને માટે એણે તૈયારી કરી હતી. એ છોડી દેવાય પણ ખરી?

## સિદ્ધિની ક્ષણ

હવે આ એના છેલ્લા પ્રયાસમા એ તરતાં તરતા બ્યુનોસ આયરથી ૨૫ માઇલ આવેલ ટાઇગર સુધી બે દિવસ અને બે રાતમા પહોચ્યો હતો. ત્યાં એના મિત્રોએ જોયું

કે, એનું જોર ઓછું થતું જતું હતું. એની હંમેશની દુશ્મન નિદ્રા એના તરફ આવી રહી હતી. પાંચ માણસો પાણીમાં કૂદી પડયા અને તેની સાથે તરવા લાગ્યા. તેઓ ગાવા લાગ્યા. ટુચકા કહેવા લાગ્યા, ને જોર જોરથી પેડ્રોને હસાવવા લાગ્યા. પેડ્રોને જાગતો રાખવા તેઓએ બધા જ પ્રયત્નો કર્યા. પેડ્રો હવે તેના ધ્યેયથી, ૨૦૦ માઈલથી, ફક્ત ૧૫ માઈલ દૂર હતો. અને એના વિષેના ખબરો પણ વાયુવેગે સારા દેશમાં પ્રસરી ગયા હતા. આર્જેન્ટીનાનાં પ્રેસ રેડીઓએ તેને મુખ્ય મથાળાં આપ્યાં હતાં અને કલાકે કલાકે તેની પ્રગતિનાં નિવેદનો બહાર પડાતાં હતાં. ટોળાંઓએ કિનારો ઘેરી લીધો હતો.

## મળેલી સફળતા

પરંતુ હવેનો દરેક પા માઈલ દુઃખભર્યો ને ઉશ્કેરાટભર્યો હતો. પેડ્રોના હાથ સખત કળતા હતા. એનો ચહેરો પણ અનિદ્રાને પરિણામે નંખાઈ ગયો હતો. છેલ્લા પાંચ માઈલ દરમિયાન પેડ્રો ત્રણ વખત સૂઈ ગયો હતો ને પાણી નીચે ડૂબી ગયો હતો, પરંતુ અંદર શ્વાસ લેવાની શક્તિ ન હોવાને પરિણામે એ જાગી જતો ને ફરી પાછો મિત્રો તેને ઊંચકવા પાણીમાં પડે તે પહેલાં તરવા લાગી જતો.

## ૨૦૦ માઈલ ઓળંગ્યા

આખરે ૭૫ કલાક અને ૧૫ મિનિટ બાદ બ્યુનોઝ આયરની ૨૦૦ માઈલની હદ એ વટાવી ગયો. એને ફરતી ચોમેર હોડીઓ વિંટળાઈ વળીને ચારે તરફ ખુશાલીના પોકારો થતા હતા. કિનારા પરનાં ટોળાંઓ પણ ગાંડાં બન્યાં હતાં ને હર્ષનાદોથી વાતાવરણ ગજવી મૂકતાં હતાં. મિત્રોએ પેડ્રોને પાણી બહાર કાઢયો અને તેના પર ઠંડા બરફ જેવા પાણીની ડોલો છાંટી જેથી એ જાગે, અને વિજયનો આનંદ અનુભવે; પણ થોડા કે વધુ પાણીએ એને કાંઈ પણ અસર કરી નહિ. એ તો થાકનો માર્યો ઘસઘસાટ ઊંઘતો હતો. બહારથી બૂમો પાડતાં ટોળાંઓના જયનાદો તે સાંભળી શકતો નહોતો. પાંચ કલાક સુધી એ મીઠી નિંદરમાં પડયો હતો. ડોક્ટરોએ તેનું હૃદય, નાડી બધું તપાસ્યું. એ જાગ્યો એટલે એને સૌએ પૂછયું "કેમ છે?" "સરસ. પણ હું ખૂબ ભૂખ્યો છું. પહેલાં મને કંઈક ખાવાનું આપો."

## પહેલો પ્રયોગ

ડોક્ટરો તો આંખો ચોળતા હતા. તેઓ માથું ધૂણાવીને કહેતા હતા કે "આ મારી કલ્પનાશક્તિને બહેર કરી દે છે. આજે બાવન વર્ષની વયે આ માણસ આટલું તરે–૨૦૦ માઈલ! અને છતાં તેના શરીર પર તેની જરા સરખી પણ અસર ન થાય, એ ચમત્કાર અમારાથી નથી ઉકેલાતો." વળી પેડ્રો કાંઈ ૨૦૦ માઈલ ચાલ્યો નહોતો કે તેણે ઘોડેસ્વારી નહોતી કરી. પરંતુ તર્યો હતો ને તે કેટલું શ્રમજનક હોય! અત્યાર સુધી કોઈ માણસ આટલું તર્યો નથી.

## તરવો છે મહાસાગર

"હવે ફરી હું ક્યારે તરવાનો પ્રવાસ કરીશ એ તો હું નથી જાણતો," પેડ્રોએ કહ્યું, "પરંતુ એક વાત હું જાણું છું કે, હું આખો એટલાન્ટીક મહાસાગર તરી શકું તેમ ... ૧૮. તમને કોઈ ... એટલો જ છે કે ત્રણ દિવસમાં એક વખત ઊંઘ લેવાની મારી ... છે એમ લાગે છે? ...જરૂર કદાચ મને તેમ કરવા નહિ દે."

૧૯. બીજા લોકોની ટેક

(તા. ૩૦-૧૨-૪૬ના "પ્રવાસી"માંથી.)

# હજીયે આવું બન્યા કરે છે !

( ૧ )

તખુભા વ્યસની એકવાર કાંઇ પ્રસંગે સગાંવ્હાલાંમાં ગયા હતા. ત્યાં એમને આગ્રહ કરી ખૂબ દારૂ પિવડાવી ચકચૂર બનાવ્યા જ્યારે ભાન આવ્યું ત્યારે એક કાગળ જેના પર એમણે પોતાની સહી કરી આપી હતી તે બતાવ્યો. ગામના એક માણસની કન્યા પોતે કાંઇ પણ પહેરામણી સિવાય ગ્રહણ કરવાનું લખી આપેલું. તખુભા ગભરાયા તો ખરા. કારણ પોતે વૃદ્ધ હતા અને ઘેર પ્રૌઢ ઉમરનો પરણેલો દીકરો બે ત્રણ છોકરાનો બાપ હતો. પણ સામા માણસોએ દાદાગીરી કરવા માંડી એટલે તખુભાને વચન આપવું પડયું કે કાં તો હું પરણીશ કે કાં તો દીકરા લખુભાને એ કન્યા પરણાવીશ. ઘેર આવી વાત કરતાં પુત્રે પણ ઘરમાં કંકાસ ઘાલવા નામરજી બતાવી: બે ઓનું પોષણ કરવાની અશક્તિ પણ ખરી. તખુભાએ ઘણીયે કાકલુદી કરી. કુળવાનનું ( ચકચૂર દશામાં આપેલું ) વચન મિથ્યા થાય તો સાત પેઢીની આબરૂ જાય એવી દલીલ કરી ! લખુભા લગ્ન નહિ કરે તો છેવટે પોતાને એ કન્યા સાથે પરણવું પડશે એવો નિશ્ચય જાહેર કર્યો. લખુભાને લાગ્યું કે પોતાની દીકરી થાય એવડી કન્યાને ઘરમાં મા તરીકે આણવા કરતાં તો પત્ની તરીકે આણવી જ સારી. એટલે છેવટે લગ્ન કરી બાપની આબરૂની રક્ષા કરી. ઘરમાં જૂની અને નવી રોજ કડછી-તવેતાથી મહાભારતનું યુદ્ધ બજવી બતાવે છે, પણ કુળવાનનું વચન તો રહ્યું !



[ બ્લૉક : "પ્રજાબંધુ"ના સૌજન્યથી

( ૨ )

બહેન પાસે હું બેઠી હતી—ત્યાં એમનાં સંબંધી કેટલાંક બૈરાં મળવા આવ્યાં. એમાંની એકે કહ્યું: " આ આપણી નાનીની સગાઇ છેવટે નક્કી થઇ ગઇ. " ગામના ઊંચા કુટુંબનો છોકરો છે એ લોકો કન્યા જોવા માગતા હતા. સામાં આપણાથી તો બતાવવા જવાય નહિ ને અહીં જોવા આવે તો એમનાથી પછી ના કહેવાય નહિ, એટલે અમે...ગામ ગયાં ત્યાં આવીને લોકો કન્યા જોઇ ગયાં "—બહેને પૂછયું: " તમે છોકરો જોયો ? " તે બાઇએ કહ્યું: " ના " આપણે કન્યાનાં માબાપ-આપણાથી કેમ એવી માગણી કરાય ? "

બહેને પૂછ્યું: " છોકરો શું કરે છે ? "

" ત્યાં જ કાંઇ નોકરીમાં છે. "

" શી નોકરી છે ? "

" ખબર નથી. "

" પગાર કેટલો મળે છે ? "

" બરાબર ખબર નથી. "

" ઉંમર કેટલી છે ? " " ખબર નથી. હશે વીસ પચીસ. "

" કેટલું ભણ્યો છે ? "

" ખબર નથી. કોઇ કહેતું હતું કે મેટ્રીક કે એવો કાંઇ છે; વખતે બી. એ. પણું હોય. લગ્ન કરીને અમેરિકા જવાનો છે એમ સાંભળ્યું છે. "

" શું શિખવા ? "

" ખબર નથી. "

" પોતાના પૈસા ખરચીને જઇ શકે એવી સ્થિતિ છે કે પછી કોઇ મોકલે છે ? "
" ખબર નથી. "

આ " ખબર નથી "નો અંત જ નહોતો. છેવટે-બહેને પૂછ્યું " તમે ત્યારે કોની ભલામણથી સગાઇ કરી ? " " આપણી નાતનાં પેલાં ચંપાબહેન છે ને તે એ જ ગામે પરણ્યાં છે. એ એના મોટા ભાઇને ઓળખે છે ને તે બહુ સારો છે એમ કહેતાં હતાં. મોટો સારો છે એટલે નાનો પણ સારો જ હશે ને ! "

બહેને નિસાસો નાખી વધારે પૂછવાનું માંડી વાળ્યું.

( ૩ )

બાને હું એક દિવસ મળવા ગઈ ત્યારે એક નવાઈ જેવું દશ્ય જોયું. આગલા ને પાછલા ઓરડા વચ્ચેના બારણાનું એક બારણું ઉઘાડું હતું તેમાં ખુરસી મૂકી એ બેઠાં હતાં. એમના પગ પાસે શેતરંજી પર એક સો ટકા પાકો વેપારી દેખાતો માણસ બેઠેલો હતો. બીજું બારણું બંધ હતું. તેની પાછળ અંદરના ઓરડામાં કાળું લૂગડું પહેરલી એક સ્ત્રી બેઠી હતી અને ધીમે ધીમે કાંઇક બોલતી હતી-બા એનું બોલેલું પેલા માણસને કહી સંભળાવતાં હતાં. એમણે ખુલાસો કર્યો· આ મારાં નણંદ છે-સ્ટેટનાં ઠકરાણી છે-ને દીકરીને માટે વર શોધવા આવ્યાં છે. મેં પૂછ્યું " તમારાં નણંદ ? તમે તો કહેતાં હતાં કે તમારે કોઇ નણંદ નથી. ? " બાએ હસીને કહ્યું: " સગાં નણંદ નહિ. મારા સસરાના ભાયાતની દીકરી એ ઠાકોરને પરણાવેલાં. તે તો નાની ઉંમરમાં ગુજરી ગયાં. પછી આમની સાથે ઠાકોર પરણેલા. અમારામાં તો એ નણંદ કહેવાય. " મેં પૂછ્યું " આ ભાઇ કોણ છે ? " તેમણે કહ્યુ " મારી ઓળખાણના ઝવેરી છે. ઘણાં રજવાડાંમાં એમને ઓળખાણ ને લાગવગ છે. મારાં નણંદ બિચારાં વિધવા છે. છોકરીઓને પરણાવવાની મોટી



[ બ્લૉક : 'પ્રજાબંધુ'ના સૌજન્યથી

મુશીબત છે. ઠાકોર ગુજરી ગયા છે ને ગિરાસ માથે પર છે. હું અહીં છું એમ ખબર પડી ને મુંબઈમાં ઘણાં રજવાડાંનાં માણસો આવે જાય એટલે કદાચ જોગ બેસી જાય એમ ધારીને આવ્યાં છે. આ બાઈની ભલામણથી કાંઈ પત્તો લાગે એમ ધારી એમને બોલાવ્યાં છે. બહેનમા તો પડદો પાળે છે એટલે વાતચીત મારે કરાવવી પડે છે."

કેટલીક વાતચીત થયા પછી છેવટે ઠકરાણીએ કહ્યું: "ભાભી, એમને કહો કે બને તેટલું શોધે; પછી આગળ તો નસીબ છે."

બસ ! મા તરીકેની ફરજ પૂરી થઈ !

ભૌતિક વિજ્ઞાનના (Physics)ના નિયમ પ્રમાણે પરસ્પર વિરોધી અને પૂરક બળો એકઠાં થાય ત્યારે એક Parallalogram of forces રચાય છે. અહીં પણ તેવું જ એક ચોકઠું રચાતું હતું. પડદાની આડમાં બેઠેલી માતા, દુભાષિયાપણું કરવા સિવાય બીજો જેને રસ નહોતો એવી વ્યવહારમાં મનાતી ભાભી, ઝવેરાતના ધંધાને નામે લગ્નોની દલાલી કરી ખિસ્સાં ભરનાર વેપારી અને હજી અજ્ઞાત રહેલો વરપક્ષ એ બધાં ચારે તરફથી ખેંચાતાં-ધકેલાતાં બળોથી રચાયેલાં ચોકઠામાં વરકન્યા મારી મચડીને પોતાનું જીવન ગોઠવી બેસાડશે. અને રૂઢિચુસ્તો કહે છે, કે જૂની લગ્નપ્રથા જ સારી છે. જુવાનિયા મોહમાં તણાઈ ગમે તેવી પસંદગી કરી બેસે !

("જ્યોતિર્ધર"માંથી)                    —સરોજિની મહેતા

ગામડાંની ધૂળમાં

# રગદોળાતાં રત્ન

**ગુજરાતમાં જ માત્ર નહિ પણ મુંબાઇ પ્રાંતમાં કેળવણીની દુનિયામાં શ્રી. નાનાભાઇ ભટ્ટના નામથી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે. ભાવનગરમાં પચીસ વર્ષ સુધી દક્ષિણામૂર્તિ સંસ્થાનું સફળ સંચાલન કરી કેળવણીની દિશામાં અનેકવિધ સિદ્ધિઓ પ્રાપ્ત કર્યા પછી છેલ્લાં છ વર્ષથી રેલવે લાઇનથી એક માઇલ દૂર આવેલા ભાવનગર રાજ્યના આંબલા ગામનાં ગ્રામદક્ષિણામૂર્તિની સંસ્થા દ્વારા તેઓ લોકકેળવણી અને ગ્રામ સેવાનું કામ કરી રહ્યા છે. તા ૧૦ મીના રોજ સંસ્થાની વર્ષગાંઠના દિવસે યોજાએલા સમારંભના આરંભમાં સંસ્થાની વિધવિધ પ્રવૃત્તિઓનું દિગ્દર્શન કરાવનારૂં જે મનનીય વ્યાખ્યાન તેમણે આપ્યું તે ગુજરાતમાં કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારા સેવકોને અનેક રીતે ઉપયોગી થઇ પડશે એમ માની આખું વ્યાખ્યાન અહીં આપીએ છીએ—તંત્રી.**

અમારી સંસ્થાનો આજે વર્ષગાંઠનો દિવસ છે. વર્ષને અંતે હિસાબ કાઢવો જોઇએ ને દુનિયા સમક્ષ પોતાનું સરવૈયું ધરવું જોઇએ. એ રીત મુજબ હું પણ અમારા કામનું સરવૈયું આપના સમક્ષ ધરૂં છું.

એક સમય એવો હતો કે લોકો લાખો રૂપિયા ગુરુને ચરણે ધરી દેતા હતા અને શેમાં વાપર્યા અને શેમા નહિ એનો હિસાબ પણ માગતા ન હતા. ગુરુની સદ્‌ભાવના અને લોકસેવા ને શક્તિ ઉપર વિશ્વાસ રાખીને જ તેઓ તે લાખો રૂપિયા આપી દેતા. આજે પણ એવા દાન આપનારા માણસો હોઇ શકે, પણ એવા ગુરુ હોવાનો દાવો અમારાથી થઇ શકે તેમ નથી. અમારામાં એવી લાયકાત પણ નથી. એટલે અમારે તો દર વરસે અમારા કામકાજનો અને ખર્ચ કરેલા રૂપિયાનો હિસાબ સમાજ સમક્ષ ધરવો જ જોઇએ. અમે પોતે પ્રમાદી ન થઇ જઇએ એ માટે હિસાબ મૂકવો જોઇએ ને સમાજે ચકોર આંખે એ હિસાબ જોવો જોઇએ. એ અધિકાર સમાજનો જ છે.

### કોઇ કામ કરનાર નહોતું એટલે...

અમારી સંસ્થા એ નવા ચીલા જેવી સંસ્થા છે. ગામડાના ખેડૂત ભાઇઓને એનાં છોકરાંની કેળવણી મારફત પહોંચવું ને શક્તિ મુજબ એની સેવા કરી છૂટવી એ અમારો હેતુ છે.

એ કામ કોઇને મુશ્કેલ પણ લાગે. કોઇ એમ કહે કે કાઠીઆવાડની જમીન ખેડવી બહુ મુશ્કેલ છે. એમાં ઝાંખરાં અને જાળાં છે, ક્યાંક બાવળ ને બોરડી છે, ખીજડા પણ ઊભા હોય છે. પણ એ બધું ત્યાં સુધી જ છે જ્યાં સુધી એ બધાને કાઢી નાખી જમીનને ખેડી કરી સમથળ બનાવનાર કોઇ આવતું નથી. અમારા મકાનોમાં પહેલાં ઉધઇ થતી હતી. કેમ થતી હતી ? તે ઉધઇ કહે તમે કોઇ આવ્યા નહોતા એટલે. બોરડી કહે તમે કોઇ ન હતા એટલે હું આ ખેતરમાં ઊગી નીકળી. તમે જમીન ખેડો ને હું ભાગી જઉંઉ.

એની રીતે ગામડાંમાં ઉકરડા ક્યાંથી આવ્યા ? જ્યાં સુધી એને સાફ કરનારા કોઈ ન નીકળ્યા ત્યાં સુધી એ ઉકરડા વધતા જ ગયા. એટલે અમારે તો ઉકરડા સાફ કરવા જ રહ્યા. ગામડાંના જીવનમાં જે બોરડી, ઝાંખરાં ઊગી રહ્યાં છે એને સાફ કરી જમીનને સમથળ બનાવવાની જ રહી. બોરડી, ખીજડો, જાળાં, ઝાંખરાં અને ઉકરડા સામે મને કે મારા સાથીને ફરિયાદ કરવાનો અધિકાર નથી. આપણે તો હજી જુતીને ઢેફાં ભેડીએ એટલા મજબૂત થવું રહ્યું.

## એમને લુંટારાજ મળ્યા છે

ગામડાંના લોકો કામની કદર કરતા નથી એમ કોઈ ભલે કહે, પણ આપણે તેમ કહી શકીએ તેમ નથી. કારણ, ગામડાનાં લોકોને તો દોઢસો વરસથી જે કોઈ મળ્યા છે એ લુંટારા મળ્યા છે. એ આપણા નવા વેષ જોઈને જલદી છેતરાય એમ નથી. એમના મનમાં એમ છે કે આ નવા લુંટારા વળી ક્યાંથી આવ્યા ? એના પેટમાં પેસીને જોઈએ તો એ મનોદશા છે કે ભલે નવા નામે અને નવા વેશે પણ આ તો એના એ લુંટારા જ છે. એમાં એમનો વાંક નથી. કારણ કે આજ દિવસ સુધી એમને લૂંટનાર સિવાય બીજો કોઈ મળ્યો નથી.

આ રીતે ગામડાંની પ્રજા જાગ્રત ન થાય અને સાચી વાત સમજતાં ન શીખે ત્યાં સુધી સ્વરાજ્યનો કોઈ અર્થ નથી. ગામડાંનાં લોકો ઊંચે ન આવે, એના જીવનમાં થોડો ફેરફાર ન થાય, એનો આર્થિક બોજો હળવો ન થાય ત્યાં સુધી આ સ્થિતિ રહેવાની જ છે.

આ સ્થિતિમાં ફેરફાર કરવાનો અમારો પ્રયત્ન છે, પણ અમારા પ્રયત્ન તો તાવડીમાં ત્રસકા જેવા છે. કેટલાક કહે છે કે શોધી શોધીને આ આંબલા શું શોધ્યું ? એના કરતાં ભાવનગરમાં આવો તો હજાર વિદ્યાર્થી ભણવા આવે. ગામડામાં તો બધા બોથા જેવા, એના પાછળની મહેનત એટલે પથ્થર ઉપર પાણી. હું સમજું છું કે આ બધી વાત ઉપરથી એ લોકો શું કહેવા માગે છે.

## ઝવેરી કેમ નથી આવતા ?

પણ અમારું કામ જ જુદું છે. ગઈ કાલે જ હું વૈકુંઠભાઈને ગામ જોવા લઈ ગયો ત્યારે બતાવતો હતો ને કહેતો હતો કે, ગામડામાં આવાં રતન પડયાં છે, પણ એ રતન તો ધુળમાં પડયાં છે. એને પાસા કોણ પાડે ? જે દિવસે એને પાસા પાડનાર ઝવેરી આવશે છે તે દિવસે એ એની કિંમત થશે, પણ આવા ઝવેરી ગામડામાં આવવા—ઝવેરીને રાખવાનું પોસાણ થતું નથી. આમ તો આંબલા ગામ સેવકરામભાઈ જેવા સાધુને નમાવે છે ને પોતાના રોટલામાંથી એને રોટલો આપે છે. આંબલાના ખેડુતો મને કહે કે આવો નાનાભાઈ, અમારા રોટલામાં તમારો ભાગ. પણ સેવકરામભાઈ કરતાં મારો રોટલો એવો જબરો છે કે તાવડીમાં સમાતો નથી.

## ગામડાંની પ્રજા પાસે આપણો ત્યાગ શા હિસાબમાં

શહેરમાંથી અમે અહીં ગામડામાં ગામડાંના લોકોની સેવા કરવા આવ્યા, કેટલીયે ચીજ વસ્તુનો ત્યાગ પણ કર્યો. છતાં ગામડાના લોકો પાસે આપણો ત્યાગ શા હિસાબમાં ? અને અમે ત્યાગ કરી કરીને યે કેટલો ત્યાગ કરીએ ? અમારા ત્યાગની મર્યાદા છે, અમે તો સંક્રાન્તિકાળના માણસો છીએ. અમારાથી થાય તેટલો આ દિશામાં પ્રયત્ન કરીએ

છીએ, છતાં સાચા સેવકો તો ગામડામાંથી જ પેદા થશે. અને એ થશે ત્યારે સમાજમાં પલટો લાવી જે નવીન સમાજની રચના ગાંધીજી કરવા માગે છે એ રચના થશે. આપની સમક્ષ જે અહેવાલ રજૂ થયો છે એ અમારા જેવાં અધુરાં માણસોના કામનો અહેવાલ છે એટલે એ કામને પણ એ દૃષ્ટિથી જ જોજો.

### સેવકોને શોધી શ્રીમંતો સામેથી પૈસા આપે.

આટલા પ્રયત્ન પછી જે કોઇ ગામમાંના કામમાં રસ લેતા થયા છે તે એમ વિચારે કે ગામડાંના કામમાં પોતાની તમામ શક્તિ રેડી દેવી જોઇએ. તેમ શ્રીમંતોનો પણ ધર્મ છે કે તેમણે પણ પોતાની શક્તિ આ નવા કામમાં ખર્ચવી જોઇએ. કાઠિયાવાડના શ્રીમંતો જો રાહ જોશે કે ક્યારે આ ગામડાંના સેવકો પૈસા માગવા આવે તો એ બરાબર નહિ થાય. એમણે પોતે જ સેવકોને શોધી સામે ચાલીને પૈસાની બાબતમાં નિશ્ચિંત કરવા જોઇએ; નહિ તો અંગ્રેજીમાં મીણબત્તીને બન્ને છેડે બાળવાની કહેવત છે એના જેવું થશે અથવા તો શાલિગ્રામનો ઉપયોગ ઉપરવટણા તરીકે કરવા જેવું થશે.

### મહેનત વિના ગાદી શાની ?

અમે અમારી મર્યાદાની વચ્ચે રહીને કામ કરીએ છીએ. ખેડૂતની કેળવણી એ અમારો મુખ્ય વિષય છે. ખેડૂતો આજે જે ખેડ વેઠતરીકે કરે છે તે સમજણપૂર્વક કરે. આજે તો દરજી મને કહે છે ' નાનાભાઇ, મારા દીકરાને એવું શિક્ષણ આપો કે એને સંચો ચલાવવો ન પડે. બધા શ્રમજીવીઓને દેખાદેખીથી બચાવો, કારણ એ છે કે મહેનત વિનાના માણસોને તેઓ ગાદીએ બેસતાં જુએ છે. આ બધું ઉલટપલટ થવું જોઇએ. મહેનત કરનારા સમજપૂર્વક મહેનત કરે અને ગાદીએ બેસનારો પણ તન તોડીને કામ કરતો થાય એવી સ્થિતિ પેદા કરવા પ્રયત્ન કરવો જોઇએ.

### ખેડૂતો હવે ખેંચાઈ આવે છે.

અમારી મર્યાદાની દૃષ્ટિએ હું જોઉં છું ત્યારે મારું કામ મને સંતોષકારક લાગ્યું છે. એક વખત એવો હતો કે આંબલાની લોકશાળા માટે મારે વિદ્યાર્થીઓ માગવા જવું પડતું હતું. કારણ, ખેડૂતોને એમ લાગતું કે ભણાવવાથી છોકરો ખેડયના કામનો નહિ રહે. પણ આજે એમ નથી રહ્યું. આજે તો વિદ્યાર્થીઓનો આગ્રહ રાખતા નથી, પણ કપડાંને સાબુ દેવામાં આગ્રહ રાખે છે. એમાં ફેરફાર થવો જ જોઇએ. એટલું જ નહિ પણ સમગ્ર જીવનનાં મૂલ્યાંકનોમાં ફેરફાર થવો જોઇએ. આ ગૌશાળા દ્વારા ગાયોની ઓલાદ સુધારવાનો અમારો પ્રયત્ન છે. એટલું જ નહિ પણ આર્થિક દૃષ્ટિએ ગાય રાખવાનું ખેડૂતને કેમ પોસાણ થાય એ દિશામાં પણ પ્રયત્ન થઇ રહ્યો છે.

ગૌશાળા ઉપરાંત નાનું એવું ખાદી કાર્યાલય પણ ચાલે છે. આજે એમાં ઝાઝી ખાદી પેદા થતી નથી, પણ કપડાં તો જાતે કાંતીને પહેરીએ છીએ.

### કેળવણીનાં મૂળ ઘાલતું પ્રૌઢ શિક્ષણ

પ્રૌઢ શિક્ષણ વર્ગો અમારી એક વિશિષ્ટ પ્રવૃત્તિ છે. અમને અનુભવ છે કે આ વર્ગના પરિચયમાં નહિ આવીએ તો કેળવણી મૂળ જ નહિ ઘાલે. માબાપોનો સાથ સાધવો અને ઉનાળામાં વર્ગ ચલાવી એનાં બી નાખવાં એ સંસ્થાગત પ્રવૃત્તિ છે ને ગ્રામસેવા

મંડળ એમાં મદદ આપે છે. એની સાથે ભાગવત પારાયણ પણ લગાડી દીધું છે ને લોકશિક્ષણના અંગ તરીકે એનો સારો ઉપયોગ થાય છે. પ્રૌઢ શિક્ષણનું કામ ધીમે ધીમે વ્યાપક થતું જાય છે. ગોંડળ પાલીતાણામાંથી તો ખેડૂતો જ જાય છે. હવે પોરબંદર, જામનગરથી પણ શરૂઆત થઇ ચૂકી છે. એની સાથે મોટું કામ ગામડાંમાં વર્ધા યોજનાની કેળવણી આપવાનું. અમારી સમજણ પ્રમાણે ખેતીવાડી મારફત શિક્ષણ આપીએ છીએ.

### ટીટોડીનો પ્રયત્ન

ગ્રામ-વિદ્યાપીઠ અહીં ઊભી કરવાનું મારા મનમાં તો છે જ. પણ આજની હવામાં એની કલ્પના મૂર્ખાઇભરેલી લાગે છે. એની હવા હજી સુધી હું ઊભી કરી શક્યો નથી. એટલે મનમાં ને મનમાં ઘુંટયા કરું છું. ઘૂંટતાં ઘૂંટતાં પાકે ત્યારે ખરી. આ તો ભવિષ્યની વાત થઇ. પણ આજે યે એક વાત મારા મનમાં વસી છે અને તે એ કે આ વિદ્યાર્થીઓને ખેતીનું ઉંચું શિક્ષણ અહિં જ કેમ ન આપવું ? આ માટે ભાવનગર રાજ્યનાં કેળવણી અધિકારીને વાત કરી છે. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં આ વાત કરું જ છું. પણ અમારો પ્રયત્ન તો ટીટોડીનો પ્રયત્ન છે. શરૂઆતમાં એ નજીવો લાગે છે, પણ જે દિવસે એના ધા સાંભળીને ગરુડ જેવી કોઇ સમર્થ શક્તિ અમારી વહારે આવશે તે દિવસે કામ થશે. ત્યાં સુધી અમે તો આસન લગાવીને શ્રદ્ધાપૂર્વક બેઠા જ છીએ. અમારામાં જો ટીટોડીની નિષ્ઠા હશે તો સમુદ્ર ઉલેચાવાનો જ છે.

—શ્રી. નાનાભાઈ ભટ્ટ

( તા. ૨૫-૧૨-૪૬ ના " ગુજરાત સમાચાર "માંથી )

---

# કઈ કેળવણીના પરિણામે ?

એક દિવસ હું આણંદ જતો હતો. વચ્ચે પેટલાદ સ્ટેશન આવ્યું. ત્યાં બધાં ગાડીમાંથી ઊતરીને આણંદ જવાની ગાડીના પ્લેટફોર્મ પર ગયાં. એ નાના સ્ટેશન ઉપર ભજિયાંની સાઇકલ લારીવાળો ફરતો હતો. અને ખાસ અવાજથી ભજિયાં–સેવની જાહેરાત કરતો હતો.

મારા ડબ્બામાં ભાદરણથી પેટલાદ આવેલી ગાડીનાં ભાઇબહેન બેઠેલાં હતાં, તેમાંના એક બહેને ત્રણ આના આપીને પાશેર ભજિયાં લીધાં. અને કેડમાં લીધેલા નાના છોકરાને ખાવા માટે તેમાંથી ભજિયું આપ્યું. આ વખતે તેનો ભાઇ તેની પાસે ઊભો હતો. તે ઠીક ઠીક ભણેલો હશે, એમ તેના પોશાક અને રીતભાત પરથી લાગતું હતું.

પેલા બાળકે ભજિયું મોંમાં તો મૂક્યું, પણ તીખું લાગવાથી થૂ થૂ કરી થૂંકી નાખ્યું. હું ઊભો ઊભો વિચાર કરતો હતો કે આ મા કેવી ? પોતાના બાળકને શું ખવરાવવું અને શું ન ખવરાવવું તેનું ય ભાન નથી ! અને તેના સગા ભાઇ જેવો જણાતો એક ભાઇ ભણેલો જણાય છે તે પણ કંઇ કહેતો નથી !

મેં તે બહેનને પૂછ્યું: ' બહેન, ક્યાં જવું છે ? '

જવાબ મળ્યો: ' બોરસદ. '

અને મનમાં પ્રશ્ન થયો કે બોરસદ જવું હોય તો પેટલાદ થઈને શું કામ જવું પડે? મેં ફરીથી પૂછ્યું: " બહેન, ક્યાંથી આવો છો ? "

જવાબમાં "......ગામથી."

" ત્યાંથી તો બોરસદ અઢી માઉ છેટું છે. જો ઘેરથી ચાલી નીકળ્યાં હોત તો ક્યારનાંએ બોરસદ પહોંચી ગયાં હોત. " મારાથી કહ્યા વિના રહેવાયું નહિ.

મેં પૂછ્યું: " આ સાથે ઊભા છે તે તમારા સગા લાગે છે. "

બાઈએ કહ્યું: " હા, એ મારા ભાઈ છે. "

મેં કહ્યું: " આ તમે બંને જુવાન છો. સાથે બીજું કંઇ વજન નથી. અને કલાક પહેલાં ઘેરથી નીકળ્યાં. એટલામાં આ ભજિયાં લીધાં. તે વળી આ નાના ધાવતા છોકરાને આપો છો. તમે જાણો છો કે એ ભજિયાં કેવાં હોય છે ? એમાં તેલ કેટલું ખરાબ હશે, અને એનો બનાવનાર કેવો હશે-એનો કંઇ વિચાર કર્યો ? આવો ખોરાક ખાય, તો સાજો માણસે ય માંદો પડે. અને તમે તો આ નાના છોકરાને આપો છો ! "

" એ રડે ત્યારે શું કરીએ ? " બાઈ બોલી.

મેં કહ્યું, " ઘેરથી નીકળતી વખતે કેમ વિચાર નહિ કર્યો કે છોકરું રડશે ત્યારે શું કરીશ ? જો ખાવાનું આપવું હતું તો ઘેરથી બનાવીને કંઇ લાવવું હતું ને ? પણ આવો ગંદો ખોરાક અપાય ખરો ! "

બહેન કહે, " ઘેરથી લાવીએ છીએ તે સુવો ખાતો નથી. "

મેં કહ્યું : " એવી મા કેવી, કે જેના હાથનું તેનો છોકરો ન ખાય ? "

એટલામાં ખંભાતથી ગાડી આવી. બધા તેમાં બેઠા. એ બહેન બેઠી, તે ખાનામાં હું પણ બેઠો.

ગાડી ઊપડવાની સીટી વાગી. છોકરે અચાનક પાણી માગ્યું.

બહેન કહે, " બળ્યું, આ તો ગાડી ઉપડી અને છોકરાને પાણી પાવાનું રહી ગયું. "

મેં કહ્યું : " હજી વાર છે. ( પેલા ભાઈને ઉદ્દેશીને ) આ સામો નળ છે. જાઓ અને લોટામાં પાણી ભરી લાવો. "

બહેન : " લોટો લેવાનું ભૂલી ગયાં. "

" ઘેરથી નીકળતી વખતે મને યાદ આવ્યું હતું, પણ ટ્રેન ઉપડી જશે એવું લાગવાથી મારા ભાઈએ કહ્યું કે લોટા વગર ચાલશે. પેટલાદ સ્ટેશને નળ છે, અને હમણાં પહોંચીશું. " બહેને સાચી વાત કહી દીધી.

" પણ છોકરો લોટે જાય તો શું કરો ? " મેં ફરી પૂછ્યું.

" આ તો ખરા છે, પૂછપૂછ જ કરે છે ! આટલી બધી ખબર અમને ન પડી. " બાઈના અવાજમાં કંટાળો હતો.

મેં કહ્યું: " તમે બોરસદ શી રીતે જશો ? આણંદથી મોટર જતી નથી ? " જુવાન ભાઈ કહે, " મોટર ચાલુ છે. હજુ થોડા દિવસ પર હું ગયો હતો ને ! "

મેં કહ્યું, " મારા મિત્ર કહેતા હતા, કે પરમીટની તકરારને કારણે તે ત્રણ દિવસથી બંધ છે. "

બહેને કહ્યું, "ત્યારે ભાઇ, આપણે આણંદ થઇને બોરસદ જઇએ."

એટલામાં અમાસ સ્ટેશન આવ્યું. અને સામે ઘોડાગાડી ઉભેલી જોઇ બંને ઊતરી પડ્યાં. સાથે બેઠેલા મિત્રે કહ્યું, કે આ ઘોડાગાડીવાળા જણ દીઠ બબ્બે રૂપિયા બોરસદ જવાના લે છે."

મારા મનમાં અનેક વિચારો આવવા લાગ્યા આ જુવાનિયાઓને પૈસાની શી પડી છે ? ત્રણ કે છ ગાઉ ચાલીને ઘેરથી બોરસદ જઇ આવ્યા હોત, તો એક પૈસાનો ય ખર્ચ ન થાત, ચાલવાની કસરતથી શરીર મજબૂત થાત, અને વેળાસર ઘેર પહોંચી જાત એટલું ચાલવાનું છોડીને ગાડીમા આવ્યા ! હવે આગાસથી બબ્બે રૂપિયા ઘોડાગાડીનો ખર્ચ કરશે, રસ્તામા નકામો નુકસાનકારક ખોરાક લઇ શરીર બગાડશે, અને પૈસા ખર્ચશે ' આમ દશ રૂપિયાનું પાણી કરશે અને તે પૈસા મેળવવા અનેક ઊંધા-ચત્તા ધંધા કરશે.

આમ તંદુરસ્તી ખોશે, તબિયત બગાડશે, આળસુ બનશે અને આ બધા માટે ઊંધાચત્તા ધંધા કરી માણસાઇ ખોશે. આ બધુ કઇ કેળવણીનું પરિણામ હશે ?

—શ્રી. રવિશંકર મહારાજ

( "ઊર્મિ-નવરચના"ના જાન્યુઆરી '૪૭ ના અંકમાથી )

---

# આવતા માસની કાર્યદિશા

૧ મકાનવાળાં તેમ જ મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાની સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે.

૨ જાન્યુઆરી માસ આખર પૂરી થતી ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો.

૩ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. અને વિષયવારી નોંધવહી છેલ્લા દાખલ થયેલા પુસ્તક સુધી અદ્યતન બનાવો.

વડોદરા, ૧
૧૧

ઉ. મો. પટેલ

મધ્યવર્તી પુસ્તકાલય સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત અંક ૧ સને ૧૯૪૬–૪૭

# વિષય

## પુસ્તકોની ભલામણ

નીચે જણાવેલાં પુસ્તકો તથા " આકાશગંગા " નામનું દ્વિમાસિક ગ્રામપુસ્તકાલયોને પોતાના પુસ્તકાલયોમાં જરૂર પ્રમાણે વસાવવા ભલામણ કરવામાં આવે છે.

| | પુસ્તકનું નામ | લેખક અથવા પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|---|
| ૧. | શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત | સુરેશ ગાંધી | ૩–૦–૦ |
| ૨. | અમર યાદ–ભા. ૨ | મોતીભાઈ ટી. પટેલ, વડોદરા | ૨–૮–૦ |
| ૩. | રાખના રમકડાં | સી. શાન્તિલાલની કું., મુંબાઈ | ૩–૮–૦ |
| ૪. | રૂપાં | આર. આર. શેઠની કું, ,, | ૩–૦–૦ |
| ૫. | ગીરનારના ખોળે | ,, | ૪–૦–૦ |
| ૬. | રાજરોષ | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૩–૦–૦ |
| ૭. | અપ્સરા–ખંડ ૨ | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૪–૦–૦ |
| ૮. | ખગોળપ્રવેશ | છોટુભાઈ સુથાર, આણંદ | ૨–૪–૦ |
| ૯. | વિશ્વદર્શન | ,, ,, | ૧–૪–૦ |
| ૧૦. | આકાશના તારા–નકશા | ,, ,, | ૪–૦–૦ |
| ૧૧. | કદમ કદમ બઢાયે જા | ફૂલછાબ કાર્યાલય, રાણપુર | ૩–૮–૦ |
| ૧૨. | શ્રી કૃષ્ણ રહસ્ય | શ્રી. ન્હાનાલાલ યાજ્ઞિક, આમળા | ૧–૪–૦ |
| ૧૩. | Witty Tales of Badshah & Birbal | એન. એમ. ઠક્કરની કું., મુંબાઈ | ૬-૧૨-૦ |
| ૧૪. | જગતના મંદિરમાં | ગુણવંતરાય આચાર્ય | |
| ૧૫. | ઉલ્કા | આર. આર. શેઠની કું. મુંબાઈ | ૪–૮–૦ |
| ૧૬. | કેસરની કેફીઅત | જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ | ૨–૮–૦ |
| ૧૭. | નેતાજીના સાથીદારો | સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ | ૨-૧૨-૦ |
| ૧૮. | જગતના વિધાયકો | સી. શાન્તિલાલની કું. મુંબાઈ | ૧–૮–૦ |
| ૧૯. | ત્રિપુટી | શ્રી. ગોવિંદભાઈ અમીન, મુંબાઈ | ૨–૮–૦ |
| ૨૦. | મરૂકુંજ (ત્રીજી આવૃત્તિ) | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. | ૧–૦–૦ |
| ૨૧. | કુંવારી વહુ | સી. શાન્તિલાલની કું. મુંબાઈ | ૨–૮–૦ |
| ૨૨. | સંસ્કૃતિનાં વ્હેણો | ચંદ્રભાઈ ભટ્ટ. | ૧-૧૨-૦ |
| ૨૩. | રાજ્યાભિષેક | જેઠાલાલ ત્રિવેદી , | ૩–૦–૦ |

વડોદરા,
તા. ૧૦–૧–૧૯૪૭

છ. મો. પટેલ
મ. વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતું.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૧ મું | ફેબ્રુઆરી-૧૯૪૭ | અંક ૧૪ મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

શ્રીમતી સરોજિની નાયડુ હીરકમહોત્સવ અભિનંદન ગ્રંથ પ્રગટ કરવાની તૈયારીઓ ચાલી રહી છે. પંડિત જવાહરલાલ નેહરુ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ, ડૉ. પટ્ટાભી સીતારામૈયા તથા બીજા હિંદી આગેવાનોના લેખો તેમાં આવવાની વકી છે.

સલાહકાર મંડળમાં જોડાવા માટે સર એસ. રાધાકૃષ્ણને હા પાડી છે. આ મંડળમાં ડૉ. મુલકરાજ આનંદ, કાઝી અબ્દુલ ગફાર, શ્રી. રાજગોપાળ સિંઘી તથા શ્રીમતી ગુપ્તાનો સમાવેશ થાય છે.

આ ગ્રંથમાં શ્રીમતી નાયડુના જીવન તથા પ્રવૃત્તિ વિષેના લેખો આવવા ઉપરાંત, તેમનાં પ્રગટ તથા અપ્રગટ કાવ્યોમાંથી ઉતારા પણ આવશે. ઉપરાંત હિંદ તથા પરદેશના પ્રખ્યાત લેખકોના લેખો આવશે.



લાહોરમાં ઉર્દૂ ભાષાના મહાન લેખકો તેમજ કવિઓ ઉત્પન્ન થયા છે. (પંજાબીઓ,-પછી ભલે તે હિંદુ હોય કે મુસલમાન-બોલવામાં પંજાબી તથા લખવા-વાંચવામાં ઉર્દૂ ભાષાનો ઉપયોગ કરે છે. ) ઉર્દૂ ભાષાનું મોટું પ્રકાશનસ્થળ દિલ્હી કે લખનૌ નથી; પરંતુ લાહોર છે એ વાત વિચિત્ર હોઇ ઘણાને પસંદ નથી.

ઉર્દૂ ભાષામાં તથા તેનાથી ઊતરતી સંખ્યામાં અંગ્રેજી ભાષાનાં પ્રકાશનો પ્રગટ કરતી ઘણી સંસ્થાઓ લાહોરમાં છે. લગભગ બધી સંસ્થાઓ મોટા વેપારીઓ ચલાવે છે. તેઓ ધાર્મિક તથા પ્રગતિશીલ સાહિત્ય, પાઠ્યપુસ્તકો અથવા બિભત્સ ગણાય તેવું સાહિત્ય પ્રગટ કરે છે. તેનો અર્થ એ નથી કે તેમને આવા સાહિત્યમાં રસ છે પરંતુ તેમને તેમાં નફો મળે છે.



ટૂંકી વાતોના પ્રસિદ્ધ લેખક રાજેન્દ્રસિંહ બેદીએ એક નવો અખતરો કર્યો છે. તેમણે બીજા કેટલાક લેખકોની મદદ વડે 'સંગમપ્રકાશકો' નામથી પ્રકાશન સંસ્થા ખોલી છે. આ એક સહકારી સંસ્થા છે. જેને પોતાની સંસ્થા ગણી શકાય તેની સાથે કામ લેવામાં લેખકોને પણ આનંદ પડે તે સ્વાભાવિક છે.

સંગમ પ્રકાશકોએ ગદ્ય તથા પદ્યનાં મળીને બારેક પુસ્તકો પ્રગટ કર્યાં છે. શેખોવના જગપ્રસિદ્ધ રશિયન પુસ્તક ' એન્ડ ક્વાયેટ ફ્લોઝ ધી ડૉન 'નું ઉર્દૂ ભાષાંતર, દેવેન્દ્ર સત્યાર્થીનાં

*અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસનાં કેટલાંક રાજ્યોમાં ફરતાં પુસ્તકાલયો એટલાં લોકપ્રિય થઈ પડયાં છે કે કાયદા દ્વારા તેના માટે ફેડરલ મદદ માગવામાં આવી છે. એક ખટારામાં સમાઈ શકે તેટલાં પુસ્તકો ભરવામાં આવે છે અને ગ્રંથપાલ તે હાંકે છે દેશનાં ૮૦૦૦ મફત જાહેર પુસ્તકાલયો જ્યાં પહોંચી શકતાં નથી તેવા ગ્રામ્ય પ્રદેશોમાં તે પહોંચી જાય છે. સ્થાનિક પુસ્તકાલયની માફક બે અઠવાડિયા માટે પુસ્તકો આપવામાં આવે છે. આ હિલચાલને અંગે એક ઓહિયો સ્ટેટમાં જ ઓગણત્રીસ ફરતાં પુસ્તકાલયોએ ૧૯૪૫માં પચીસ લાખ કરતાં વધારે પુસ્તકોનો ફેલાવો કર્યો હતો.



*કાનડી ભાષાના સાહિત્યમાં એક નવું સાહસ શરૂ થયું છે. મહિસૂર રાજ્યની શિક્ષિતતા મંડળ માટે શ્રી. જી. હનુમંતરાવે ' પુસ્તક પ્રપંચ ' નામના માસિકની શરૂઆત કરી છે. તેમાં બીજી ભાષાઓમાં પ્રગટ થયેલ પુસ્તકોનો સંક્ષિપ્ત સાર તેમ જ કાનડી ભાષાનાં નવાં પુસ્તકોનો પરિચય આપવામાં આવે છે. નવા માસિકનો દેખાવ આકર્ષક છે તથા તે સચિત્ર પણ છે.



*ભોર રાજ્યના સ્થાપક શ્રી. શંકરજી નારાયણની સંવત્સરીના દિવસે રૂા. ૩૦૦)નું શંકરજી નારાયણ પારિતોષિક ચાર મરાઠી લેખકો વચ્ચે વહેંચી આપવામાં આવ્યું હતું. આ ચારે લેખકોએ તે પ્રસંગે પોતપોતાના વિષયો પર ભાષણો આપ્યાં હતાં. આવતા વર્ષે આ પારિતોષિક, ઐતિહાસિક દસ્તાવેજો પર રચાયેલ શ્રી. શંકરજી નારાયણના શ્રેષ્ઠ જીવન ચરિત્ર લખનારને આપવામાં આવનાર છે.



*પૂનાની ધી ડક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટીએ રૂા. ૬૦થી માંડીને રૂા. ૧૦૦) સુધીના કુલ રૂા ૮૭૦નાં ઈનામો ૧૯૪૫–૪૬ના ઉત્તરાર્ધમાં મરાઠી લેખકોને આપ્યાં છે. દર રૂા. ૧૦૦)નાં બે ઈનામો શ્રી. ડી. વી. જોશીને ' અદ્વૈત સિદ્ધાંત દર્શન ' માટે તથા શ્રી. જી પી. ભાવેને ' જમરયા રાજકારણાત ' માટે આપવામાં આવ્યા હતાં.



' સંસ્કૃતના અભ્યાસ પર સર વિલિયમ જોન્સનો પ્રભાવ ' પર આલ્ફ્રેડ માસ્ટરે લંડન યુનિવર્સિટી સ્કૂલ ઑફ ઓરિએન્ટલ એન્ડ આફ્રિકન સ્ટડીઝના બુલેટિનમાં એક નોંધ લખી છે. તે લખે છે કે ' તેના આવ્યા પહેલાં હિંદ સંબંધી માહિતી પર્શિયન સાધનો તથા મુસાફરોના રિપોર્ટો દ્વારા મળતી હતી. સર વિલિયમ જોન્સના હિંદ આવ્યા પછી એકાદ વર્ષે ૧૭૮૫માં ચાર્લ્સ વિલ્કિન્સનું ભગવદ્દગીતાનું ભાષાંતર પ્રગટ થયું હતુ. ૧૭૯૧ માં તો તેણે વોરન હેસ્ટિંગ્સને જણાવ્યુ હતું કે ' હું પંડિતો સાથે દેવોની ભાષામાં વાત કરી શકું છું. '

સંસ્કૃત સાહિત્યની તેની સેવા શાકુંતલ, ગીત ગોવિંદ, હિતોપદેશ કે મનુસ્મૃતિના ભાષાંતર પર જ નિર્ભર નથી હિંદ સંબધી વિવિધ વિષયો પર તેણે પ્રસંગોપાત પુષ્કળ લેખો તથા અંગ્રેજી કાવ્યો લખ્યાં હતાં.

તેણે હિંદમાં ઘણા બ્રિટિશ જનોને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા લલચાવ્યા હતા.

ગેટે અને હાર્ડરે શાકુંતલનું તેનું જર્મન ભાષાંતર વાંચ્યું હતું. જર્મનીમાં તથા તેથી થોડે અંશે ફ્રાંસમાં વૈજ્ઞાનિક પદ્ધતિથી સંસ્કૃતના અભ્યાસ પર તેણે પ્રભાવ પાડયો હતો.



*૩૦મી જૂને પુરા થતા ત્રણ મહિનામાં સિંધમાં પ્રગટ થયેલ પુસ્તકોની યાદી જોતાં સિંધી ભાષાના વિકાસનાં ચિહ્નો દૃગ્ગોચર થાય છે. સાહિત્યવિષયક જાહેરાતને લાગેવળગે છે ત્યાં સુધી એમ કહી શકાય, કે હિંદની ભાષાઓમાં સિંધી ઓરમાયું બાળક છે.

ઉપલા ત્રણ માસમાં પાઠ્ય પુસ્તકો તથા પત્રિકાઓને બાદ કરતાં, સિંધી ભાષામાં જીવનચરિત્રો, નવલકથાઓ, નવલિકાઓ, રાજકારણ તથા કાવ્યના ગ્રંથો પ્રગટ થયા છે–સંખ્યાબંધ અનુવાદો પ્રગટ થયા છે. તેમાં શેખ સાદીના ગુલિસ્તાનનો તથા હૉલકેઇનની એક નવલકથાનો સમાવેશ થાય છે.



બ્રિટનનાં વર્તમાનપત્રો કેવી રીતે ચાલી રહેલાં છે તેની તપાસ કરવા માટે શાહી કમિશન નીમવાનો બ્રિટિશ પાર્લામેંટે નિર્ણય કર્યો છે. એવું જણાવવામાં આવે છે કે વર્તમાનપત્રોને એકહથ્થુ કરવાના વલણ પ્રત્યે જનસમાજમાં ચિંતા ઉત્પન્ન થતાં વર્તમાનપત્રોની આર્થિક સ્થિતિ, સત્તા, વ્યવસ્થા અને માલિકીની તપાસ કરવાની જરૂર પડી છે.

વર્તમાનપત્રો સંબંધી 'ઇસ્ટર્ન ઇકોનોમિસ્ટ'માં નીચેના આંકડા આપેલા છે. આ આંકડા મુખ્ય રાષ્ટ્રીય વર્તમાનપત્રોના ૧૯૪૬ ના ઉનાળાના દરરોજના ચોખ્ખા વેચાણના અડસટ્ટાના છે.

| | | | |
|---|---|---|---|
| ડેઇલી એક્સપ્રેસ | ૩,૪૬૫,૦૦૦ | ડેઇલી ગ્રાફિક | ૯૯૯,૦૦૦ |
| ડેઇલી મિરર | ૨,૪૦૦,૦૦૦ | (અગાઉ ડેઇલી સ્કેચ) | |
| ડેઇલી મેઇલ | ૨,૦૩૫,૦૦૦ | ડેઇલી ટેલિગ્રાફ | ૮૩૫,૦૦૦ |
| ડેઇલી હેરલ્ડ | ૧,૭૫૦,૦૦૦ | ધી ટાઇમ્સ | ૨૨૯,૦૦૦ |
| ન્યુસ ક્રોનિકલ | ૧,૬૦૦,૦૦૦ | ડેઇલી વર્કર | ૧૦૬,૦૦૦ |

દૈનિક પત્રોની આર્થિક સ્થિતિની હકીકત વધારે રસ પડે તેવી છે. ગ્રેટ બ્રિટનનાં રાષ્ટ્રીય પત્રો છ મોટા વિભાગોમાં વહેંચાયેલાં છે. દરેક વર્તમાનપત્રનું દૈનિક વેચાણ સરેરાશ વીસ લાખ નકલોનું ગણતાં, વેચાણની વાર્ષિક આવક પંદર લાખ પૌંડની થાય. ૧૯૩૮માં એક વર્તમાનપત્ર છાપવાનું ખર્ચ સાડીસત્તાવીસ લાખ પૌંડનું આવતું અને વેચાણ વધારવા માટે પાંચ લાખ પૌંડ ખરચાતા. જાહેરખબરની આવકમાંથી આ ખોટ નીકળી જતી, એટલું જ નહિ પરંતુ શેરહોલ્ડરોને સારો નફો મળતો. એવી ગણતરી કરવામાં આવી છે કે જાહેરખબરોથી વર્તમાનપત્રોને બે કરોડ દશ લાખ પૌંડની આવક થતી હતી. જાહેરખબરની આવકના વિધવિધ વિભાગો પણ રસપ્રદ છે. ખોરાક તથા પીણાની જાહેરખબરમાંથી પચાસ લાખ પૌંડથી વધારે આવક થતી હતી; ઘરગથ્થુ સાધનોની જાહેરખબરમાંથી તેથી થોડી ઓછી; પેટન્ટ દવાઓમાથી ત્રીસ લાખ પૌંડથી સહેજ વધારે, કપડાંમાંથી સાડાબાર લાખ પૌંડ. અત્યારે પણ આ જ સ્થિતિ છે. વર્તમાનપત્રના ધંધાની તપાસ કરવાનો સરકારી હેતુ રાજકીય છે. સમાજવાદ વિરોધી વલણ ધરાવનારી ચાર વ્યક્તિઓ–બીવરબ્રુક, રોધરમિયર, કેમ્સ્લી અને કેમરોઝ–મતદારોના મોટા વિભાગના મતોનું નિયંત્રણ કરે તે ઘણું અનિચ્છનીય ધારવામાં આવે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

આ લેખમાંની * નિશાનીવાળી નોંધ "ઇન્ડિયન પી. ઇ. એન.' પરથી લીધેલી છે.

# છાપખાનાની સ્વતંત્રતાનો ઇતિહાસ

છાપખાનાની સ્વતંત્રતા ! નાઝી જર્મનીમાં તેનો અભાવ છે તેમ બતાવવા માટે બ્રિટનના જાહેરજીવનમાં પડેલા પુરુષો તેના અભાવ પ્રતિ તિરસ્કાર વ્યક્ત કરે છે. પરંતુ એક સમય એવો પણ હતો કે જ્યારે બ્રિટનની જનતાને પાર્લમેન્ટના રિપોર્ટો છાપવાની પણ મનાઈ હતી. વૉલ્પોલના સમયમાં જ્યારે પૈસો પુષ્કળ પ્રમાણમા વેરવામા આવતો હતો અને હાજી હા કરનારાઓ પ્રત્યે મહેરબાની બતાવવામાં આવતી હતી ત્યારે પાર્લમેન્ટના માનવંત સભ્યોનાં ભાષણો અને પ્રવૃત્તિઓની ખબર છાપવાથી અપમાનસ્તંભ પર જવાનો અથવા જેલયાત્રા કરવાનો પ્રસંગ આવતો હતો.

તે વખતના ' સેન્સર 'ની આંખો આંજવા માટે વિશિષ્ટ પ્રકારનો યુક્તિઓ વાપરવામા આવતી હતી. સ્થળો અને વ્યક્તિઓને છુપાવીને, તથા જોડી કાઢેલાં નામો વાપરીને ડૉ જૉન્સન કામકાજનો અક્ષરશઃ રિપોર્ટ છાપતો હતો. એક બીજો લેખક ' લિલિપુટની સેનેટ ' તરફથી મળેલ રિપોર્ટ છાપતો હતો.

ચોરીચૂપકીથી મેળવેલ તથા સ્મરણશક્તિ પરથી ઉપજાવી કાઢેલ આ રિપોર્ટો બહુ ચોક્કસ ન હોય તે સ્વાભાવિક છે. આ રિપોર્ટોની અચોક્કસતા કાયદાનો અમલ સહેલો બનાવતી હતી. ઇ. સ. ૧૭૭૧ માં આમસભાએ સભાની ચર્ચાની પ્રસિદ્ધિ અટકાવતો ઢંઢેરો પ્રગટ કર્યો હતો.

પરંતુ આમસભાને પોતાના શબ્દો પાછા ગળવા પડયા અને જૉન વિલ્કિએ બ્રિટનના લોકો તથા બ્રિટનનાં વર્તમાનપત્રો માટે, તેમની પ્રતિનિધિ સભાના કામકાજના રિપોર્ટોની ચર્ચા કરવાનો તથા પ્રગટ કરવાનો હક્ક પ્રાપ્ત કરાવ્યો. આમસભાનો મહાન સભ્ય ચૅથામ તેને તિરસ્કારમાં ' પ્રકૃતિયે દુરાચારી ' કહેતો હતો. ઇતિહાસકારોએ તેને વખોડી કાઢયો છે તથા રાજદ્વારી પુરુષોએ તેની મશ્કરી કરી છે, પરંતુ તેના સમયના લંડનવાસીઓ તેને ઉદ્ધારક તરીકે પૂજતા હતા.

જૉન વિલ્કિસનો જન્મ, ૧૭૨૭ ના ઑકટોબરની ૧૭ મી તારીખે ક્લાર્કૅન્વેલના એક શ્રીમંત ભઠ્ઠી ગાળનારને ત્યાં થયો હતો.

૧૭૫૪ માં તે બર્કીંગહામ શાયરનો ઉચ્ચ શેરીફ બન્યો. અહીંઆં જ તે જનતાની દષ્ટિએ ચડયો. વર્ષના પાછલા ભાગમાં બર્વિક વિભાગમાંથી પાર્લામેન્ટના સભ્ય તરીકે ઉભા રહેવાનો તેણે યત્ન કર્યો. એમ કહેવાય છે કે તેના વિરોધીના મતદારોને લંડનથી સ્કૉટલંડ લઇ જવાને બદલે નોર્વેમાં લઇ જવા માટે તેણે એક વહાણના કેપ્ટનને લાંચ આપી હતી. આ કાવતરા છતાં તે ચૂંટણીમાં નિષ્ફળ નીવડયો પરંતુ તેના યત્નો ( આ બધું સત્તાવીશ વર્ષની ઉંમરે તેણે કર્યું હતું ) અઢારમી સદીની લાંચરૂશ્વત પર પ્રકાશ પાડે છે.

રાજકારણની સુવર્ણભૂમિમાં તેણે પ્રવેશ કર્યો તે પહેલાં ત્રણ વર્ષ વીતી ગયાં. ૧૭૫૭ માં તે એલ્સબરી તરફથી પાર્લામેન્ટનો સભ્ય ચુંટાયો. આ ચૂંટણીમાં તેને સાત હજાર પાઉંડનું ખર્ચ થયું હતું.

છેલ્લા થોડા સમયથી તેણે પોતાના વર્તમાનપત્ર ' ધી નોર્થ બ્રિટન 'માં બ્રિમ પ્રભુત્વ પર નિંદાત્મક ( પણ સાચા ) આક્ષેપો કર્યાં હતા. તેણે લખવામાં કંઇ બાકી રાખી નહોતી. પછી તેના પ્રખ્યાત ' નંબર ૪૫ ' માં તેણે હદ છોડી દીધી. સરકાર ખળભળી ઉઠી. જનરલ વોરન્ટ લઇને તેના ઘરની જડતી લેવામાં આવી અને તેનાં કાગળિયાંઓ જપ્ત કરવામાં આવ્યાં, વિલ્કિને લંડનના ટાવરમાં પૂરી દેવામાં આવ્યો.

પરંતુ આ થોડા સમય સુધી ચાલ્યું. તેના મિત્રોને આ બનાવની ખબર પડતાં તેઓએ હેબિયસ કોરપસનો હુકમ મેળવી તેને છોડાવ્યો.

સારબાદ પાર્લામેન્ટ મળી ત્યારે, ચેન્સેલર ઑફ એક્સચેકર જ્યૉર્જ ગ્રેન્વિલે રાજા તરફથી ' ધી નોર્થબ્રિટન 'ના માલિક સામે ફરિયાદ દાખલ કરી.

લાંબી ચર્ચા પછી સભાએ ' નીમ્પ ' ને અસત્ય, નિંદાત્મક તથા રાજ્યદ્રોહી બાયબલ તરીકે જાહેરમા બાળી નાખવાનો હુકમ કર્યો.

આ બેચતાણુના પરિણામે વિલ્કિસ જનતામા પ્રિય થઈ પડયો. રાજ્ય તરફથી તેને એક હજાર પૌંડની નુકસાની આપવામાં આવી; કારણ કે કાયદો તેના પક્ષમાં હતો. પરંતુ આ અણધાર્યો વિજયનો પ્રતિઘાત થયો. ' નીમ્પ ' પ્રગટ કરવા માટે તથા આરોપોનો જવાબ આપવા માટે ' કિંગ્સ બેન્ચ ' સમક્ષ હાજર ન થવા માટે સ્વાતંત્ર્યના નૂતન શહિદને દેશનિકાલ કરવામાં આવ્યો. જ્યારે આ નિર્ણયની વિલ્કિને જાહેરાત કરવામાં આવી ત્યારે તે પેરિસમાં રહેતો હતો.

ચાર વર્ષ પછી, પોતાની હમેશની હિંમતને અંગે વિલ્કિ ઇંગ્લંડ આવ્યો અને સામાન્ય ચૂંટણીમાં મિડલસેકસના ઉમેદવાર તરીકે ઊભો રહ્યો. મોટી, બહુમતિથી તેને ચૂંટી કાઢવામા આવ્યો પરંતુ તેને જણાયું કે તેને તેનું સ્થાન લેવા દેવામાં આવ્યું નહિં. એટલે તે સ્વેચ્છાએ કિંગ્સ બેન્ચ સમક્ષ શરણે થયો. બેન્ચે તેને ૨૨ મહિનાની સજા તથા એક હજાર પાઉંડનો દંડ ફટકાર્યો. તેની સામેનો ' બહારવટા 'નો આરોપ ઉકટાવી નાખવામાં આવ્યો હતો. તેને દાબી દેવાને દેશના કાયદાને તેમની મર્યાદાથી પણ વધારે દૂર ખેંચવામાં આવ્યા હતા.

આ પ્રમાણે તે હજી દબાતો ન હોવાથી લંડનની જનતાની સમક્ષ તે ' સ્વાતંત્ર્યનો શહિદ ' બન્યો. કિંગ્સ બેન્ચના કેદખાનાની બહાર તેના માનમાં હુલ્લડો થયાં અને પરિસ્થિતિ એટલી વિષમ થઈ કે લશ્કરને ટોળાં પર ગોળીબાર કરવો પડયો. કેટલાંક લોકો મૃત્યુ પામ્યા અને જાહેર મતની જ્વાળાઓ વધારે ઊંચી થઈ.

આ તકનો લાભ લઇને વિલ્કિએ રાજ્યમંત્રીઓના બે પત્રોની સત્તાવાર નકલો પ્રગટ કરી આ પત્રમાં, આગલા વર્ષે સેંટ જ્યોર્જ્સ ફીલ્ડનાં લોહિયાળ હુલ્લડમાં જે માણસો તથા અધિકારીઓએ ભાગ લીધો હતો તેનો મંત્રીઓએ આભાર માન્યો હતો. ફરીથી ...

વખત તેને સભામાંથી હાંકી કાઢવામાં આવ્યો. હજુ તો આ વાત ચાલતી હતી ત્યાં વિલ્કિસને ધૂતકારી કાઢનારા માનપત્રને લઇને બકિંગહામ મહેલમાં જતાં છસો વેપારીઓના ટોળાના લોકોએ સતામણી કરી.

જેલમાં હોવા છતાં વિલ્કિસ નિષ્ક્રિય નહોતો, કેમકે તે પત્રના બનાવ ઉપરાંત તે મિડલસેક્સ તરફથી ત્રણ વખત ચુંટાઇને આવ્યો. તથા તેને કેદખાનામાં ખોટી રીતે પૂરવાને માટે તથા ૧૭૬૩માં તેના પત્રો જપ્ત કરવા માટે સરકાર તરફથી તેને ચાર હજાર પૌંડ નુકસાનીના મળ્યા. ત્યારપછી તેને સત્વર છોડી મૂકવામાં આવ્યો. લૉર્ડ મેયર બ્રાસ ક્રોસ્બીની મદદ વડે પાર્લામેંટે પ્રેસના સ્વાતંત્ર્યની લડતની શરૂઆત કરી.

અત્યાર સુધી વર્તમાનપત્રોમાં આમસભામાં બનતા બનાવોની આછી રૂપરેખા આપવામાં આવતી હતી. આ પ્રથા પણ તદ્દન ગેરકાયદેસર હતી. હવે વિલ્કિસની પ્રેરણાથી, કંઇપણ છુપાવ્યા વિના રિપોર્ટો પ્રગટ થવા લાગ્યા. તરત જ ઉલ્કાપાત મચી રહ્યો અને ગુનેગાર મુદ્રકોને સભા સમક્ષ હાજર થવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. સાચી રીત તો તેમને બંધારણીય રીતે કોર્ટ સમક્ષ ખડા કરી કામ ચલાવવાની હતી. પરંતુ પાર્લામેંટે આ વાંધા પ્રતિ લક્ષ આપ્યું નહિ.

મુદ્રકો હાજર થયા નહિ. એક મુદ્રક જ્હૉન વ્હેબલને વિલ્કિસ પાસે લાવવામાં આવ્યો ત્યારે મેજીસ્ટ્રેટે તેને સત્વર છોડી મૂક્યો અને જે માણસે તેને પકડ્યો હતો તેના પર ગેરકાયદેસર ધરપકડ કરવા માટે કામ ચલાવવામાં આવ્યું. સ્પીકરના વૉરંટ પરથી 'ઇવનિંગ પોસ્ટ 'ના મુદ્રકને પકડવા માટે આમસભાનો જે દૂત ગયો હતો તેની પણ તે જ દશા થઇ.

રાજા ત્રીજો જ્યૉર્જ ઉકળી ઉઠ્યો. વડા પ્રધાન લૉર્ડ નોર્થ ઉપરના પત્રમાં તેણે જણાવ્યું કે ' જો ક્રોસ્બીન તથા તેના કોટવાળ ઓલીવરને જો તાત્કાલિક બંદીખાનામાં મોકલવામાં નહિ આવે તો પાર્લામેન્ટની સત્તા પર મોટો ફટકો પડશે. અને લૉર્ડ ક્રોસ્બીને સભામાં હાજર રહેવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. અત્યાર સુધી નાગરિકોએ સહન કર્યું હતું. હવે લૉર્ડ મેયરનો વારો આવ્યો. સંધિવાથી પીડાતો ક્રોસ્બી વેસ્ટમિન્સ્ટર આવ્યો ત્યારે ' જનતાનો મિત્ર આવે છે, લોકોના હકકનો રક્ષક તથા રાષ્ટ્રની સ્વતંત્રતાનો રક્ષક આવે છે ' તેવા પોકારો પડી રહ્યા હતા. હુલ્લડ પછી શેરીઓમાં આવી ગીરદી થઇ નહોતી. હવે તો દરેકનું યુદ્ધ બની ગયું હતું.

' હકકના ભંગ ' માટે ક્રોસ્બી તથા ઑલિવરને જેલમાં મોકલવામાં આવ્યા, પરંતુ વિલ્કિસ આમાં દેખાયો જ નહિ. આ બતાવી આપે છે કે સરકાર તેનાથી કેવી ડરતી હતી. ફરીથી એક વખત સહીદ વિજયી બન્યો હતો અને ત્યારથી આજ સુધી પાર્લમેન્ટની બન્ને સભાના કામકાજની નોંધ જગતનાં વર્તમાનપત્રોમાં જળવાઇ રહી છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# પુણ્યાત્મા મોતીભાઇ અમીનને અંજલિ



: મંદાક્રાન્તા :

શાળા એ તો અતિશય ઊંચું શૃંગ છે ઉન્નતિનું,
જે જન્માયે અગમ સરિતા જ્ઞાનવારિ ભરેલી;
એ નીરોથી મનુજ ઉરની, ચેતના કૈં ચમકતી,
ને માનવતા અધિક કુસુમે, વિશ્વમાં લીન થાતી.

ભૂલી શોભે અહહ સરિતા ! ક્ષુબ્ધ નીરે વિહરતી,
ના એ નીરે, નિજ મન તણી, ઉગ્ર તૃષા શમાતી;
મોટાં વહેણો, કંઇ ઉછળતાં, તો ય શૂન્યે શમાતાં,
ઊંડાં દર્દો મનુજ ઉરનાં હાય એના ફપાતાં.

'એ ભૂમિને ઝગમગ કરી પુણ્ય નીરે જ એણે,
જ્ઞાનોદકથી ભૂમિ ભીંજવી રે, મૂક સેવા કરીને;
વ્હેતાં એણે, અધિક કુસુમો કૈંક ખીલ્યા-ખીલાવે,
ને એ પુષ્પો નિજ લહરથી, ચેતનાને પ્રજાળે;

દેહે ના તે અહીં વસી રહ્યો, આત્મ આંહી વિરાજે,
સાચે 'મોતી' નિજ ચમકથી, અન્ય જ્યોતિ જગાવે. *

'પિપાસુ'

* ૧-૨-૪૭ ના રોજ સદ્દગતની સંવાસરી પ્રસંગે રચેલું અને ગવાયેલું.

# પ્રાચીન સાહિત્યનું સંશોધન

સામાન્યપણે આપણે ત્યાંના હિંદુઓ આપણા પ્રાચીન વાઙ્મય-સાહિત્યથી સાવ અપરિચિત હોય છે. જેઓ અભણ છે તેમને તો કહેવું જ શું? બહુ બહુ તો એમની પાસેથી એટલી આશા અવશ્ય રાખી શકાય કે ગામડાના કથાવાચકો દ્વારા તેમણે એ સાહિત્યનો થોડો પરિચય પ્રાપ્ત કર્યો હોય. પરંતુ આવા વાચકો મોટે ભાગે 'રામાયણ, શ્રીમદ્ ભાગવત અને બીજાં પુરાણોથી આગળ વધ્યા ન હોય, જ્યારે હિંદુઓનો શિક્ષિત સમુદાય વધુ તો અંગ્રેજી સાહિત્યથી માહિતગાર હોય છે. આથી એક તો આપણી શિક્ષણપદ્ધતિમાં ખામી રહેલી છે જ અને અધુરામાં પૂરું સંસ્કૃત જાણવાની મુશ્કેલીને કારણે જેઓ પોતાના દેશના સર્વોત્તમ ગ્રંથો દર્શન કે વેદ વગેરેના વાચન માટે ઉત્કટ ઇચ્છા ધરાવે છે, તેઓને તેના દર્શન માત્રથી પણ વંચિત રખાય છે! તેઓ અંગ્રેજી ભાષા દ્વારા જ અભ્યાસ અને મનન કરી શકે છે, પણ અંગ્રેજીનું જ્ઞાન પણ બહુ જ અલ્પસંખ્ય વ્યક્તિઓને હોય છે.

આ પરિસ્થિતિનું પરિણામ એ આવે છે કે આપણામાંની બહુમતી આપણા પ્રાચીન સાહિત્યને અપૂર્વ, અમાહ્ય, અગમ્ય વસ્તુ તરીકે સમજે છે, જેથી આપણું માનસિક સ્વાતંત્ર્ય અને આપણો સ્વાભાવિક વિકાસ કચડાઈ જાય છે. આપણા વેદ અને દર્શનશાસ્ત્રો માટે હિમાલય શંખલારૂપના બની જાય છે, જેની શિખર-ટોચ પર પહોંચવું અમારે માટે અસાધ્ય માનવામાં આવે છે. આ પ્રકારના માનસિક-બૌદ્ધિક સંકોચ નાબુદ કર્યા વિના, નથી તો આપણામાં વિચાર-સ્વાતંત્ર્ય પેદા થતું કે નથી તો માનસિક સાહસ ઉદ્ભવતું. જો પ્રાચીન સંસ્કારના પાયા પર આપણી સભ્યતાની નવી મંઝીલો સ્થાપવી હશે તો એ સંસ્કાર-વિચારને દૃઢ કરવાની અને તેનું મહત્ત્વ સમજવાની આપણને જરૂર પડશે. •

હા, એટલું સારું છે કે અમારામાંથી જેઓ સંસ્કૃતના આચાર્ય છે તેઓને માટે આ સાહિત્ય પથ્ય અને સાવ સહેલું છે, પરંતુ જનસાધારણની ભાષા આજે સંસ્કૃત નથી. આથી એ વાતની ખાસ આવશ્યકતા છે કે અમારા સમગ્ર પ્રાચીન સાહિત્યનું જનસાધારણની ભાષામાં રૂપાંતર કરવામાં આવે. આવી ભાષાઓમાં એક ઉર્દૂ છે તે પણ વિસરાવું જોઈએ નહિ. આજે પરિસ્થિતિ એવી છે કે હિંદી અને અન્ય વર્તમાન ભારતીય ભાષાઓની (સરખામણીએ) અપેક્ષાએ અંગ્રેજી અને જર્મન ભાષાઓમાં અમારા વેદ-દર્શનાદિ વધારે પ્રમાણમાં મળી આવે છે. જો હિંદીને બાકાત રાખીએ તો આ ભાષામાં પ્રાચીન ભારતના સમગ્ર સાહિત્યનો અનુવાદ કરાવવાનું કાર્ય નાના નાના પ્રકાશકોનું નહિ પણ સમૃદ્ધ સાર્વજનિક સંસ્થાઓનું છે.

શું એ ખેદનો વિષય નથી કે, અમેરિકાનું એક વિશ્વવિદ્યાલય દૃષ્ટાંત તરીકે હારવર્ડ, એક પ્રાચ્ય ગ્રંથમાળા-ઓરીએન્ટ સીરીઝ-નું પ્રકાશન કરે અને આપણું હિંદુ વિશ્વવિદ્યાલય કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' જેવા ગ્રંથનુંય અંગ્રેજી ભાષામાં શિક્ષણ આપે છે? આવી વિશ્વવિદ્યાલય પાસેથી એટલી આશા અવશ્ય સેવી શકાય કે તે પુરાણું સાહિત્ય હિંદીમાં સંપાદન કરવાના પ્રયાસો કરશે, પરંતુ ત્યાં પણ અંગ્રેજી ભાષાનું વર્ચસ્વ છે, અને તે પણ એ સામ્રાજ્ય પણ એટલું વિસ્તૃત છે કે, મારા બે વારના અનુભવ મુજબ જો કોઈ વાર વિદ્યાર્થીઓની

સભામાં હિંદી બોલવાનો પ્રયાસ થાય તો તેમાં હિંદીને સ્થાને અંગ્રેજી માટે જ આગ્રહ થાય છે. એનું કારણ એમ દર્શાવાય છે કે ત્યાં દક્ષિણ સહિત દેશના દરેક ભાગોના વિદ્યાર્થીઓ આવે છે. હિંદી સમજવામાં આપણા વિદ્યાર્થીઓને તકલીફ પડે છે, એ પણ કેવી વિચિત્ર વાત છે ! જો આ દક્ષિણી વિદ્યાર્થીઓ જર્મની અથવા ફ્રાન્સ જાય તો ત્યાંની ભાષાઓને ઓછામાં ઓછું બોલવા જેટલા તો શીખી લેવી જોઈએ એવી ઇચ્છા તેઓ સેવે છે, પરંતુ કાશીમાં નિવાસ કરવા છતાં તેઓને થોડીક હિંદી શીખી લેવાની ઇચ્છા પણ નથી થતી ! પણ જો સ્વ. શ્રી માલવિયાજીએ અંગ્રેજીને શિક્ષણ–માધ્યમ તરીકે સ્વીકાર કર્યો તો બાપડા વિદ્યાર્થીઓનો શો દોષ ? લાખોના ખર્ચ વડે જે મંદિરનું આયોજન થઈ રહ્યું છે તે મંદિર ભારતીય સંસ્કૃતિની જીવંત રચનાના કારણ પ્રત્યે અથવા તો પ્રાચીન સાહિત્યના પ્રકાશનની આયોજના પર ઉદાસિનતા સેવે એ કેટલું ખેદજનક છે ? આ સાંસ્કૃતિક સાહિત્યના પુનરુદ્ધારની તક કે જ્યાં લગી જનતાને માટે તે સુલભ ને સરળ નહિ બનાવાય ત્યાં લગી અસંભવ છે.

• હું એવો મત પરાવું છું કે એક એવી સંસ્થાની સ્થાપના કરવામાં આવે કે જે દેશનાં પ્રાચીન ( વૈદિક, અવૈદિક, બૌધ્ધ, જૈન, ઐતિહાસિક, સામાજિક, રાજનૈતિક, સાહિત્યિક) સાહિત્યનું હિંદીમાં રૂપાંતર કરે, કરાવે અને પ્રકાશિત કરે, અને તે પણ વ્યાપારિક લાભના હેતુ વિના નિર્મળ સાંસ્કૃતિક હેતુથી પ્રેરાઈને જ. તેમાં સુલભ વિચારના વિદ્વાનો હોય કે જેઓ તેનો ઉપયોગ પોતાના ખાસ પ્રકારના સ્વાર્થ માટે જરા પણ ન કરે. અંગ્રેજી, જર્મની, ચીની, અરબી ઇત્યાદિ વિદેશી ભાષાઓના આ વિદ્વાનો પંડિત હોય તો વધુ સારું, પણ તેઓ શક્ય હોય તો આપણા દેશના હોય તો વધુ સારું, જો વિદેશી વિદ્વાનો જેમની આ અંગે સહાય લેવી આવશ્યક હોય તેમની પરામર્શદાત્રી સમિતિ સ્થાપવી જોઈએ.

અનુવાદો, સરળ હિંદી ભાષામાં, મુખ્યત્વે કરીને ઉર્દૂના પ્રચલિત અને સુબોધ શબ્દો તેમાંથી બાકાત રાખીને કરાવવા. અદ્યાપિ પર્યંતના કાર્યના સંપાદના માટે એક યોજના ઘડાય અને તેમાં નિર્દેશ કરેલા સમયમાં કાર્ય પરિપૂર્ણ કરવાનું પણ નક્કી થાય. આમાં એ વાત લક્ષ્યમાં રાખવી પડશે કે, આ સમગ્ર યોજના આપણા વ્યાપારી દાનવીઓના ચિત્તવિલાસના હેતુ ન બની જાય. ધન વિના કોઈ કાર્યનું સંપાદની કલ્પનાથી પણ પર છે. આ કાર્ય નિઃસ્વાર્થી, નિર્દોષ, મહામના વિદ્વાનોનું છે, સ્પર્ધા અને દ્વેષથી પ્રેરિત વ્યક્તિઓને આનાથી પહેલેથી જ દૂર રાખવાનું અત્યાવશ્યક છે.

---

## મોંઘું સોણું

જડ વાસ્તવનું ઢેકું અડતાં
ધૂળે હાથ ભરાય !
મુજને જીવવા દ્યો મુજ સોણે,
નહીં સૌંદર્ય ઝલાય:

મારૂં સ્વર્ગભર્યું એ સોણું રે, મા ભૂંસશો કોઈ !
મોંઘું અમરાનંદનું જોણું રે, મા ભૂંસશો કોઈ !—મોંઘું૦

અરદેશર ફરામજી ખબરદાર

# પુસ્તકાલય પર્વણી

કલ્યાણકારી પુસ્તકાલય પ્રવૃત્તિનો સંદેશ ઘેરઘેર પહોંચતો કરી અભણેલી જનતાનો વાચનરસ જાગ્રત કરવાની તથા પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારકતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું ભાન આમજનતાના દિલમાં પ્રગટાવવાના સદુદ્દેશથી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, દરસાલ વસંતપંચમીને દિવસે, પુસ્તકાલય પર્વણી ઊજવવાનો શિરસ્તો પાડયો છે. તદનુસાર રાજ્યનાં અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સાફસૂફી ને શણગાર, પ્રભાતફેરી યા સરઘસો, પુસ્તકપ્રદર્શન, વાચનશ્રવણ વગેરેના; વાર્તાકથન, ભજન મંડળીઓ, જાહેર સભા, ગરબા, સંવાદ ને ઈતર મનોરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સમવડપડતા વિધવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઊજવે છે.

ચાલુ સાલે પણ એ પર્વણીદિન તા. ૨૭-૧-૪૭ને સોમવારે, રાજ્યમાં અનેક ઠેકાણે ઉજવાયો હતો. પૈકી જેમના અહેવાલો અમારા તરફ આવ્યા છે, તેમની જરૂરજોગી નોંધ આ નીચે પ્રસિદ્ધ કરીએ છીએઃ—

**કંડારી તા. કરજણઃ**—મકાન ધોળાવી અંદર બહારની સાફસૂફી તથા શણગાર, ગામ પાટિદારિયા હોઈ સ્ત્રીસભા ગામમાં કદી ભરી હતી નહિ. યોજના આ વખતે ખાસ પ્રયત્નપૂર્વક કરાઈ. માંડ ૨૫-૩૦ બેનોની હાજરીની અપેક્ષા રખાયેલી તેને ઠેકાણે સભાનો હોલ આખો ચિકાર ભરાઇ ગયો. ગં. સ્વ ગંગાબેન અમીનને પ્રમુખપદે સભા રખાઈ તેમાં મુખ્ય શિક્ષક શ્રી. શંકરભાઈ ગિરધરભાઈએ પ્રેરણાત્મક પ્રવચન દ્વારા અભણેલી બેનોનો વાચનરસ જાગૃત કર્યો અને સભાને અંતે ૫૦ બેનોનાં નામ વાચક રજિસ્ટરમાં નોંધી લઈ તેમને પુસ્તકો વાંચવા આપ્યાં. સભાની યોજના તેમ સંચાલનમાં શિક્ષિકા બેન રમણકાંતા શેઠનો ઉત્સાહ ખાસ નોંધપાત્ર હતો. તેમની દોરવણી નીચે બાળાઓએ ગરબા રાસનો રંજન કાર્યક્રમ પણ સફળ રીતે ઉજવ્યો હતો. બાળાઓને ઈનામ વહેંચવા માટે રૂ. ૮) મળ્યા. રાત્રે ભજન મંડળનો કાર્યક્રમ હતો.

**વેમાર તા. કરજણઃ**—સાફસૂફી ને શણગાર, ચિત્રપોથીઓ, નકશાઓ તથા પુસ્તકોનું સુંદર પ્રદર્શન, સવારે સરઘસ, બાળકોને મીઠાઈ વહેંચાઈ. ગુજરાતના કિસાન કાર્યકર શ્રી. છોટુભાઈ શુકલના પ્રમુખપદે સભા યોજાઈ. તેમાં બાળક-બાલિકાઓના સંવાદ, ગરબા, રાસ વગેરેનો રંજન કાર્યક્રમ રખાયો હતો. મુખ્ય શિક્ષક શ્રી. ડાહ્યાભાઈ રામદાસે પ્રસંગોચિત પ્રવચન કરી વાચક મંડળ, સેવાદળ, બાલસંઘ તથા હિંદુસ્તાની પ્રચાર મંડળ જેવી પ્રવૃત્તિઓ શરૂ કરવાની પ્રેરણા રજુ કરી. સસ્તા સાહિત્યની આમશ્રેણીની પુસ્તિકાઓ ઈનામ તરીકે વહેંચાઈ.

**મજુસર તા. સાવલીઃ**—અંદર બહારની સફાઈ, ધ્વજપતાકા અને તોરણોનો શણગાર, શ્રીમંત મહારાજા સાહેબની તસવીરનું પૂજન. બપોરે બાલસંમેલન ભરી બાળકોને સીનેમેટોગ્રાફ દેખાડયાં તથા વાર્તાઓ વંચાવી આનંદ કરાવ્યો. સાંજરે જાહેરસભા ભરી

તેમાં સંસ્થાનો વાર્ષિક અહેવાલ રજુ કર્યો તથા સંવાદ, સંભાષણ તેમ ગરબા અને રમતગમતનો કાર્યક્રમ ઉજવાયો. રાત્રે પુસ્તકાલયના મકાનને રોશની કરવામાં આવી તથા ભજન મંડળી બેઠી.

**પોઇચા તા. સાવલી**:—પુસ્તકોની વ્યવસ્થિત ગોઠવણી કરી. સા. પુ. ને ધજાપતાકાથી શણગાર્યું. પુસ્તકોનો વાચનપ્રચાર વધારવાનો ખાસ પ્રયાસ કરાયો. ભણેલી સ્ત્રીઓને ઘેર બેઠાં પુસ્તકો મોકલી આપવામાં આવ્યાં. પચાસ વાચકોએ સમૂહમત પુસ્તકવાચન તેમ જ પત્રવાચન કર્યું. વાચનપ્રચાર વધારવાનો પ્રયત્ન ચાલુ રાખવા વિષે વ્યવસ્થાપક મંડળે ચર્ચા ને વિચારણા ચલાવી.

**રણું તા. પાદરા**:—પુ૦ ના સ્થાનને આસોપાલવનાં તોરણોથી તથા હસ્તલિખિત નકશાઓથી શોભાયમાન બનાવવામાં આવ્યું. મુખ્ય ખંડમાં ગાંધીજીની છબીની આસપાસ વિવિધ વિષયોનાં પુસ્તકો, પત્રો તેમ ઈતર સાધનો કળામય રીતે જુદી જુદી આકૃતિઓમાં ગોઠવી સુંદર પ્રદર્શન કર્યું હતું. સવારે બાળકોનું સરઘસ અને સભા થયાં, અને બપોર પછી પુરુષ વર્ગના સભા શ્રી. મંગળભાઇ ગો. એમના પ્રમુખપદે થઈ, જેમાં પ્રાસંગિક વિવેચન અંતે રૂા. ૭૦) નું દાન પુસ્તકાલયને મળ્યું.

**કરનાળી તા. શિનોર**:—અંદર બહારની સફાઈ કરી શ્રીમંતના તેમ જ સરસ્વતીદેવીનાં પૂજન કરી બાળકોએ ઈશસ્તુતિ, શ્રીમંતપ્રશસ્તિ તથા રાજગીત ગાયાં.

**તાંદળજા તા. સંખેડા**:—શાળાના મકાન તથા પુસ્તકાલયના સ્થાનને અંદર બહારથી સાફસુફી કરી ધજાપતાકાઓના શણગાર કર્યા. પા. ભગવાનભાઇના અધ્યક્ષપદે જાહેરસભા ભરાઇ તેમાં પ્રસંગોચિત પ્રવચનો તેમ જ બાળકોનો રંજન કાર્યક્રમ રખાયો. પ્રસાદ તરીકે ૦।। મણ કેળાં બાળકોમાં વહેંચાયાં.

**શંકરપુરા તા. વાઘોડિયા**:—પુસ્તકાલયના કબાટને આંબાનાં પાન તથા ફૂલથી શણગારવામાં આવ્યું. શ્રીમંત મહારાજા સાહેબ તથા શ્રી સરસ્વતી માતાની તસ્વીરો સાથે સરઘસ નીકળ્યું. સરઘસ શાળામાં પાછું ફરી રાજગીત ગાઇને વિખરાઇ ગયું. ગોળ ધાણા તથા શ્રીફળનો પ્રસાદ વહેંચાયો.

**લીમડા તા. વાઘોડિયા**:—ગામના સદ્‌ગૃહસ્થો અને બાળકોએ શાળાના મકાનમાં એકઠાં થઇ પર્વણીદિન ઉજવ્યો. પચાસેક પુસ્તકોનો વાચનપ્રચાર તે જ સ્થળે થયો. શેઠ નટવરલાલ શાહ તરફથી બાળકોને પીપરમીંટ વહેંચવામાં આવી.

**અલવા તા. વાઘોડિયા**:—પુસ્તકાલયની સફાઇ તેમ જ પુસ્તકોની સાફસુફી કરવામાં આવી. બાળવર્ગને પુસ્તકો છૂટથી વાંચવા અપાયાં.

**ગજાદરા તા. વાઘોડયા**:—ઉપર પ્રમાણે.

**રસુલાબાદ તા. વાઘોડિયા**:—સારી રીતે ઉજવાઈ હોવાનું લખાઇ આવ્યું છે. કાર્યક્રમની વિગત નથી મળી.

**સિદ્ધપુર-કાંતાબેન સા. મહિલા પુસ્તકાલયઃ**—ધજા તોરણોનો સુંદર શણગાર. સવારના પહોરમાં ભાવભરી પ્રભુપ્રાર્થના કરી શ્રીમંત મહારાજા સાહેબનું સહકુટુંબ દીર્ઘાયુ ઇચ્છવામાં આવ્યું. સાંજે સાત વાગે મહિલાઓની સભા સૌ. શ્રીમતી કાન્તાબેન શેઠાણીના પ્રમુખસ્થાને યોજાઇ, જેમાં સંસ્થાનું સંક્ષિપ્ત નિવેદન રજૂ કરી પ્રેરણાત્મક પ્રાસંગિક વિવેચનો અને સહમંત્રી શ્રીમતી વિદ્યાગૌરીબેને છપાવેલી 'આપણું કર્તવ્ય'ની પત્રિકાના વાચનબાદ પ્રમુખ બેનશ્રીએ મહિલા સંગઠનનો પ્રેરક સંદેશો આપ્યો હતો. બાદ સભાજનોના હર્ષોત્સાહ વચ્ચે શ્રીમતી નિર્મળાબેનની દોરવણી હેઠળ તેમનો સ્વરચિત 'મીરાં'નો નાટ્યપ્રયોગ બાળાઓએ સુંદર હાવભાવથી ભજવી બતાવ્યો હતો. ભાગ લેનારી બાળાઓને પિત્તળના પ્યાલા તથા ચાંદીની ડબ્બીઓનાં ઇનામ વહેંચાયાં.

**વાલમ તા. વિસનગરઃ**—ધજાપતાકા તેમ જ બોધક સૂત્રોનો આકર્ષક શણગાર. સવારમાં શ્રીમંતની પુષ્પહારવિભૂષિત તસ્વીર ભગવા વાવટા સહનું પાલખી સરઘસ નીકળ્યું. દશ વાગે લોકનેતા ડૉ. સુમંતભાઇ મહેતાના પ્રમુખસ્થાને જાહેર સભા ભરાઇ, જેમાં સંસ્થાનું છમાસિક નિવેદન વંચાયા બાદ પ્રાસંગિક વિવેચનો અને ગરબા સંગીતના કાર્યક્રમો થયા. ગરબામાં ઉતરેલી બાળાઓને રકાબીઓને તથા સંગીતમાં ભાગ લેનાર વિદ્યાર્થીઓને ભણતરનાં સાધનોનાં ઇનામ વહેંચાયાં. સાંજરે ત્રણ વાગે મહિલા પુસ્તકાલયમાં મહિલાઓની સભા સૌ. શારદાબેન મહેતાના પ્રમુખસ્થાને એવા જ ઉત્સાહથી યોજાઇ હતી, જેમાં પ્રમુખ બેનશ્રીએ "**હાલના જમાનામાં સ્ત્રીઓનું કર્તવ્ય**" વિષે સુંદર બોધ આપ્યો હતો.

**શમરડા તા. દહેગામઃ**—પા. નાથાલાલ મૂળદાસના પ્રમુખસ્થાને જાહેર મેળાવડો થયો, જેમાં મંત્રી ભાઇ મણિલાલ મકુજીએ પુસ્તકાલયના લાભ સમજાવ્યા. ઉ. શિ. નટવરલાલનું ચિત્રકામ વખણાયું.

**કંસારાકૂઇ તા. વિસનગરઃ**—સાફસૂફી ને શણગાર. બોધક સુભાષિતોનાં બોર્ડો ઠામ ઠામ લટકાવ્યાં. પુસ્તકો, સામયિકો, શિક્ષણ સાહિત્યો તેમ જ માટીકામનું પ્રદર્શન ગોઠવાયું, પુ. ના પ્રમુખ શ્રી. પેમચંદ નરોત્તમદાસ તરફથી બાળકોને પેનો વહેંચાઇ.

**ગલુદણ તા. દહેગામઃ**—અંદર બહારની સાફસૂફી, પુસ્તકોની આકર્ષક ગોઠવણી, સવારમાં બાળકોનું સરઘસ ગામભરમાં ઘૂમી વળ્યું. રાત્રે વાચક મંડળની સભા મળી. મંત્રીને છીતોડાના મંત્રી સમ્મેલનમાં જવાનું થવાથી જાહેર સભા ન રાખી શકાઇ.

**બોરણા તા. કામરેજઃ**—પુસ્તકાલયના મકાન તેમ જ સભાસ્થાનને ધજા તોરણોના શણગાર. ઘરઆંગણામાં સાથિયા પુરાયા. સવારે ખડુક બાળાઓનું સરઘસ ફર્યું. દશ વાગે ડૉ. રતિલાલ વ્યાસના પ્રમુખસ્થાને સભા ભરાઇ, જેમાં સંસ્થાનું નિવેદન તથા પ્રાસંગિક વિવેચનો ઉપરાંત સંવાદ-ગરબાના કાર્યક્રમ યશસ્વી રીતે પાર પડ્યા. બાળકોને કેળાં તથા મિઠાઇનો પ્રસાદ વહેંચાયો. બપોરે ખાસ બેનો માટે 'રેડીઓ'નો શો યોજાયો હતો, તથા ભગિની સમાજના આશ્રયે ચાલતા પુસ્તકાલય મંડળ માટે કારોબારી રચવામાં આવી.

**સાખપુર તા. દામનગરઃ**—સવારે મકાનની સાફસૂફી વ શણગાર, સાંજરે શામભાઇ

કરસનજીના પ્રમુખપણા નીચે જાહેર મેળાવડો; મંત્રીએ પ્રસંગોચિત વિવેચન કરી પુસ્તકાલયના ફાયદા સમજાવ્યા.

બેટ તા. ઓખામંડળ:—પુસ્તકાલયના મકાનને તેમ જ રસ્તે ધજા તોરણોનો શણગાર. પુસ્તકાલયના વરંડામાં ગૃહઉદ્યોગોનું સુંદર પ્રદર્શન ગોઠવવામાં આવ્યું. ઉત્તમ નમૂનાઓ બદલ પુસ્તકોનાં ઇનામ આપવામાં આવ્યાં. સવારમાં શ્રીમંત મહારાજા સાહેબ તથા સરસ્વતી માતાની તસ્વીરો સહનું સરઘસ નીકળ્યું અને બાળકોને તીલગુળના લાડુ વહેંચાયા. સાંજરે ૪ થી ૬ વાગે સૌ. શાંતાબેન પટેલના અધ્યક્ષપદે મહિલા સંમેલન, તથા ૭ થી ૯ ના ગાળામાં જાહેર મેળાવડો ભરાયો. જાહેર મેળાવડામાં ગરબા, સંવાદ, સંગીત તથા કસરતોના પ્રયોગના કાર્યક્રમ રખાયા હતા. દરેક પ્રસંગમાં હિંદુ મુસ્લીમ બધી પ્રજાએ ઉત્સાહભેર ભાગ લીધો હતો.

ના. નં. ચોકસી
સહમંત્રી,
વ. રા. પુ. મંડળ

## પુસ્તકાલયોની તપાસણી

પુ ગારદાર વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક ભાઇ છગનભાઇ મ. પટેલે જાનેવારી માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે:

—વાઘોડિયા મહાલમાં—(૧) શંકરપુરા, (૨) આસોજ, (૩) અડીરણ, (૪) લીલોરા, (૫) જરોદ, (૬) કોટંબી, (૭) કામરોલ, (૮) ગણેશપુરા, (૯) બણીઆરા, (૧૦) દાંડીયાપુરા, (૧૧) ગુગલપુર, (૧૨) ખેરવાડી, (૧૩) માડોધર, (૧૪) સાંગાડોલ, (૧૫) કાશીપુરા, (૧૬) ગુતાલ, (૧૭) લીમડા, (૧૮) પીપળીઆ, (૧૯) અલવા, (૨૦) અજાદરા, (૨૧) ખંધા, (૨૨) સ્વાલ, (૨૩) રસુલાબાદ, (૨૪) ચાકરીઆ, (૨૫) કુમેટા: કામગીરી દિ. ૨૨.

(૨) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. રા. ચંદુલાલ કે. દવેએ માહે નવેમ્બર માસમાં:—(૧) ચવેલી, (૨) પીંપળ, (૩) દેસણ.

(૩) ઓખામંડળ પ્રાંત માનદ પ્રચારક શ્રી. વિદ્યાભાઇ મ. માણેકે જાન્યુઆરી માસમાં—(૧) સા પુ. આરંભડા, (૨) બેટ મહિલા પુસ્તકાલય.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. નં. ચોકસી
સહમંત્રી

હશે, જે ચંદ્ર અને તારાઓના ભવ્ય ચંદરવા હેઠળ વસવા છતાં, તેમની ( ચંદ્ર અને તારાઓની ) આસપાસ ગુંથાયેલી વાર્તાઓની અસરથી મુક્ત હશે?

" સાહિત્ય જીવન વિશે હોય છે. એ સીધે સીધું તમારા - વ્યક્તિત્વને જ સંબોધે છે. એટલે, બધાં ઉત્તમ પુસ્તકોએ તમારા જીવનને જુદા જ ઢાળમાં ઢાળી દેવાની શક્તિ ધરાવવી જ જોઈએ. "

' Line upon Line ' ( ' લીટીએ લીટી ' ) નામના બે નાના ગ્રંથોમાંથી મારી માતા મને બાઈબલની સુવાર્તાઓ કહેતી. આ સુવાર્તાઓએ બાઈબલના ગુપ્ત ખજાનાઓમાં મારો પ્રવેશ કરાવ્યો, એટલું જ નહિ, પરંતુ હજુ આજ પણ એ એમ કર્યે જ જાય છે. સાહિત્યના દૃષ્ટિબિંદુથી, બાઈબલ અંગ્રેજી સાહિત્યની કિંમતીમાં કિંમતી કૃતિઓ માંહેની એક છે. પણ, ભાષાની સુંદરતા તો માનવજીવનની એક નિરાળી જ માર્ગદર્શિકા છે. ખ્રિસ્ત પ્રભુનાં જીવન અને કથનની અવર્ણનીય સુંદરતા માનવને એના પુરુષાર્થના એક માત્ર ધ્યેય – મોક્ષ – તરફ લઈ જવા અવિરતપણે પ્રેરે છે. કોઈ પણ ભોગે સત્યની પડખે ઊભા રહેવાનો એ સદાકાળથી આદેશ આપતું આવ્યું છે. કિંમતીમાં કિંમતી રાજમુગટ હોય તો તે ' Crown of Thorns ' ( કાંટાળો રાજમુગટ ) ભય માત્રને હાંકી કાઢનાર, વૈર માત્રને તિરસ્કારનાર ને દુનિયાની તમામ દોલતને ગરીબીના ધન વડે એક બાજુ મૂકનાર સમર્થમાં સમર્થ હથિયાર માનવનાં શસ્ત્રાસ્ત્રોમાં હોય તો તે સંપૂર્ણ પ્રેમનું. દુનિયાએ ભલે આ ઇશ્વરપ્રણીત પૃષ્ઠો ( બાઈબલ ) પ્રત્યે બહેરા કાન કર્યાં હોય; પણ, જિસસની આ જીવનકથા માનવતાને ઉજાળતી સદા યે ઊભી છે.

ઈશુની પાંચમી સદીએ મહાન આત્માઓની એક વિશ્વવ્યાપી હારમાળાને જન્મ આપ્યો છે. ચીનમાં કન્ફ્યૂશિયસ અને લાઓત્સે, જુડેઆમાં ઇસેઇ, હિંદમાં બુદ્ધ અને ગ્રીસમાં સૉક્રેટિસ.

એડ્વિન આર્નોલ્ડના ' Light of Asia ' ( ' બુદ્ધનો ગૃહત્યાગ ' ) મને ઉન્નત પ્રેરણા આપતું કદી અટક્યું નથી. હજુ પણ અનંત આનંદ સાથે હું એનાં પાનાં ઉથલાવી શકું. આ મહાકાવ્યમાં ખૂબસૂ ભાષામાં ને સંપૂર્ણ કલ્પનામય વાતાવરણમાં જે કથા કહેવામાં આવી છે–મહાત્માની કથા કહેવામાં આવી છે તે ફરી એક વાર હૃદયને રોમાંચિત કરી મૂકે છે.

ક્રોસ પર ચડાવીને અથવા સોક્રેટિસને સત્યતા પુરવાર કરવા સારુ જે ઝેરનો વાટકો આપવામાં આવ્યો હતો તે વડે સત્યને હણી શકાતું નથી. હું નિશાળમાં ભણતી હતી એ વખતથી જ ' સોક્રેટિસનો મુકદમો અને મૃત્યુ ' એ પુસ્તકે મારા પર અસર પહોંચાડી છે. એ પછીનાં વર્ષોમાં સોક્રેટિસના મહાન શિષ્ય પ્લેટોનાં લખાણોથી એ શહીદના ઉપદેશો મને વધુ સારી રીતે અસર કરતા થયા. ખરેખર, જે પુસ્તકોએ યુગયુગથી માત્ર વ્યક્તિ માટે નહિ, પરંતુ સમાજ માટે પણ સારી જિંદગાની કેવી ગાળવી જોઈએ તેની શોધ અર્થે પ્રેરણા આપી છે, તેમાંનું પ્લેટોનું ' રિપબ્લિક ' એક છે. એનાં ' ડહાપણનાં વાક્યો 'ને જીવનમાં ઉતારતાં હંમેશાં આનંદ આવે છે. ' પ્રભુ ! એવું કર જેથી હું મારા

અંતરાત્મામાં સુંદર બનું, અને મારા બાહ્યસ્વરૂપનો મારા આંતરિક સ્વરૂપ જોડે સુમેળ જામે. હું જ્ઞાની માણસોને શ્રીમંત માનું, ને જે ધનને સંયમી માણસ જીરવી શકે એવા ધનનો હું માલિક થાઉં.' આ સોક્રેટિસનાં પ્રાર્થનાવચન છે; ને એ કોઈના પણ આત્માને પ્રફુલ્લિત બનાવી દે એવાં—સૌને પ્રાર્થનામાં અપનાવવાં ગમે એવાં છે.

'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' ( 'મુસાફરની પ્રગતિ' ) એ માનવીની દૈવી અને પાશવી વૃત્તિઓ વચ્ચેના સૂજનજૂના ઘર્ષણની, જુલમનો ભોગ બનેલા એક અ-વિદ્વાન ચિંતકના હાથે, સાદી અને ટંકોરા વગાડીને કહે એવી ભાષામાં, લખાયેલી કથા છે. આપણામાંથી કોને 'નિરાશા'ની રાક્ષસી સામે નથી ઝૂઝવું પડયું અને ઉદ્વેગના કળણમાં પડવું નથી પડયું ? દુનિયા એક 'શેખીખોરોના ઘંઘુમેળા' જેવી નથી ? ને, લેખકે આપેલા એ જ બંધબેસતા નામ જેવાં પાત્રો, સારાં અને નરસાં, આપણને સંસારમાં ઠેર ઠેર જોવા નથી મળતાં? આબાલવૃદ્ધ સૌને અસર કરી શકે એવાં થોડાંક પુસ્તકોમાં આ 'મુસાફર'ની કથાને સ્થાન છે.

કાવ્ય અને નાટકે હંમેશાં મારા પર તીવ્ર અસર પહોંચાડી છે.

રોબર્ટ બ્રાઉનિંગનાં 'સોલ', 'રબ્બી બેન એઝરા' 'ધ ગ્રામેરિયન્સ ફ્યુનરલ' અને 'મેન અને વીમેન' કાવ્યો સદા મારે માટે અવિસ્મરણીય રહેશે. આવાં અવિસ્મરણીય કાવ્યોમાં, મિલ્ટનનાં 'પેરેડાઇઝ લોસ્ટ', 'સેમ્સન એગોનિસ્ટસ', 'કોમસ' અને 'લિસાડસ', કીટ્સનાં 'એન્ડિમિયોન', 'ઓડ ટુ નાઇટિંગલ' અને 'ઇસિયન અર્ન', શેલીનાં 'Adonias' અને એની લિરિકો, બાયરનનું 'Childe Harold', એલિઝાબેથના યુગના હેરિક અને બીજા કવિઓનાં કાવ્યો, કુદરતના મહાન કવિ વર્ડ્ઝવર્થનાં કાવ્યો, ટેનિસનનાં 'Idylls of the King' કાવ્યોનું સ્થાન છે. આ બધાં તીવ્ર રીતે મારી સમક્ષ ગાંધીજીની કલ્પનાનું રામરાજ્ય ખડું કરે છે. જે ઊંચી કક્ષા પોતપોતાના માટે નિયત કરી હતી તેની નીચે ગલ્પના સભાસદો ઊતરી ગયા, એટલે રાજ્ય ભાંગ્યું. પોતાના મહાન પતિના રાજ્યના પતન અને એના સ્વપ્નોના ભંગનું કારણ સોહામણી રાણી ગીનવીઅર ( Guinevere ) બની હતી, એવું જણાતાં મારા હૈયાને આઘાત થયો હતો, એ શિશુકાળના દિવસોમાં એવો 'સ્ત્રી' જેવો મારો સ્વભાવ હતો !

અને, મહાન શેક્સપિયરની તો વાત જ શી કરવી ?

'રાજા-મહારાજાઓની આરસપહાણની કબરો કે જતન કરાયેલા સ્મારકસ્તંભો આ શક્તિશાળી કાવ્યોને ચમદીને આગળ નહિ જઈ શકે.'

એણે પોતાનું ભવિષ્ય કેવું સાચું ભાખ્યું હતું ! 'The Midsummer Nignt's Dream' ના પરીપ્રદેશનું વાતાવરણ, 'Cynbeline' ની મોહક કથા, 'As Yon like It' ની અજોડ પ્રેમકથા, 'Tempest' ની જાદુભરી ભૂલભૂલામણી, 'Merchant of Venice' ની તેજસ્વિતા, 'The Marx Wices of Windsor' નું પેટપકડિયું ટીખળ do થી માંડીને વાચક એવાં જ 'સુખ અને આનંદ અનુભવતો 'Julius Ceasar', 'Hamlet', 'Macbeth ! અને

' Antony and Cleopatra ' ની કારુણ્યકથાઓમાં પ્રવેશે કરે છે. આ અને બીજાં અતિહાસિક નાટકોમાં, બીનવફાદારી, કૃતઘ્નતા, દગોફટકો, ક્રૂરતા, આગળ વધવાની આકાંક્ષા અને આ બધાંના વિરોધ પક્ષના ગુણો એક સિદ્ધહસ્ત હાથે એમના સાચા રંગોમાં આલેખાયા છે. દંતકથા અથવા ઇતિહાસમાં આ વાર્તાઓ કદાચ આડી ફંટાતી હશે, પણ માનવપાત્રો તો જિંદગાનીની વાસ્તવિકતામાંથી શકય એટલી હૂબહૂ રીતે ઊંચકાયાં છે, ને સમર્થ સાહિત્યસ્વામીની પીંછીથી કિંમતી રંગોથી રંગાયેલાં છે; મેથ્યુ આર્નોલ્ડે એમના વિશે સાચું કહ્યું છે: શેક્સપિયરનું નિર્મળ, અસીમ માનવદર્શન. ' એલિસ ઇન વન્ડરલૅન્ડ '' ( ' અજાયબ ભૂમિમાં એલિસ ' ) અને ' થ્રુ ધ લૂકિંગ ગ્લાસ ' ( ' જોવાના કાચથી જોતાં ' ) એ મારાં પહેલાં પ્રેમપાત્ર પુસ્તકો હતાં. ને હજુ એવાં જ રહ્યાં છે. હજુય એ મને, હું બાળક હતી તે વખતે જેટલો આનંદ આપતાં હતાં તેટલો જ આનંદ આપે છે.

વાર્તા નહિ ગમતી હોય એવી સ્ત્રી ભાગ્યે જ હશે; કારણ, કલ્પના અને અદ્ભુતતા એ તો સ્ત્રીના સ્વભાવનું સારસર્વસ્વ છે. જો કે મેં કેટલા યે વખતથી વાર્તાનાં પુસ્તકો વાંચવાનું છોડી દીધું છે; છતાં, સ્કોટની ' આઇવેનહો 'ની રિબેકા અને રોવેના, ' ઓલ્ડ ક્યુરિઓસિટી શૉપ 'ની નેલ, ' ઓલિવર ટ્વિસ્ટ 'ની નાન્સી, ' વેનિટી ફેર 'ની બેકી શાર્પ, ' રોમોલા 'ની રોમોલા, ' લાસ્ટ ડેઝ ઓફ પોમ્પિઆઇ 'ની આંધળી છોકરી, ' ક્રેન્ફોર્ડ 'ની હસમુખી વૃદ્ધાઓ ( અને આ યાદી હું ધારું છું, આમ ને આમ આસાનીથી લંબાવી શકું, પણ હવે હું બંધ કરું. ) જેવાં અપવાદરૂપ સ્ત્રીપાત્રો તો મારા હૃદયમાં ઘર કરીને બેઠાં છે.

પણ, અફસોસની વાત એ છે કે, મને બધી કેળવણી ઇંગ્લૅન્ડમાં અપાઈ હોવાથી, કેટલીક અત્યુત્તમ વિક્ટર હ્યુગોની ' લા મિઝરાબ્લ, ' અને ' હન્ચ બેક ઑફ નોટરડેમ, ' મોલિયરની ' લ' અવારે ' અને રેસિનની ' ફેદ્રા ' જેવી ફ્રાંસની અત્યુત્તમ સાહિત્યકૃતિઓ મેં મૂળ ફ્રેંચમાં વાંચી છે, એમ કહી શકું; પણ, મારા દેશના મહાન સાહિત્ય વિશે હું એમ નહિ કહી શકું. ' રામાયણ ' અને ' મહાભારત 'નાં અંગ્રેજી અને હિંદી બંને ભાષાંતરોએ મને બહુ આકર્ષી છે; પણ, દુર્ભાગ્યે, સંસ્કૃતનું મને કશું જ્ઞાન નથી. અંગ્રેજી સાહિત્ય પર ઉછરેલાં અમારા જમાનાનાં હિંદીઓ કરતાં, નૂતન હિંદમાં કેળવણી લેનારાંઓ એક ડગલું આગળ વધશે જ. ભારતીય અને અંગ્રેજી બંને સાહિત્યથી રંગાયેલાઓનો વારસો બમણો કિંમતી હોવાનો જ.

છેલ્લે, આપણે સમયના સૌથી મહાન માનવીનાં લખાણોએ મારા પર જે અપાર અસર પહોંચાડી છે, એને હું શબ્દમાં નહિ વર્ણવી શકું. એ લખાણોએ તો મને સઘળું ત્યાગી ગાંધીજી જોડે ઊભી રાખી, જેથી હું સત્ય જીવન કેમ મળાય એ કદાચ શીખી શકું. યુદ્ધને જો દુનિયામાં ટકવું હશે, તો ગાંધીજીનો માર્ગ જ સ્વીકાર્યે છૂટકો છે, એ વસ્તુ છેલ્લામાં છેલ્લા પરિણામોએ બતાવી આપ્યું છે.

- એમની કલ્પનાના સ્વરાજનો પાયો સાચી રીતે ને સારી રીતે ચણવા દેવા તેઓને પૂરતું લાંબું જીવવા દઇએ, જેથી હિંદ દુનિયાને શાંતિને માર્ગે દોરી શકે.—'' શિવમ્ સુન્દરમ્ ''

( ' The Indian Review 'માંના અંગ્રેજી લેખ ઉપરથી )

# ન્યુયોર્કનું સંસ્કાર-મંદિર

" સંસ્કૃતિના શિખરેથી વહેતી એક સોતસ્વિની છે. લાખો નાગરિકો ત્યાં હંમેશ આવે છે, બેસે છે, સંસ્કારવારિનું પાન કરે છે. જ્ઞાનની સમૃદ્ધિમાં વધારો કરે છે. લાખો મુલાકાતીઓ સતત રીતે આ સંસ્કારસરિતામાં નિમજ્જન કરવા આવે છે. એનો પ્રવાહ અખંડ રીતે વહેતો રહે છે. કોઇને લાગતું નથી કે આ વારિ ખૂટી ગયાં છે. "

## સંસ્કારમંદિર

ન્યુયોર્કના એક શહેરીએ શહેરના મુખ્ય ગ્રંથાલયને આવું રૂપક આપ્યું છે.

" ત્યાં તો જ્ઞાનનાં પ્રકાશકિરણો વેરતું સંસ્કારમંદિર છે. " બીજા શહેરી ગ્રંથાલયને સંસ્કાર તરીકે ઓળખે છે.

અને સાથે જ એ સંસ્કાર મંદિર છે એને વિદ્યાધામ કહીએ તો પણ જરાયે અતિશયોક્તિ ન થાય.

અમેરિકામાં એ મોટામાં મોટું ગ્રંથાલય છે. અમેરિકામાં ૬૫૦૦ જેટલાં પુસ્તકાલયો છે. બધા ગ્રંથાલયના પિતા જેવું લાગતું આ ભવ્ય અને વિશાળકાય ગ્રંથાલય ન્યુયોર્ક શહેરના ૪૨મા રસ્તા પર ફીફ્થ એવેન્યુ ખાતે આવેલું છે.

જનતાને જોઈતી માહિતી પૂરી પાડવા માટે તેમ જ તેમની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા માટે આદર્શ ગ્રંથાલય સંસ્કૃતિના મંદિરરૂપ બની રહે છે. ભારતવર્ષ પણ સંક્રાન્તિસમયમાંથી પસાર થઇ રહ્યું છે, અને આપણે ત્યાં એક સંગીન તથા આદર્શ ગ્રંથાલયની સ્થાપના કરવાની પ્રવૃત્તિ ચાલે છે ત્યારે જગતમાં મશહુર બનેલા ન્યુયોર્કના આ ગ્રંથાલયનો અહીં અપાતો પરિચય આપણા ગ્રંથાલયની રચનામાં માર્ગદર્શક થઇ પડશે. એ મહાન સંસ્થા કઈ રીતે કામ કરી રહી છે, તે વિષે જરૂરી વિગતો જાણવી જોઇએ.

## શાખાઓ કેટલી ?

આ પુસ્તકાલય ઇ. સ. ૧૮૯૫માં અસ્તિત્વમાં આવ્યું હતું. ત્રણ મોટાં પુસ્તકાલયોનું એકીકરણ કરીને આ મુખ્ય ગ્રંથાલયની રચના કરવામાં આવી હતી.

આ મુખ્ય ગ્રંથાલયની સમગ્ર શહેરમાં ૬૧ જેટલી શાખાઓ છે. આ ગ્રંથાલયમાં ૨૬૦૦ કર્મચારીઓ કામ કરે છે. જનતા પરના કર દ્વારા આ સંસ્થાના ખર્ચને પહોંચી વળાય છે અને જનતા તેનો વગર ફીએ ઉપયોગ કરી શકે છે.

આ પુસ્તકાલયમાં ૪૭ લાખ ગ્રંથો છે; તે પૈકી ૩૨ લાખ પુસ્તકો માહિતી (રેફરન્સ) વિભાગમાં છે. અને ૧૫ લાખ ગ્રંથો વાંચવા માટે આપવા પુસ્તકાલયોના વિભાગમાં છે.

## વિરલ ગ્રંથો

પ્રત્યેક વર્ષે પચાસ લાખ જેટલાં પુસ્તકો માહિતી વિભાગમાં તપાસાય છે, જ્યારે ૧૧,૦૦૦,૦૦૦ જેટલા ગ્રંથો વાંચવા માટે નાગરિકો લઈ જાય છે.

આ ગ્રંથાલયમાં કેટલાક વિરલ ગ્રંથો પણ છે. સૈકાઓ પહેલાં છપાએલા બાઈબલના ગ્રંથો ઉપરાંત જાણીતા ગુટેનબર્ગ બાઈબલની પ્રતો પણ છે. ઉત્તર અમેરિકામાં પ્રથમ પહેલો મુદ્રિત થએલો એ ગ્રંથ છે. અમેરિકાની શોધની ખબર આપતા કોલંબસના સૈકાઓ પૂર્વે પ્રગટ થએલા પત્રોની પ્રતો જાળવી રાખવા સાથે ૮, ૯ મી સદીના ૧૦૦ જેટલા કિંમતી દસ્તાવેજો પણ આ ગ્રંથાલયમાં સંગ્રહાયા છે.

## વાચનાલયની સગવડ

આ ઉપરાંત ચિત્રો, ટિકિટો તથા સચિત્ર ગ્રંથોનાં વારંવાર પ્રદર્શનો પણ યોજવામાં આવે છે.

ગ્રંથાલયના મુખ્ય કેન્દ્રની પ્રત્યેક વર્ષે ૪૦ થી ૫૦ લાખ નાગરિકો મુલાકાત લે છે. આ કોઇ ચિત્રઘર નથી, છતાં લાખો મુલાકાતીઓનો પ્રવાહ સતત રીતે ચાલુ જ રહે છે.

હંમેશ ૧૦ હજાર શહેરીઓ આ સંસ્કારમંદિરની મુલાકાતે આવે છે. વાંચનાલયનો ખંડ પ્રવૃત્તિનું કેન્દ્ર બની રહે છે. આ ગ્રંથાલયમાં કેટલાં પુસ્તકો છે અને કયા લેખકનું કયું પુસ્તક કયા સ્થળે છે તે જાણવા માટે " કાર્ડ્ઝ " પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. સંખ્યાબંધ ખાનાંઓનાં કબાટોની જંગી હાર ખડી કરવામાં આવી છે. કોઇ કર્મચારીને જરા પણ તકલીફ આપ્યા સિવાય નાગરિક પોતે આ ખાનાંઓમાં રખાએલાં કાર્ડ્ઝ દ્વારા પુસ્તક પરત્વે જરૂરી માહિતી મેળવી શકે છે. વાચકને જોઇતું પુસ્તક મેળવી આપવું એ ગ્રંથપાલની ફરજ જ છે. આ " કાર્ડ્ઝ " પદ્ધતિ પ્રમાણે પુસ્તક પરત્વે કેવી રીતે માહિતી મેળવવી તે ગ્રંથપાલ સમજાવે છે.

## માહિતી વિભાગ

આ ગ્રંથાલયની બીજી વિશિષ્ટતા એ છે કે માહિતી આપનાર વિભાગ નાગરિકોને જરૂરી વિગતો પૂરી પાડે છે. કેટલાક નાગરિકો તો પત્રો લખીને પોતાને ઉપયોગી વિગતો પુછાવે છે. આ પત્રોના જવાબ અપાય તેવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ ઉપરાંત રૂબરૂ પૂછપરછ કરનારાઓની સંખ્યા હજારો પર થવા જાય છે, અને ટેલિફોન પર પ્રશ્નોનો એટલો ધસારો રહેતો હોય છે કે ગ્રંથપાલ તથા તેના મદદનીશો આ ધસારાને પહોંચી વળવા સતત પ્રવૃત્તિશીલ રહે છે.

## વિજ્ઞાન વિભાગ

વાચનાલયમાં ૮૦૦) નાગરિકો બેસી શકે તેવી વ્યવસ્થા છે. ત્યાં બાજુમાં ૨૫ હજાર જેટલા માહિતીદર્શક ( રેફરેન્સના ) ગ્રંથો ગોઠવાયેલા છે. આ પુસ્તકો સહી કરવાની કોઇ ખટપટમાં ઉતર્યા વગર જ વાપરી શકાય છે.

આ ગ્રંથાલયનો વિજ્ઞાન વિભાગ બધા વિભાગો કરતાં વધારે લોકપ્રિય છે. અહીં વિજ્ઞાનની બધી શાખાઓને લગતાં પુસ્તકો સંગ્રહાયાં છે.

આર્થિક વિભાગના મુલાકાતીઓ પણ યુદ્ધ પૂરું થયા પછી વધ્યા છે.

ત્યારે સામયિકો માટે એક ઈલાયદા ખંડની જોગવાઇ કરવામાં આવી છે.

સો બસો નહિ પણ ૧૦ હજાર જેટલાં સામયિકો ત્યાં રખાયાં હોય છે સંખ્યાબંધ વાચકો આ સામયિકો ઉથલાવે છે અને જરૂરી માહિતી મેળવે છે.

### સંગીત ખંડ

સંગીત ખંડમાં રખાએલાં પુસ્તકો ફેંદવા માટે સંગીત તો અવારનવાર જ્ઞાનમંદિરની મુલાકાત લે છે.

બાળકો કહેતા પ્રેરાય કે તમે બધા જ્ઞાનનાં પ્રકાશકિરણો ઝીલો, પણ અમારૂં શું ? એવી ફરિયાદને ગ્રંથાલયના વ્યવસ્થાપકોએ અવકાશ રહેવા દીધો નથી. તેમને વાંચવા માટે વયની મર્યાદા પણ નથી. બાળકો, શિક્ષકો, પ્રકાશકો, ચિત્રકારો તથા બાળકોને લગતા માનસશાસ્ત્રના નિષ્ણાતો આ વિભાગનો ઉપયોગ કરે છે.

"૧૦ વિદેશીઓની જરૂરીઆત પ્રત્યે ઉપેક્ષા ન સેવાય, એ સૂત્ર પણ ગ્રંથાલયના વ્યવસ્થાપકો સમજ્યા છે. પ્રત્યેક વર્ષે પાંચ લાખ જેટલા વિદેશી ગ્રંથો વાંચવા માટે બહાર જાય છે.

### ફુદાં લલકારે છે: 'અમે વિહંગમો !'

[ 'પ્રજાબંધુ'ના તંત્રી પરનો એક પત્ર ]

શ્રી. ઈંદ્રવદનભાઇ, હું આપને એક વાર મળવા આવ્યો હતો. આપ મળી શકયા નહોતા.

હવે તો હું આ સાહિત્યથી ખૂબ કંટાળી ગયો છું; અને એનો કોઇ પણ રીતે નિકાલ થઇ જાય તો ઠીક.

મારી પાસે છ પુસ્તકો જેટલું લખાણ છે અને સાતમી નવલકથા હું લખું છું. ખેર !

મારી '૪૨ની ક્રાન્તિ સમયની નવલકથા તમારા 'ગુજરાત સમાચાર'માં ક્રમે ક્રમે છાપશો ? મારાં પુસ્તકો તમારા સાહિત્ય ધોરણ મુજબ હલકાં છે ? હું તમને ચેલેંજ આપું; તમે ચેલેંજ સ્વીકારવા તૈયાર છો ? શ્રી. ચુનીભાઈને તો મારૂં પુસ્તક જોવા માટે કદાચ ન જ આપું. ખેર, મારી ચેલેંજ તો ઉપાડી લો.

મને તો ખાત્રી છે કે આજે હું જે નવલકથા લખું છું તેનાથી તો હું આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવવાના ખ્યાલો રાખું છું. ઠીક છે. મારી તરફ નજર પહોંચે તો જવાબ આપશો. તમારા પ્રસિદ્ધ થએલા કોઇપણ પુસ્તક સામે સારી રીતે હરીફાઇ કરી શકે તેવું પુસ્તક હું તમને ખાત્રીપૂર્વક આપી શકીશ અને છેવટે તો દરેક લેખકનું સાહિત્ય જુદા પ્રકારનું પણ હોય જ ને ? આશા છે કે મને યોગ્ય ઉત્તર તો જરૂરથી આપશો. લી........?

### આદર્શ ગ્રંથાલય

આ ગ્રંથાલયને તેનો મુદ્રણવિભાગ છે તેમ જ પુસ્તકો બાંધનાર વિભાગ પણ છે.

હવે તો આ બધા ગ્રંથોની તસ્વીરો ( ફોટોસેટ ) લેવાઈ રહી છે અને ઘણા ખરા વિરલ ગ્રંથોને " માઇક્રો-ફિલ્મ " કરીને કચકડામાં મઢી લીધા છે. તેમ જ મહત્ત્વનાં સામયિકો અને અખબારોને પણ જાળવી રખાય તેવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ આદર્શ ગ્રંથાલય ન્યુયોર્કના નાગરિકોને જ્ઞાનસમૃદ્ધિ પૂરી પાડે છે. એક દિવસ ભારતવર્ષ ગૌરવાન્વિત વદને કહેશે કે વિદ્યા અને સંસ્કારનો પરિમલ પ્રસરાવતું આવું સંસ્કારમંદિર મારા નગરે નગરે પણ છે.

એવા સંસ્કારમંદિરોની રચના કરતી વેળા આ ગ્રંથાલયની કાર્યપદ્ધતિ લક્ષમાં રાખવા જેવી છે.

સંસ્કૃતિની જ્યોત પ્રગટાવતાં આવાં જ્ઞાન-મંદિરો ઠેરઠેર પ્રસરવાં જોઇએ. એની શાખાઓ દ્વારા જ્ઞાનસરિતાનો પ્રવાહ આપણાં ગામડાંઓ સુધી પહોંચવો જોઇએ; અને વૈજ્ઞાનિક પદ્ધતિએ જ આવા ગ્રંથાલયોની યોજના થવી જોઇએ. એ માટે ન્યુયોર્કનું આ ગ્રંથાલય આદર્શ નમૂનારૂપ બની રહે છે.

( "પ્રવાસી" )

# ૫. પ્રવૃત્તિને વિકસાવવા ગ્રંથપાલે શું કરવું જોઇએ ?

પુસ્તકાલયપ્રવૃત્તિ એ દેશમાં ચાલતી અનેક પ્રવૃત્તિઓ પૈકીની વિશિષ્ટ પ્રવૃત્તિ છે. પુસ્તકાલયપ્રવૃત્તિ બીજી પ્રવૃત્તિઓની માફક પગભર નથી; જો કે પ્રવૃત્તિને વિકસાવવા તથા સબળ કરવા અનેક કાર્યકર્તાઓ શ્રમ ઉઠાવી રહ્યા છે; જ્યાં ત્યાં મંડળો પણ સ્થાપિત થયાં છે. ઉપરાંત વ્યવસ્થા કરવા માટે સંસ્થાઓમાં કારોબારી રચી પ્રમુખ, મંત્રી, સભાસદો, ગ્રંથપાલ તેમ જ માનદ અને પગારદાર પ્રચારકો વગેરેની નિમણૂકો પણ થાય છે.

ઉપરોક્ત સર્વ હિતસ્વીઓમાં મુખ્ય સ્થાને ગ્રંથપાલને મૂકી શકાય; કારણ કે બીજા કાર્યકર્તાઓ પુસ્તકાલયના વહીવટમાં–દેખરેખમાં અને વ્યવસ્થામાં પોતાનો ફાળો આપી શકે, પણ ગ્રંથપાલ એ પુસ્તકાલયનો જિગરજાન મિત્ર છે. તે તેના સહવાસમાં તથા સંબંધમાં રહેનાર એક વ્યક્તિ ગણાય ! તે પુસ્તકાલયને જે દિશા તરફ દોરશે તે તરફ તે દોરાશે. તેમનો નાતો મન અને શરીરના સંબંધનો પણ કહી શકાય, જેથી ગ્રંથપાલ પુસ્તકાલય-પ્રવૃત્તિને વિકસાવવા જેટલા પ્રયત્નો કરે તેટલા જ અંશે આ પ્રવૃત્તિ ફતેહમંદ થઇ ઉચ્ચ કક્ષાએ જાય. આ પ્રવૃત્તિને વેગવંતી કરવા ગ્રંથપાલે પણ અમુક અમુક અભ્યાસ કરવો ઘણો જરૂરી છેઃ

પુસ્તકાલય સંસ્થાની અંદર પહેલાં સ્વચ્છતા અને વ્યવસ્થા રાખવાથી તે આકર્ષક બને છે. " જ્યાં સ્વચ્છતા ત્યાં દિવ્યતા " એ સૂત્રથી પુસ્તકાલય ધૂળ–કચરા સિવાયનું હોય તો આંખને ચોંટી જાય અને તેના પ્રત્યે કુદરતી આકર્ષણ થાય. " જે આંખને ન ગમે તે મોંને તો ક્યાંથી જ ગમે ? " એ ન્યાયે પુસ્તકાલય દેખાવે જ ગંદુ અને ધૂળ-કચરાથી આચ્છાદિત હોય ત્યાં પુસ્તકો વાંચવાની અભિરુચિ ક્યાંથી જ સંભવે? ઉપરાંત, પુસ્તકાલય વ્યવસ્થિત પણ હોવું જોઇએ, જેથી સાર્વજનિક ઉપયોગ માટે અડચણ ઉપસ્થિત ન થાય. પુસ્તકાલયનાં પુસ્તકો પણ વ્યવસ્થિત, અનુક્રમાંકે, વર્ગણી અનુસાર હોવાં જોઇએ. એ ન હોય તો વાચકને સમય ગુમાવવો પડે છે અને એક પુસ્તકને માટે કેટલાં યે પુસ્તકો અવળસવળ કરવાં પડે, જેથી કંટાળારૂપ પરિણામ નીવડે. આથી પુસ્તકાલયનાં પુસ્તકોની આવશ્યક વિધિ ઉપરાંત દફતરી વ્યવસ્થા પણ સંપૂર્ણ અને વ્યવસ્થિત તૈયાર રહેવી જોઇએ. પરિણામે વાચક ઉમંગભેર આવી ઇચ્છિત સાહિત્ય મેળવી પોતાની સવલત સાચવી શકે. ઉપરના મુદ્દાઓને અભાવે પુસ્તકાલય નિર્જીવ થઇ પડે, અને અવિકસિત પણ રહે. ' વ્યવસ્થા વિના રાજતંત્ર પણ ચાલી શકતું નથી ' તો આ પગભર થયા સિવાયની પ્રવૃત્તિ ક્યાંથી ધપી શકે ? માટે પ્રથમના પગથિયે સ્વચ્છતા અને વ્યવસ્થા જાળવવી એ ઉન્નતિસૂચક ચિહ્ન છે.

ગ્રંથપાલે જે તે સ્થળનો પણ અભ્યાસ કરવો જોઇએ. જે તે સ્થળને અનુકૂળ થઇ પોતાનું તંત્ર રોપવું જોઇએ. પુસ્તક આપ-લેનો સમય જે તે સ્થળના ઉદ્યોગ-ધંધાને અનુસરીને રાખવો, જેથી દરેકની સવલત સાચવી શકાય, અને ચાહના પણ થાય. સ્થળના લોકોને અનુલક્ષી વાચન પણ આપવું જોઇએ. જે સ્થળના માટે જેવા વાચનની આવશ્યકતા હોય તેવા વાચનનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો, જેથી પ્રવૃત્તિને સહકાર મળી તે વેગવાન બને.

ગ્રંથપાલે સમયનો પણ અભ્યાસ કરવો. જે સમય પ્રબળ હોય તે તરફ લક્ષબિંદુ રાખી સદર પ્રવૃત્તિને ઉત્તેજક પ્રયત્નો કરવા. સમયને ન ઓળખનાર ગ્રંથપાલ કદાચ નિષ્ફળ પણ નીવડે, તેથી સમયને અનુસરી પગરણ કરે તો તે પ્રવૃત્તિને વિસ્તૃત કરી શકે. ઉપરાંત, સમયને અનુસરી સાહિત્ય પણ પૂરું પાડવા પ્રયત્નરત રહેવું. જે સમયમાં જે વાચકની ખાસ જરૂર હોય તે વાચન પુસ્તકો–પત્રો દ્વારા પૂરું પાડવાથી વાચકોની ભાવના વધી તેઓ ઉત્સાહી બને છે. પરિણામે પ્રવૃત્તિ પ્રત્યે પ્રગતિથી જોતાં શીખી તેનો ફેલાવો કરવામાં પોતાનો ફાળો પણ અદા કરતાં શીખશે.

ગ્રંથપાલે પરિસ્થિતિનો પણ અભ્યાસ કરવો. જે તે સ્થળનો આર્થિક, નૈતિક, ધાર્મિક અને સામાજિક વગેરે કુદરતી તત્ત્વોનો પણ અભ્યાસ કરવો. આ તત્ત્વોને અનુલક્ષીને જે તે બાબતોનો આગ્રહ કરવો આ તત્ત્વોના અભ્યાસ સિવાયનો ઉલટસુલટ ધારણાથી દરેકનું મન ન મેળવી શકે. માટે કુદરતી જે તત્ત્વો હોય તેનો પણ અભ્યાસ કરી, જે તે સ્થળને અનુરૂપ વાચન તથા આગ્રહ રાખવાં, જેથી તે દરેક બાબતે સફળ નીવડી, પ્રવૃત્તિને આગળ ધપાવી શકે

ગ્રંથપાલે માનસ અભ્યાસ પણ કરવો આવશ્યક છે. જે વાચક પુસ્તક લેવા આવે તેના માનસને ઓળખીને સાહિત્ય આપવાથી તે બીજી વખત ભાવનાપૂર્વક પુસ્તક લેવા આવશે. આ અભ્યાસના અભાવે નવલકથાના ભોગીને ધાર્મિક સાહિત્ય મળે અને નૈતિક સાહિત્યના ઈચ્છુકને ભૌગોલિક સાહિત્ય મળે; એટલે એમ જ સમજે કે, પુસ્તકો સારાં નથી. પરિણામે વાચકોની ઉણપ આવ્યે જાય છે. એક જ વાચકની ઉણપ એ એક આશાની નિષ્ફળતા થઈ પડે. વાચક પહેલી વખતે જે સમયે પુસ્તક લેવા આવે તે વખતે તેના વાર્તાલાપ ઉપરથી તેનું માનસ ઓળખી જવું, પરિણામે ગ્રંથપાલ તે વાચકને અભિરુચિરૂપ સાહિત્ય કાયમ આપી શકે. મન ગમતા સાહિત્યથી વાચકને પ્રેરણા મળી નવી દૃષ્ટિ ઊગે અને વાચક પુસ્તકાલય પ્રવૃત્તિને ફતેહમંદ કરવામાં સહાયક થવામાં પોતાનું કર્તવ્ય અદા કરે.

ગ્રંથપાલે જિજ્ઞાસુ અને ધગશવાળા પણ થવું જોઈએ. " કૂવામાં હોય તો હવાડામાં આવે " એ સૂત્રથી સમજાય છે કે, ગ્રંથપાલમાં જાણવાની પ્રેરક થવાની વૃત્તિઓ હશે તો વાચકોમાં પણ તે વૃત્તિઓ ઉપસ્થિત કરી શકશે. પોતે નવું સાહિત્ય તથા નવું જ્ઞાન તુરત આંખ તળે કાઢી જઈ તેનું તત્ત્વ જાણવાની ધગશ રાખવાથી તે બધાને માર્ગદર્શક બની શકે. આ ધગશને બળે તે પુસ્તકાલયને માટે ઉચ્ચ આશાઓ ધરાવે તે અમલમાં પણ આવી શકે.

ગ્રંથપાલે અમુક અમુક બાબતોમાં કુનેહ વાપરવાની જરૂર પણ રહે. ખરી. કુનેહથી કુસંપી ગામમાં પણ તે પુસ્તકાલય માટેની જરૂરિયાતો પૂરતી મેળવી શકે, અને પુસ્તકાલયને સજીવ રાખી શકે. કુનેહ સિવાય બધાંનાં મન એક જ મુદ્દાથી ન મેળવી શકાય. કુનેહના પ્રભાવથી સર્વમાં ઓતપ્રોત થઇ પુસ્તકાલય પ્રવૃત્તિને પગભર પણ કરી શકે.

છેવટમાં પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે ચાલતી અનેક યોજનાઓથી પણ આ પ્રવૃત્તિ દિપાવી શકાય. જેમકે, શિષ્ટવાચનની યોજનાથી ઓછામાં ઓછું બસો પૃષ્ઠનું પણ વાચન કરાવી શકાય, અને ગુણાનુક્રમ તથા ઇનામ મેળવવાની ધગશવાળાને વિસ્તૃત વાચન પણ

[ સાંધણ પૃ. ૬૧૩ને છેડે ]

# વાચન નોંધ

૧ વાચક : શ્રી પુંજાભાઇ બબાભાઇ પટેલ. સભ્ય, વાચક મંડળ ગઢુદણ. તા. દહેગામ.

સૃષ્ટિનું જ્ઞાનઃ પાન ૩૩૬. વાચન નવેમ્બર માસની તા. ૧ થી ૧૦ સમય, રાતના ૯ થી ૧૦

ધાર્મિક તેમ જ તત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચતું આ પુસ્તક, વડોદરા રાજ્યના દહેગામ તાલુકામાં આવેલા સોનારડા ગામના એક ' પ્રભુમય જીવન ' ગાળનાર ભાઇએ લખ્યું છે. આ આખુંએ પુસ્તક વાંચી જવા જેવું છે છતાં જેમને આખું પુસ્તક વાંચવાની નવરાશ ન હોય તેમને સારૂ થોડીક વાનગી રજૂ કરૂં છુંઃ—

૧ કોઇ પણ સંજોગોમાં જે બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરે તે કદાપિ દુઃખી થાય નહિ.

૨ તપ, યમ, નિયમ, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય—આ બધા ધર્મના માર્ગો છે.

૩ રામ રાખે તેને કોણ ચાખે, એ કહેવત પ્રમાણે પ્રહ્‌લાદનો વાળ સરખો પણ વાંકો થઇ શક્યો નહિ.

૪ જે પ્રાણી કુદરતના કાનુનોને અનુલક્ષી વર્તે છે તેને કોઇ જાતનો ડર નથી.

૫ તપ એજ સત છે; અને સત એજ તપ છે.

૬ સર્વની ચિંતા કરનાર તો એક ઇશ્વર જ છે.

૭ જેવું વાણીમાં તેવું વર્તનમાં હોવું જોઇએ.

૮ ઇશ્વરની અપાર લીલાને કોઇ પહોંચ્યું નથી અને પહોંચશે પણ નહિ.

૨. વાચકઃ શ્રી. ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ, મંત્રી, કલોલ મહાલ પુ. મંડળ, મુ. લોયણ રાઠોડ.

(૧) વાચિનીદેવી—લેખક ધૂમકેતુ. પ્રકાશક પોતે. કિં ૪–૮–૦. પાન ૩૫૨. ડિસેંબર માસની તા. ૧ થી ૭ સમય રાત્રે ૯ થી ૧૦॥.

આ ચાલુક્ય નવલકથાવલિનું ૧લું પુસ્તક છે. આમાં ચામુંડના સમયનો ઇતિહાસ આલેખ્યો છે. ઇ. ૧૦૦૯–૧૦૧૦ નાં વર્ષોનો ઇતિહાસ છે. ચૌલાદેવીના પુરઃસંધાનરૂપે આ નવનકથા લખાયેલ છે. ભીમદેવનો મહાન ચાણક્ય મંત્રી દામોદર રાજકારણમાં પ્રવેશ કરતો દેખાય છે અને પાટણને મહાન બનાવવાનાં સ્વપ્નાં સેવતી સત્તાશોખીન વીરનારી ચામુંડની બહેન વાચિનીદેવીને યુક્તિથી રાજકારણમાંથી સંન્યાસ લેવડાવે છે. ચામુંડ ચારિત્ર્યહીન હતો. પરંતુ પાટણના મહાન રાજાઓની માફક પાટણની મહત્તાને ખામી ન આવે તેવી રીતે લેખક તેનો અંત આલેખે છે.

(૨) હિન્દનું મુસ્લીમ રાજકારણ—લેખક અબ્દુલ વહીદખાન બી. એ. અનુ.

યુસુફ અબ્દુલ ધની માંડવીઆ, બાંટવા. પ્રકાશક પોતે. કિં. ૧-૦-૦ પાન ૪૯૧ તા. ૮ થી ૧૬ સમય રાત્રે ૯ થી ૧૦.

મુસ્લીમ રાજકારણનો ક્રમબદ્ધ ઇતિહાસ આ પુસ્તકમાં સારી રીતે આપેલો છે. ભાષા તેમજ શૈલી સરળ નથી.

**(૩) લોપામુદ્રા. ખંડ ૨-૩**—લેખક, કનૈયાલાલ મુનશી. પ્રકાશક, જીવણલાલ અ. મહેતા, કિં. ૨-૦-૦ પાન ૧૦૨. તા. ૧૭ થી ૧૮. સમય ૯ થી ૧૦॥.

શ્રી. મુનશીનાં પૌરાણિક નાટકો શમ્બર કન્યા, દેવે દીધેલી એ આમાં સુંદર શૈલીથી લખાયેલ છે. રંગભેદની નીતિ પ્રાચીન આર્યોમાં પણ હતી. અને તેવા સમયમાં પણ ત્રિશ્વરથ જેવો સમભાવી પુરુષ આખા સમાજનો વિરોધ સહન કરવા પણ કેવી રીતે તૈયાર થયો હતો. તે સુંદર રીતે બતાવાયું છે.

**(૪) લોપામુદ્રા. ખંડ ૪**—લેખક પ્રકાશક ઉપર મુજબ. કિં. ૧-૮-૦. પાન ૧૫૯. તા. ૧૯ થી ૨૦ સમય ૯ થી ૧૧.

આમાં વિશ્વરથ વિશ્વામિત્ર ( વિશ્વનો મિત્ર ) મહર્ષિ બને છે. શંબર કન્યા ઉગ્રા મરી જાય છે. તે પછી તેને મુનિ અગસ્ત્યની પુત્રી રોહિણી પરણે છે. તેને દેવો સાક્ષાત્ થાય છે. પિતૃઓ સાક્ષાત્ થાય છે. તે સ્વેચ્છાએ ભરતોનું રાજ્યપદ છોડી ઋષિ થાય છે. અને અગસ્ત્ય-લોપામુદ્રા દક્ષિણમાં જવાનું સ્વીકારે છે.

**(૫) કાયદે આઝમ મુહમ્મદઅલિ જિન્નાહ**—લેખક 'અસર' સાલેરી એસ. એ. પ્રકાશક પોતે. કિં. ૧-૮-૦ પાન ૨૧૧. તા. ૨૧ થી ૨૩. સમય રાત્રે ૯ થી ૧૦॥

આખા પુસ્તકમાં મુસ્લીમ લીગનો ઇતિહાસ આપેલો છે. પ્રકરણ ૭ માં તેમના જીવન વિષે ટુંકાણમાં હકીકત આપેલી છે. તે કરાંચીના ખોજા વેપારી કુટુંબમાં જન્મેલા છે. અને બેરિસ્ટર થયેલા છે. પ્રથમ તેઓ કોંગ્રેસમાં હતા. ૧૯૨૦ માં કોંગ્રેસ છોડી. પુસ્તક બહુ સરળ ભાષામાં લખાયું છે. અને ઠીક માહિતી પુરી પાડે છે.

**(૬) નવસારી સર્વસંગ્રહ**—લેખક ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ; પ્રકાશક: વડોદરા રાજ્ય કિં. ૩-૦-૦ પાન ૪૫૬ તા. ૨૪ થી ૩૧ સમય રાત્રે ૯ થી ૧૦॥

અમલદારોને જે પ્રાંતમાં કામ કરવાનું હોય તે પ્રાંત સંબંધી સામાન્ય માહિતી મેળવવાનું સાધન તેમને મળે તેમજ પ્રજાવર્ગને પણ જોઇતી માહિતી મળે તે માટે દરેક પ્રાંત માટે શ્રી. સરકારે લેખક પાસે આવાં પુસ્તકો તૈયાર કરાવ્યાં છે. આમાં ત્રણ ભાગમાં નવસારી પ્રાંતની હકીકત આપવામાં આવી છે. પ્રથમ ભાગમાં સામાન્ય માહિતી, બીજા ભાગમાં રાજકાર્ય સંબંધી અને ત્રીજા ભાગમાં તાલુકાવાર વિશેષ માહિતી આપવામાં આવી છે. પુસ્તકમાં આખા પ્રાંતની જાણવાજોગ સવિસ્તર હકીકત પૂરી પાડે છે.

કુલ પુસ્તકો ૬; કુલ પાન ૧૭૭૬.



૧. **પહેલું પારણું**—ભાગ ૧–૨ લેખકો શ્રી. મધુકર રાંદેરિયા અને એક અનુભવી ડૉક્ટર; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૯૬+૧૨; પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૬–૧૨–૦.

આજકાલ પ્રથમવાર બાળકની માતા બનનાર સ્ત્રીને તેના બાળકની માવજતને લગતી તેમ જ તેણે પાળવા જોઇતા આરોગ્યને લગતા નીતિ-નિયમોની બહુ જ અલ્પ જાણ હોય છે. એવી પ્રથમવાર માતા બનનાર સ્ત્રીઓને આ પુસ્તક ઉપયોગી માહિતી પૂરી પાડશે. બાળકના ઉછેરથી માંડીને તેના ખાનપાન, તેના પોશાક તેમ જ તેની કેળવણી અને માંદગીમાં માવજત વગેરે અનેક વિગતો આ પુસ્તકમાં સંગ્રહેલી છે.

આજે બાળક સહેજ માંદું પડતાં આપણે ડૉક્ટરોને ત્યાં દોડી જઇએ છીએ તેને બદલે આવાં પુસ્તકોમાંના યોગ્ય સૂચનોનો ઘરનાં વડીલોની સલાહપૂર્વક ઉપયોગ થાય તો બાળકને અનેક તકલીફોથી સહેજે દૂર રાખી શકાય.

પુસ્તકની છપાઇ, સફાઇ અને બાંધણી સુંદર હોઇ આકર્ષક બોક્સ યુક્ત અને સચિત્ર છે. કિંમત જરા વધુ પડતી કહેવાય.

૨. **શરદ્વંદના** (બીજી આવૃત્તિ)—મૂળલેખક: શરદ્બાબુ; અનુવાદક અને સંગ્રાહક: શ્રી. રમણલાલ સોની; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૦, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩–૦–૦.

જાણીતા બંગનવલકથાકાર શ્રી. શરદ્બાબુની ભિન્ન ભિન્ન નવલકથાઓ-સર્જનોમાંથી, સૂત્ર સરખાં લેખી શકાય તેવાં અવતરણો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે. આપણા સામાજિક, સ્ત્રીવિષયક, માનસવિશ્લેષણ યુક્ત તેમ જ ધર્મ-નીતિને લગતાં આ સૂચનો વાચકને પ્રેરક નીવડે તેવાં છે. તેમાં પણ શરદ્બાબુની નવલો જેટલી હૃદયંગમ નીવડી છે તેટલાં જ હૃદયંગમ અને અસરકારક આ સૂત્રો પણ એના વાચકને અસર કરી જાય તેવાં છે. આગલી આવૃત્તિ જે પુસ્તકાલયોમાં ન હોય ત્યાં એ સુખે વસાવી લેવાય.

૩ **બીરબલની ચિત્રમય બાલવાતો** (બીજી આવૃત્તિ)—લેખક: શ્રી પ્રકાશમ્ રાવલ; પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૭૬, મૂલ્ય રૂ. ૩–૦–૦.

આપણે સાં બીરબલ અને બાદશાહની અનેક વિનોદભરી વાતો પ્રચલિત છે. એમાં બીરબલની હાજરજવાબીથી એ વાર્તાઓ વાંચનાર-સાંભળનાર મુગ્ધ થાય છે. નાનાં બાળકો માટે બાલભોગ્ય શૈલીએ લખાયેલી અને પચાસેક ચિત્રોવાળી આમાં આપેલી પાસઠેક વાર્તાઓ, મોટા અક્ષરે છપાયેલી હોવાથી બાળકોને હોંશેહોંશે વાંચવી ગમે તેવી છે. ઉપરાંત, જ્ઞાન સાથે બીરબલની હાજરજવાબી બાળકોને ખિલખિલાટ હસાવી મૂકે તેવી છે. ગૃહપુસ્તકાલયો તેમ જ સાર્વજનિક અને ખાસ કરીને બાલપુસ્તકાલયોમાં ત્યાં આવતાં બાલવાચકો માટે સુખે વસાવી લેવાય.

૪. **ફતુભા ફાંકડાનાં પરાક્રમો**—લેખકઃ શ્રી. મનુભાઇ સુખલાલ શાહ; પ્રકાશક કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. ૧–૪–૦.

બાળભોગ્ય શૈલીએ લખાયેલી ફતુભા નામના પરાક્રમો માટે ઝંખના કરતા માણસની તેની પત્ની સાથેની છબરડાઓથી ભરપૂર પરાક્રમકથાઓ લેખકે આમાં આપી છે. વાર્તાનાયક ઘેરથી નીકળીને મુંબઇ શહેર અને વિલાયત સુધીની મુસાફરીની મોજ માણતાં હજારો રૂપિયા કમાય છે, ગુમાવે છે; કીર્તિ પણ પ્રાપ્ત કરે છે; છતાં આખર હતા તેવા ને તેવા કેમ થઇ જાય છે તે લેખકે હાસ્યપ્રેરક બાળસુલભ શૈલીએ આમાં આલેખ્યું છે. બાળકોને ગમ્મત પડે તેવા છબરડાઓના સંગ્રહ સરખું આ પુસ્તક બાળકોને ગમશે.

૫. **આદમમિયાં**—લેખક, પ્રકાશક, કદ, પૂઠાં, પૃષ્ઠ મૂલ્ય ઉપર પ્રમાણે.

બાલકાવ્યો સરખાં આ કાવ્યનાટકોમાં આદમમિયાં, દૂધવાળી, કાગળવાળો, શિવસમ ટપાલી, માટલાંવાળી, લાકડાંવાળી, ફૂલવાળી અને વસંત વગેરે વિષય પર રચાયેલા ગેય સંવાદો આમાં લેખકે આપ્યા છે. દરેક વિષયના નાટ્ય સંવાદમાંથી એનાં બાલવાચકોને કંઇ ને કંઇ નવીન જાણવાનું મળી આવે તેમ છે. પ્રસંગોપાત બાળકોના સંવાદનાટકો માટે આ સંગ્રહમાંથી ઠીક પસંદગી મળી આવશે. પુસ્તકાલયો બાલવાચકો માટે સુખે વસાવે.

૬. **સુંદર બાલવાતો** (બીજી આવૃત્તિ)—સંપાદકોઃ શ્રી. જમુભાઇ દાણી, અને શ્રી. સોમભાઇ પટેલ; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૦–૦.

ગુજરાતી બાલ સાહિત્યના ભિન્ન ભિન્ન લેખકોની લખેલી ટૂંકી ટૂંકી ૩૦ બાલવાર્તાઓ સંપાદકોએ આ સંગ્રહમાં સંગ્રહી છે. દરેક વાર્તા બાલસાહિત્યના અગ્રગણ્ય લેખકોની હોઇને બાલવાચકોને વાંચવા પ્રેરે તેવી છે. બાળકો–કિશોરોને તેમના ઇતર વાચનમાં ઉપયોગી નીવડે તેવી વાર્તાઓનું આ પુસ્તક પુસ્તકાલયો વસાવે. —મ. પ્ર. વ્યાસ

[ અનુસંધાન પૃ. ૬૦૯નું ]

થાય. ગ્રામવાચક મંડળની યોજનામાં જોડાયેલા વાચકો પણ અમુક વાચનની આપ–લે કરી શકે અને એક બીજાના વાચનનો લાભ પણ લઇ શકે. કુમારમંડળની યોજનાથી ધંધાદારી સ્ત્રીપુરુષો ઘેર બેઠાં સાહિત્ય મેળવી શકે. આ પ્રમાણે આ પ્રવૃત્તિને વિકસાવવા આ યોજનાઓ પણ સહાયભૂત થાય છે.

ઉપર્યુક્ત સાદર કરેલા વિચારો પૈકી ઓછાવત્તા અંશે પણ, અમલમાં મુકાય તેટલા અંશે પણ, તેનું પરિણામ સંભવે. જેથી ગ્રંથપાલ એ પુસ્તકાલયનો ખરો પૂજારી થઇ રહે તો આ હેતુ બર આવે !

આ આશાની પાછળ ગ્રંથપાલ પણ કહી શકે, " પેટમાં ફૂવો અને વરઘોડો જુઓ. " એ સૂત્ર પ્રમાણે ગ્રંથપાલ સાંસારિક દૃષ્ટિએ આશાવાદી હોય જ. દેવ પણ કરેલી સિદ્ધિ પાછળ પોતાનું નૈવેદ્ય માગે છે, ત્યારે ગ્રંથપાલ પણ " ફૂલ નહિ તો ફૂલની પાંખડી " તો માગી જ શકે. પરિણામે ગ્રંથપાલ પ્રોત્સાહિત થઇ પુસ્તકાલયપ્રવૃત્તિને વિકસાવવામાં એક પગે તૈયાર જ રહેશે. અસ્તુ.

ચંદુલાલ કે. દવે,
માનદ પ્રચારક, પુ. મં. ચાણસ્મા મહાલ.



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૧. એક કદમ આગે—લેખકઃ શ્રી. "જયભિખ્ખુ" મૂલ્ય ૧-૪-૦

૨. વિદ્યાર્થી વાચનમાળા-શ્રેણી ૭મી—( નવી આવૃત્તિ ) (૧) શ્રી ઋષભદેવ, (૨) ગોરક્ષનાથ, (૩) વીર કુણાલ, (૪) અકબરશાહ, (૫) મહામંત્રી મુંજાલ, (૬) કવિ દયારામ, (૭) શ્રી જયકૃષ્ણભાઇ, (૮) શ્રીમંત સયાજીરાવ, (૯) મહાવીરપ્રસાદ દ્વિવેદી, (૧૦) મહાકવિ નાનાલાલ, (૧૧) પ્રો. રામમૂર્તિ, (૧૨) બાદશાહ ખાન, (૧૩) સોરઠી સંતો, (૧૪) નેપાળ, (૧૫) મહાબળેશ્વર, (૧૬) અમરનાથ, (૧૭) બદ્રીકેદારનાથ, (૧૮) કલકત્તા, (૧૯) પાટણ, (૨૦) અનુપમ ઇલુરા. તે પૈકી ૧, ૩, ૫, ૭, ૯, ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૨૦ ના લેખકઃ શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ; તથા ૪ અને ૬ ના લેખકઃ શ્રી. સોમાભાઇ પટેલ; ૧૦ અને ૧૧ ના લેખકઃ શ્રી. બાલાભાઇ વીરચંદ દેસાઇ; ૨ ના લેખકઃ શ્રી. માધવરાવ ભા. કર્ણિક, ૧૫ ના શ્રી. ભોગીલાલ ગાંધી, ૧૮ ના લેખક શ્રી. રમણલાલ સોની; ૧૯ ના શ્રી. ફૂલચંદ હરિચંદ દોશી. આખા સેટનું મૂલ્ય રૂા. ૪-૦-૦.

## આર. આર. શેઠની કું. મુંબઇ તરફથી

૩. કુલ્યપલટો—લેખકઃ શ્રી. ગોવિંદભાઇ રા. અમીન; મૂલ્ય રૂા. ૧-૦-૦.

## જીવન સાહિત્ય મંદિર—અમદાવાદ તરફથી

૪. મહાસભાના મહારથીઓ—લેખકઃ શ્રી. મધુકર રાંદેરિયા; મૂલ્ય રૂા. ૫-૦-૦.

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરો તરફથી

૫. ચિરંજીવ સાહિત્ય—સંપાદક મણિલાલ પ્રભાશંકર વ્યાસ; મૂલ્ય રૂા. ૨-૪-૦.

## એન. એમ. ત્રિપાઠીની કું. લિ. મુંબઇ તરફથી

૬. સુંદર બાળવાતો—સંપાદકોઃ શ્રી. જમુભાઇ દાણી અને સોમાભાઇ પટેલ; મૂલ્ય રૂા. ૨-૦-૦.

## એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો

૭. પહેલું પારણું—લેખકોઃ શ્રી, મધુકર રાંદેરિયા અને એક અનુભવી ડૉકટર; મૂલ્ય રૂા. ૬-૧૨-૦.

[ સંધાણ પૃ. ૬૬૬ને છેડે ]




## વ. રા. પુ. મંડળ

**ઉમેદવારી નોંધાવી લ્યો**—પુસ્તકાલયનું કામ આવડવા બદલનું પ્રમાણપત્ર મેળવવા માટેની પરીક્ષા આગામી મે માસમાં રખાઇ છે. તે સંબંધની જાહેરાત જાનેવારી અંકમાં છપાઇ છે. તેનો મજકુર વાંચી લઇને તમારી ઉમેદવારી જરૂર નોંધાવી લ્યો. કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલ ભાઇઓ તો જરૂર તેમ કરે એ ખાસ ઇચ્છવાજોગ.

**શિષ્ટવાંચનની પરીક્ષા**—વડોદરા–પાદરા મહાલોની સંયુક્ત પરીક્ષા ચાલુ માસની ર૭મીએ ઠર્યા મુજબ લેવાઇ ગઇ.

—કરજણ તથા શિનોર મહાલોની પરીક્ષા માટે પણ એવી જ રીતે સંયુક્ત યોજના નક્કી થઇ છે, અને પરીક્ષા એપ્રિલની ર૭મીએ લેવા ઠર્યું છે. પરીક્ષા માટેના પાઠ્ય પુસ્તક તરીકે " **ગુજરાતના સેવકો** "ને પસંદ કરવામાં આવ્યું છે.

**મહાલ પરિષદ**—ચાણસ્મા મહાલની છઠ્ઠી પુ૦ પરિષદ જીતોડા મુકામે તા. ર૬મી જાનેવારીના રોજ મહાલ મુન્સફ શ્રી. ચિમનલાલ પંચોળીના પ્રમુખપદે સફળતાપૂર્વક ભરાઇ ગઇ. આ પરિષદ પ્રસંગે **મહેસાણા પ્રાંતના મહાલ મંડળોના મંત્રીઓનું એક સંમેલન** પણ રાખવામાં આવ્યું હતું તે પણ યશસ્વી રીતે પાર પડ્યું હતું. બંનેના અહેવાલો આવતે અંકે છપાશે.

**મો. ન. અમીન જયંતિ**—સદ્‌ગત શ્રી. મો. ન. અમીનની ૮મી જયંતિ વડોદરા, વસો તથા આણંદમાં તો હરસાલ ઉજવાય છે. આ સાલ રાજ્યમાં નીચેનાં બે સ્થળોએ પણ એ ઉજવણી કરી હતી:—

**( ૧ ) વાલમ તા. વિસનગર**—મ૦ ગાંધીજી રચિત " **કુદરતની સ્તુતિ** " ગવાયા બાદ સદ્‌ગત-અમીન સા. ના ચરિત્રગ્રંથમાંથી મહત્ત્વના થોડાક ફકરા મંત્રી ભાઇએ વાંચી બતાવી તેનો બોધક સાર ભાવભરી રીતે સમજાવ્યો હતો.

**( ૨ ) લાલજીપુરા–મીરસાપુરા તા. વડોદરા**—આ બે ગામોએ ભેગાં મળીને આ જયંતિદિન ઉજવ્યો હતો. સ્વર્ગસ્થના ગુણાનુવાદ બાદ નાનાં મોટાંઓનું સરઘસ હનુમાનજીને દેવળે પહોંચ્યું હતું અને ત્યાં સ્વર્ગસ્થને હાર્દિક અંજલિ અર્પવામાં આવી હતી. બાળકોને ધુંસું વહેંચવામાં આવ્યું હતું.

**ઓખામંડળ પ્રાંતમાં શિષ્ટવાચન પરીક્ષા**—તા. ૨૪–૧૧–૪૬ના રોજ લેવાઇ ગઇ. તેનો લાભ ૨૧ વ્યક્તિઓએ લીધો હતો. એ માટે શ્રી. ર. વ. દેસાઇ કૃત **ગ્રામોન્નતિ** પુસ્તક મુકરર કરવામાં આવ્યું હતું. સૌ ઉત્તીર્ણ થયેલ છે. આ ૨૧ પૈકી ૧૭ શિક્ષકો હતા,

જ્યારે ૪ શિક્ષિકા બહેનો હતાં. એ જ પ્રાંતમાં વિદ્યાર્થીઓ માટે લેવાયેલી શિષ્ટવાચન પરીક્ષામાં ૭ વિદ્યાર્થીઓએ તથા ૫ વિદ્યાર્થિનીઓએ ભાગ લીધો હતો. સૌ ઉત્તીર્ણ થયાં હતાં.

## પુસ્તકાલયોને મદદ

**સા પુ. વડાવલી** ( તા. ચાણુસ્મા )ને રૂા. ૧૫) મહેસાણાના શેઠ માધવલાલ મગનલાલ તરફથી.

**શ્રીમજ્જગદ્‌ગુરુ શંકરાચાર્ય મહારાજે મુંબઇમાં પીપલ્સ ફ્રી લાયબ્રેરીની લીધેલી ભેટ**—મુંબઇમાં લક્ષચંડીયજ્ઞ કાર્ય પ્રસંગે સાથે સાથે યોજવામાં આવેલી ધાર્મિક પરિષદોમાં દ્વારકાથી પધારેલા શ્રી. પ. પ. પૂ. પા. જગદ્‌ગુરુ શંકરાચાર્ય ૧૦૦૮ શારદાપીઠાધીશ્વર શ્રી. અભિનવસચ્ચિદાનંદ તીર્થ મહારાજે ધોબી તલાવ પર આવેલી મુંબઈની સો વર્ષની પ્રાચીન પિપલ્સ ફ્રી રિડિંગ રૂમ અને લાયબ્રેરીની ભેટ લીધી હતી. તેઓશ્રીને વાંચનાલય અને પુસ્તકાલયનો સંગ્રહ, અપ્રાપ્ય પુસ્તકો, વાંચનાલય અને પુસ્તકાલયની કાર્યપદ્ધતિ થી વાકેફ કરવામા આવ્યા હતા. સંશોધનકાર્ય સંબંધી તેઓશ્રીએ પૂછતાં પ્રત્યક્ષ બતાવવામાં આવ્યું હતું. પુસ્તકાલયમાંનો રેફરન્સ વિભાગ, સંસ્કૃત સાહિત્ય વિભાગ ઈત્યાદિ જોઈને તેઓશ્રીને ઘણો આનંદ થયો હતો; અને પોતાના શુભ પ્રયત્ને અને શ્રી. દ્વારકાધિશની કૃપાએ દ્વારકામાં ઉઘાડવામાં આવનાર શ્રી દ્વારકાધિશ વિશ્વવિદ્યાપીઠ અંગે ખાસ જરૂરી એવું એક મોટું મધ્યવર્તી પુસ્તકાલય અને વાંચનાલય-બનાવવા માટે પૂછપરછ કરી હતી

---

[ અનુસંધાન પૃ. ૬૧૪નું ]

૮. **કામ અને કામિની**—ભાગ ૧-૨—મૂળ લેખક; શ્રી. પ્રેમા કંટક, અનુવાદક: શ્રી. શકુંત રાવળ; મૂલ્ય ભાગ ૧ લાના રૂા. ૨-૮-૦, ભા. ૨ જાના રૂા ૩-૮-૦.

૯ **ફુદ્દભા ફાંકડાનાં પરાક્રમો**—લેખક:શ્રી. મનુભાઇ શાહ; મૂલ્ય રૂા. ૧-૪-૦.

૧૦. **બીરબલની બાલવાતો**—લેખક: શ્રી. પ્રકાશમ્ રાવળ; મૂલ્ય રૂા. ૩-૦-૦.

૧૧. **શરદ્‌વંદના**—(નવી આવૃત્તિ) મૂળ લેખક: શરદ્‌બાબુ, સંગ્રાહક અને અનુવાદક: શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૩-૦-૦.

૧૨. **આદમમિયાં**—લેખક: શ્રી. મનુભાઇ સુખલાલ શાહ; મૂલ્ય રૂા. ૧-૪-૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૩. **ચરકમાં નિસર્ગોપચાર**—યોજક: શ્રી. વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત; પ્રકાશક: રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૮-૦.

૧૪. **મંગલમંદિર**—લેખક: શ્રી. મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી; પ્રકાશક: ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ રોડ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૧-૮-૦.

૧૫. **માનવતા**—લેખક શ્રી. ઈશ્વર પેટલીકર, પ્રકાશક: ગતિ ગ્રંથમાળા કાર્યાલય, પિપલ્સ બેંક બિલ્ડીંગ, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૮-૦.

૧૬. **પુરાણની વાતો**—લેખક: શ્રી. જીવરામ જોષી; પ્રકાશક: સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૧-૪-૦.

# સામયિક ચિંતન

## દાન

*' અને પછી એક શ્રીમંત માણસે વિનતિ કરી: ' અમને દાન વિષે કંઈક કહો. ' અને તેણે પ્રત્યુત્તર આપ્યો: ' જ્યારે તમે તમારી વસ્તુઓ દાનમાં આપો છો – પૈસા કપડાં કે ધાન્ય – ત્યારે તમે ખરી રીતે કાંઈ જ આપતા નથી. '

જેનામાં આપવાની ઊર્મિ જાગી છે તે પોતાની જાતને પહેલવહેલાં આપે છે. ખરી દાનવૃત્તિ પણ એમાં જ રહી છે.

કારણ કે તમારી મિલ્કતી વસ્તુઓ એ ખરી રીતે તો એવી વસ્તુઓ છે કે જેમનો તમને ખપ નથી, છતાં કેવળ સંગ્રહની ખાતર તમે જેમને સંગ્રહી રહ્યા છો અને તેમાં બીજો કોઈ એ ઉપાડી જશે એવો ભય પણ જેમના વિષે તમે શોચી રહ્યા છો.

એટલું જ નહિ, એવા સંગ્રહમાં જગત – પિતાના સર્વજ્ઞપણાનો પણ ઈન્કાર રહ્યો છે. તમે સંગ્રહ કરો છો, કારણ કે તમને ભય છે. તમને લાગે છે કે, 'ખરી અણીને વખતે તમને જે વસ્તુનો ખપ પડશે, તે વસ્તુ તમને નહિ મળે અંતઃકરણના ખરેખરા ઊંડાણમાંથી સર્વશક્તિમાન પાસે માગેલી હરેક વસ્તુ, એના માગનારને મળી જ રહે છે, એવી શ્રદ્ધા જેનામાં ન હોય એવા દરેક માણસે, સંગ્રહ કરવાની વૃત્તિમાં જ પોતાનું સંરક્ષણ શોધવું રહ્યું.

પણ જે શ્વાને પોતાની સહિસલામત આજીવિકા માટે આવતી કાલના ખોરાકનું હાડકું ધૂળમાં સંગ્રહી રાખ્યું હતું, તે અતિ ડાહ્યા શ્વાનને શું મળ્યું તેનો વિચાર કરો.

આપણી સંગ્રહવૃત્તિ જે દુષ્કર ફેલાતી રહેલ છે, તે દુષ્કરને ભેદવા માટે, આપણે આપણા સંગ્રહમાંથી થોડાક ટુકડા લઈને દાનશીલ બનવા માટે દોડીએ છીએ, ત્યારે આપણી એ મશ્કરી, ક્રૂરતાની હરેક સીમા વટાવી ગયેલ ગુંડાગીરીની પણ ગુંડાગીરી ગણાવી જોઈએ.

દાનવૃત્તિ જેનામાં ખરી રીતે જાગી છે તે માણસ પોતાના સંગ્રહ વિષે પહેલવહેલો વિચાર કરતો થશે. તે પછી જ એ દાન આપવાનો વિચાર કરશે.

કેટલાક માણસો આપે છે, કારણ કે એમનો સંગ્રહ એમની વિચારહીનતામાંથી જન્મેલો સંગ્રહ છે. એટલા માટે એ આપે છે – જેથી એમના સંગ્રહમાં પડેલી લક્ષ્મીના ચળકાટ સાથે, થોડીક કીર્તિનો ચળકાટ પણ એમને ત્યાં આવે. એમની આ વૃત્તિનો પડઘો એમના દાનને, કૂતરાએ અભડાવેલા ધાન્ય સમું હીન અને અપવિત્ર બનાવે છે.

---

* ખલિલ જિબ્રાનના એક વિચારનો વિસ્તાર કર્યો છે.

આ લોકો, એમ તો એમ પણ આપે તો છે, એ સમાધાનીના સૂરે સાથે એકમત થવું, એનો અર્થ દુશ્કની પરંપરા સ્થાપવી ને સન્માનવી એમ જ હોઈ શકે.

સંગ્રહની મર્યાદા જ્યારે વ્યક્તિ પોતે કરી શકતી નથી, ત્યારે કોઈ ડાહી રાષ્ટ્રીય સરકાર એ મર્યાદા બાંધી આપે છે. પરદેશી સરકારના લેશ પણ પ્રભાવ નીચે કામ કરતી રાષ્ટ્રીય સરકારને પણ આવી મર્યાદા બાંધવાનો અધિકાર નથી. એટલા માટે પ્રજાએ સમગ્ર રીતે પોતાના સંસ્કારધન વડે જ આવી સમૃદ્ધ વ્યક્તિઓના દાનને અજીઠા ધાન જેવું ગણીને, નાનામા નાની વ્યક્તિના થોડામાં થોડા દાન વડે, પોતાની જરુરિયાતોને પહોંચી વળવાની ટેવ પાડવી રહી.

મુશ્કેલીઓમાં પ્રજા બળવાન તો જ બને; નહિતર તો એ અપંગ રહે — એને અપંગ બનાવનારાઓ જ એના મુરબ્બી દાનશીલો થયા કરે.

એક માણસના એક કરોડ રૂપિયામાં નહિ, પણ એક કરોડ માણસના એક એક રૂપિયામાં શક્તિ રહી છે એટલા માટે જેમની પાસે થોડામાં થોડું આપે છે છતાં જે થોડામાથી થોડું આપે છે તે દાનની પવિત્રતા સમજે છે.

કેટલાકને આપવામાં આનંદ આવે છે. એમનો એ આનંદ એ મોટામાં મોટું સ્વર્ગીય સુખ છે. અને કેટલાકને આપતાં આપતાં મોભનાં પાણી નેવે આવે છે — એવાને માટે આપવામા એક જાતની, સમજે તો, આત્મસુધારણા રહી છે.

માણસ જ્યારે અંતઃકરણપૂર્વક આપે છે — કારણ કે આપવું એ એને ધર્મ લાગે છે — ત્યારે એના આપવામાં ઈશ્વરી પરિમલ વ્યાપી રહે છે. જે માગે છે ત્યારે આપે છે તેના કરતાં જે માગ્યા વિના આપે છે તે વધારે સંસ્કારી છે.

તમારે એક દિવસ તો મોંઘામાં મોંઘુ જીવન પણ આપી દેવાનું જ છે જેને આ સમજણ આવે છે એ તો સમજે છે કે, દુનિયામાં ભૌતિક એવો કોઈ પદાર્થ નથી કે જેના સંગ્રહ વડે માણસ પોતાને ઉન્નત કરી શકે. ભૌતિક એવા પદાર્થના ત્યાગ વડે જ માણસ ઉન્નત થઈ શકે છે. એટલા માટે જ ગીતામાં કહ્યું છે કે त्यक्तेन भुञ्जीथा *

—ધૂમકેતુ

---

## 'ન્યુઝ ઓફ ધી વર્લ્ડ'

બ્રિટનનાં છાપાંના વેચાણ પરના યુદ્ધકાલીન અંકુશો તાજેતરમાં ઉઠાવી લેવાયા પછીના ચાર અઠવાડિયાનું પોતાનું સરેરાશ વેચાણ અઠવાડિયે ૭૪,૬૨,૩૮૩ નકલોએ પહોંચ્યું છે એમ લંડનના રવિવારિયા સાપ્તાહિક 'ન્યુઝ ઑફ ધી વર્લ્ડ' જાહેરાત કરી છે, અને એવો દાવો કર્યો છે કે દુનિયાના કોઈ પણ છાપા કરતાં પોતાનું આ વેચાણ વધારે છે. 'ન્યુઝ ઓફ ધી વર્લ્ડ' (દુનિયાના સમાચાર)નાં ઘણાંખરાં પાનાં જાસુસી કથાઓ અને રમતગમતની ખબરોથી ભરેલાં હોય છે.

* "સ્ત્રીજીવન"નો એક અંકમાંથી.

# વેજિટેબલ ઘી અને પ્રજાકીય તંદુરસ્તી

બનારસ હિંદુ યુનિવર્સિટીની ઔદ્યોગિક રસાયનની કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. એન. એમ. જૉડબોલે લખે છે:

"વેજિટેબલ ઘી યા વનસ્પતિ ઘી પચવામાં કેવું છે અને શરીરના પોષણમાં કેટલે અંશે અનુકૂળ થાય છે એ અગત્યના પ્રશ્ન પરત્વે થોડાક વખતથી પૂછપરછના સંખ્યાબંધ કાગળો મને મળ્યા કરે છે. આ વનસ્પતિ યા વેજિટેબલ ઘીની બનાવટ અને તેનું વેચાણ હાલમાં આખા દેશમાં વધતું ચાલ્યું છે. આ બનાવટી ઘી ચોખ્ખા ઘીને બદલે વેચાય છે. એ દુર્ભાગ્યની વાત છે.

"આજે હિંદુસ્તાનમાં એક લાખ વીસ હજાર ટન વેજિટેબલ ઘી દર વર્ષે બનાવાય છે. આ ઘીની બનાવટમા મોટે ભાગે મગફળીનું તેલ ઉપયોગમા લેવામા આવે છે.

"ખોરાકી ચીજ તરીકે આ વેજિટેબલ ઘીના ઉપયોગ સંબંધી, અને ચોખ્ખા ઘીને બદલે આ પદાર્થ વાપરી શકાય કે કેમ એ સંબંધી, ખૂબ અગત્યની માહિતી એકઠી કરવામાં આવી છે. હિંદના ચુસ્ત શાકાહારીઓના ખોરાકમાં ઘી જરૂરી ચરબીનું તત્ત્વ પૂરું પાડે છે, એટલે જીવ-રસાયનની દૃષ્ટિએ આ સંબંધી પુષ્કળ વૈજ્ઞાનિક માહિતીની જરૂર રહે છે. અને મેં તે એકઠી કરી છે.

"હવે વૈદ્યકિય દૃષ્ટિએ આ સંબંધી માહિતી મેળવવા હું ખૂબ આતુર છું. અત્યાર સુધી મને મળેલા વૈદ્યકીય અભિપ્રાયો અનુસાર વેજિટેબલ ઘી બંધકોષ અને અતિસાર પેદા કરે છે. પણ વિશેષ પુરાવો એકઠો કરવાની જરૂર છે, એટલે હું વૈદ્ય-દાકતરોને આ સંબંધી પોતાને દર્દીઓ મારફત મળેલા અનુભવો મને લખી મોકલવા વિનંતિ કરું છું."

આ પ્રશ્ન રાષ્ટ્રીય દૃષ્ટિએ ખૂબ અગત્યનો છે. પ્રજાકીય તંદુરસ્તીનો આ સવાલ છે. કારણ કે સરકારે વનસ્પતિ ઘી બનાવવાના નવા કારખાના કાઢવા ખૂબ પરવાના આપ્યા છે. આવતા બાર મહિનામાં આ દુર્ભાગી દેશને ગળે બે લાખ ટન વેજિટેબલ ઘી વધારે ઘાલવામાં આવશે! દુ:ખની વાત છે કે પ્રજાને ચોખ્ખાં ઘી-દૂધ પૂરા પાડવા દુગ્ધાલયો વધારવા માટે કાંઈ જ પગલાં ભરવામાં આવતાં નથી!

ચરબી, બનાવટી ઘી કે એવું કોઈ કૃત્રિમ (હાઇડ્રોજિનેટેડ) તેલ મનુષ્ય-શરીરના પોષણ માટે કેટલે અંશે અનુકૂળ થશે એ અગત્યનો પ્રશ્ન હિંદમા ઘણી વાર ચર્ચાયા કરે છે. લડાઈમાં ઘીનો ભાવ ખૂબ વધી જવાથી વનસ્પતિ ઘીની વપરાશ વધવા લાગી છે, એટલે આ પ્રશ્ન પાછો મોખરે આવ્યો છે.

સામાન્ય મત એવો પ્રચલિત છે કે આવા પદાર્થો શરીરને ચોક્કસ નુકસાનકારક છે. બીજો પક્ષ એવો છે કે આ પદાર્થો હાનિકારક કદાચ ન હોય પણ માખણમાંથી બનાવેલા ઘી જેટલા પૌષ્ટિક તો અવશ્ય નથી. આ ચર્ચાસ્પદ પ્રશ્ન પરત્વે અભિપ્રાય આપવા જુદી જુદી આધારભૂત માહિતી જેટલી એકઠી કરી શકાય તેટલી કરવી એ શ્રેષ્ઠ માર્ગ લાગે છે.

યુરોપ અને અમેરિકાના આ વિષયમાં પારંગત શારીરશાસ્ત્રીઓનાં નિરીક્ષણ અને અનુભવોમાંથી નિર્ણય તારવતાં પહેલાં એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે માખણ ત્યાંના વતનીઓના દરરોજના ખોરાકમાં કાંઈ અગત્યનો ભાગ ભજવતું નથી. આપણા દેશમાં માખણ કે ઘી ચૂસ્ત શાકાહારીઓને જરૂરી ચરબીનાં તત્ત્વો પૂરાં પાડે છે; છતાં એ દેશોમાં પણ ચોખ્ખા માખણ અને બનાવટી માખણ-માર્ગેરીન વચ્ચે હરીફાઇ ચાલે છે. મારગેરીનની બનાવટ માટે અનેક કારખાનાં અને તેના અંગે રોકાયેલી મૂડી એટલી બધી મોટી છે કે મારગેરીનના-હિમાયતીઓ માખણની લોકપ્રિયતા સામે પોતાનું સ્થાન ટકાવી રાખવા કુદરતી રીતે પ્રયત્ન કરે. હિંદુસ્તાનમાં ઘી-માખણને બદલે વપરાતાં તેલ અને એવા બનાવટી પદાર્થોને ઉપરની માહિતી લાગુ કરતાં પહેલાં, શરીરમાં મારગેરીનની શી અસર થાય છે તેને અંગે થયેલી મારગેરીન પક્ષવાળાની શોધખોળ સાવચેતીપૂર્વક સમજવી જોઇએ. પુષ્કળ મારગેરીન પેદા કરતા દેશોમાં પણ કુદરતી માખણને વધારે પસંદગી મળે છે. મારગેરીન માટે નિયમિત અને પ્રચંડ પ્રચાર થયા કરે છે, છતાં મારગેરીનને મુકાબલે કુદરતી માખણ વધારે લોકપ્રિય છે. એ બતાવે છે કે કુદરતી માખણના પક્ષમાં મજબૂત દલીલો રહેલી છે.

બીજી બાજુ, જર્મનીના રસાયનિકો અને શારીરશાસ્ત્રીઓએ સૂકવેલા તેલ અને ચરબી પર પોતાના પ્રયોગ દ્વારા આપણને ખૂબ ઉપયોગી માહિતી એકઠી કરી આપી છે. આ શોધખોળ આપણને રસદાયી છે, કારણ કે આપણા અત્યારના પ્રશ્ન પર યોગ્ય પ્રકાશ પાડે છે. કોર્નીંગ કહે છે કે જે તેલો અને ચરબીનું શરીરમાં સહેલાઈથી વિઘટન થાય, તેનું સહેલાઈથી શરીરમા પાચન થઈ શકે છે. માખણ, મારગેરીન, ચરબી, કપાસિયાનું તેલ, તલનું તેલ વગેરે તેલોની વિઘટન-ગતિમાં કાંઈ ખાસ દીસી આવે એવો ફરક નથી. પણ આ વિઘટન-ગતિ પરથી વસ્તુની પાચનશક્તિ વિષે કાઢેલા નિર્ણય સામે મોટો વાંધો એ છે કે આ આંકડા કાઢવાના પ્રયોગોમાં જે દ્રાવણ વપરાય છે તે શરીરમાં આવેલી જઠર ખમીરના પ્રમાણ સાથે સરખાવી ન શકાયઃ પ્રયોગોના દ્રાવણો મુકાબલે ઘણા જલદ છે, એટલે આ સામ્યતા બરાબર લાગુ પડતી નથી.

ચરબી-તેલનું જેટલું ગલનબિંદુ ( melting point ) ઓછું તેટલું તે વધારે પાચ્ય હોય છેઃ ગલનબિંદુ જેટલું વધારે તેટલું ઓછું પચી શકે છે. શરીરની સામાન્ય ઉષ્ણતા કરતાં જેનું ગલનબિંદુ નીચું હોય તેવા ચરબી-તેલો આંતરડાંમાં ૯૭-૯૮ ટકા સુધી પચાવી શકાય છે. ટ્રિ-સ્ટ્રીએરીન જે ચરબી અને બનાવટી ઘીમાં પુષ્કળ પ્રમાણમાં હોય છે તે માત્ર ૯-૧૪ ટકા સુધી પાચન થાય છે અને બાકીનો ૯૧-૮૬ ટકા ભાગ કોઇપણ જાતના ફાયદા વિના શરીરમા માત્ર બોજારૂપે લદાય છે. અને છેવટે કોઇ પ્રકારના ફેર વિના મળમાં નીકળી જાય છે. જે તેલમાં ઓલિઇક ઍસિડ વિશેષ હોય છે તે તેલ શરીરમાં પચી જાય છે, એટલું જ નહિ પણ તેની હાજરી માત્રથી બીજા અપાચ્ય ઍસિડોને થોડે ઘણે અંશે પાચ્ય બનાવવામાં મદદરૂપ થાય છેઃ તેલ-ચરબીની પાચકતા તેમાં આવેલા ચરબી-તેજાબના પ્રકાર પર અવલંબે છે.

ચરબી તેજાબો જેવાં કે ઓલિઇક, પામીટિક, સ્ટીએરિક ઍસિડનો ગ્લીસરીન સાથે રાસાયનિક સંયોગ થવાથી તેલ યા ચરબી જેવા પદાર્થો ઉત્પન્ન થાય છે. આ ગ્લીસરીન

યુક્ત પદાર્થો ગ્લીસેરાઈડ કહેવાય છે. તેનં આવા ગ્લીસેરાઇડોનું મિશ્રણ છે. લ્યુકોવીત્સ લખે છે કે ભારે અણુવજનવાળા ગ્લીસેરાઇડ પોષણની દૃષ્ટિએ સાવ નિરુપયોગી છે. આવા ગ્લીસેરાઈડ કાંઈ ફાયદો કરતા નથી. કુદરતી માખણમાં હલકા વજનના ગ્લીસેરાઇડ આવેલા હોવાથી સહેલાઇથી શરીરનાં તત્ત્વોમાં મળી જાય છે.

મગફળીના તેલમાં આવેલા ચરબી તેજાબો કેટલા પ્રમાણમાં છે તે નીચે આપ્યું છે:

| | ગલનબિંદુ | કેટલા ટકા |
|---|---|---|
| પામીટિક ઍસિડ | ૬૨.૫૦ | ૧ |
| સ્ટીએરિક ઍસિડ | ૫૯.૬ | ૪ |
| આરકીડિક ઍસિડ | ૭૭° | ૬ |
| ઓલિઇક ઍસિડ | પ્રવાહી | ૬૧ |
| લીનોલિક ઍસિડ | ,, | ૨૧ |

એ બધા ચરબી તેજાબોમાંથી આરકીડિક ઍસિડ એવો છે કે તેનું શરીરમાં પાચન થતું નથી. આ મગફળીના તેલમાંથી વનસ્પતિ ઘી બનાવવા માટે હાઇડ્રોજન વાયુ પસાર કરવામાં આવે છે. આથી રાસાયનિક ફેરફાર થાય છે અને પ્રવાહી ઍસિડનું રૂપાંતર થઇ સ્ટીએરિક ઍસિડનું પ્રમાણ વધે છે અને એ ઘન થઇ ગયેલા તેલનું પાચન બરાબર થતું નથી.

પાચનશક્તિ અને શરીરમાં ઉપયોગિતાના સંબંધમાં જુદાં જુદાં તેલ અને ચરબી નીચે પ્રમાણે, ગુણના ક્રમવાર ગોઠવી શકાય:

(૧) માખણ; (૨) કોપરેલ; (૩) ઓલિઇક ઍસિડ વધારે પ્રમાણમાં હોય એવાં તેલ જેવાં કે તલ, કુસબી, મગફળીનું તેલ; અને છેવટે; (૪) વનસ્પતિ કે પ્રાણી ચરબીઓમાંથી બનાવેલાં તેલો (બનાવટી ઘી). *

ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ
એમ. એસસી., પીએચ. ડી.

---

# વાણીની શક્તિ

મારો અસલ પ્રશ્ન એ હતો, કે વાણી–વાઙ્મયનો અર્થ શો છે ? હું જવાબ આપું છું કે, વાઙ્મય એટલે ભાષા દ્વારા વિચારની નિષ્પત્તિ અને આ વિચાર એટલે સંકલ્પો, ઊર્મિઓ, મંતવ્યો, ચિંતવનો તેમ જ માનવ મનના બીજા અનેક વ્યાપારો.

અને વાણીની કલા એટલે એ નિરૂપણ પદ્ધતિ, જે વડે લેખક પોતાના વિષયને છાજતા તથા પોતાના શ્રોતા અગર વાચકસમૂહને માટે આવશ્યક એવા શબ્દો દ્વારા પોતાના મનોભાવને પ્રકટ કરે છે.

વાઙ્મય આ રીતે આત્મલક્ષી પ્રકાર છે; પોતાની જમાતના પ્રતિનિધિ લેખે બોલવાનો જેમનો અધિકાર છે, જેમના શબ્દોમાં બાધવપ્રજા તેમની પોતાની લાગણીઓનું ઉકેલન, પોતાના અનુભવોની રજુઆત અને પોતાની જ વિવેકબુદ્ધિનું સૂચન નિહાળે છે તેવા મનુષ્યો જે કંઇ અવબોધે છે તેનું બનેલું તે આ વાઙ્મય.

* "પ્રસ્થાન"ના એક અંકમાંથી.

સજ્જનો, મહાન ગ્રંથકાર એ નથી, કે જેની પાસે ગદ્યમાં અગર પદ્યમાં વહાવવાને માટે શબ્દનો પ્રચૂર ભંડાર હોય, કે જેની પાસે મરજી પડે ત્યારે ત્યારે ઝમકદાર ચમકતા શબ્દપ્રયોગો અને પૂરપાટ વાક્યોથી વખત કાઢવાની શક્તિ હોય. મહાન ગ્રંથકાર તો એ છે કે જેની પાસે કંઇક કહેવાનું હોય અને એ કહેવાની જુક્તિ જે જાણતો હોય.

એવા લેખકને માટે ચિંતનની મોટી ગહનતાનો, કે વિચારની વિશાલતાનો, કે દાર્શનિકતાનો, કે તર્કશક્તિની પ્રતિભાનો, કે માનવસ્વભાવના અવગાહનનો કે માનવજીવનના તલસ્પર્શી અનુભવનો પણ હું દાવો નથી કરતો: જો કે આ વધારાની વિભૂતિઓ તેનામાં હોય પણ ખરી, અને જેટલી એ વિભૂતિઓ એનામાં વિશેષ તેટલો એ વધુ મહાન: પણ હું તો એની લાક્ષણિક વિભૂતિ લેખે મોટા પ્રમાણમાં નિરૂપણની કલાસંપત્તિને જ ગણાવવા માગું છું.

ભાવ અને શબ્દ એ બે વિભિન્ન તથાપિ એકબીજાથી જુદાં ન પાડી શકાય તેવાં યુગ્મ છે. લેખક ચાહે તો પોતાની કૃતિને ઉદ્યમપૂર્વક સમારે કે ચાહે ઉત્કટ સંવેદનમાંથી સીધેસીધી ઢાળવી નાખે, બન્ને કિસ્સામાં એ એક જ નેમને નજર સમીપ રાખતો હોય છે. અને પોતે સચ્ચાઇથી પ્રેરિત બની એ નેમનું એકાગ્રપણે પાલન કરે છે. એ નેમ આ હોય છે: પોતાની અંદર જે હોય તેનું જ પુરસ્કરણ. એની સહૃદયતામાંથી જે આ ફલતિ થાય છે કે એની શૈલી ગમે તે હો, એનાં વાક્યોનું સંવાદયુક્ત સ્વરૂપ ચાહ્ય તે હો, અનિર્વચનીય એક સરલતાની છટા એની સંગાથે ને મંગાથે રમણ કરતી હોય છે. એની નિરૂપણસામગ્રી ચાહ્ય તે હો, મહાન હો વા લઘુ, એ પોતે તો તેનું નિરૂપણ ઔચિત્યપૂર્વક અને નિરૂપણના જ એક માત્ર ઉદ્દેશથી કરે છે. એની લખાવટ એ એના ચિત્ત તેમ જ જીવનની જ આરસી હશે.

એ આવેશભર આલેખે છે. કારણ કે એ ઉત્કટપણે અનુભવે છે. એ જોશભેર લખે છે, કારણ કે એ હૂબહૂ કલ્પના કરે છે. અસ્પષ્ટ કશું ન રહે એવી એના લખાણમાં વિશદતા આવે છે. વિષયનું એ વિવરણ કરે છે, કારણ કે એ સમૃદ્ધ છે. એની કલ્પના જ્યારે છોળ મારે છે, ત્યારે એની અલંકારસમૃદ્ધિ છલકાઇ પડે છે. એના હૃદયને સ્પર્શ થાય છે ત્યારે એ અને એની કવિતા બંને સાથોસાથ પુલકિત બની રહે છે. દરેક ભાવને માટે એ સુસ્થાને શબ્દ યોજે છે, અને શબ્દનો પણ અતિરેક કરતો નથી. શબ્દના જ્યારે એ ઓઘ વહાવતો હોય છે ત્યારે પણ હરએક શબ્દને એની ચોટ હોય છે, હરએક શબ્દ એની પૂરપાટ વાગ્ધારાને રુંધ્યા વગર વેગવર્ધક બને છે. બધા જે કથી નથી શકતા, તેને એ વ્યક્ત કરે છે. એનું આ કથન એના બાંધવજનોમાં સૂત્રોરૂપે વ્યાપ્ત બને છે, અને એના પ્રયોગો પ્રજાજનોની રોજિંદી બોલીમાં રૂઢ બની ઘરઘથ્થુ ઉપયોગ બને છે.

આમ વાણીની શક્તિ એ જો કોઇ પણ બીજી ગણનાપાત્ર શક્તિના જેવી જ નિસર્ગ-પ્રસાદી હોય. વાણીનો જન્મ એ જો અનેક ફિલસૂફોના માનવા મુજબ દિવ્ય હોય, શબ્દો દ્વારા જો હૃદયનાં રહસ્યો અજવાળે આણી શકાતાં હોય, આત્માની આપદા જો વિરમતી હોય, ગોપવેલ દિલદર્દો જો દૂર કરી શકાતાં હોય, સહાનુકમ્પાનો પ્રવાહ જો વહાવી શકાતો

હોય, સુબોધ જો આપી શકાતો હોય, અનુભવ જો ઉતારી શકાતો હોય, અને સુજ્ઞતાને જો સધરી શકાતી હોય – મહાન ગ્રંથકારો દ્વારા જો અનેક વચ્ચે એકતા સ્થપાતી હોય, પ્રજાના શીલ સંસ્કાર સ્થિર કરાતાં હોય, જનતાને જબાન મળતી હોય, અતીત અને વર્તમાનને તેમ જ પૂર્વ અને પશ્ચિમને પરસ્પર સંપર્કમાં લાવી શકાતાં હોય; ટૂંકમાં, જો આવી વ્યક્તિઓ એ માનવકુળના પેગમ્બરો તેમ જ પ્રતિનિધિઓ બની શકતી હોય, તો પછી સાહિત્યની ઉપેક્ષા કર્યે નહિ ચાલે, એનો અભ્યાસ ઉવેખ્યે પણ નહિ ચાલે. એથી ઊલટું ખાતરી રાખીએ, કે હરકોઈ પણ ભાષામાં વાઙ્મય પર આપણું જેટલા પ્રમાણમાં પ્રભુત્વ તેમ જ વાઙ્મય સાથે જેટલી આપણી આત્મસાતતા તેટલા પ્રમાણમાં આપણે પોતે પણ એવો જ લાભ બીજાઓને હાસલ કરાવી શકશું, ભલે તેવા લાભ લેનારા અલ્પસંખ્ય હો, ભલે તેઓ અપ્રસિદ્ધ હો કે સુપ્રસિદ્ધ.

( કાર્ડિનલ ન્યુમેન: ' ધ આઇડિયા ઓફ એ યુનિવર્સિટી 'માંથી. )

---

# હથોટી અને વિજ્ઞાન

બહુ વર્ષો પહેલાંની વાત છે. વિલાયતમાં એક નાનું સરખું ગામ. ત્યાં એક રંગરેજ રહે. રંગવાની કળા તો એના બાપની જ. ગામેગામ તેમ જ દેશપરદેશમાં એની ખ્યાતિ. રાજદરબારમાં એનાં માન, શેઠશાહુકાર સૌ એને પોતાનું કામ આપે. કિંમતીમાં કિંમતી કાપડ એની પાસે આવે. રંગવાના કામમાં એની જોડ વિલાયતમાં ન જડે.

એવામાં નીકળ્યાં કારખાનાં. તેમને પણ રંગરેજોની જરૂર પડી. સ્કોટલાંડમાં એવું એક કારખાનું. રંગરેજો પણ તેની પાસે ઘણા. સારામાં સારું કાપડ બનાવે, પણ તેના રંગ સારા ન ઊઘડે. સારામાં સારા કાપડની નબળા રંગને લીધે કિંમત સારી ન ઉપજે. બહુ વિચાર કરી કારખાનાવાળાએ પેલા વિલાયતના કારીગરને રોકી લેવા નક્કી કર્યું. તેને મોં માગ્યો પગાર આપવાનું નક્કી કર્યું, અને કારખાનાના બધા રંગરેજોને કામ શીખવવાની શરત કરી પેલા રંગરેજે પણ કામ શીખવવાનું કબૂલ કર્યું. જોતજોતામાં કારખાનાની ખ્યાતિ જામી પડી.

વિલાયતી રંગરેજ પાકો કારીગર: ચપટી રંગ અહીંથી લે, ચપટી ત્યાંથી લે, ચમચો આ ડબામાંથી કાઢે, તો ચમચો બીજા ડબામાંથી મેળવે. બધા રંગ ભેળવે, કપડું રંગમાં બોળ્યું ન બોળ્યું ત્યાં તો બધા ડાચાં વિકાસી જોયા કરે. રંગની ભભક કોઈ ઓર ખીલી ઊઠે. કારખાનાવાળના રંગરેજો તોળીતોળીને રંગ મેળવે, ખૂબ કાળજીપૂર્વક કાપડ કે સૂતરનું વજન વગેરે તપાસે. તોલ કરી કરીને રંગ વાપરે. પણ તેમનું કામ વિલાયતી રંગરેજ જેટલું દીપે નહિ. તેમણે વિલાયતના કારીગરને કહ્યું, " તમે જે રંગ લ્યો તે અમને તોળવા દો. " કારીગરને તો વારાફરતી રંગની ચપટી લેવાની ટેવ. અને ચપટી ચપટી તોળવા આપે તો પછી કયો રંગ લેવો, કેટલો લેવો તે ભૂલી જાય. તોળી તોળીને કામ કરવાનું તેને

જેમ પર્વત પર ઊભા રહી જોનારને નીચે મેદાનમાં ઊગેલાં બે તસુ ઊંચાં તણખલાં ને બાર હાથ ઊંચાં ઝાડ સરખાં દેખાય છે; મેદાનમાં વહેતાં ઝરણાં અને નદીઓ સરખાં દેખાય છે; જેમ નીચે ઊભા રહી જોનારને એકબીજાથી હજારોગણા નાનામોટા ગમનદીવડા તારકો એકસરખા દેખાય છે; બહુ ઊંચે ચગેલાં છાજ કે ટીચુકડા કનકવાઓ સરખા દેખાય છે.

આપણાં આસન અને તેમાં ઈશ્વરનાં આસન વચ્ચે એટલું અંતર છે કે આપણા મોટામોટા ધનંતરો અને ધનેશો, સત્તાવાન સિકંદરો, સમશેરબહાદુરો અને સિપાહીસપરાંઓ એને સરખાં લાગે.

વ્યવહારના નાનામોટાના ભેદથી ડઘાઈ જવાની કે બહેકી જવાની કોઈને મુદ્દલે જરૂર નથી.



સાચો યોગી શાંત સમુદ્ર જેવો છે. સંસારી પુરુષો–સંસારી મહાપુરુષો પણ–રમણે ચઢેલાં સમુદ્રનાં ઊંચાં નીચાં અનેક મોજાં જેવા છે. યોગીની સંગે જીવનનાવ પાર ઉતરવાના આરા છે. સંસારીના સંગે આપણી કિસ્તી આકાશપાતાળ હિલોળા લે તે માટે તૈયાર રહેવાનું. તારવાની ગુંજાશ સંસારીમાં ઓછી છે; ડુબાડવાની હદપારની છે.



કચરામાંથી સારો કચરો વીણવો, ભાંગેલાં હાંલ્લાંમાંથી સારું જોઈને જુદું કાઢવું. જીવનનાં સર્વ ક્ષેત્રોમા આવાં તારણ કરનાર વ્યક્તિઓના પ્રમાણમાં સર્જકવ્યક્તિઓની સંખ્યા કેટલી ?

આનંદ ને ઉત્કર્ષ સર્જનમાં છે, તારવણીમાં નથી.



કર્મવીર, તું જાણે છે કે ભઠ્ઠીના તાપમાં વારંવાર તવાયા અને વારંવાર કસોટીને પથરે ચઢ્યા પછી જ સોનાનાં મહામૂલ અંકાયાં છે, એની ખ્યાતિ ચૌદિશ ફેલાઈ છે ?

વિચારક, તું જાણે છે કે કાળભઠ્ઠીના તાપમાં તવાયા અને અધ્યાત્મ અનુભવની કસોટી પર નીવડયા પછી જ ગીતાનો શબ્દેશબ્દ જીવનોદ્ધારક મહામંત્ર ગણાયો છે–એનાં પારાયણ અખિલ વિશ્વમાં થાય છે.

તો પછી તું તારા કર્મ–સુવર્ણનાં અને વિચાર–મંત્રનાં જાતે મૂલ આંકવાં રહેવા દે. સબૂરી પકડ. એને ભઠ્ઠીના તાપમાં શેકાવા દે. કસોટી પર ચઢવા દે. *

ગિરધરલાલ શેઠ.

---

## બુદ્ધિશાળી ભેજાનું રહસ્ય

બુદ્ધિશાળી ભેજાંવાળી વ્યક્તિઓ તો તમે ખૂબ જોઈ હશે, પણ ત્યારે તમે કદી એવો વિચાર કર્યો છે ખરો કે એમના ભેજામાં આપણા કરતાં કઈ જાતનું જુદાપણું છે ? ના, ચાલો ત્યારે અત્રે એ અંગેની રસિક માહિતી રજૂ કરીએ.

બુદ્ધિશાળી ભેજાનું રહસ્ય તેના ભેજામાં નહિ પણ જે નસો તેને લોહી પૂરું પાડે છે [illegible] દાઈ– ભેજા ? પર મગજના કદ કરતાં તેમાંની "કવરિંગ" આપણને

કારીગરોને તેમના ધંધાની લગતુ વધુ સરસ રીતે આપે છે.

રીતનો સુમેળ કરી આપવો. અંકમાંથી

આ કવરિંઝમાં જે નસો–ધોરી નસો આવેલી છે તે મગજનું પોષણ કરે છે અને તેના કદ અને ગૂંચવણભરી તંત્રરચના પર દષ્ટિ માંડતાં આપણને ખુદ મગજના કદ, વજન અને ઘડતર કરતાં વધુ સમજણ છે.

ઇ. સ. ૧૯૨૬ માં ડૉ. હીન્ડઝીએ સામાન્ય અને બુદ્ધિશાળી વ્યકિતના મગજની નસો અને તેમાંની કવરીંઝનો પદ્ધતિસરનો અભ્યાસ કર્યો. તેને એમાં સાચો અને વિશિષ્ટ ભેદ લાગ્યો, એટલું જ નહિ તેણે એ પણ શોધ કરી કે ઉચ્ચ પ્રકારની માનસિક શકિતવાળાના ભેજામાં લોહીનો પ્રવાહ વધુ ભરતીવાળો અને વધુ ગૂંચવણભર્યો છે.

તેના સ્વરૂપની વિશિષ્ટતાની દષ્ટિએ બુદ્ધિશાળીનું મગજ સામાન્ય વ્યકિતના મગજ કરતાં કંઇ ખાસ જુદું નથી. તેનું વજન અને ઘડતર પણ જુદું નથી. તેનું વજન, કદ અને ઘડતર પણ ખાસ જુદું નથી હોતું. સાચો તફાવત તો માત્ર બુદ્ધિશાળી વ્યકિતના ભેજામાંની કવરિંઝમાં રહેલ છે. આ કવરિંઝ અથવા પાતળી ત્વચા જરા મોટા કદની લોહીની નસોમાં માલમ પડે છે.

જ્યારે બીજી બાજુએ સામાન્ય પ્રકારની બુદ્ધિવાળું ભેજું, તેના લોહીની ભરતીમાં મંદ હોય અને સંકુચિત હોય છે અને તે મગજને માત્ર લોહીનો મર્યાદિત પ્રવાહ પૂરો પાડે છે.

પણ મગજ કંઇ શરીરના બીજા ભાગથી છૂટું પડી ગયેલું અંગ નથી, કે જે પોતાની પૂરતી જરૂરીઆત આપોઆપ મેળવી લેતું હોય. તે પોતાનું પોષણ શરીરનાં ઇતર અંગો પાસેથી મેળવી લે છે. ડૉ. આર્થર એો. હેકરે મગજ અને શરીરનાં ઇતર અંગોના સંબંધો પરત્વે સંપૂર્ણ અને રસિક અભ્યાસ કર્યો છે.

છિન્નભિન્ન વિચારશકિતવાળી વ્યકિતઓ, જેને આપણે 'ભેજું ગેપ' તરીકે ઓળખીએ છીએ તેની એ સ્થિતિ મહદ અંશે તો, મગજની ભૂમિકા પરના પીચ્યુઅરી તંત્ર પર અને દરેક કીડની ઉપરના ગ્રેંડઝને–રસગ્રંથિઓ–ને લાગેલ આંચકાને કારણે છે. જેમ ઓક્ષીજન જ્યોત પ્રકટાવે અને ટકાવે છે, તેવી જ રીતે ગ્રેંડઝ વિચારને સ્ફુરાવતાં તત્ત્વોને પેદા કરે છે ને ટકાવે પણ છે.

*　　　　*　　　　*

નિરીક્ષકોની તપાસમાં એમ માલમ પડયું છે, કે મંદ વિચારશકિત જાતીય અને થાઇરોઇડ રસગ્રંથિઓની પ્રવૃત્તિઓમાંની ખામીઓનું પરિણામ છે, જ્યારે આ બંને પીચ્યુઅરીના આંતરવિભાગના યોગ્ય કાર્ય પર આધાર રાખે છે.

બીજી બાજુએ મગજમાં હંમેશાં ખૂબ વિકાસ પામેલી અને શકિત અનુસાર કામ કરતી માલમ પડી છે. આ સ્થિતિમાં જાતીય અને થાઇરોઇડ બંને ગ્રંથિઓ પણ કામની કુશળતાની ટોચે પહોંચે છે.

આમ, બુદ્ધિશાળી વ્યકિતનું મગજ, પોતાનો પ્રકાર, તેના કદમાં નહિ પણ તેને ભરતાં બીજાં તત્ત્વોમાં વ્યક્ત કરે છે. આ કારણથી ભેજાના રહસ્યની સાચી સમજ ભવિષ્યમાં જ શક્ય બની શકી છે.

( "યુગાન્તર"ના એક અંકમાંથી ).

# ગાંધીજી કરે અગર સરકાર કરે.

એક દાક્તર સાહેબ ફરિયાદ કરે છે કે, ગાંધીજીએ દારૂ પીવાની આદત ને દારૂબંધીની વાત પર જેટલો ભાર દીધો છે, તેટલો તેઓ તમાકુની એટલે કે બીડીઓ સિગારેટ પીવાની બદી નાબૂદ કરવાની બાબત પર કેમ નથી મૂકતા ? કોલેજમાં ભણતા છોકરાઓ તો શું, હવે તો છોકરીઓમાં પણ બીડી અથવા સિગારેટ પીવાની આદત બહુ ઝપાટાથી ફેલાતી ને વધતી જાય છે. છાપાંઓમાં સિગારેટ પીતી જુવાન છોકરીઓની છબીઓ સાથેની જાહેર ખબરોથી પાનાનાં પાનાં ભરેલાં જોવાનાં મળે છે. દાક્તર સાહેબ વધારામાં લખે છે કે, શરીરની તંદુરસ્તીને દારૂના કરતાં તમાકુની અસર ઓછું નુકસાન પહોંચાડતી નથી. મોઢાનાં, જીભનાં અને ગળાનાં કેન્સર, ફેફસાં અને હૃદયની કેટલીક બિમારી અને જ્ઞાનતંતુઓ તેમજ મગજની નબળાઇ તમાકુ પીવાની બૂરી આદતથી પેદા થાય છે. કેટલાક લોકોમાં તો બીડી યા સિગારેટ પીવાની આ બૂરી આદત એટલી હદે પહોંચી છે, કે તે લોકો એક સિગારેટ પૂરી થતાં તેના જ ઠૂંઠામાંથી બીજી સળગાવીને લાગલગાટ તમાકુની ધૂણી ખેંચ્યા કરે છે. એટલે ગાંધીજીએ દારૂબંધીના જેટલો જ ભાર તમાકુ પીવાની આદત બંધ કરવાની વાત પર મૂકવો જોઇએ.

વળી, બીજાં એક બહેન લખે છે કે, ગાંધીજી અને કોંગ્રેસની સરકારોએ આજકાલ સિનેમા જોવાની વધતી જતી ટેવ પર વધારે ધ્યાન આપવું જોઇએ. આજે જુઓ તો સિનેમાની ફિલમો બતાવનારાં થિયેટરો આપણા નવજુવાનોનાં ચિત્ત પર બૂરી અસર કરી તેમને બગાડવાની જાણે કે, મોટી મોટી નિશાળો બની ગયાં છે. એ ફિલમોમાં બતાવવામાં આવતા પહેરવા ઓઢવાના ઢંગ, સ્ત્રી ને પુરુષોના ચેનચાળા, વાતચીતો અને ગીતોમાં હલકા પ્રકારના શૃંગારનો કંઇ સુમાર રહેતો નથી. અને તેથી નવજુવાનો અથવા જુવાનીની ઉંમરમાં પ્રવેશ કરનારાં છોકરાઓ અને છોકરીઓ પર એની બહુ બૂરી અસર થાય છે. જો પરિણામોના ડરથી કોંગ્રેસ દારૂબંધી કરવાની પોતાની ફરજ સમજે છે, તે જ કારણોસર તેણે આ ફિલમો પર કોઇ ને કોઇ પ્રકારનો અંકુશ મૂકવો જોઇએ; કેમકે, તેમને જોવાથી ચડતા કેફની અસરનાં ફળ કોઇ રીતે ઓછાં બૂરાં આવતાં નથી. આપે (ગાંધીજીએ) આપની જિંદગી દરમ્યાન નહિ જેવી ફિલમો જોઇ હશે, પંડિત જવાહરલાલ પોતાની આત્મકથામાં લખે છે કે, મેં ફકત એક 'ટૉકી' જોઇ છે ( 'ગાંધીજી સાથે મુલાકાત' ) દેશના ભલાનો વિચાર કરતાં કરતાં મને કોઇ કોઇ વાર થાય છે કે, આપે બંનેએ ઘણી વધારે ફિલમો જોઇ હોત તો કેવું સારૂં ! કેમકે તે જોયા પછી ખસૂસ આપ બંને આજે જેટલા ઉદાસીન છો, તેટલા ન રહેત. આજે હવે ઇન્ટિરિમ ગવર્નમેન્ટ એટલે કે વચગાળાની સરકારની સ્થાપના થઇ છે અને દેશના રાજ્યવહીવટની લગામ તેના સાચા હિતચિંતકોના હાથમાં આવી છે, ત્યારે આ જરૂરી બાબત ઉપર પણ તે લોકો કંઇક ધ્યાન આપશે, એવી આશા અમારે કેમ ન રાખવી ? "

સરકાર આ બદીઓ પર જેટલું ધ્યાન આપી શકે, તેટલું જરૂર આપે અને તેમને નાબૂદ કરવાની જેટલી કોશિશ કરી શકે તેટલી બધી બેલાશક કરે. પરંતુ, લોકોએ સમજવું જોઇએ કે, સરકારની કે ગાંધીજી જેવા મહાત્માની શક્તિને યે અમુક મર્યાદા હોય છે.

દેશમાં સુધારવા જેવી અથવા નાબૂદ કરવા જેવી જે કોઇ બદી દેખાય, તે બધીને સુધારવા યા નાબૂદ કરવાની જવાબદારીનો બોજો એ બેને માથે નાખી દેવાથી બહુ ઓછાના ઇલાજ થઇ શકશે. મહાત્માઓની પાસે પણ લોકોને સમજાવતા રહેવાની અને પોતાની જિંદગીનો નમૂનો તેમની આગળ રજૂ કરી તેમને આવી બધી બદીઓમાંથી બચાવવાની કોશિશ કરતા રહેવાની, એ સિવાય બીજી કોઇ બહારની દંડની કે એવી શક્તિ કે સત્તા થોડી જ હોય છે ? અને હાથમાં હસ્તિ ધરાવતી સરકારો બહુ તો કડક કાયદાઓ બનાવે અને તેવી જ આકરી સજાઓ ઠોકે, બીજું શું કરે ! એ સિવાય આવી બાબતોને લગતો તેમની પાસે બીજો રસ્તોયે ક્યાં છે ? ખુદ લોકોના દિલમાં બૂરી આદતોથી દૂર રહેવાની અને સારે રસ્તે આગળ વધવાની જોરદાર ઇચ્છા અથવા સંકલ્પ પ્રગટ નથી થતો, ત્યાં સુધી ઉપર ગણાવેલી મહાત્માઓની અને સરકારની, એમ બંનેમાંની એક અથવા બંને શક્તિ સાથે મળીને પણ પૂરેપૂરું કામ આપી શકતી નથી.

સરકારી અંકુશો અથવા કાયદાની સજાઓથી સમાજમાં પેઠેલી બદીઓનો નાશ કરવાની અથવા ઇનામો કે બદલાની લાલચ આપી લોકોને સારે રસ્તે ચડાવવાની વધારે-પડતી આશા રાખવી ફોકટ છે. કોઇ પણ એક રિવાજ અથવા આદત બૂરી સાબિત થાય, તે પછી યે સોમાંથી એંશી યા નેવું ટકા લોકોને તે કોઠે પડી ગયેલી હોય અને તે બધા તેને છોડવાને ખુશી ન હોય, તો કોઇ પણ કાયદો કુરિવાજ યા બદીને અટકાવવામાં કે મિટાવવામાં સફળ નહિ થાય. જે બૂરી રૂઢિઓ અથવા આદતોને વિષે સમાજના ઘણા મોટા ભાગને એટલી ઘૃણા થઇ ગઇ હોય કે, તેમને ખાનગી રીતે પોતાનાં બાળબચ્ચાં અગર ઘરડાંઓમાં પણ ચલાવી લેવાને તે તૈયાર ન થાય, તે જ બૂરી રૂઢિ અથવા કુટેવોને રોકવામાં સરકાર અમુક હદ સુધી ફાવે છે. સમાજના માત્ર પાંચ કે છ ટકા લોકો એવા રિવાજો અથવા કુટેવો ચાલુ રાખવાની હિંમત કરે, તો તેમની બાબતમાં સરકારનો કાયદો બરાબર કામ આપી શકે. અમુક હદ સુધી ચોરી એક આવી જાતનો ગુનો છે. ઘણાખરા લોકો ચોરી કરનારને એમ ને એમ જતો કરવાને તૈયાર હોતા નથી. ચોર પકડાઈ જાય, તો લોકો જાતે જઇને તેને પોલિસને સોંપી દે છે. એટલે, ચોરીની બાબતમાં સજાનો કાયદો અમુક પ્રમાણમાં સારું કામ આપે છે. પણ બીડી અથવા સિનેમાની ફિલમોની બાબતમાં લોકોનું વલણ આટલું કડક નથી. બલ્કે, સામાન્ય રીતે જાણુવાવાળા, માબાપ અને તેમનાં બાળકો બધાં સાથે બેસીને બીડીની લહેજત ઉડાવે છે, ભેગાં મળીને કવિતા નાટકો અને નોવેલો વાંચે છે. ભેગાં મળીને સારી યા નગ્સી ફિલમો જોવા જાય છે. સાધુઓ અને બાવાઓના મઠોમાં મહંત અને ભગત, બન્ને ભેગા થઇને ગાંજો, તમાકુ વગેરેની ચલમો ફૂંકે છે. બીડી પીવાથી થતા નુકસાનને બરાબર જાણનારા દાકતરો પણ એકમાંથી બીજી ચેતાવીને બીડી યા સિગારેટ પીવાની આદતવાળા જોવાને મળે છે. આપણને બધાને આપણા બાઇબંધ દોસ્તદારો માટે બીડી અગર સિગારેટનો બંદોબસ્ત યા વિવેક કહો, તો વિવેક કરવો પડે છે. અને કંઇ નહિ તો તે લોકો આપણા ઘરમાં આવીને બીડીના ધુમાડા કાઢે, તે ચલાવી લેવું પડે છે. જે ફિલમો અથવા વાર્તાઓને ખુદ માબાપ પોતાને જોવા જેવી માને, તેમને જોવાની લાલચમાંથી તેમનાં બાલબચ્ચાં બચે, એવી ફોકટ આશા શે રખાય ? અને માનો કે, એવાં માબાપ પોતાનાં બાળકોને કહે કે, મોટાં થાઓ ત્યારે તમે એવી

ફિલમો જોશે, તો બાળકો પોતાના મનમાં માનતાં થાય કે જરૂર, આમાં કંઈ રહસ્ય છે ને ઉંમરનું બહાનું કાઢીને અમારાથી તે છુપાવવામાં આવે છે. પછી બાળકો વિચાર કરે છે. બસ. આ તો આપણાથી જોયા વગર રહેવાય જ નહિ ? અને એ રીતે જે માહિતી અથવા જ્ઞાનથી તમે બાળકોને દૂર રાખવા ઇચ્છો છો, તેને જ તે બધાં બીજે કોઈક અવળે રસ્તે મેળવે છે. અને ઘણું ખરું તેનાં માઠાં ફળ ભોગવે છે.

જ્યાં કોઈ રૂઢિ અગર કુટેવની બાબતમાં લોકો આ રીતે વર્તે, ત્યાં કાયદાનું ઝાઝું વળતું નથી. આમજનતાના ઘણા મોટા ભાગે કુરિવાજને ખુદ પોતાના પુરુષાર્થથી છોડી દીધો હોય, બહુ થોડા લોકો સ્વાર્થ, અજ્ઞાન અથવા ઊંધી સમજના માર્યા તેને વળગી રહ્યા હોય અને તેથી સામાન્ય લોકોને ખરેખર વેઠવું પડતું હોય, તે પછી તો કુરિવાજને કાયદાથી નાબૂદ કરવાની માગણી કરવી જોઈએ, કેમકે તે પછી જ તે કાયદો સફળ થાય.

અહીં એક બીજી વાત પણ સમજી લેવા જેવી છે. કોંગ્રેસી સરકારો પાસે આપણે એવી આશા રાખીએ છીએ કે, તે બધી સામાન્ય જનતાને માટે બધી જાતની સારી સારી વાતોનો બંદોબસ્ત કરી આપે. આપણે યાદ રાખવું જોઈએ કે, નીતિ અનીતિની બાબતોમાં કોંગ્રેસી સરકારો લોકશાહી સરકારો છે, એટલે તેમનો રાજવહીવટ લોકોના મોટે ભાગે ચૂંટેલા પ્રતિનિધિઓ ચલાવે છે. એવી લોકશાહી ' સાધુશાહી અથવા સન્તો કે ઓલિયાઓનો રાજવહીવટ નથી બની શકતી. લોકશાહીમાં તે જ લોકો ચુંટાઈને લોકોના રાજ ચલાવનારા પ્રતિનિધિ બને છે. જે આમજનતાના આચારવિચાર, લાગણીઓ, ગમા-અણગમા, લાગણીઓ અને શોખવાળા હોય છે, એટલું જ નહિ પણ તેમની જ હિમાયત કરવાવાળા હોય છે. અને તેમાંથી બહુ મુક્ત હોતા નથી. બલ્કે ખૂબ જોરથી અને ઘણી કુનેહ તેમ જ હોશિયારીથી એ બધી વસ્તુઓને દુનિયાની આગળ રજૂ કરવાની શક્તિવાળા હોય છે. આથી ધારાસભાઓ લોકોના રીતરિવાજ અથવા વિચારોમાં સુધારો કરવાનું કામ નથી બજાવી એ કામ માબાપ, શિક્ષકો, ધર્મગુરુઓ સારા સારા લેખકો અને સારાં [illegible]નું છે.

જેટલા પ્રમાણમાં આપણે સરકાર સામે જોઈને બેસી રહેવાની કુટેવ છોડી દઈશું, ટલા જ પ્રમાણમાં આપણે સ્વતંત્ર થઈ શકીશું. જેમ રસ્તા પર આડાં પડેલાં મોટાં ઝાડ અગર મોટા મોટા પથરાઓ ઊંચકીને આઘા મૂકવામાં આપણે હાથીઓની મદદ લઈ શકીએ, તેવી જ રીતે આપણી મોટી મોટી મુશ્કેલી દૂર કરવાની બાબતમાં સરકારો જરૂર કામ આપી શકે. પરંતુ જેવી રીતે નાના નાના કાંકરા, રોડાં અથવા તણખલાં વીણવાનું કામ માણસને જાતે જ કરવું પડે છે, તેવી રીતે દેશની પ્રગતિના માર્ગને પૂરેપૂરો સાફ કરવાનું અને તેના પર રચનાત્મક કામોની ઇમારતો ઊભી કરવાનું કામ આમજનતાએ પોતે જ કરી લેવાનું છે.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

ટીપ—આ લેખ શાળાના શિક્ષકો તેમ જ પુસ્તકાલયોના વ્યવસ્થાપકો વાંચે અને વિચારે—શાળા અને પુસ્તકાલય બંને ધર્મમંદિરો જેટલાં પવિત્ર સ્થળો છે, જ્યાંથી લોકો સંસ્કાર મેળવે છે. બીડી તંબાકુ સદંતર બંધ થવી જોઈએ. જેમ જૈન લોકો પોતાનાં દેવમંદિરોમાં જતાં બીડી પીધી હોય તો મોઢું પાણી સાફ કરી પછી જાય છે તેમ આ સરસ્વતીમંદિર માટે પણ થવું જોઈએ. તા ૭-૧-૪૭. પ્રેષક

ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ
મંત્રી, કલોલ, મહાલ પુસ્તકાલય મંડળ-

# આવતા માસની કાર્યદિશા

૧ તા. ૧૫-૩-૪૭ સુધીમાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં આવેલાં અજેટ તથા લોક મદદનાં વર્તમાનપત્રો તા. ૧૬-૩-૪૭ થી શરૂ થશે; તે પછીથી આવેલાં અજેટ તથા લોકમદદ માટે કંઇ વ્યવસ્થા થઈ શકશે નહિ.

૨ પુસ્તકો મોકલવાનું કાર્ય ચાલુ સાલે શરૂ થઇ ગયું છે એ લોકમદદ જમા થયા પ્રમાણે અને અમે કરી આપેલી વ્યવસ્થા પ્રમાણે મંડળ મોકલશે. અંદાજપત્રમાં જે પુસ્તકાલયોએ, "યાદી હવે પછી મોકલીશું" એમ જણાવ્યું હોય તેઓ યાદી એક માસમાં મોકલી આપે; નહિ તો ખાતાએ પસંદ કરેલાં પુસ્તકો મળશે. માટે તમારૂં અંદાજ જોઇને ખાતરી કરો. ગઇ સાલનાં પુસ્તકો ન મળવાથી યાદી બાકી રાખી હોય અને હજીયે પુસ્તકો ન મળ્યાં હોય તો બન્ને સાલ માટેની રકમથી બેવડી યાદી મોકલો.

૩ તમારા પુસ્તકાલયનાં પુસ્તકો વિષયવાર ગોઠવો. અને વ્યવસ્થા સારી રાખી કબાટ પર કે આજુબાજુ ગંદકી હોય તે દૂર કરો.

૪ કમી કરવા પાત્ર ઘણાં પુસ્તકો મોટા જથામા તમારાં કબાટોમાં ખડકાયાં હોય તે કમી કરાવવા મે. થી તજવીજ કરો.

૫ જૂથમંડળો પોતાનું કાર્ય વ્યવસ્થિત કરે અને જ્ઞાનપ્રચારના કાર્યમાં પોતાનો ફાળો આપે.

વડોદરા,
તા. ૧૧-૨-૪૭

ઉ. મો. પટેલ
અ૦ વ્યવસ્થાપક.

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૬ સને ૧૯૪૬–૪૭

## વિષય

**રાજકોટથી પ્રગટ થતું 'નવભારતી' અઠવાડીક ખરીદવા ભલામણ**

રાજકોટથી હાલમાં 'નવભારતી' નામનું અઠવાડીક પ્રસિદ્ધ થવા લાગ્યું છે. તેના સંસ્થાપક શ્રીમદ્ પ. પ. પૂજ્યપાદ જગદ્‌ગુરુ શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીમચ્છંકરાચાર્ય ૧૧૦૮ સ્વામી શ્રી અભિનવ સચ્ચિદાનંદ તીર્થજી, દ્વારકા, હોઇ સદર અઠવાડીકમાં હિન્દુધર્મ, સંસ્કૃતિ અને ઇતર પોષક વિચારો હોય છે. જે પુસ્તકાલયોને તે શરૂ કરવા ઇચ્છા હોય, તે સદર અઠવાડીક તરફ તેનું વાર્ષિક લવાજમ રૂ. ૬) મોકલી ચાલુ કરે એવી અમારી ભલામણ છે.

પ્રકાશનસ્થાનઃ—નવભારતી કાર્યાલય; ગોંડલ રોડ, રાજકોટ (કાઠિયાવાડ).

વડોદરા,
તા. ૩૦–૧–૪૭

प्र. खं. परळीकर
આ. મદદ. વ્યવસ્થાપક.

---

## જાહેરાત અંક ૨ સને ૧૯૪૬–૪૭

## વિષય

**પુસ્તકોની ભલામણ**

| પુસ્તકનું નામ | લેખક અથવા પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ (સાર્જન્ટ યોજનાનો અનુવાદ) | ગટુલાલ; ગો. ધ્રુ.–ગુ. વ. સોસાયટી અમદાવાદ | ૧–૦–૦ |
| ૨ પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર | " | ૧–૦–૦ |
| ૩ Economics of Khaddar | Gregg Richard B. | 2–0–0 |
| ૪ Gita According to Gandhi | Mahadeo Desai Navajivan Pub. H. Ahmadabad | 4–0–0 |
| ૫ हिन्द स्वराज्य | गांधी मो. क.–नवजीवन प्र. मंदिर अहमदाबाद | ०–१२–० |
| ૬ गीता ध्वनि | મશરૂવાળા કિ. ઘ–નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૬–૦ |
| ૭ ईशु खिस्त | " " | ०–१४–० |
| ૮ हिन्दुस्थानी बालपाठावली | " " | ०–६–० |
| ૯ આપણા સરદાર | ધ્રુવ, પુરાતન (હંસ પ્રકાશન) | ૧–૦–૦ |
| ૧૦ અશ્વ–શાસ્ત્ર | પટેલ જીવરાજ બેચર–લે. રે. દેવરાજીઆ | ૦–૧૨–૦ |
| ૧૧ ગુર્જરનરેશ શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ | સં.: નરવણે, કે. એન.–ત્રિવેદી, એમ. એમ. વડોદરા. | ૨–૦–૦ |

વડોદરા,
તા. ૭–૨–૪૭

प्र. खं. परळीकर
આ. મદદ. વ્યવસ્થાપક.



# ચિત્રમય બાલ સાહિત્ય



સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | માર્ચ-૧૯૪૭ | અંક ૧૫ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

સંસ્કૃતમાં જેવી રીતે રામાયણમાં રામનુ ચરિત્ર મળી આવે છે તેમ કૃષ્ણનું ચરિત્ર એક જ પુસ્તકમાં સંપૂર્ણપણે મળી આવે તેવું પુસ્તક સંસ્કૃતમાં નથી, તો પછી હિંદીમાં તેવું પુસ્તક ન હોય તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી આ ખોટ . પૂરી પાડવાનો પ્રયત્ન પંડિત દ્વારકાપ્રસાદ મિશ્રે પોતાના પદ્યમાં રચેલ પુસ્તક ' કૃષ્ણાયન 'મા કર્યો છે. ડૉ. રાજેન્દ્ર-પ્રસાદે આ પુસ્તકની પ્રસ્તાવના લખી છે.

કારાવાસમાં જન્મ પામેલ એ વિભૂતિની જીવનકથા પણ જેલમાં જ લખાયેલ છે. જેલમાં આગેવાનોએ લખેલ પુસ્તકોમાં આથી એક સુંદર ઉમેરો થાય છે. લખનૌની હિંદી વિશ્વભારતી ઑફિસે એક હજાર પાનાનું આ પુસ્તક બાર રૂપિયાની કિંમતે પ્રગટ કર્યું છે.



૧૯૧૯ માં પારિસની સુલેહ પરિષદ વખતે મળેલા વુડરો વિલ્સન, ડેવીડ લૉઇડ જ્યોર્જ અને ક્લેમેન્શોની વચ્ચેની વાતચિતનો સત્તાવાર અહેવાલ છ ભાગમાં યુનાઇટેડ સ્ટેટસના સ્ટેટ ડિપાર્ટમેન્ટ તરફથી બહાર પાડવામાં આવેલ છે. સત્તાવીસ વર્ષો સુધી આ નોંધ ખાનગી રાખવામાં આવી હતી.



કાનડી ભાષાના નાટ્યલેખક ત્યાગરાજ પરમશિવ કૈલાસમનું સાઠ વર્ષની ઉંમરે મૃત્યુ થતાં હિંદના સાહિત્યને એક જબરો ફટકો પડયો છે. શ્રી. કૈલાસમ્ ક્રાંતિકારી નાટ્ય-લેખક હોઇ કર્ણાટક સાહિત્યના ઇતિહાસમાં તેમનું નામ સુવર્ણાક્ષરો વડે લખાશે.

તે સ્વપ્નદ્રષ્ટા હતા. પોતાના સ્વપ્નની સિદ્ધિ અર્થે તેમણે ખૂબ મહેનત કરી હતી. કાનડી ભાષામાં લગભગ ૨૫ નાટકો લખવા ઉપરાંત એમણે થોડાં અંગ્રેજી નાટકો પણ લખ્યાં હતાં. અંગ્રેજી નાટકો પૈકી ' પર્પઝ ' (Purpose) ' ફુલ્ફિલ્મેન્ટ ' (Fulfilment) ' બર્ડન ' (Burden) અને ' કર્ણ ' (Karna) વધારે જાણીતા છે.

તેના મૃત્યુથી કાનડી ભાષાને એક વિરલ વિદ્વાનની ખોટ પડી છે. જો તેઓ થોડું વધારે જીવ્યા હોત તો તેમણે વધારે સાહિત્યકૃતિઓ આપી હોત.



ન્યુયોર્કના આર્કબિશપ્ કાર્ડિનલ ફ્રાન્સિસ સ્પેલમેને પોતાની આગામી નવલકથા

'ધી ફાઉન્ડલિંગ' ( The Foundling )ના ફિલ્મના હક્કો ચેપલ ફિલ્મ્સ ઈન કોરપોરેશનને ૧૨૦,૦૦૦ ડોલર ( લગભગ ૩૬૦,૦૦૦ રૂપિયા )માં વેચી નાખ્યા છે.

ન્યુયોર્કમાં સેંટ પેટ્રિક્સના દેવળના પગથિયા પર ત્યજાયેલ એક અનાથની વાત આ નવલકથામાં આવે છે.



યુનાઈટેડ સ્ટેટસ ( અમેરિકા )માં ૧૯૪૧ નું વર્ષ પુસ્તકપ્રકાશન માટે મહાન હતું. લગભગ ૭,૫૦૦ પુસ્તકો પ્રગટ થયાં હતાં. તેમાં ૧૫૦૦ વાર્તાનાં પુસ્તકો, ૩૦૦ ઇતિહાસ તથા ૪૦૦ જીવનચરિત્રોનો સમાવેશ થયો હતો.

નવાં પ્રગટ થએલ પુસ્તકો પૈકી, દશ સમાલોચકે ૭૧ પુસ્તકોને શ્રેષ્ઠ ગણાવ્યાં હતાં. આ યોજના ન્યુયોર્ક ટાઈમ્સે કરી હતી, દરેક જણે પોતાની માન્યતોનાં દશ શ્રેષ્ઠ પુસ્તકોનાં નામ આપવાનાં હતાં, કોઇપણ એક પુસ્તકને દશે જણાની સંમતિ મળી નહોતી.



*મહારાષ્ટ્રના પ્રાચીન સંત સાહિત્યના લેખક અને પ્રખ્યાત વિદ્વાન સ્વ. એલ. આર. પાંગારકરના સ્મરણાર્થે પ્રગટ થનાર ગ્રંથ માટેની કમિટીના મંત્રીએ ફંડ માટે અપીલ બહાર પાડી છે. શ્રી. પાંગારકાર ૧૯૪૧ ના નવેંબરમાં નાસિક ખાતે મૃત્યુ પામ્યા છે. આ ગ્રંથ ત્રણ ભાગમાં પ્રગટ કરવામાં આવશે.



શતવર્ષી મહોત્સવ સમિતિ તરફથી મરાઠી રંગભૂમિ તથા નાટકનો જે ઇતિહાસ પ્રકટ થનાર છે તે મરાઠી સાહિત્યમાં અનોખો ગ્રંથ થશે તેમ લાગે છે. તેના જુદા જુદા વિભાગો જુદા જુદા પ્રસિદ્ધ લેખકોને સોપવામાં આવેલ છે. તેના મુખ્ય તંત્રી પ્રો. એસ. એન. બનહટ્ટીએ મરાઠી રંગભૂમિના પ્રેમીઓ પ્રત્યે અપીલ બહાર પાડીને, મહારાષ્ટ્રની નાટક કંપનીઓ, નાટક લેખકો તથા પાત્રો સંબંધી શક્ય હકીકત મોકલવા વિનતિ કરી છે.



*કલહંદીના અત્યારના મહારાજાના સ્વ. પિતાના સ્મરણાર્થે સ્થાપવામાં આવેલ મનમોહન સાહિત્ય સમિતિએ, બહોનપુરના શ્રી નીલકંઠ રથને તેના શ્રેષ્ઠ ઉડીયા પુસ્તક 'સીતા પ્રેમ તરંગિણી' માટે ૧૦૦૦) રૂપિયાનું પારિતોષિક આપ્યું છે. આ પારિતોષક માટે ઉડિયા લેખકોએ બત્રીસ લખાણો મોકલ્યાં હતાં. લખનારે પોતાના નામ માટે સંજ્ઞા વાપરવાની હતી. પરીક્ષકોમાં ઓરીસાના આગલા પ્રધાન પંડિત ગોદાવરી મિશ્ર, રાવ બહાદુર ચિંતામણિ આચાર્ય તથા શ્રી. કે. સી. પનીગ્રહી હતા.

ગયે વર્ષે કલહંદી પારિતોષિક શ્રેષ્ઠ નાટક માટે આપવામાં આવ્યું હતું. આવતા વર્ષે મહારાજા શ્રેષ્ઠ કલ્પિત કથા માટે તે ઈનામ આપવાના છે.



*ધેન કનાલના રાજકવિ મનનાથ વડજેના અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયા. તેના 'સમર તરંગ'માં ધેન કનાલના રાજા અને મરાઠાઓ વચ્ચેના મહાયુદ્ધ સંબંધી ઘણાં કાવ્યો છે. ઉડિયા સાહિત્યમાં આ પુસ્તક અદ્દ્ભુત છે. આ પુસ્તકને જોઇએ તેટલી

પ્રસિદ્ધિ મળી નથી તે શોચનીય છે. જો તેનું અંગ્રેજીમાં ભાષાંતર થાય તો તેનો ખૂબ પ્રચાર થાય...રાજકવિ ઉડિયા ગેયના ખરા સ્થાપક હતા.

★

*ભાષાંતર તથા અનુવાદોની બાબતમાં સિંધી સાહિત્યે બહુ પ્રગતિ કરી નથી. પણ આ ખામી ધીમે ધીમે દૂર થતી જાય છે. સ્વામી કાર્વંએ ગીતા ઉપનિષદો તથા બીજાં શાસ્ત્રોને પોતાના કાવ્યમાં ઉતાર્યાં છે. સિંધ હૈદ્રાબાદના એક યુવાન બ્રાહ્મણે 'વાગ્ભટ'નું સિંધી ભાષામાં ભાષાંતર કર્યું છે. આ યુવાને વિદ્વાનના સંશોધનોને અંગે સિંધી ભાષામાં પ્રાચીન વેદની ભાષાના સંબંધોની વિગત મળી આવે છે. એક નકશામાં તેણે ઋગ્વેદના જે શબ્દો સંસ્કૃતમાં વપરાતા નથી પણ અત્યારની સિંધી ભાષામાં મળી આવે છે તે બતાવ્યા છે.

★

*રામાયણ, મહાભારત, ગીતા અને ભાગવતનાં સિંધી ભાષામાં ભાષાંતર થયાં છે. પ્રો. જેઠમલ પરસરામ કહે છે કે સિંધી ભાષાના શબ્દોમાં ૮૦ ટકા સંસ્કૃત છે અને હિંદની બધી ભાષાઓ પૈકી સિંધી ભાષા સંસ્કૃત સાથે વધારે સામ્ય ધરાવે છે. મુસ્લીમ કવિ શાહ લતીફે પોતાના ૨૦,૦૦૦ શબ્દોના કાવ્યમાં ૧૨,૦૦૦ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કર્યો છે.

સિંધના હિંદુઓ ગુરુ નાનકના ચુસ્ત અનુયાયીઓ છે અને તેઓ ગીતા અને બીજા હિંદુ શાસ્ત્રના પુસ્તક કરતા ગ્રંથસાહેબનો વધારે અભ્યાસ કરે છે. એક આધુનિક વિચારકે એવી ટીકા કરી છે કે સિંધી હિંદુ, હિંદુ કરતાં વધારે શીખ અથવા સૂફી છે. અને સિંધમાં હિંદુત્વ, શીખધર્મ તથા સૂફીવાદનું મિશ્રણ છે. જો કે હિંદુ શબ્દ 'સિંધુ' પરથી નીકળ્યો છે અને હિંદુ સંસ્કૃતિનું ઉગમસ્થાન સિંધુની ખીણમાંથી છે, છતાં સિંધ દેશ અત્યારે હિંદુધર્મ તથા સંસ્કૃતિનું વિશુદ્ધ સ્વરૂપ ભાગ્યે જ બતાવે છે.

સિંધનો શરૂઆતનો ઇતિહાસગ્રંથ ચચ નામા આઠમી સદીમાં અરબી ભાષામાં લખાયો હતો.

★

*તામિલ સાહિત્યના વિકાસ માટે મદ્રાસમાં તાજેતરમાં સ્થપાયેલા સંઘે નીચેના વિષયો માટે ઓછામાં ઓછી ૫૦૦) રૂપિયાની કિંમતનાં પારિતોષકો આપવાનું જાહેર કર્યું છેઃ—કાવ્ય, નિબંધ, નવલિકા, નવલકથા, નાટકો, બાલસાહિત્ય, વિજ્ઞાનિક તથા ટેકનિકલ વિષયો.

★

આરબ લીગની સાંસ્કૃતિક કમિટીના નિર્ણય મુજબ જગતનાં સો શ્રેષ્ઠ પુસ્તકોનું અરેબીકમાં ભાષાંતર કરવાનું છે.

સો ગ્રંથોની યાદી તૈયાર કરવા માટે એક વિશિષ્ટ કમિટી નીમવામાં આવી છે.

★

બાલસાહિત્ય પ્રકાશન ગૃહે ૧૯૪૬માં બાળકો તથા બાળાઓ માટે રશિયામાં નેવું લાખ પુસ્તકો પ્રગટ કર્યાં હતાં. ૧૯૪૭માં આ આંકડો એક કરોડ વીસ લાખ પર પહોંચશે.

★

આવતા ઑગસ્ટ માસમાં અલ્વર ખાતે સંસ્કૃત વિદ્યાપીઠની સ્થાપના થવાની છે. આ વિદ્યાપીઠને ગાંધીજીના આશીર્વાદ મળી ચૂકયા છે.

અલ્વરના મહારાજાએ આ વિદ્યાપીઠને દશ લાખ રૂપિયાનું દાન કર્યું છે. તથા વાર્ષિક ૫૦,૦૦૦ રૂા. આપવાનું વચન આપ્યું છે.

આગ્રા વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ ડૉ. એન.પી. અસાના તેના પહેલા ઉપકુલપતિ થશે. આ વિદ્યાપીઠ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના ધોરણે કામ કરશે.



કવિસમ્રાટ્ કાલિદાસે જ્યાં રહી પોતાનું અદ્ભુત કાવ્ય મેઘદૂત લખ્યું તેમ મનાય છે તે રામગિરિ ( અથવા રામટેક ) નાગપુરથી થોડા માઇલોનાં અંતરે આવેલું છે. એટલે નાગપુરમાં કાલિદાસ સ્મારક સમિતિની સ્થાપના થાય તે બહુ યોગ્ય ગણાય. નાગપુર વિશ્વ-વિદ્યાલયના આગલા ઉપ-કુલપતિ ડૉ. ટી. જે. કેદાર, જસ્ટિસ ડબલ્યુ. આર. પુરાણિક, મહામહોપાધ્યાય વી. વી મીરાશી તથા બીજા આગેવાનોએ રૂ. ૨૫,૦૦૦) ના ખર્ચે રામગિરિમાં એક સ્મરણસ્તંભ ઊભો કરવાનું નક્કી કર્યું છે.

કાલિદાસને હિંદના શેકસપીઅર કહેવામાં આવે છે. પરંતુ શેકસપીઅરના દેશવાસી-ઓએ તો વર્ષો પહેલાં, તેના જન્મસ્થાનમાં તેનું ભવ્ય સ્મારક ઊભું કર્યું છે એટલું જ નહિ પરંતુ તેની આસપાસ એક સંગ્રહસ્થાન તથા પુસ્તકાલય બંધાવ્યું છે. ત્યારે આપણે કાલિદાસને શેકસપીઅર કરતા મહાન ગણવા છતાં, વાતો કર્યા સિવાય કશું યે કર્યું નથી. એટલે નાગપુરને આ માન પહેલું ખાટી જવા માટે અભિનંદન ઘટે છે.



રશિયામાં પહેલવહેલુ છાપેલ વર્તમાન પત્ર ૨૪૪ વર્ષ પહેલાં પ્રગટ થયું હતું. તે છાપવાનો હુકમ પહેલાં પીટરે કર્યો હતો. પહેલાં અંકના પ્રુફો તેણે વાંચ્યાં હતા અને ત્યાર પછીના અંકો માટે તેણે લેખો મોકલ્યા હતા. તેણે કરેલ સુધારાવધારાવાળા કેટલાક અંકો હજી સાચવી રાખવામાં આવ્યા છે.



ઇ. સ. ૧૩૦૦ માં ફ્રાન્સેસ્કો પેટ્રાર્કોએ લખેલ ' દ. આફ્રિકા ' નામના ચૌદમી સદીના કાવ્યની હસ્તપ્રત યુદ્ધસમયમાં ટ્રિએસ્ટના મ્યુનિસિપલ પુસ્તકાલયમાંથી ચોરાઇ ગઈ હતી તે ન્યુજર્સીના યુનિયન ટાઉનમાં મળી આવી છે.

એસોસિયેટેડ પ્રેસ એજન્સીનો ન્યુયોર્કનો ખબરપત્રી જણાવે છે કે ' દ. આફ્રિકાની હસ્તપ્રત અમેરિકાના યુનાઇટેડ સ્ટેટમાં છવીસ વર્ષની ઉંમરનો એક અમેરિકન સૈનિક લાવ્યો હતો. ' ઇટલિમાં યુદ્ધના છેલ્લા સપ્તાહમાં કોઇ અજાણ્યા માણસ પાસેથી તેણે ૨૦૦ સિગારેટના બદલામાં એ લીધી હતી.



૧૯૪૫ ના ઑગસ્ટની ૬ઠ્ઠી ને સોમવારે મનુષ્યના ઇતિહાસમાં એક નવા યુગનો આરંભ થયો કહી શકાય. વર્ષોના સંશોધન અને અખતરાઓ પછી-પાછલી ભૂમિકામાં આ

અમેરિકામાં કરવામાં આવ્યા હતા—જુદા જુદા રાષ્ટ્રોના વૈજ્ઞાનિકોએ અણુશક્તિઓ પર મનુષ્યોનો કાબુ શોધી કાઢ્યો અને તે દિવસે માણસે તેમનો ઉપયોગ કર્યો. કહેવાય છે તેમ ઘણા વૈજ્ઞાનિકોના વિરોધની ઉપરવટ જઇને, અમેરિકાના યુદ્ધ ખાતાના અધિકારીઓના નિર્ણય મુજબ હિરોશિમા પર અણુ બોંબ ફેંકવામા આવ્યો. તેના સીધા પરિણામે લગભગ ૬૦,૦૦૦ જાપાની સ્ત્રી, પુરૂષો તથા બાળકો મૃત્યુ પામ્યા અને એક લાખ ઘાયલ થયાં. અને અઢી લાખ માણસોની વસ્તીવાળા આખા શહેરનો વાવાઝોડા તથા અગ્નિથી લગભગ આખા શહેરનો નાશ થયો. આડકતરા પરિણામરૂપે, થોડા દિવસો પછી જાપાને પરાજય સ્વીકાર્યો અને બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો.

પહેલા અણુબોંબના પરિણામે થયેલ નુકશાનની બહુ જ થોડી તથા ખાત્રીદાયક ખબર મહિનાઓ સુધી પશ્ચિમના વાંચકોને મળી હતી. વિજ્ઞાને મનુષ્યના હાથમાં જે નૂતન અદ્ભુત શક્તિ અર્પી હતી તે વિષે યુરોપ તથા અમેરિકામાં લાખો શબ્દો લખાયા હતા. તેમાં કુદરતના આ મહાન ભેદના આવિષ્કાર સંબંધી અખતરા તથા સંશોધનનાં વર્ણનો હતાં. અવળા શસ્ત્રે મનુષ્યના ભાવિ માટે જે પ્રશ્નો ઉપસ્થિત કર્યા તેની ચર્ચા હતી. બોંબના નીતિશાસ્ત્ર સંબધી પણ ઉગ્ર ચર્ચા ચાલી હતી.

૧૯૪૬ના મે માસમાં 'ધી ન્યુયોર્ક' નામના પત્રે હિરોશિમામાં ખરેખર શું બન્યું હતું તે જાણવા માટે પત્રકાર તથા લેખક જ્હૉન હર્સીને દૂર પૂર્વમાં મોકલ્યો. આ આફતમાથી ઉગરી જનારાઓને તેણે મળવાનું હતું; તેઓએ શું જોયું, અનુભવ્યું તથા વિચાર્યું તેનું વર્ણન કરવાનો યત્ન કરવાનો હતો; તેમના શહેરનો, તેમના જીવનનો, તેમના ગૃહનો, આશાનો તથા મિત્રોના નાશનો તેમના મનથી શું અર્થ થતો હતો. ટુંકમાં મનુષ્યના દુ:ખરૂપે બોંબની કેટલી કીંમત પડી હતી. તેણે એક મહિના સુધી ત્યાં રહીને નજરે જોનારાઓ પાસેથી હકીકત મેળવી. કબજો ધરાવનાર અધિકારીઓ પાસેથી તો તેને કંઇ મદદ મળી નહોતી. ૧૯૪૬ના ઑગસ્ટની ૩૧મી તારીખે હર્સીની વાતને જાહેરમાં મૂકવામાં આવી. 'ન્યુયોર્કર'ની કારકીર્દીમાં પહેલી જ વખત એવો અંક નીકળ્યો કે તેમાં હર્સીની ૩૦,૦૦૦ શબ્દોમાં લખાયેલ વાત તથા જાહેરખબરો સિવાય બીજું કશું નહોતું.

પહેલાં તો 'ન્યુયોર્કર'નો વિચાર આ વાત ક્રમશ છાપવાનો હતો પરંતુ પ્રેરણાની એક ક્ષણે તંત્રીઓને લાગ્યું કે આખી વાત સાથે જ પ્રગટ કરવી જોઇએ અને તેઓએ આખા એક અંકમાં વાત આપવાનો નિર્ણય કર્યો દશ દિવસ સુધી હર્સીએ લખ્યા જ કર્યું અને તે કટકે કટકે મુદ્રકોને વાત આપતો ગયો. આ વાતનું શું થવાનું છે તેની કંઇપણ ખબર ન્યુયોર્કરની ઑફિસમાંથી બહાર પડી નહિ. ૩૧મી ઑગસ્ટે વર્તમાનપત્રના હેમેંશના રૂપરંગમાં આ ઐતિહાસિક વાત બહાર પડી અમેરિકાના પત્રકારિત્વના ઇતિહાસમાં ખૂબ સનસનાટી મચી રહી. પ્રગટ થયા પછી થોડાક કલાકોમાં નકલો ખપી ગઇ, અમેરિકાનાં બીજાં પત્રોમાં વાર્તાને ક્રમશઃ છાપવાની રજા માટે અરજીઓ આવવા લાગી. આ પત્રોમાં ન્યુયોર્કના 'હેરલ્ડ ટ્રિબ્યુન', વૉશિંગ્ટનના 'પોસ્ટ', ચિકાગોના 'સન' અને બોસ્ટનના 'ગ્લોબ'નો સમાવેશ થતો હતો. અમેરિકન બ્રોડકાસ્ટ કંપનીએ ચાર હફતામાં તેનો સંક્ષિપ્ત સાર વાયુપ્રવચન દ્વારા કહ્યો. યુનાઇટેડ સ્ટેટસના પ્રવાસ વર્તમાનપત્રોને આ

વાત કટકે કટકે છાપવાની પરવાનગી મળી. આ વાતવાળાં 'ન્યુયોર્ક'ના અંકની એક હજાર નકલ આલ્બર્ટ આઇન્સ્ટીને મંગાવી હતી. બ્રિટનના વર્તમાનપત્રો તથા પ્રેસ સીન્ડીકેટોએ પુનર્મુદ્રણના હક્કો તારથી માગ્યા. પણ ન્યુયૉર્કના કારોબારી અધિકારીઓએ નક્કી કર્યું કે, કંઇ કાપ મૂકાવો ન જોઇએ અને બ્રિટનમાં કાગળની માપબંધી હોઇ વર્તમાનપત્રમાં સંપૂર્ણ પ્રકાશન કરવું અશક્ય હતું.

પેંગ્વિન ગ્રંથમાળામાં તેની અઢીલાખ નકલો બહાર પાડવામાં આવી છે.



યુનાઇટેડ સ્ટેટ્સના રાજધાનીના શહેરના પત્રકારિત્વનો એક મહાન અખતરો નિષ્ફળ ગયો છે, કેમકે ન્યુયૉર્કના સામયિક પી. એમ. ( P. M. ) ને પહેલી જ વખત જાહેરખબરનો સ્વીકાર કરવો પડયો છે. સાડાછ વર્ષના તેના અસ્તિત્વમાં તંત્રી ખાતાની સંપૂર્ણ સ્વતંત્રતા જાળવવા ખાતર માત્ર ફેલાવામાંથી મળતી આવક પર તેણે આધાર રાખ્યો હતો.

તેને આર્થિક મદદ આપનાર માર્શલ ફીલ્ડ ત્રીજાએ લગભગ ચાળીશ લાખ ડૉલર ખર્ચ્યા. પછી તે પત્રને આ નિર્ણય પર આવવું પડયું છે. તેણે એવી આશા રાખી હતી કે ફેલાવો એટલી હદે પહોંચશે કે જાહેરખબર સ્વીકારવાની જરૂર પડશે નહિ. તેના તંત્રી રાલ્ફ મેક એબિસ્ટર ઇન્ગસૌલ તથા ફીલ્ડ વચ્ચેના પત્રવ્યવહાર પરથી જણાય છે કે તેથી પત્રની નીતિમાં કંઇ પણ ફેરફાર થશે નહિ.

વર્ષો સુધી એ દલીલ ચાલતી હતી કે વર્તમાનપત્રોને જાહેરખબરમાંથી મોટી આવક થતી હોવાથી પત્રની નીતિ સામાન્ય જનતાનું હિત સાધવા કરતાં જાહેરખબર આપનાર વેપારીઓને વધારે રાજી રાખવાની હોય છે.

બીજી બાજુ જાહેરખબર આપનારાઓની એવી દલીલ હતી કે, જાહેરખબરોથી ગૃહિણીને ખરીદ કરવાની ઘણી સગવડ મળે છે. નવી નવી વસ્તુઓની વાચકોને જાણ થાય છે.

વર્તમાનપત્રોનો જનતા પર એટલો બધો પ્રભાવ પડે છે અને તે વિષય એટલો અગત્યનો છે કે તેનો ઘણા વિદ્વાનોએ અભ્યાસ કર્યો છે. આવા એક સંશોધનના પરિણામે જણાવાયું છે કે ૧૯૨૯ નું વર્ષ જાહેરખબર માટે રેકર્ડ વર્ષ હતું. તે વર્ષ દરમિયાન વર્તમાનપત્રોને એંશી કરોડ ડૉલરની જાહેરખબરો મળી હતી. પછી તો મંદીની શરૂઆત થતાં જાહેરખબરનું પ્રમાણ ખૂબ ઘટયું.

દશ વર્ષ પછી ૧૯૩૯ માં યુનાઇટેડ સ્ટેટ્સનાં બધાં વર્તમાનપત્રોની લવાજમ તથા છૂટક વેચાણની આવક ત્રીસ કરોડ સાઠ લાખ ડૉલરની હતી. આમ થવાના કારણો પૈકી એક કારણ એ હતું કે ઘણાં વર્તમાનપત્રોએ કિંમતમાં વધારો કર્યો હતો. ૧૯૪૦ માં વેચાણની આવક, બીજી બધી આવકના ત્રીજા ભાગે સ્થિર થઇ હતી.

'પી. એમ.' પત્રે જાહેરખબર વિનાનાં વર્ષો દરમિયાન સ્પષ્ટપણે ઉદાર નીતિ ધારણ કરી હતી. માર્શલ ફીલ્ડ તથા રાજીનામું આપતા તંત્રી રાલ્ફ ઇન્ગસૌલ બન્નેએ કબૂલ કર્યું છે કે જાહેરખબરથી તેની નીતિમાં ફેરફાર થશે નહિ.

—હીરાલાલ માનસિંગ કામદાર

---

આ લેખમાંની ● નિશાનીવાળી નોંધ 'ઇન્ડિયન પી. ઇ. એન.' પરથી લીધેલી છે.

# જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો

જે પુસ્તકો કોઇના અભિપ્રાય કે કોઇની સલાહથી મેં વાંચ્યાં તે પુસ્તકોએ મારી જિંદગાનીમાં અસર નથી પહોંચાડી; પણ, અકસ્માતે જ જે પુસ્તકો મારે હાથ ચડયાં તે પુસ્તકોએ જ મને અસર કરી છે.

જે મિત્રને ઘેર હું થોડો સમય ગપ્પાંમાં ગાળવા જતો હતો તેના ટેબલ પરથી જ મને થોરોનું ' સવિનય ભંગની ફરજ ' ( ' Duty of Disobedience ' ) મળ્યું. મેં એ પુસ્તકને પરચુરણ કાગળોના ઢગલામાંથી ઊંચકી લીધુ–મારા મિત્ર સારી પ્રેક્ટિસવાળા મારા સહ-ધંધાર્થી ( વકીલ ) હતા–ને, પાછળથી જે જીવન–કાર્યક્રમમાં વિકસી એ વસ્તુ મને એમાંથી જડી.

જેમાં ' રોબિન્સન ક્રુસો 'ની પ્રત એક હતી એવાં ગણ્યાંગાંઠયાં પુસ્તકો લઇને હું એક વાર જેલમાં ગયેલો. સદ્ભાગ્યે, જ્યારે હું કુમાર હતો ત્યારે ફરજિયાતપણે આ પ્રખ્યાત પુસ્તક મારે વાંચવું પડેલું નહિ; એટલે તો, જ્યારે મેં ચાળીસ વર્ષની ઉંમરે એ વાંચ્યું ત્યારે એ વાસી બાલવાર્તાનું પુસ્તક ન લાગતાં નિત્ય કિંમતી એવું ધાર્મિક પ્રેરણાનું પુસ્તક બની ગયું.

માત્ર અકસ્માતે જ, બીજું એક નાનું પણ મહાન પુસ્તક મને વાંચવાની તક મળી તે ' સોક્રેટિસનો મુકદ્દમો અને વિલય ' ( The Trial & Death of Socrates ) હતું. બીજા કોઇ પુસ્તક કરતાં આ પુસ્તકે મને વધુ ઘડયો છે.

સોક્રેટિસ જેવી જ અસર બીજું એક પુસ્તક મને કરી ગયું છે. તે જે. એસ. મિલનું ' સ્વતંત્રતા ' ( ' Liberty ' ) આ બન્ને ફિલસૂફોમાં ' સત્યને ખાતર સત્ય 'ની વૃત્તિએ મને ગાઢ અસર કરી છે.

અંતમાં, દુઃખના કલાકોમાં અથવા અનિષ્ટોથી ઊંચો–નીચો થઇ ગયો હોઉં ત્યારે માર્કસ ઓરેલિઅસના ' ધ્યાન ' ( Marces Aurelins's Meditations ) પુસ્તક કરતાં વધુ શાંતિ હું બીજા કોઇ પુસ્તકમાંથી મેળવી શકયો નથી, એનો મારે ઉલ્લેખ કરવો જ જોઇએ.

ચેતવણીસૂર લેખે એટલું પણ ઉમેરી લઉં કે, અંગ્રેજી પુસ્તકોએ મને–હું જેવો છું તેવો ઘડયો નથી. મને ઘડવામાં તો મારી માતા અને મારી બે માશીઓએ મને લાડ લડાવતાં કહેલી વાર્તાઓએ જ ભાગ ભજવ્યો છે.*

—ચક્રવર્તી રાજગોપાલાચારી

* અનુ૦—' શિવમ્ સુંદરમ્ '

# જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો

જે પુસ્તકો કોઇના અભિપ્રાય કે કોઇની સલાહથી મેં વાંચ્યાં તે પુસ્તકોએ મારી જિંદગાનીમાં અસર નથી પહોંચાડી; પણ, અકસ્માતે જ જે પુસ્તકો મારે હાથ ચડયાં તે પુસ્તકોએ જ મને અસર કરી છે.

જે મિત્રને ઘેર હું થોડો સમય ગપ્પાંમાં ગાળવા જતો હતો તેના ટેબલ પરથી જ મને થોરોનું ' સવિનય ભંગની ફરજ ' ( ' Duty of Disobedience ' ) મળ્યું. મેં એ પુસ્તકને પરચુરણ કાગળોના ઢગલામાંથી ઊંચકી લીધું—મારા મિત્ર સારી પ્રેક્ટિસવાળા મારા સહ-ધંધાર્થી ( વકીલ ) હતા–ને, પાછળથી જે જીવન-કાર્યક્રમમાં વિકસી એ વસ્તુ મને એમાંથી જડી.

જેમાં ' રોબિન્સન ક્રુઝો 'ની પ્રત એક હતી એવાં ગણ્યાંગાંઠયાં પુસ્તકો લઇને હું એક વાર જેલમાં ગયેલો. સદ્ભાગ્યે, જ્યારે હું કુમાર હતો ત્યારે ફરજિયાતપણે આ પ્રખ્યાત પુસ્તક મારે વાંચવું પડેલું નહિ; એટલે તો, જ્યારે મેં ચાળીસ વર્ષની ઉંમરે એ વાંચ્યું ત્યારે એ વાસી બાલવાર્તાનું પુસ્તક ન લાગતાં નિત્ય કિંમતી એવું ધાર્મિક પ્રેરણાનું પુસ્તક બની ગયું.

માત્ર અકસ્માતે જ, બીજું એક નાનું પણ મહાન પુસ્તક મને વાંચવાની તક મળી તે ' સોક્રેટિસનો મુકદ્દમો અને વિલય ' ( The Trial & Death of Socrates ) હતું. બીજા કોઇ પુસ્તક કરતાં આ પુસ્તકે મને વધુ ઘડયો છે.

સોક્રેટિસ જેવી જ અસર બીજું એક પુસ્તક મને કરી ગયું છે. તે જે. એસ. મિલનું ' સ્વતંત્રતા ' ( ' Liberty ' ) આ બંને ફિલસૂફોમાં ' સત્યને ખાતર સત્ય 'ની વૃત્તિએ મને ગાઢ અસર કરી છે.

અંતમાં, દુઃખના કલાકોમાં અથવા અનિષ્ટોથી ઊંચો–નીચો થઇ ગયો હોઉં ત્યારે માર્કસ ઓરિલિઅસના ' ધ્યાન ' ( Marces Aurelins's Meditations ) પુસ્તક કરતાં વધુ શાંતિ હું બીજા કોઇ પુસ્તકમાંથી મેળવી શકયો નથી, એનો મારે ઉલ્લેખ કરવો જ જોઇએ.

ચેતવણીસૂર લેખે એટલું પણ ઉમેરી લઉં કે, અંગ્રેજી પુસ્તકોએ મને–હું જેવો છું તેવો ઘડયો નથી. મને ઘડવામાં તો મારી માતા અને મારી બે માશીઓએ મને લાડ લડાવતાં કહેલી વાર્તાઓએ જ ભાગ ભજવ્યો છે.*

—ચક્રવર્તી રાજગોપાલાચારી

---

* અનુ૦—' શિવમ્ સુંદરમ્ '

વસવાટ કર્યો હતો. અને અંગ્રેજો તો દેશમાં દરેક જગાએ હાજર હતા. અઢારમો સૈકો હિંદ માટે વિપરીત હતો. શાહજહાનનું શાહી પાટનગર દિલ્હી, ત્રાસવાદ અને અરાજકતામાં આવી પડયું હતું. માનવજીવન અંધકારમાં આવી પડયું હતું અને તમામ બૌદ્ધિક પ્રવૃત્તિઓ અટકી પડી હતી.

## જરૂરી તત્ત્વો

અને આમ છતાં બનાવોએ એ પૂરવાર કરી આપ્યું કે એ સમયમાં જ યુક્ત હિંદ માટેનું બીજારોપણ થયું હતું. શ્રી. અરવિંદે એક ઠેકાણે ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે, પાશ્ચિમાત્ય અસર નીચે હિંદમા ત્રણ જરૂરી તત્ત્વો જન્મ પામ્યા હતાં. બુદ્ધિવાદ ફરીને ખીલવા લાગ્યો હતો, નૂતન સર્જન માટેની જાગૃતિ આવવા લાગી હતી. લોકોના આદર્શોને અપનાવવા અને તેને સિદ્ધ કરવાની ઇચ્છા જન્મવા પામી હતી. ખ્રિસ્તી પાદરીઓ પોતાની સાથે બાઈબલ લાવ્યા હતા. હિંદમા જ્યાં ત્યાં છાપખાનાઓ ઉભાં થવા લાગ્યાં હતાં, અને જુદી જુદી પ્રાદેશિક ભાષાઓમાં બાઈબલનુ ભાષાંતર થવા લાગ્યું હતુ. એથી વધારે કહીએ તો એલીઝાબેથ અને થોમસ સ્ટીવન્સે ક્રીષ્ટ પુરાણ નામનો જાણીતો ગ્રંથ મરાઠી અને કોંકણીમા લખ્યો હતો. બીજા એક ઇટાલિયને તબાવની નામનો ગ્રંથ તામીલમાં લખ્યો હતો. ખ્રિસ્તી ધર્મના હિંદમા થવા પામેલા પ્રચારથી ચિંતન કરવાની અને પોતાના આત્માને ઓળખવાની વૃત્તિનો પ્રચાર થવા લાગ્યો હતો અને બ્રહ્મસમાજ, આર્યસમાજ અને પ્રાર્થના સમાજ વગેરે પ્રવૃત્તિઓએ સારી રીતે જોર પકડવા માંડયું હતુ.

એ અરસામા દક્ષિણેશ્વર ખાતે એ નવીન તારકનો ઉદય થયો. એ તારકનું નામ રામકૃષ્ણ પરમહંસ હતું. એમના ઉદય સાથ ભારતવર્ષમા હિંદુ ધર્મ ફરીને નિર્મળે સ્વરૂપે બળવાન થયો

## સ્વામી વિવેકાનંદ

શ્રી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય સ્વામી વિવેકાનંદે તો વેદાંતની ફિલસૂફીનો મહિમા ઠેઠ હિંદ બહારના દેશોમાં પણ પ્રસરાવ્યો. તેમના તરફથી અંગ્રેજીમાં કરવામાં આવેલાં વિદ્વત્તાભર્યાં ભાષણોનું ભાષાંતર આધુનિક હિંદની લગભગ તમામ ભાષાઓમાં કરવામાં આવ્યું છે, અને આજે પોંડિચેરી ખાતે આવેલા યોગાશ્રમમાં એક નવીન પ્રકાશ શાંતિ માટેના વિશાળ વર્તુલો પ્રકટાવી રહ્યો છે અને નૂતન વિશ્વની રચનાની આગાહી આપી રહેલ છે.

બ્રહ્મ-સમાજ એ રાજા રામમોહન રોય તરફથી મળેલો એક નોંધપાત્ર ફાળો છે. સતીની પ્રથા નાબુદ કરવા પાછળનુ મુખ્ય બળ એ પોતે જ હતા, તેઓ અંગ્રેજી કેળવણીના હિમાયતી હતા. અંગ્રેજી-અને બંગાલી ગદ્ય પર તેઓ અસરકારક કાબૂ ધરાવતા હતા. હિંદમા આવેલા સાહિત્યના રસ સાથે બીજી દિલચશ્પીનાં મોજાંઓ પણ હિંદ પર ફરી વળવા લાગ્યા બ્રીટનમાથી ઝાડ ઉગમાં કંઇ શરૂ થતુ હતું તો બીજે દિવસે પંજાબ અને પછી પશ્ચિમ તેમજ સૂર્યમાથી એ જ એ મોજાઓ ફરી વળતાં હતાં, દરમિયાન અંગ્રેજી

કેળવણીના થએલા ફેલાવાથી એક સ્વયં જાગ્રત વર્ગ પણ અસ્તિત્વમાં આવ્યો હતો. મીલ્ટન અને શેલી, બર્ક અને મીલ એ આંગ્લ કવિઓના અભ્યાસીઓ આસપાસ જોવાનું શીખવા લાગ્યા હતા અને આઝાદીના ધ્વનિનુ તેઓ ઉચ્ચારણ કરતા થયા હતા.

ત્યારપછી ભારતવર્ષને બંકીમચંદ્ર ચેટરજી મળ્યા. તેમની નવલોએ હિંદી વાતાવરણમાં નવીન જાગૃતિ આણી. રાષ્ટ્રીય સ્વમાનનું સમર્થન તેમની નવલદ્વારા થવા લાગ્યું અને ઝડપભેર તેમની આ રાષ્ટ્રભાવનાને હિંદ ઝડપી લેવા લાગ્યું.

બંગાળના ભામલાના દિવસોમા તો બંકિમબાબુની પ્રતિભા હિંદના સાહિત્ય આકાશની ક્ષિતિજ પર અનેરી રીતે ચળકી રહી. બંકીમબાબુ ઋષિ બંકિમ કહેવાવા લાગ્યા તેમણે ભારત માતાનું સાચુ દર્શન કર્યું અને ભારતના સંતાનોને 'વંદેમાતરમ્‌નો' ભવ્ય મંત્ર આપ્યો.

## રવિન્દ્રનાથ ટાગોર

ત્યારબાદ થોડાં વર્ષો પછી રવિન્દ્રનાથ ટાગોરને 'નોબેલ પ્રાઇઝ' વિશ્વ પારિતોષિકમાં આપવામાં આવ્યું. બંકીમની નવલકથાઓ જેમ ટાગોરની કૃતિઓ પણ હિંદુસ્તાનની આધુનિક જુદી જુદી ભાષાઓમાં ઉતરવા લાગી અને બંકીમની નવલકથાઓની જેમ જ અસરકારક નીવડી છે. સર મહમદ ઇકબાલે પણ દેશના સાહિત્યમાં ગણનાયોગ્ય ફાળો આપ્યો.

## બંગાળની અસર

એક બાજુ અંગ્રેજી સાહિત્યની અસર અને બીજી બાજુ બંગાળી સાહિત્યની અસર આ વિવિધ અસરમાંથી સાહિત્યમાં ગણનાયોગ્ય એવા ઘણા ગ્રંથનું સર્જન થયુ. આ પણ સાહિત્યકારોની પહેલી પેઢીના કવિઓએ મોટે ભાગે શેલી અને બીજા આંગ્લ કવિઓમાંથી પ્રેરણા લીધી હતી, જ્યારે શ્રી. રવીન્દ્રનાથે સાહિત્યકારોની બીજી પેઢીને પ્રેરણા આપી હતી. નવલકથા એ જો કે આયાત કરેલા સ્વરૂપનું સાહિત્ય છે પરંતુ એની ધારી અસર હિંદના સાહિત્ય પર શરૂઆતથી જ થવા પામી છે.

## મહાત્મા ગાંધીજીનો હિસ્સો

આજના સૈકાનો મહત્ત્વનો અને સૂચક બનાવ હોય તો તે હિંદના રાજકારણમાં મહાત્મા ગાંધીજીનું આગમન અને તેમના આદર્શોને હિંદની આમજનતાએ ઝડપભેર ઝીલવા માંડયા હતા. ગાંધીજીના 'અસહકાર', 'સત્યાગ્રહ', 'હિંદ છોડો' વગેરે લડાયક નાદોએ જુદે જુદે વખતે પ્રજામાં પ્રબળ જાગૃતિ જન્માવી છે અને તેને પરિણામે એ જાગૃતિના જુવાળમાં ફાળ્યો નાટકો નવલિકાઓ અને નવલકથાઓનું સર્જન થયું છે. આથી જેમ રાજકારણમાં હિંદનો યુગ શરૂ થયો છે તેની સાથે સાથે સાહિત્યજગતમાં પણ ગાંધી યુગની શરૂઆત થઇ છે. છેલ્લે છેલ્લે આપણા ઘણા સાહિત્યો પર માકર્સ અને સોવિયેટ અસરો થએલી પણ જોવામાં આવે છે અને જેને પરિણામે ઘણું કૃત્રિમ અને થોડુંક મૌલિક એવું આમજનતા માટેનુ સાહિત્ય સર્જાવા લાગ્યું.

[ તા. ૧૦-૨-૪૭ ના " પ્રવાસી "માંથી. ]

# વાચન નોંધ

૧ વાચક : શ્રી રાવજીભાઈ ચુનીલાલ પટેલ, સભ્ય ગલુદણ વાચક મંડળ.

(૧) મધુકર—લેખક: શ્રી. વિનોબા ભાવે; પૃ. ૩૪૨: વાચન તા. ૪-૧૦-૪૬ થી ૧૮-૧૦-૪૬; વાચનસમય રાતના ૧ થી ૨

જેઓ પ્રસિદ્ધિની કદી પરવા કરતા નથી તેમાંના એક શ્રી. વિનોબા ભાવે છે. તેમને પૂજ્ય ગાંધીજીના સત્યાગ્રહે અસાધારણ પ્રસિદ્ધિ આપવા છતાં તે તો તેનાથી અલિપ્ત જ રહ્યા. " મધુકર " એ શ્રી. વિનોબા ભાવે કે જે નૈષ્ઠિક બ્રહ્મચારી અને પૂ. મહાત્મા ગાંધીજીના નિકટના સાથી છે તેમનો વિચારસંગ્રહ પણ કહી શકાય. આવા પુરુષના વિચાર જાણવા આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ.

પ્રારંભમાં જ, " ઘરડો તર્ક " નામના ઊઘડતા લેખમાં આજના નિષ્ક્રિય બનેલ યુવકવૃંદને તેનું ઘરડાપણું દૂર કરવા ઉદ્‌બોધન કરવામાં આવ્યું છે. 'ત્યારબાદ " જૈસે કો તૈસા " લેખમાં ' ક્રોધ પ્રેમથી જીતવો જોઈએ, બૂરાઈને ભલાઈથી જીતવી જોઈએ, કંજૂસાઈને દિલદારપણાથી જીતવી જોઈએ, અસત્યને સત્યથી જીતવું જોઈએ: એ સંતોનાં વચનો ગળે કેમ નથી ઊતરતાં ? ' એની ખરેખરી ગૂંચ ઉકેલી બતાવી છે. એ પછી " ત્યાગ અને દાન "નો મહિમા અશ્વ અને માનવના ઉદાહરણથી સમજાવી પ્રાચીન-યુગમાં પગસંચાર કરી લેખક વાચકને " ઋષિતર્પણ "માં લાવી મૂકે છે. આ " ઋષિ-તર્પણ " લેખમાં પ્રાચીન દાખલાઓ દ્વારા અર્વાચીન રજૂઆત સહેજે હૃદયંગમ બને છે. " ઋષિ એટલે મંત્ર જોનારો—સૂક્ષ્મ સિદ્ધાંત યા મંત્રદર્શનકાર. " ' સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે ' એ મંત્રાધારે શ્રી. લોકમાન્ય તિલકને, લેખક ઋષિ-પંક્તિમાં ગણાવે છે.

કારણ કે એક જગાએ જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે " જેઓ કર્મને હલકું ગણી તેને ટાળે છે તે અણઘડ, ગમાર છે, જ્ઞાની નથી. " વધારામાં, ' શ્રેષ્ઠ પુરુષો કર્મ ન કરે તો લોકોને કર્મનો પાઠ કોણ આપે ? ' એવા સામાજિક યુક્તિવાદથી તેનું વધુ સમર્થન શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય, સમર્થ રામદાસ અને તુકારામ મહારાજના ઉપદેશ અને દાખલાઓથી સચોટ કર્યું છે. આગળ ચાલતાં " ત્રણ ગૃહદેવતાઓ " લેખ દ્વારા ચૂલો, ઘંટી અને રેંટિયાની મહત્તા દર્શાવી, " સ્વરૂપને જુઓ " એ આદિત્ય એ જ નામના લેખ વડે આપી —' આચાર એજ પ્રચારનું એક માત્ર સાધન છે ' એમ ઠસાવી, વાચક પોતે જ સુધરવા પ્રેરાય અને પરોક્ષ રીતે જ ઉપરના લેખમાં વર્ણવેલા ત્રણ દેવતાઓને યોગ્ય ન્યાય આપવા પ્રેરાય એમ આશા રહે છે. ત્યાર પછી તરતજ સૌથી વધુ મહત્તા ત્રીજા ગૃહદેવતા રેંટિયાની છે એમ બતાવવા વિનોબાજીએ " કાંતવા માંડ " લેખનો આશરો લીધો છે.

શરીરશ્રમની મહત્તાનું અનિવાર્યપણું એ એમનો પોતાનો જીવનમંત્ર બની ગયો છે. એથી એમનાં લખાણોમાં એ પ્રકારની સંજીવનીની સુવાસ મહેકી રહે એ સ્વાભાવિક છે. અને આ લેખસંગ્રહનો પ્રધાન સૂર પણ એ જ છે.

(૨) ભારતસેવક ગોખલે—લે. જુગતરામ દવે: પૃ. ૨૨૪: કિંમત ૧-૮-૦; વાચનતારીખ ૧૮ થી ૨૨: વાચન વખત: રાતના ૧ થી ૨

પોતાનું સારૂંય જીવન રાષ્ટ્રીય કેળવણી અને દેશસેવા પાછળ વ્યતીત કરનાર શ્રી. જુગતરામ ચિમનલાલ દવે જાણીતા કેળવણીકાર અને લોકસેવક છે. પૂ. ગાંધીજીનાં શબ્દચિત્રો લખી આપનાર શ્રી. દવેએ આ પુસ્તક લખીને જીવનચરિત્રની દિશામાં એક ઉપયોગી વાચન ગૂજરાતી સાહિત્યમાં ઉમેર્યું છે. તદુપરાંત, ન્યાયમૂર્તિ રાનડેના પટ્ટશિષ્ય અને અર્વાચીન ગાંધીયુગ સર્જનાર પૂજ્ય ગાંધીજીના ગુરુ મનાતા કર્મવીરનું જીવન આ યુગના સિદ્ધાંતો જાણવા પણ વાંચવું અનિવાર્ય થઇ પડે તેમ છે.

સ્વ. ગોખલે સત્યવાદી, કર્તવ્યનિષ્ઠ અને ગણિતશાસ્ત્રી તરીકે જાણીતા છે. પૂજ્ય ગાંધીજીને તે માતા જેવા પ્રેમાળ અને ગંગા જેવા પવિત્ર તેમ જ ધીર ગંભીર જણાયા છે. હાલના છેલબટાઉ વિદ્યાર્થીવૃંદને તેમના જીવનમાંથી સાચા વિદ્યાર્થીજીવનની રૂપરેખા મળી શકે છે. પુસ્તકવાચન પછી વાચક સહેજે કહી શકે કે આજના યુગના આદર્શ ગણાતા સુધારા, જેવા કે ગીરાવેરો, જમીનદારી પદ્ધતિ ઇ. તેમના વિચારોમાંથી ઉદ્ભવ પામેલા છે.

**૨ વાચક : ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ; મંત્રી, કલોલ મહાલ યુ. મંડળ મુ. લોયણરાઠોડ– મારફે જનેવારીની નોંધ.**

**(૧) શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ** લે. ચિમનલાલ મ. ડૉકટર, પ્રકાશકઃ લુહાણામિત્ર પ્રિં. પ્રેસઃ પૃ. ૩૮૬, કિં. ૧–૧૨–૦ઃ તા. ૧ થી ૧૨ઃ સમય રાત્રે ૯ થી ૧૦

સયાજી સાહિત્યમાળાના ૨૮૩ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકમાં મહારાજા સાહેબનાં ભાષણો અને લેખો, યુરોપની મુસાફરીનાં વર્ણનો, સ્ટેન્લીરાઇસનું લખેલું તેઓશ્રીનું જીવનચરિત્ર, સયાજીગૌરવગ્રંથ, સાર્જન્ટ કૃત વડોદરાના રાજ્યકર્તા વગેરે ઘણાં મહત્ત્વનાં પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો હોઇ ચરિત્ર સુંદર રીતે આલેખાયું છે.

**(૨) નિઘંટુ આદર્શ**, ભા. ૨ જો : લેખક-પ્રકાશકઃ વૈદ્ય બાપાલાલ ગરબડદાસ શાહ, કિં. ૬–૮–૦ પૃ. ૭૧૭ + ૫૬; તા. ૧૧ થી ૨૪, સમય રાત્રે ૯ થી ૧૦.

આ પુસ્તકમાં વનસ્પતિઓનાં વર્ણન, ઉપયોગ વગેરે સરળ ભાષામાં જુદા જુદા નિષ્ણાતોના ઉતારા સાથે આપેલું છે.

**(૩) રસમય વાનીઓ** : લેખક-પ્રકાશક, સૌ. તારામતી જ. એરૂંઝા; કિં. ૧–૦–૦; પૃ. ૧૨૮; તા ૨૪ થી ૨૬; રાત્રે ૯ થી ૧૦.

આ પુસ્તકમાં જુદી જુદી જાતની રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેની શાસ્ત્રીય રીતો આપેલી છે. એટલે તે વિષયના શોખીનોએ ખાસ વાંચવા જેવું છે. ગુજરાતીમાં આ વિષયનાં લખાયેલાં પુસ્તકોમાં આ સારૂં છે.

**(૪) પુણ્યશ્લોક ગાંધીજી** : સંગ્રાહકઃ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પ્રકાશક વોરા એન્ડ કંપની પબ્લીશર્સ લિ. મુંબાઇ; કિં. ૪–૪–૦; પૃ. ૨૫૬; તા. ૨૭ થી ૩૧; રાત્રે ૯ થી ૧૦॥.

આ પુસ્તકમાં જુદા જુદા દેશી વિદેશી લેખકોએ શ્રી. ગાંધીજી વિષે લખેલા લેખોનો સંગ્રહ છે. ગાંધીજી વિષે જુદી જુદી દૃષ્ટિએ જાણવા જેવા સરસ લેખો સંગ્રહાયા છે.

માસ દરમ્યાન વંચાયાં પુસ્તકો નં. ૪ઃ પાન ૧૫૪૩.

# પુસ્તકાલયોના મંત્રીભાઇઓનું

ગઇ તા. ૯-૨-૪૭ને રવિવાર રોજ મોભારોડ, વાકળ એ. વચન તા. ૪-૧૦-૪૬ થી
પાદરા મહાલનાં પુસ્તકાલયોના મંત્રીભાઇઓનું એક સંમેલન યોજાયું હ
૨૧ મંત્રીભાઇઓ તથા બહારથી વાકળ કેળવણી મંડળના મંત્રી શ્રી. ખુશાલ. વિનોબા ભાવે છે.
મંડળના પ્રમુખ શ્રી. ડાહ્યાલાલ ના. પરીખ પાદરા મહાલ શાળાધિકારી સાહે તેનાથી અલિપ્ત જ
પુ૦ પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલ હાજર હતા. અને પૂ. મહાત્મા

શરૂઆતમાં શ્રી. મજેઠચંદ્ર સ્મારક ફંડ કે જે મંડળને હવાલે છે તેના પુરુષના વિચાર
વ્યાજનો મહાલનાં ગરીબ બાળકોને દર વર્ષે પાઠ્ય પુસ્તકો આપવામાં ઉપયોગ, કે
વિષે ચર્ચા થઇ હતી. ત્યારબાદ શ્રી. વલ્લભભાઇએ આપણે પરિષદ ભરી શકતા નથી ત્ય
આવું સંમેલન યોજવું પડે છે તે સમજાવ્યું હતું.

એ પ્રસંગે નીચેની પ્રશ્નાવલિ રજૂ કરવામાં આવી હતીઃ

**૧. શ્રી. શાંતિલાલ ભોગીલાલ શાહ–મંત્રી ગણપતપુરા**

(૧) બજેટ ડિસેમ્બર આખરે મંજૂર થઇ આવે છે, તેને બદલે ઓકટોબર આખર સુધીમાં અથવા નવેમ્બરની અધવચ આવી જાય એ તરફ ખાતું લક્ષ આપશે ?

(૨) પુસ્તકાલય માસિક લવાજમ મોડું ભરનારને પણ નિયમિત મળવું જોઇએ એ વાસ્તવિક નથી ?

(૩) ડિસેમ્બર આખરે જેની લોકમદદ આવી જાય તેને પુસ્તકાલય માસિક, કે જેની ઓફિસ મંડળની ઓફિસમાં જ છે, તે બંધ ન થતાં જાન્યુઆરી જ મળી શકે ?

(૪) સ્કાઉટ, વ્યાયામ જેવી ઇતર પ્રવૃત્તિઓ જેમ ઉચ્ચક મહેનતાણું વાર્ષિક આપે છે તેમ પુસ્તકાલય ખાતું ન આપી શકે ?

(૫) પુસ્તકાલયના મંત્રી, પુસ્તકાલય મંડળના મંત્રી, પુસ્તકાલયના માનદ પ્રચારક, આ હોદ્દાથી શિક્ષક કામ કરી શકે કે કેમ ? કેમકે તેવી રીતે કામ ન કરવા વિદ્યાધિકારી કચેરીએ જાહેરાત કરેલી છે.

**૨. શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા–પાદરા કસ્બા પુસ્તકાલય**

(૧) 'પુસ્તકાલય' માસિક લવાજમ મોડું ભરનારને બંધ ન થવું જોઇએ અને કદાચ કોઇ પુસ્તકાલયની લોકમદદ ન આવે અગર બજેટ ન બન્યું હોય તો પણ માર્ચ સુધી તો નિદાન પુસ્તકાલય માસિક તેને મળવું જ જોઇએ. આ બાબત મંત્રીએ ખાતાને લખી ખુલાસો મેળવી લેવો.

**૩. શ્રી. રાવજીભાઇ હીરાભાઇ પટેલ–મંત્રી કુરાલ સા. પુસ્તકાલય**

(૧) આજ્ઞાપત્રિકાનું લવાજમ મંડળમાંથી નાણાં મંગાવી લઇ બારોબાર ભરવા માટે પુ. સ. સ. મં. લિ. તરફથી કેમ સૂચના થાય છે ? બધાં લવાજમ ભરાય છે તેવી રીતે આજ્ઞાપત્રિકાનું લવાજમ ભરી લેવા મંડળને શું હરકત છે ?

**શ્રી. રણછોડભાઇ લલ્લુભાઇ–મંત્રી ડભાસા પુસ્તકાલય**

(૧) કાયમ ફંડનું વ્યાજ લોકમદદ તરીકે વાપરી ન શકાય એવો ખાતાનો વટહુકમ છે. ( જુઓ માર્ચ '૪૫ પુસ્તકાલય માસિક ) તે ખાતું રદ ન કરી શકે ?

(૨) પુસ્તકાલયનું કાયમ ફંડ કે જે પુસ્તકાલયની પોતાની મિલકત છે એ ઉપાડવા માટે ખાતાની પરવાનગી લેવી પડે છે એમ શાથી ?

ઉપર પ્રમાણે જુદા જુદા મંત્રીભાઇઓ તરફથી પ્રશ્નો રજૂ થયા હતા તેમાંના કેટલાકના ખુલાસા રાજ્ય પુ૦ પ્રચારક શ્રી. વલ્લભભાઇએ કર્યાં હતા. ( પરંતુ મહાલના બધાય મંત્રીભાઇઓને આ પ્રશ્નો અને તેના ખુલાસા જાણવા મળે તે માટે બધાય પ્રશ્નો મહાલ મંડળના મંત્રી તરફથી ખાતાને પૂછવામાં આવ્યા છે અને ખાતું આ ખુલાસા ' પુસ્તકાલય ' માસિક દ્વારા પ્રસિદ્ધ કરશે એવી વિનંતિ કરવામાં આવી છે. )

ચર્ચા પૂરી થયા બાદ શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલે ' વાચન પ્રચારની કેટલીક યોજનાઓ ' એ વિષે પ્રવચન કર્યું હતું. તેમાં તેઓશ્રીએ વાચકમંડળ તથા શિષ્ટવાચન પરીક્ષાના હેતુઓ સમજાવ્યા હતા તથા રાજ્ય પુ૦ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષામાં મહાલનાં બધાં જ શિક્ષકભાઇઓ તથા શિક્ષિકાબહેનો બેસે તેવી આગ્રહપૂર્વક ભલામણ કરી હતી. ઍન્ડરસનનો દાખલો આપી પુસ્તકાલયપ્રવૃત્તિ એ સેવાપ્રવૃત્તિ છે તેનો ખ્યાલ આપ્યો હતો. વાચક મંડળ તેની પ્રવૃત્તિ અને પરિણામ વિષે દહેગામ તાલુકાના સોનારડા' ગામના રહીશ શ્રી. રવિશંકર ઠાકરનો દાખલો આપી તેનો પૂરેપૂરો ખ્યાલ આપ્યો હતો.

છેવટે મંડળના પ્રમુખ શ્રી. ડાહ્યાલાલ ના. પરીખ સાહેબે ઉપસંહારરૂપે પુસ્તકાલય-પ્રવૃત્તિ, વાચક મંડળ, શિષ્ટવાચન પરીક્ષા સંબંધી ટૂંકમાં બોલીને આ બધી પ્રવૃત્તિઓ મહાલના મંત્રીભાઇઓ ઉત્સાહથી ઉપાડી લઇ મહાલ મંડળને પ્રોત્સાહન આપે એવી વિનંતિ કરી હતી.

ત્યારબાદ ચાહ, નાસ્તો થઇ સંમેલનની વ્યવસ્થા કરવા બદલ વાકળ કેળવણી મંડળના મંત્રી શ્રી. ખુશાલભાઇનો આભાર માન્યા બાદ સંમેલનકાર્ય પૂરું થયું હતું.

**રામભાઇ કા. પટેલ**
મંત્રી, પાદરા મહાલ પુ૦ મંડળ

# ચાણસ્મા મહાલ પુસ્તકાલય પરિષદ: ૬ઠ્ઠું અધિવેશન

# અહેવાલ

ચાણસ્મા મહાલ ૬ઠ્ઠી પુસ્તકાલય પરિષદ છીતોડા મુકામે ચાણસ્મા મહાલના મુન્સફ શ્રી. ચિમનલાલ દેવશંકર પંચોલીના પ્રમુખપદે તા. ૨૬–૧–૪૭ના રોજ મળી હતી.

સભાસ્થાન માટે શ્રી રામજી મંદિરના આગળના ભાગમાં સુંદર મંડપ બાંધવામાં આવ્યો હતો. મંડપને સુંદર કહેવતોનાં અને ચિત્રોનાં બોર્ડો, ત્રિરંગી વાવટા તથા આસોપાલવનાં તોરણોથી કલામય રીતે શણગારવામાં આવ્યો હતો. મંડપમાં સ્થળે સ્થળે ગ્રામોપયોગી ચિત્રો નજરે પડતાં હતાં.

સભાનું કામકાજ ચાણસ્મા ગુ. શાળાની બાળાઓની પ્રાર્થનાથી શરૂ થયું. ત્યારબાદ વિસનગર શાળાના શિક્ષક રા. સોમપ્રસાદ વ્યાસે સ્વાગતગીત ગાયું હતું અને પછી ચાણસ્મા ગુ. શાળાની કન્યાઓએ પરિષદ અંગે એક ગરબો રજૂ કર્યો હતો.

બાદ સ્વાગત પ્રમુખ શ્રી. વેલજીભાઈએ પોતાનું ભાષણ વાંચ્યું હતું. તેમાં તેઓશ્રીએ જણાવ્યું કેઃ—

જે જ્ઞાન અને સંસ્કાર પ્રજાના જીવનમાં આજે સિંચાવાં જોઈએ, તે સિંચાતાં નથી. માત્ર બેચાર ચોપડીનું અક્ષરજ્ઞાન લઈ બાળકની કેળવણી પૂરી થાય છે. તેમને આગળ ભણવાનાં સાધનો કે વાતાવરણ મળતાં નથી અને હાલની ઘણી જ મોંઘવારીના વખતમાં મોંઘી કેળવણી લઈ શકાય તેમ નથી.

જ્ઞાનનો પ્રચાર થવાથી લોકો પોતાનો હક્ક અને જવાબદારી સમજતા થાય અને પોતાના ગામના પ્રશ્નોમાં રસ લેતા થવા જોઈએ. શ્રીમંત સરકારે ગામડાંઓમાં ગ્રામ પંચાયતો વગેરે આપી, અમારા ગામડાંઓની પ્રજાને કેટલાક હક્કો આપ્યા છે, પણ તેની સાથે કેળવણીનો લાભ પૂરતા પ્રમાણમાં પ્રજા ઉઠાવતી નહિ હોવાથી એ લાભનો પૂર્ણપણે વિકાસ થયો નથી.

આજે આ માનવંતા મહેમાનોને અમારા આંગણે બોલાવવાનો અને પરિષદ અહીંઆં ભરાવવાનો અમારો આગ્રહ એટલાજ માટે થએલો છે કે અમારા જીવનમાં આપ સર્વ રસ લેતા થાઓ. પુસ્તકોમાં જે જ્ઞાન ભર્યું છે, તેના નિર્મળ પ્રવાહો અમારી જનતામાં વહેતા મૂકો.

મને જણાવતાં આનંદ થાય છે, કે બ્રિટિશ હિંદનાં ગામડાંના કરતાં આપણા રાજ્યના ગામડામાં કેળવણીની પ્રવૃત્તિ-પ્રમાણમાં વિશેષ છે તેનો યશ તો કે. શ્રીમંત સયાજીરાવ મહારાજાનેજ ઘટે છે. તેઓશ્રીએ ફરજીઆત કેળવણી શરૂ કરી ઘણાં નાનાં ગામડાંને શાળાઓનો લાભ આપ્યો છે. વળી તેમાંથી ભણીને ઉઠી ગયા પછી તે ભણેલું ભૂલી ન જાય અને જ્ઞાનમાં વધારો થાય, તે માટે શ્રીમંતે પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ કરી. તેના પરિણામે આજે આખા રાજ્યમાં જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં પુસ્તકાલયો સ્થપાયાં છે. એ ધોરણે અમારા આ નાનકડા

ગામને પણ પુસ્તકાલયનો લાભ મળ્યો છે. તેથી શાળા અને પુસ્તકાલયની અસર અમારા ગામની પ્રજા ઉપર થવા પામી છે. તે આજના પ્રસંગથી દીવા જેવું દેખાઇ આવે છે.

આવી પરિષદો આપણા તાલુકામાં દર વર્ષે નાના ગામડામાં ભરાય છે. અને તેનો હેતુ દરેક ગામને આ પ્રવૃત્તિથી પરિચિત કરવાનો છે. તેમાં વિદ્વાનો આવે અને તેમના જ્ઞાન અને સંસ્કારનો લાભ પણ મળે. તે ઉદ્દેશને દૃષ્ટિ સમક્ષ રાખી અમે આજે પરિષદ ભરવા અત્રે તૈયાર થયા છીએ.

બાદ પ્રમુખની વરણી માટે વકીલ શ્રી. સુરજમલભાઇએ શ્રી પંચોલી સાહેબના શાન્ત સ્વભાવ અને ગુણોનો પરિચય કરાવી પ્રમુખસ્થાન માટે દરખાસ્ત મૂકી તેને શ્રી. શંકરલાલ રાજસંગ પટેલે તથા મોઢેરા સા. પુ. ના મંત્રી રા. ખેતસિંહ ગઢવીએ સુંદર શબ્દોમાં અનુમોદન આપ્યું.

પછી પ્રમુખ સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

આ તાલુકાની અનેકવિધ પછાત પ્રવૃત્તિઓમાં પુસ્તકાલયપ્રવૃત્તિ ઘણી વેગવંત અને પ્રગતિશીલ જોઈ મને આનંદ થાય છે. આ પરિષદના કાર્યવાહકો તેમજ પ્રતિનિધિ ભાઇઓ, ઘણાજ ઉત્સાહી અને કાર્યદક્ષ હોવાથી તેઓ આ પ્રવૃત્તિને રાજ્યની આ દિશાની વિકસેલ પ્રવૃત્તિની હરોળમાં રહે તેવા સફળ પ્રયત્નો કરી શકયા છે. અને તેથી ચાણસ્મા મહાલ આ બાબતની રાજ્યની પ્રવૃત્તિમાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે એમ કહેવું અસ્થાને નહિ ગણાય. આ સ્થળે તેમને હું ધન્યવાદ આપવાની તક લઉં છું.

### રાષ્ટ્રઘડતરનો પાયો

રાષ્ટ્રના ઘડતરનો આધાર સાચી કેળવણી ઉપર છે. કેળવણીનો પાયો મજબૂત ન હોય અને વે નિરક્ષરતા ઉપર રચાયેલો હોય તો રાષ્ટ્રની ભવ્ય ઈમારત ગમે તેવી સુંદર હોય તો પણ તે ચિરંજીવ નહી થઈ શકે. નિરક્ષરતા નાબુદ કરવા અને કેળવણીની દિશામાં વ્યવસ્થિત પ્રગતિ સધવા વિચારો કરી તેને અમલીભૂત બનાવવા આપ સર્વે અત્રે એકઠા થયા છો તે રાષ્ટ્રને માટે મંગળસૂચક છે. વડોદરા રાજ્યની કેળવણીની બાબતમાં પ્રાત:સ્મરણીય કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજે મહાન અભ્યુદય આદરેલો છે, અને તેને વેગવાન બનાવી તે બાબતની અનેક પ્રવૃત્તિઓ સંગઠિત બને અને વિકાસ પામે તે માટે આપણા પરમ કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબ પણ તનતોડ સેવા બજાવી રહ્યા છે. રાજ્યની આ દિશાની ઘડેલી યોજનાઓના પ્રચારથી અત્યારે આપણે અજ્ઞાનનો અંધકાર હઠાવી શકયા છીએ. પણ તે બાબતની આપણી ઉદાસીનતા હજુ ઠપકાને પાત્ર રહી નથી એમ કહી શકાય તેમ નથી. આજે મોટા ભાગની જનતાને લખતાં વાંચતાં પુરૂં આવડતું નથી. તેમના વિચારો વ્યક્ત કરવા તેમની પાસે ભાષાનો સુંદર ભંડાર નથી. આથી સાહિત્યના નવજીવનપ્રેરક ગ્રંથો વાંચવા અને પોતાનું સંસ્કારમય જીવન ઘડવા તેમની પાસે કોઇ પણ જાતનો ઉકેલ નથી.

### કેટલાં પુસ્તકો વંચાય છે?

મને કહેવામાં આવ્યું છે કે ચાણસ્મા તાલુકામાં પુસ્તકાલયો ૫૬ છે, તેમાં પુસ્ત-

કોનો સારો જથો આશરે ૭૪૦૦૦ જેટલો એકત્ર કરવામાં આવેલો છે. છતાં જે વસતિના લાભને માટે આ નિયોજન કરેલું છે તેનો લાભ લેનારાઓની ટકાવારી કાઢવામાં આવે તો પરિણામ નિરાશાજનક જણાશે એમ લાગે છે. વળી વાચકોની સંખ્યાના આંકડાઓનો વિચાર કરતાં પણ એક વાચક દીઠ ૩ પુસ્તકો વરસે વંચાય છે એમ હકીકત મળે છે. આ નિરાશાજનક આંકડાઓમાં સ્ત્રીવાચકોનો વિચાર કરીએ તો તેના આંકડાનો ઉચ્ચાર શરમજનક લાગે તેવો છે. આ વસ્તુસ્થિતિનો ઉકેલ લાવવામાં આપણી ઉદાસીનતા મોટે ભાગે જવાબદાર છે. પરંતુ તે બદલ આપ સૌ કટીબદ્ધ થઈ પ્રગતિ સાધવા માટે નક્કર યોજના ઘડી કાઢશો તો રાષ્ટ્રપ્રગતિમાં વેગ મળશે એમ લાગે છે.

## સ્ત્રીઓ માટે જુદાં પુસ્તકાલય

સ્ત્રીઓ માટે જુદાં પુસ્તકાલયની યોજના જરૂરી છે. એટલે તે વર્ગનો મોટો ભાગ સ્વતંત્રપણે જ્ઞાનના પ્રચાર અને ખીલવણીમાં અને સમાજના ઘડતરમાં ઉપયોગી થાય. સ્ત્રીઓ સમાજનું અડધું અંગ છે. આજે સમાજના તે અંગને પક્ષાઘાતનો રોગ લાગુ પડયા જેવું છે. જ્યાં સુધી આપણો સ્ત્રી વર્ગ અશિક્ષિત સ્થિતિમાં છે ત્યાં સુધી આપણી સર્વ પ્રવૃત્તિઓ અડધા ભાગે જ સફળ થશે. આ પક્ષાઘાતના રોગની દવા કરવાની આપણી પવિત્ર ફરજ ઉભી થઈ છે. બિલકુલ લખી વાંચી શકે નહી તેવો સ્ત્રીઓનો મોટો ભાગ છે. પુસ્તકાલયપ્રવૃત્તિ સ્ત્રીકેળવણી માટે મોટો હિસ્સો આપી શકે તેમ છે.

આ પરિષદમાં પ્રતિનિધિ ભાઈઓ મોટે ભાગે શિક્ષકોજ છે એમ મને જાણવા મળે છે. તેમની સામાજિક પરિસ્થિતિનો જીવનનિર્વાહની હાલની હાડમારીઓ સાથે વિચાર કરીએ તો તેમણે આ દિશામાં અદ્યાપિ જે ભોગ આપેલો છે, તે પ્રશંસા પાત્ર છે એમ કહેવું પડે છે. સમાજના આ ખીનવસીલાદાર વિભાગે જે સંસ્કારજ્યોત ચાલુ રાખી છે તેને સમાજે અંગત તરીકે બનાવી લેવી જોઈએ. તેમ કરવામાં આવે તો જ કેળવણીનો બહોળો પ્રચાર થાય અને આવી પરિષદનો હેતુ બર આવે. આ સંસ્કાર પરિષદે ઉપાડી લીધેલ કાર્ય સમાજના તમામ વિભાગો જોરશોરથી અપનાવી લઈ સક્રિય બનાવે તો નિરક્ષરતાનું ઘોર વાદળ દૂર કરી શકાય.

## પુસ્તકાલયપ્રવૃત્તિ માટે ઉદાર કાયદાઓ

શ્રીમંતે પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવાન બનાવવા રાજ્યનો સક્રિય ફાળો મળે તે માટે ઉદાર કાયદાઓ ઘડેલા છે. તેનો લાભ આજે દરેક ગામે શાળા તથા પુસ્તકાલય થાય અને તેમાં ઉપયોગી પુસ્તકોનો લોકો રસથી લાભ લે તેવું કરવા સક્રિય ઉપાયો લેવા, હું આપને વિનંતિ કરું છું. આપણો દેશ ખેતીપ્રધાન છે એટલે તેમાં નિરક્ષરતા છવાઈ ન જાય, તે માટે આપણે આ દિશામાં ઘણું કરવાનું રહે છે. પુસ્તકો વિદ્વાન પુરૂષોના વિચારોનું સંગ્રહસ્થાન છે. આ સંગ્રહસ્થાનનો રક્ષક આપણો ગ્રંથપાલ છે. તેની સ્થિતિનો વિચાર કરીએ તો આપણે તેને ભારે અન્યાય કરીએ છીએ, એમ જણાઈ આવશે. આપણું ગામ એક પુરાતત્ત્વ મંદિર બનવું જોઈએ. આપણે ત્યાં હજુ શોધખોળ કરીએ તો ઘણું જૂનું સાહિત્ય તથા જૂના વખતના સિક્કાઓ તથા ભૂતકાળની સંસ્કૃતિ બતાવનારી અનેક ચીજો ઉપલબ્ધ થાય. પાટણમાં

જ્ઞાનમંદિરમાં આવી અનેક ચીજો એકત્ર થાય એમ છે અને તેનો જીર્ણોદ્ધાર કરવાની સક્રિય પ્રવૃત્તિ ચાલી રહેલી છે. આપણો ગ્રંથપાળ આપણા તાલુકામાથી આવી પુરાતન વસ્તુ નાશ પામતી અટકે અને એકત્રિત થઇ સંઘરવાના ઉપયોગી થાય તે માટે ઘટતું કરે તે ઇચ્છવા જોગ છે. આમ, પુસ્તકાલયોમાં કાર્ય કરનારાઓને માટે એક ભલામણ કરવાની રહે છે.

આધુનિક જમાનામાં સાહિત્યનો પ્રચાર મોટા ભાગે આર્થિક દૃષ્ટિએ જ થાય છે અને સાહિત્યના મૌલિક ગ્રંથોને ઓછું મહત્ત્વ અપાય છે. પરંતુ ધંધાદારીની દૃષ્ટિએ જે સાહિત્ય તૈયાર થાય છે તે ક્ષણજીવી હોય છે અને વાચકોના મનમાં એક જાતની વિચિત્ર લાગણીઓ પેદા કરી હલકા રસોને પોષે છે. એટલે પુસ્તકોની પસંદગી માટે ખાસ લક્ષ રાખવું જોઇએ. મને આ બાબતમાં ખાસ ગમરૂરી છે કે શ્રીમંત સરકાર તરફથી સ્વ. મોતીભાઈ અમીન જેવાનું અને હાલમાં મારા સહાધ્યાયી શ્રીયુત ઉમેદભાઈનું નિયોજન કરેલું છે. અને તેમણે અદ્યાપિ તે બાબતમા સુંદર ફાળો પ્રજાજીવનના ઘડતરમા આપેલો છે. જે પ્રજાનું ઉચ્ચ ચારિત્ર નથી તે પ્રજાનું અસ્તિત્વ લાંબો વખત ટકી શકતું નથી.

શ્રીમંત મહારાજા સાહેબે પ્રૌઢ શિક્ષણ દ્વારા અજ્ઞાન તિમિરનો નાશ કરવા ભગીરથ પ્રયત્ન કરેલો છે પરંતુ તેનો લાભ પ્રજાએ લેવામા સારો જવાબ વાળ્યો નથી. રાજ્યની, પ્રજાકલ્યાણની પ્રવૃત્તિ તરફ, પ્રજા ઉદાસીનતા સેવે છે. તે કારણેજ પ્રજાપ્રેમી કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજાના વખતથી વેગવાન બનેલી પુસ્તકાલયપ્રવૃત્તિ દરેક ગામડે અને ખૂણે પૂર્ણપણે વિકસી શકી નથી. ”

પછી મહાલ મંડળના મંત્રી શ્રી. કરુણાશંકર વ્યાસે સને ૧૯૪૫-૪૬ની સાલનું મંડળનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. બાદ અન્ય વક્તાઓનાં પ્રવચનો થયાં હતાં.

ત્યારબાદ પછી જીતોડા સા. પુસ્તકાલય મંત્રી રા. ડાહ્યાભાઇએ સા. પુસ્તકાલયનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

આટલું કામ થયા પછી એક વાગતાં સભાનુ કામકાજ મુલતવી રહી વિરામકાળ યોજાયો હતો. પછી વિષય-વિચારિણી સભા મળી. તે પાંચ વાગતા સુધી ઠરાવો નક્કી કરવામાં આવ્યા.

પાંચ વાગે જાહેરસભાનો કાર્યક્રમ શરૂ થયો. પ્રથમ રા. સાકળેશ્વર વ્યાસે પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા.

બાદ ધીણોજ સા. પુ. ના ગ્રંથપાલ શ્રી. રા. વિશ્વનાથે “ પુસ્તકાલય પ્રવૃત્તિ વિકસાવવા, ગ્રંથપાલે શું શું કરવું જોઇએ ” તે વિષે નિબંધ વાંચ્યો હતો.

તે પછી ઠરાવોનું કામકાજ હાથ પર લેવામાં આવતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

## પસાર થએલા ઠરાવો

ઠરાવ ૧—શ્રીમંત મહારાજા સાહેબે જે ઉદાર વૃત્તિ દાખવી, પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપી પગભર બનાવવા માટે સહાય આપતા રહે છે તે બદલ આ પરિષદ એઓશ્રીનો આભાર માની દીર્ઘાયુ ઇચ્છે છે.

ઠરાવ ૨—ચાણસ્મા મહાલનાં દરેક ગામ પુસ્તકાલયો માટે પંચાયતની મદદની રકમ એકસહ એકઠી કરી પરબારી આપવાની ચાણસ્મા મહાલ માજી વહીવટદાર રા. ભાઈલાલ છોટાલાલ શાહ સાહેબે જે વ્યવસ્થા કરી છે તે માટે તેઓશ્રીનો આ પરિષદ આભાર માને છે. અને એ જ પ્રમાણેની કાયમને માટે વ્યવસ્થા મહાલ કચેરી તરફથી ચાલુ રહેશે તેવી આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.—કરુણાશંકર મો. વ્યાસ. અ. આ.—શંકરલાલ રાજસંગ પટેલ.

ઠરાવ ૩—પુસ્તકાલયોનું કામકાજ દેશી કેળવણી ખાતાના નિબંધ અન્વયે નિયમની કલમ મુજબ સરકારી કામકાજ ગણીને કરવાનું ફરજિઆત ઠરાવ્યું હોવા છતાં કેળવણી ખાતા તરફથી પુસ્તકાલયોનું કામ કરનાર શિક્ષકો માટે માનદ અગર ઇતર રીતે મંજુરીની અપેક્ષા રખાઇ મંજુરી મળ્યા સિવાય કામ નહિ કરવાની જે, સુચી લેખ અંક ૬૪ સને ૪૪-૪૫ અને અંક ૬૧ સને ૪૫-૪૬ પ્રસિદ્ધ કરવામાં આવી છે; તેને આધારે સૂચનાઓ આપવામાં આવી છે, તે પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ મળે તે ખાતર વ્યાજબી નથી, એમ આ પરિષદ માને છે. અને તેથી આગ્રહભરી ભલામણ કરે છે કે પુસ્તકાલયો અને પુસ્તકાલયપ્રવૃત્તિનું કામકાજ કરવાની કોઇપણ પ્રકારની મંજુરી પુસ્તકાલય પ્રવૃત્તિને હાનિકર્તા હોવાથી આવી આંટ રાખવી નહિ એમ આ પરિષદ ખાતાને ભલામણ કરે છે અને ઉપરોક્ત બંને જાહેરાતો રદ કરવા વિનંતિ કરે છે.

દ. મૂ.—વિશ્વનાથ જિરજાશંકર દવે. અ. આ.—ખેતસિંહ નારણજી મહવી.

ઠરાવ ૪—શ્રીમંત સરકાર તરફથી પ્રૌઢ શિક્ષણ પત્રિકા પ્રસિદ્ધ થાય છે તેનો બહોળો વાચન પ્રચાર કરવા તથા પોતાના બજેટમાં સવડ હોય તો તે મંગાવવા આ પરિષદ તમામ પુસ્તકાલયોને તથા શિક્ષકોને આગ્રહભરી ભલામણ કરે છે.

દ. મૂ.—સુરજમલ પુનમચંદ વકીલ. અ. આ.—જોઇતાભાઇ પ્રભુદાસ પટેલ.

ઠરાવ ૫—તાલુકાની ભૌગોલિક અને ઐતિહાસિક માહિતી એકત્ર કરવા માટે ગઈ સાલે જે સમિતિ નીમી હતી તેને એક વર્ષ પૂરું થાય છે. માટે તે સક્રિયપણે શરુ કરવા માટે ચાલુ સાલે નીચે પ્રમાણે નવીન સમિતિ નીમવામાં આવે છે. અને સમિતિને જે કાંઈ યોગ્ય ખર્ચ કરવું પડે તેની મહાલ મંડળે સવડ કરવી. આ સમિતિને બીજા જરૂરી સભ્યો વધારવાની સત્તા આપવામાં આવે છે.

| | |
|---|---|
| પ્રમુખ : | સભ્યો : |
| (૧) શ્રી. રા. ચીમનલાલ દેવશંકર પંચોલી. | (૫) શ્રી. સાંકળેશ્વર જીભાઇ વ્યાસ. |
| ઉપપ્રમુખ : | (૬) શ્રી. તુલસીદાસ જેઠીદાસ પટેલ. |
| (૨) શ્રી. રા. કાશીદાસ દાલાભાઇ મહેતા. | (૭) શ્રી. સુરજમલ પુનમચંદ વકીલ |
| મંત્રીઓ : | (૮) શ્રી. છગનલાલ દયાશંકર વકીલ. |
| (૩) શ્રી. ખેતસિંહ નારણજી મહવી. | (૯) શ્રી. શંકરલાલ રાજસંગ પટેલ. |
| (૪) શ્રી. કરુણાશંકર મોહનલાલ વ્યાસ. | |

દ. મૂ.—સાંકળેશ્વર જી. વ્યાસ. અ. આ.—ચતુરભાઈ અંબારામ.

ઠરાવ ૬—રાજ્યની સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાઓને મળતી સરકારમદદ, સાર્વ. પુસ્તકાલય સ્થાપનાના નિયમોમાં ઠરેલી મર્યાદામાં પુરેપુરી મળતી રહે તેવી રીતનો વધારો શ્રીમંત સરકારને પુસ્તકાલય માટ વધારી આપે એવી આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

દ. મૂ.—નાનજીભાઇ જે. પટેલ. અ. આ.—દીનાનાથ ચુનીલાલ શાહ.

[ અનુસંધાન પૃ. ૬૫૪ને છેડે ]



૧. **માટીના ચૂલા**:—લેખક: શ્રી. કાન્તિલાલ હ. પરીખ; પ્રકાશક, લક્ષ્મીદાસ પુ. ગાંધી, જોરાવરનગર; પ્રાપ્તિસ્થાન: જીવન સાહિત્ય મંદિર, મુંબાઇ નં. ૨; ૧૯૪૬; પૃ. ૧૨૦+૮; પૂઠું કાર્ડ બોર્ડનું; કિં. ૧-૧૨-૦

આપણા સામાજિક જીવનમાં સામાન્ય થઇ પડેલા કેટલાક દિલચસ્પી પ્રસંગો રજૂ કરનારી પચીસ નાનકડી વાતો આ પુસ્તકમાં પ્રગટ થયેલી છે એને વાંચતાં વાચકને જાણે પોતાના જીવનનો જ એકાદો પ્રશ્ન રજૂ થયેલો જણાય તો નવાઇ નહિ

**આપણા સરદાર**:—લેખક, પુરાતન બુચ; પ્રકાશક: રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન: બાલગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ; ઇ. સ. ૧૯૪૬; પૃ. ૮૮; પૂઠું કાગળનું; કિં. રૂ. ૧-૦-૦

ગુજરાતના પનોતા પુત્ર અને લાડીલા સરદાર વલ્લભભાઇનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર મોટા અક્ષરોમાં ને બાલસુલભ શૈલીમાં આ પુસ્તકમાં આલેખાયું છે. એનું વાચન મોડું ભણેલાં ગોઠેને તેમજ બાલવર્ગને ખસુસ રૂચશે. —ના. નં.

**મહાસભાના મહારથીઓ**:—લેખક: શ્રી. મધુકર રાંદેરિયા; પ્રાપ્તિસ્થાન; જીવન સાહિત્ય મંદિર, કાલબાદેવી, મુંબઇ.

કાઉન કદનાં પૃષ્ઠ ૩૧૬+૧૬, દ્વિરંગી સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૫-૦-૦

આ પુસ્તક લેખકે આપણી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખો, સહકાર્યકરો તેમ જ એની લંબાણુ મજલમાં સાથ આપનારાઓનાં જીવનચરિત્રો આપવામાં આવેલાં છે.

પુસ્તકને ત્રણ ભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું છે. તે પૈકી પહેલા વિભાગમાં મહાસભા અંગે સક્રિય કાર્ય કરનારાઓ તથા તેના પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા પરદેશી સહયોગીઓનાં જીવનચરિત્રોનું સંક્ષિપ્ત નિરૂપણ કર્યું છે. બીજા વિભાગમાં પથપ્રદર્શક દીપજ્યોતિ સરખા મહાનુભાવોનાં ચરિત્રો આલેખ્યાં છે. આ સિવાય ત્રીજા વિભાગમાં, બાલગંગાધર તિલક, માનનીય વિઠ્ઠલભાઇ પટેલ, સરદદના ગાંધી, તેમજ રાજાજી અને ભૂલાભાઇ દેસાઇ સરખા મહાન રાજદ્વારીઓનાં જીવનચરિત્રો આપ્યાં છે.

રાષ્ટ્રીય ઉત્થાનના આજના સંક્રાન્તિકાળે. મહાસભાએ જે ઐતિહાસિક ભાગ ભજવ્યો છે તેની પાછળ પીઠબળરૂપે જે મહાન વ્યક્તિઓએ કામ કર્યું છે તેની સુરેખ માહિતી આ જીવનચરિત્રોમાંથી મળે તેમ છે. કિંમત જરા વધારે પડતી છે. આ પુસ્તક પુસ્તકાલયોમાં

**સુરતી રસથાળ**:—લેખિકા: સગુણાબહેન ભાનુસુખરામ મહેતા; પ્રકાશક આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૧૨, સચિત્ર કવર જેકેટ સહિત પૂઠું, મૂલ્ય રૂા. ૫—૦—૦

રસોઈના રસાયણશાસ્ત્રને લગતાં આપણે ત્યાં આ અગાઉ બહેનોએ લખેલાં પુસ્તકો જુદા જુદા પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. તેમાં આથી એક વધુ ઉમેરો થાય છે.

અગાઉ પ્રકટ થયેલાં પુસ્તકો તેમ જ આ પુસ્તકમાં આપેલી વિવિધ વાનીઓ તૈયાર કરવાને લગતી માહિતી સ્વાદ રસિકોને ઠીક આકર્ષે તેવી છે. આમ છતાં સ્વાદ સાથે સંયમ હોય તો તેથી ઓર મજા આવે છે. તદનુસાર આ પુસ્તકના શરૂ ભાગમાં ખોરાકનાં મૂળ તત્ત્વો અને ક્યારે કેમ કેવી રીતે કઈ વાનીનો ઉપયોગ કરવો તેની પ્રારંભિક માહિતી પણ આપી છે.

આ ઉપરાંત બીજી બધી મળીને ૪૪ ચીજો તૈયાર કરવાને લગતી વિગતો આમાં સંગ્રહાઈ છે. અન્નપૂર્ણા સરખો આ રસથાળ જમણ માટે પ્રખ્યાત સુરત શહેરનાં વતની એવાં એક પ્રૌઢ માતાએ આપ્યો છે. તેનો સુરુચિ અનુસાર ઉપયોગ કરવામાં આ પુસ્તક ઠીક માર્ગદર્શક થઈ પડશે.

એમાં આપેલાં માપ—તોલની પ્રથા આપણે ત્યાં ઓછી વપરાશમાં હોઈને એના કર્તા તે તૈયાર કરનારની હથોટીને વધુ યશ—અપયશ મળે છે એ પણ ધ્યાન રાખવા જેવી બીના છે. છતાં શાસ્ત્રીય રીતે વાનીઓ તૈયાર કરવામાં આ પુસ્તક સ્ત્રી—પુરુષ સૌને સરખું [illegible] નીવડશે.

**૫. બકોર પટેલ**—ભાગ ૨૧, ૨૨ ૨૩, ૨૪; લખનાર: હરિપ્રસાદ વ્યાસ; પ્રાપ્તિસ્થાન: ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો સુરત. ક્રાઉન આઠપેજી કદનાં પૃષ્ઠ અનુક્રમે ૨૧ મા ભાગમાં ૫૦, ૨૨ મા ભાગમાં ૫૪, ૨૩ મામાં ૫૮ અને ૨૪માં ૫૬. [illegible]દાં સચિત્ર પૂઠાં, મૂલ્ય દરેકનો રૂપિયો એક.

ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી પ્રકટ થયેલા "બકોર પટેલ"ના ભાગો બાળકોમાં હોંશે હોંશે વંચાય છે અને એમાંની હાસ્યરસભરી વાર્તાઓ બાળકો વાંચતાં થાકતાં જ નથી.

આ ૪ ભાગોમાં પણ એવી બકોર પટેલની હાસ્યરમૂજ અને ગમ્મતભરી વાર્તાઓ સચિત્ર અપાયેલ હોઈને બાળકોને આગલા ભાગોની જેમ જરૂર જ આકર્ષે તેમ છે.

પુસ્તકાલયોમાં આવતાં બાળકો માટે એમને ખરના સાહિત્ય સરખી આ વાર્તાઓ અવશ્ય વસાવી લેવાય. જે પણ પુસ્તકાલયોમાં એ ન હોય તેમને વસાવી લેવા અમારી ભલામણ.

**૬. વિદ્યાર્થી વાચનમાળા**—શ્રેણી ૭ મી—૧ થી ઋષભદેવ, ૨ ગોરક્ષનાથ, ૩ વીર કુણાલ, ૪ અકબર શાહ, ૫ મહામંત્રી મુંજાલ, ૬ કવિ દયારામ, ૭ શ્રી જયકૃષ્ણભાઈ, ૮ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, ૯ મહાવીર પ્રસાદ દ્વિવેદી, ૧૦ મહાકવિ નાનાલાલ, ૧૧ પ્રો. ગમમૂર્તિ, ૧૨ બાદશાહ ખાન, ૧૩ સોરઠી સંતો, ૧૪ નેપાળ, ૧૫ મહાબળેશ્વર, ૧૬ અમરનાથ, ૧૭ બદ્રી કેદારનાથ, ૧૮ કલકત્તા, ૧૯ પાટણ, ૨૦ અનુપમ કુંડલા. સંપાદક: ધીરજલાલ ટોકરશી શાહ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨—૦—૦.

વિદ્યાર્થી વાચનમાળાની અત્યાર અગાઉ ૧૦ શ્રેણીઓ પ્રસિદ્ધ થઇ છે તે પૈકીની આ સાતમી શ્રેણી છે.

આ શ્રેણીદ્વારા પ્રકટ થયેલ કિશોરોને પ્રેરણારૂપ નીવડે તેવાં જીવનચરિત્રો તેમ જ પ્રવાસવર્ણનો આપેલાં છે. પુસ્તકાલયમાં આવતાં કિશોર વાંચકોને માટે પુસ્તકાલયોમાં ન હોય તો તે અવશ્ય વસાવી લેવાય, તેમ જ અગાઉનાં હોય અને જીર્ણ થયાં હોય તો આ નવી આવૃત્તિ વસાવી લેવાય.

૭. **દેવદાસ**—મૂળ લેખકઃ શરદ્બાબુ; અનુવાદકોઃ "જયભિખ્ખુ" અને શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૪, સચિત્ર કવર જેકેટ સહિત પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦.

શરદ્બાબુ રચિત આ પુસ્તક, એના પરથી ઉતારવામાં આવેલ બોલપટને લીધે ગુર્જર જનતામાં ઠીક જાણીતું થયેલું છે. એનો ગુજરાતી અનુવાદ આ અગાઉ ઉપર્યુક્ત પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો થોડા વખતથી તે મળતું નહોતું. તે પછી આ એની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. જે પુસ્તકાલયોમાં એ ન હોય તેઓ સુખે વસાવી લે.

૮. **પુરાણની બાલવાતો**—લેખકઃ શ્રી જીવરામ જોષી; પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬+૮, ત્રિરંગી કવરચિત્ર સહિત આર્ટ બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૮–૦.

લેખકને બાલવાચનસુલભ શૈલી વરેલી છે અને એ શૈલીએ તેમણે લખેલી આપણાં પુરાણોમાંની ૫ કથાઓ આ પુસ્તકમાં આપી છે. આપણાં બાળકોને કાલ્પનિક વાતો કહેવા—વંચાવવાની પરિપાટીમાં આવાં પૌરાણિક આખ્યાનોવાળાં કથાનકો કહેવા વંચાવવામાં આવે તો તેમનામાં શુભ સંસ્કારોની સારી છાપ પડી ધર્મનીતિની પ્રેરણા તેમને મળે એ નિર્વિવાદ છે.

લેખકની હથોટી બાલવાચકોને અવશ્ય ગમી જાય તેવી છે.

## સામયિકો

૧. **પૂર્ણા**—તંત્રીઃ શ્રી. ર. પ. મહેતા; આનંદપુરા વડોદરા. વા. લવાજમ રૂા. ૫–૦–૦.

ઉપર્યુક્ત સામયિક આ અગાઉ પ્રકટ થતું હતું અને ત્યાર પછી એ બંધ પડેલું. એમાં આવતા વિચારવૈવિધ્યપૂર્ણ લેખોથી આપણા સાહિત્યજગતમાં એનું વિશિષ્ટ સ્થાન એણે પ્રાપ્ત કર્યું હતું. આજે હવે એ પુન પ્રકટ થવા માંડયું છે તેને અમે આવકારીએ છીએ.

"પૂર્ણા"ના તંત્રી પાસે સાહિત્યની રજૂઆતની વિશેષ દૃષ્ટિ હોઇને સાહિત્ય, રાજકારણ, અર્થકારણ વગેરેને લગતા અભ્યાસીઓના લેખો આપે છે. તેમાં પણ આપણા સાહિત્યને લગતા સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇના લેખો ગુર્જર સાહિત્યની ઠીક ઠીક સમીક્ષા આપી જાય છે. ઉપરાંત, તેઓશ્રીએ હવે લખવા માંડેલી એમની આત્મકથા તો ખાસ એક વિશિષ્ટ આકર્ષણરૂપ થઇ પડશે.

પુસ્તકાલયોમાં આ માસિક અવશ્ય આવકારપાત્ર છે.

૨. કલ્યાણઃ—( સંક્ષિપ્ત માર્કણ્ડેય બ્રહ્મ પુરાણાંક—હિંદી )—પ્રકાશકઃ ગીતા પ્રેસ—ગોરખપુર.

હિંદી ' કલ્યાણ ' માસિક દર વર્ષે એનો એક વિશિષ્ટ ધાર્મિક વિષય પર ખાસ અંક પ્રકટ કરે છે. આ વર્ષે એના દ્વારા માર્કન્ડેય બ્રહ્મ પુરાણાંક પ્રકટ કરવામાં આવ્યો છે. માર્કન્ડેય પુરાણના હિંદી અનુવાદનો આ વિશિષ્ટ અંક, સંખ્યાબંધ ત્રિરંગી તેમ જ એકરંગી ચિત્રો સહિત પ્રકટ કરવામાં આવ્યો છે.

પુરાણપ્રેમીઓને એ અવશ્ય ગમશે.

૩. ગીતાધર્મઃ—અધ્યાત્મરામાયણાંક—ભાગ ૩—પ્રકાશકઃ ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી વિનાયક, કાશી.

સ્વામીશ્રી વિદ્યાનંદજી દ્વારા સંચાલિત " ગીતાધર્મ " માસિક પણ દર વર્ષે ખાસ અંક પ્રસિદ્ધ કરે છે. તદનુસાર અગાઉ પ્રકટ કરાયેલા અધ્યાત્મરામાયણના ૨ ગુજરાતી ભાગો પછી આ ત્રીજો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. અધ્યાત્મજ્ઞાની જિજ્ઞાસુઓને એ ગમશે.

૪. સંસ્કાર—તંત્રીઃ શ્રી. ભાનુભાઇ વ્યાસ (સ્વપ્નસ્થ); આનંદ પ્રેસ; ભાવનગર. વાર્ષિક લવાજમઃ રૂ. ૮—૦—૦.

ઉપર્યુક્ત સામયિક ભાવનગરથી ગયા જાન્યુઆરી માસથી પ્રકટ થવા માંડયું છે. નીચલા થરના માનવીઓ અને શ્રમજીવીઓને લગતા સાહિત્ય વિષયક લેખો આ સામયિકમાં આપવામાં આવે છે. વિશિષ્ટ દષ્ટિબિંદુ ધરાવતા પ્રચારાત્મક આ પત્રમિત્રને અમે આવકારીએ છીએ.

મ. પ્ર. વ્યાસ.

---

[ અનુસંધાન પૃ. ૬૫૦નું ]

ઠરાવ ૭—આ પરિષદનું કામકાજ સફળ રીતે પાર ઉતારવા બદલ તથા પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી પુસ્તકાલયપ્રવૃત્તિને સાથ આપ્યો છે તે બદલ પ્રમુખ સા. નો આભાર માનવામાં આવે છે.

દ. મૂ.—હાથીભાઇ સો. પટેલ. અ. આ.—અંબાલાલ ના. શર્મા.

ઠરાવ ૮—પુસ્તકાલય પરિષદને પોતાને આંગણે આમંત્રી પરિષદમાં પધારેલા મહેમાનો અને પ્રતિનિધિઓનું જે સુંદર સ્વાગત કર્યું છે તે બદલ આ પરિષદ તમામ આગેવાનોનો, સ્વાગત પ્રમુખ શ્રી. વેલજીભાઇ પટેલનો તથા શાળાના શિક્ષક શ્રી. ડાહ્યાભાઇ પટેલ, શ્રી. જીભાઇ ભટ્ટ અને તમામ શિક્ષકોનો આ સભા આભાર માને છે.

દ. મૂ.—કરુણાશંકર મો. વ્યાસ. અ. આ.—શ્રી. છગનલાલ દ. વકીલ.

ઉપર પ્રમાણે પરિષદનું કામકાજ સફળ રીતે પાર પડયું હતું. સાથે પુસ્તકાલયના મકાન માટે લોકમદદ પણ પ્રાપ્ત કરી હતી, જેમાં સ્વાગત પ્રમુખ શ્રી. વેલજીભાઇએ રૂ. ૨૦૦૧) આપ્યા હતા.



## ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ **શ્રી. હેમચંદ્રાચાર્ય**—(બીજી આવૃત્તિ) લેખક: શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૨–૮–૦.

૨ **સૌરાષ્ટ્રની રસધાર**—ભાગ ૪ થો—સંપાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦.

૩ **સોરઠી બહારવટિયા**—ભાગ ૧ લો–સંપાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૦–૦.

૪ **બાલગણિત**—પુ. ૩ જું. લેખક: શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ; મૂલ્ય રૂા. ૦–૬–૦.

૫ **પિતાજીનો વનપ્રવેશ અને બીજી વાતો**—લેખક: શ્રી. પૂર્ણાનંદ મ. ભટ્ટ; મૂલ્ય રૂા. ૩–૦–૦.

૬ **એશિયાનું કલંક** (ચોથી આવૃત્તિ); લેખક: ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦.

૭ **દેવદાસ**—મૂળ લેખક: શ્રી. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદકો: 'જયભિખ્ખુ' તથા શ્રી. રતિલાલ દીપચંદ દેસાઇ; મૂલ્ય રૂા. ૨–૦–૦.

## જીવન સાહિત્ય મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૮ **બળતાં પાણી**—લેખક: શ્રી. પ્રશાંત; મૂલ્ય રૂા ૩–૪–૦

૯ **મીનાક્ષી**—અનુવાદક: શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૧–૧૨–૦

૧૦ **ચિરકુમાર સભા**– મૂળલેખક. શ્રી. રવીન્દ્રનાથ ટાગોર; અનુવાદક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪–૦–૦

## આર. આર. શેઠની કું. મુંબઇ તરફથી

૧૧ **સુરતી રસથાળ**—લેખિકા: શ્રી. સગુણાબહેન મહેતા; મૂલ્ય રૂા. ૫–૦–૦

૧૨ **માડીજાયો**—લેખક: શ્રી. ગોવિંદભાઇ અમીન; મૂલ્ય રૂા. ૨–૮–૦

## સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧૩ **શ્રીકૃષ્ણનું બાલદર્શન**—લેખક: શ્રી. રંગનાથ શંભુનાથ ઘારેખાન, મૂલ્ય રૂા. ૪–૦–૦

૧૪ **પુરાણની વાતો**—લેખક: શ્રી જીવરામ જોષી; મૂલ્ય રૂા. ૧–૮–૦.

૧૫ **મનમોજી રાજા**—લેખક: શ્રી જીવરામ જોષી; મૂલ્ય રૂા. ૧–૪–૦.

૧૬ **રા' નવઘણ**—લેખક અને સંપાદક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧–૮–૦

## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧૭ **કાગડાની નજરે**–લેખક. શ્રી. આશ્રમનો ઉલ્લુ; મૂલ્ય ૦–૮–૦.




## અમર રહો એ રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણી

તા. ૧૧મી માર્ચના દૈનિક વર્તમાનપત્રમાં એક આઘાતજનક સમાચાર વાંચ્યા: " પ્રસિદ્ધ રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણીનું હૃદય બંધ પડવાથી અવસાન નીપજ્યું છે."

હજી તો એમનું તાજું જ લખેલું " નર્મદાના તીરે તીરે " આગલે જ દિવસે વાંચ્યું હતું, અને એમાંની–નર્મદાના શ્રીસૌંદર્યની કાવ્ય-ભાવના હૃદયમાં ગુંજતી રહી હતી ત્યાં અચાનક આ સમાચાર!! પહેલું તો મન એ ખબર સાચી માનવા જ ના પાડતું હતું. પરંતુ સત્તાવાર પ્રસિદ્ધ થયેલા એ સમાચાર સાચા જ હતા.

ગુજરાતે અનેક કવિઓનાં કાવ્યપાન અનુભવ્યાં છે, પરંતુ અત્યારના કવિઓમાં શ્રી. મેઘાણીની તોલે આવે એવો એકેય લોકકવિ–જનતાનો કવિ-આપણે આંગણે તો નથી દેખાતો. એનું ભાવમાધુર્ય, એનું ભાષાપ્રભુત્વ અને એની વાણીની હૃદયંગમ અસરો શે ભૂલાય ! ! !

શ્રી. મેઘાણી અવસાન પામ્યા છે-એમનું સ્થૂલશરીર આજે નથી, છતાં એમની અમર સ્મૃતિ તો ગુર્જર જનતાના હૃદયમાં સદાયે અંકિત થયેલી રહેશે જ-આજે ગુર્જર સાક્ષરો કવિ નર્મદને યાદ કરે છે તેમ, ભાવિ જનતા પણ એણે આપેલ સાહિત્યસમૃદ્ધિ દ્વારા એને સદાય યાદ કર્યે જશે.

શ્રી મેઘાણીનું અવસાન થયું છે–છતાં લોકવૃંદમાં તો એ અમર જ છે.

અમર રહો શ્રી. મેઘાણી ! ! !

એઓશ્રીના જીવનની ટૂંક નોંધ આ નીચે આપી છે—

એમના અવસાનથી ગુજરાતે ગુજરાતી સાહિત્યે, એક તેજસ્વી સાહિત્યકાર, લોકસાહિત્યના પ્રખર અભ્યાસી અને સંશોધક એવા આ શારદાના પરમ ઉપાસકને ગુમાવ્યો છે. ગુજરાતનો એક ઘરદીવડો આમ અચાનક બૂઝાઈ ગયો છે.

અવસાન સમયે તેમની વય લગભગ ૪૭ વર્ષની હતી. અભ્યાસ પૂરો કરીને તેઓ કલકત્તાની એક એલ્યુમીનિયમ કંપનીમાં જોડાયા, પણ તેમનામાં રહેલી શક્તિ, શ્રી. અમૃતલાલ શેઠે પિછાની લીધી. શ્રી. અમૃતલાલ શેઠે ત્યારે - રાણપુરમાંથી 'સૌરાષ્ટ્ર' શરૂ કર્યું હતું.

તેઓ શ્રી. મેઘાણીને રાણપુર લઇ ગયા અને ત્યારથી શ્રી. મેઘાણીના જીવનમાં . એક નવો પલટો આવ્યો. તેમનામાં રહેલી શક્તિઓનો વિકાસ થતો ગયો. 'સૌરાષ્ટ્ર'નો ત્યારે જમાનો હતો. 'સૌરાષ્ટ્ર'ની ભાષાસમૃદ્ધિ અને તેની તેજસ્વિતાએ ગુજરાતી પત્રકારિત્વમાં નવી ભાત પાડી.

'સૌરાષ્ટ્ર'માંથી જ તેમને લોકસાહિત્યના સંશોધનમાં રસ લાગ્યો. અને ગામડે ગામડે સૌરાષ્ટ્રના ડુંગરે ડુંગરે પથરાયેલા લોકસાહિત્યનો તેમણે સંપર્ક સાધ્યો: એને એકત્ર કર્યું, એનું સંસ્કરણ કર્યું અને ગુજરાતી સાહિત્ય જેનાથી આજ પર્યંત અલિપ્ત રહ્યું હતું એવા સાહિત્યની નવી કેડીએ શ્રી. મેઘાણીએ પ્રયાણ કર્યું અને સમસ્ત જીવન જ તેમણે લોક-સાહિત્યને અર્પણ કર્યું.

અત્યાર સુધીમાં તેમણે લગભગ ૭૫ પુસ્તકો ગુજરાતી સાહિત્યને અર્પીને ગુજરાતની સાહિત્યવાટિકાને રસવંતી કરવામાં જબ્બર ફાળો આપ્યો છે. એમનાં આ પુસ્તકોમાં લોક-સાહિત્ય, નવલકથા, જીવનચરિત્રો અને લોકકાવ્યોનો સમાવેશ થાય છે.

ગુજરાતી દૈનિક અખબારોમાં સાહિત્યવિભાગ નિયમિત રીતે આપવાની શરૂઆત કરનાર શ્રી. મેઘાણી હતા. 'જન્મભૂમિ' એ શરૂઆતથી જ 'કલમ અને કિતાબ' વિભાગનું સંપાદન શ્રી. મેઘાણીને સુપ્રત કર્યું હતું. અને એ વિભાગે ગુજરાતી વાંચકોમાં અનોખું આકર્ષણ પેદા કર્યું હતું.

મુંબઇ યુનિવર્સિટીએ ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા અંગે વ્યાખ્યાનો આપવા માટે શ્રી. મેઘાણીને નોતર્યા હતા. અને શ્રી. મેઘાણીએ આપેલા વ્યાખ્યાનો ખૂબ જ અભ્યાસી હોઇને લોકાદર પામ્યા હતા.

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ રણજિતરામ સુવર્ણચંદ્રક સૌથી પહેલાં શ્રી. મેઘાણીને અર્પણ કર્યો હતો. અને હજી હમણાં જ તેમના 'માણસાઇના દિવા' માટે મહિડા પારિતોષક અર્પણ કરવાનો વિધિ વડોદરામાં થયો હતો.

પત્રકારત્વના ક્ષેત્રમાંથી બે વર્ષ પહેલાં તેઓ નિવૃત્ત થયા હતા. "સૌરાષ્ટ્ર" માંથી "ફૂલછાબ" બનેલા સાપ્તાહિકના કેટલાક સાથીદારો જ્યારે નિવૃત્ત થયા હતા. ત્યારે શ્રી. મેઘાણીએ 'નવા કલેવર ધરો હંસલાં'ના પ્રારંભિક કાવ્ય સાથે 'ફૂલછાબ'નું તંત્રી-પદ ધારણ કર્યું. એમના તંત્રીપદ નીચે 'ફૂલછાબ' વધુ વિકસ્યું, ફૂલ્યું અને ફાલ્યું. એણે નવો ચીલો સ્થાપિત કર્યો હતો. ૧૯૪૨ ના અમદાવાદના રમખાણ દરમ્યાન 'ફૂલછાબ'માં પ્રસિદ્ધ થયેલા 'મુખડાં ક્યા દેખો દર્પનમેં'ના કાર્ટુન માટે, અમદાવાદની અદાલતમાં તેમની સામે કેસ કરવામાં આવ્યો હતો. આ કેસે ભારે ચકચાર જગાવી હતી. શ્રી. મેઘાણીએ અદાલત સમક્ષ નિવેદન કરતાં જણાવ્યું હતું કે હું જીંદગીભર હિંદુ મુસ્લીમ એકતાનો ચાહક છું. મેં મારાં પુસ્તકોમાં પણ હિંદુ-મુસ્લીમ એકતાનો સંદેશ અપનાવ્યો છે.

અને અદાલતે શ્રી મેઘાણીને નિર્દોષ ઠરાવીને છોડી મૂકયા હતા. ૧૯૩૦ નો સત્યાગ્રહ જંગ: ત્યારે શ્રી. મેઘાણીએ આઝાદીના જંગને લક્ષીને, યુવાનોને ઉત્તેજન આપતાં ગીતો લખ્યાં. એમના બુલંદ કંઠે, એ ગીતો એમણે ગાયાં અને લોકહૈયાને તેઓ સ્પર્શી ગયાં ' રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે ' એ કાવ્યમાં, તેમણે, આપણી આઝાદીની તમન્નામાં શહિદ થયેલા ' કે અજાણ્યુ લાડીલા 'ની પ્રશસ્તિ ગાઇને, યુવાનોને આઝાદીનો નવસંદેશ આપ્યો છે.

એમણે આપણા રાષ્ટ્રધ્વજને પણ બિરદાવ્યો છે. . .

ઝંડા અજર અમર રહેજે, વધ વધ આકાશે જાજે.

અને ગુજરાતે શ્રી. મેઘાણીને રાષ્ટ્રીય શાયરનું બિરૂદ આપ્યું. ગુલામીની શૃંખલાઓ તોડવાનો દેશ જ્યારે ભગીરથ જંગ ખેલે છે ત્યારે તેના કવિઓ જંગથી વિમુખ રહી શકતા નથી. શ્રી., મેઘાણી પણ આપણા આઝાદી જંગથી વિમુખ રહી શકયા નહિ અને તેઓ કારાવાસી બન્યા.

ચાલ્યો જજે, તુજ લોમિયો ભગવાન છે બાપુ !

લંડન ગોળમેજીમાં હાજરી આપવાને હિંદના એકમાત્ર પ્રતિનિધિ તરીકે મહાત્માજી જ્યારે રવાના થતા હતા ત્યારે ચોમેર અંધકાર હતો વાતાવરણ શંકાનાં વાદળોથી ભર્યું હતું ત્યારે, બાપુને વિદાય આપતા આપતા રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણીએ આ કાવ્ય ગાયુ હતું.

' ફૂલછાબ ' માંથી નિવૃત્ત થયા પછી તેઓ બોટાદમાં બેસીને સાહિત્યપ્રવૃત્તિઓ કરી રહ્યા હતા. છેલ્લા તેઓ ઉર્મિ અને નવરચનાના તંત્રી તરીકે કાર્ય કરતા હતા અને અમદાવાદથી એકાદ સાપ્તાહિક શરૂ કરવાની તેમની યોજના હતી; પણ એ મુરાદ અમલી બને તે પહેલાં જ તેઓ અમર પંથના યાત્રી બનીને ચાલી નીકળ્યા.

એમનાં પ્રથમનાં પત્ની શ્રી. દમયંતિબ્હેનનું આકસ્મિક અવસાન નીપજ્યું હતું. તેમનાં બીજાં પત્ની ચિત્રાબ્હેન, પતિના વિયોગમાં આંસુ સારી રહ્યાં છે. તેઓ છેલ્લા કેટલાક વખતથી ચ્યંધીવાના દર્દથી પીડાતા હતા.

હજી હમણાં જ, શ્રી. ગુણવંતરાય આચાર્યને, રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત કરવા માટેનો સમારંભ અમદાવાદ શહેરમાં ગુજરાત સાહિત્ય સભા તરફથી ઉજવાયો હતો. આ પ્રસંગે શ્રી. મેઘાણી પણ વિવેચન કરનાર હતાં. પણ તેમનાં પત્નીની નાદુરસ્ત તબિયતના કારણે તેમને બોટાદ પાછા જવું પડયુ અને આજે તો, તેઓ આપણી વચ્ચે નથી. બહોળું કુટુંબ અને તેથી ય બ્હોળા વાચકવર્ગને આંસુ સારતો એ મૂકી ગયા છે.

' વિલોપન ' એ કદાચ એમની છેલ્લી પ્રસિદ્ધિ પામેલી કૃતિ હતી. દરમ્યાન નવાં પુસ્તકો તૈયાર થઇ રહ્યાં હતાં.

' મનુષ્ય ધારે છે કાંઇ ને પ્રભુ કરે છે કાંઇ ' એ મુજબ શ્રી. મેઘાણીનો નશ્વર દેહ નાશ પામ્યો છે.

પ્રભુ ! એમના આત્માને શાંતિ આપો, એવી અમારી પ્રાર્થના છે.

વરણામા પુસ્તકાલયના માજી મંત્રી

# સ્વ. શ્રી. શંકરભાઇ કાલીદાસ અમીન

વરણામા ( તા. વડોદરા) મિત્રમંડળ પુસ્તકાલયના માજી મંત્રી અને કેળવણી તથા જાહેર સેવાને લગતી પ્રવૃત્તિઓના મદદગાર કાર્યકર્તા શ્રી. શંકરભાઇ કાલીદાસ અમીનનું તા. ૬-૨-૪૭ ના રોજ ૫૯ વર્ષની વયે અવસાન થયું છે.



એઓશ્રીએ લગભગ દશ વર્ષ સુધી વરણામા પુસ્તકાલયના મંત્રી તરીકે સેવાકાર્ય કરી પુસ્તકાલયનું મકાન રૂા. સત્તર હજારનું બાંધવામાં અને તેનો ફાળો એકઠો કરવામાં ઘણો જ શ્રમ લીધો હતો.

એમનો સ્વભાવ ઘણો જ મળતાવડો હોઇ તેમણે આજુબાજુના પ્રદેશ અને આખા વડોદરા તાલુકામાં લોકપ્રીતિ મેળવેલી હતી.

એઓશ્રીના સ્મારકમા એમના પુત્ર શ્રી. જશભાઇ અમીન તથા ભત્રીજા શ્રી. ચિમનભાઇ હ. અમીન વગેરે કુટુંબીજનોએ વરણામા પુસ્તકાલય માટે રૂા. અઢીસો, શ્રી. વડોદરા ફતેસિંહરાવ અનાથાશ્રમ માટે રૂા અઢીસો તથા ગરીબ વિદ્યાર્થીઓને મદદ માટે રૂા. પાંચસો એક મળી રૂા ૧૦૦૧) એક હજાર એકનું ટ્રસ્ટ ફંડ કર્યું છે.

## રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાન

દર વર્ષે ગુજરાત સાહિત્ય સભા તરફથી અપાતા સાહિત્યપારિતોષિક-રણજિતરામ સુવર્ણચંદ્રક-આ વર્ષે શ્રી. ગુણવંતરાય આચાર્યને અર્પણ કરવામાં આવ્યો છે. એ પાત્ર વ્યકિતની યોગ્ય કદરરૂપ લેખાશે. શ્રી આચાર્ય આપણા સાહિત્યના એક સિદ્ધહસ્ત લેખક હોઇ એમની તેજસ્વી શૈલીએ લખાયેલી નવલકથાઓ અને નવલિકાઓ તેમ જ પત્રકાર-સાહિત્ય આપણે ત્યાં ઠીક ઠીક વંચાયું છે. એમણે વિવિધ વિષયનાં ઠીક ઠીક પુસ્તકો આપ્યાં છે. તેમાં પણ સાગરસાહિત્ય તો ખાસ કરીને એમના તરફથી જ મળ્યું છે. આવા એક લેખકની ગુજરાત સભાએ કરેલી કદર ધન્યવાદને પાત્ર છે. એ જ પ્રમાણે દર વર્ષે, આવા સુયોગ્ય સિદ્ધહસ્ત લેખકોને આ પારિતોષિક અર્પણ થતા રહે એ ઇચ્છનીય છે.

અંતે અમે શ્રી. આચાર્યને તેમની આ કદર માટે અભિનંદન અર્પણ કરીએ છીએ.

## " નવચેતન "નો રજત મહોત્સવ

એપ્રિલ ૧૯૪૭ નો " નવચેતન "નો અંક, પચીસમો વર્ષપ્રવેશ અંક હોઇને કલકત્તાના " નવચેતન "પ્રેમીઓ તરફથી એનો વિશિષ્ટ અંક પ્રકટ કરવાની તૈયારીઓ ચાલે છે તેને અમે આવકારીએ છીએ.

" નવચેતન " આપણાં અત્યારનાં સામયિકોમાં વિશિષ્ટ સ્થાન ધરાવતું સામયિક છે. એના સંપાદક શ્રી. ચાંપશીભાઇએ ૨૫-૨૫ વર્ષો થયાં એની પાછળ જે જર અને જહેમતનો વ્યય કર્યો છે તેનો ઇતિહાસ તો એ ખાસ અંક જ આપણને કહી જશે.-છતાં, "નવચેતન"-ના સંપાદનમાં જે એક લાક્ષણિકતા છે તે આપણાં ઘણાં માસિકોમાં નથી. એના સંપાદક પાસે એક વિશિષ્ટ સાહિત્યદૃષ્ટિ છે અને એને અનુરૂપ આમજનતા તેમ જ વિચારક વર્ગને પણ ગમી જાય તેવું સાહિત્ય એના દ્વારા પીરસાય છે.

એક માસિક માટે પચીસ વર્ષનું આયુષ્ય એ આપણે ત્યાં તો દીર્ઘાયુષ્યની નિશાની-રૂપ લેખી શકાય. એવા પચીસ વર્ષની વયે પહોંચતા આ સામયિકકારને અમારાં અભિનંદન.

મ. પ્ર. વ્યાસ.

## વ. રા. પુ. મંડળ

હજી સમય છેઃ—મે માસમાં લેવા° ઠરેલી પ્રમાણપત્ર માટેની પરીક્ષા માટે ઉમેદવારી નોંધાવી દઈ તૈયારી કરવાને હજી પણ પૂરતો સમય છે. ઇચ્છુક ઉમેદવારો હજી પણ સત્વરે તેમ કરી દે.

## શિષ્ટવાચનની પરીક્ષા

રાજ્ય પુસ્તકાલય મંડળ તરફે લેવાની ૨૫ મી શિષ્ટવાચનની પરીક્ષા સંબંધમાં ચાલુ અંકમાં અન્યત્ર છપાયલી જાહેરાત તરફ શિષ્ટવાચનરસિક ભાઈ-બહેનોનું ધ્યાન ખેંચી એને માટે પોતાની ઉમેદવારી ઝટપટ નોંધાવી દેવાની હાકલ કરીએ છીએ.

—કામરેજ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી યોજાયલી 'ગ્રામગોષ્ઠિ' પુસ્તકની પરીક્ષા જાનેવારી માસની ૧૫ મી તારીખે લેવાઇ ગઇ છે.

પુસ્તકાલય પર્વણીઃ—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલા અહેવાલો ઉપરાંત નીચેનાં સ્થળો-એ પર્વણીઉત્સવ રાબેતા મુજબના કાર્યક્રમે ઉજવાયો હોવાના અહેવાલો મળ્યા છે.—

(૧) સિદ્ધપુર સાર્વ. પુ., (૨) સઠુંથળા તા. ચાણસ્મા, (૩) બ્રાહ્મણવાડા, તા. ચાણસ્મા નં. ૨-૩ ના સ્થળે મહાશિવરાત્રિને દિવસે ઉત્સવ ઉજવાયો હતો.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩ / ૧૯૪૬-૪૭

### શિષ્ટવાચનની ૨૫મી પરીક્ષા

શિષ્ટવાચનની ૨૫ મી પરીક્ષા સન ૧૯૪૭ ના જુન માસની ૨૨મી તારીખ ને રવિવારે સવારના ૭॥ થી ૧૦ ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે પુ. સ. સ. મં. લિ. તરફથી સ્વ. શ્રી. મો. ન. અમીન સ્મારકમાળાના પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલું 'દીનબંધુ એણ્ડ્રુઝ' એ પુસ્તક મુકરર કરવામાં આવ્યું છે. એ પુસ્તકની એકેક પ્રત તો વડોદરા રાજ્યનાં ઘણાં ખરાં પુસ્તકાલયોમાં હોવાનો સંભવ છે. છતાં જે પુસ્તકાલયોમાં એ ન હોય વા જેમને વધારે નકલોની જરૂર હોય તેમણે ચાલુ વર્ષના બજેટમાંથી વહેલામાં વહેલી તકે ટપાલ રસ્તે વા કોઇ આવતા જતા સાથે મેળવી લેવી. રૂ. ૨-૦-૦ ની કિંમતે એ પુસ્તકની નકલો પુ સ. સ. મંડળ લિ. માંથી મળી શકશે.

મહાલ પુસ્તકાલય મંડળોના વ્યવસ્થાપકોને તેમ જ પુસ્તકાલય સંસ્થાઓના ઉત્સાહી મંત્રી ભાઇઓને આ સંબંધમાં ઘટતો પ્રચાર કરવાની, તેમ જ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલનાં ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ અદા કરવાની ભલામણ કરવામાં આવે છે. પરીક્ષા મજકુરના કામે ખરીદાતા આ પુસ્તકની નકલોનો ખર્ચ મહાલ પુ. મંડળના હિસાબમાં બેલાશક પાડી શકાશે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉંમર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૦-૬-૪૭ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટવાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઇબ્હેનો તો આ જાહેરાત વાંચતાં બરાબર તેમ કરી દે અને બીજાંઓને તેમ કરવા પ્રેરે એમ ઇચ્છીએ છીએ.

જન્મે અગ્રેજ અને ધંધે ધર્મપ્રચારક એવા એણ્ડ્રુઝ સાહેબ ભારતને પોતાના જીવનનું કાર્યક્ષેત્ર બનાવીને દીનદુઃખિયાની સેવા કાજે પોતાની જાતને કેવી ઘસી નાખી હતી, તથા ભારતની આઝાદીની ઝુંબેશમાં પણ કેવો સક્રિય ભાગ ભજવ્યો હતો તેનો ખ્યાલ મેળવવા સારુ આ પ્રેરક જીવનચરિત્રનો ખૂબ બહોળો પ્રચાર થાય એ ખાસ ઇચ્છવાજોગ છે.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડીઆમાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદ્દત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની ખાસ ભલામણ છે.

ઇનામઃ—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫) રૂ. ૪) રૂ. ૩) રૂ. ૨)નું તથા નં. ૫ થી નં. ૨૦ સુધીનાં દરેકને રૂ. ૧)નું ઇનામ

અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રી-ઉમેદવારો પૈકી પ્રથમ આવતાં ૧૦ ને તેમજ વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારી વર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂ ૦ાા-નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સમવડ રહેશે.

C/o સેન્ટ્રલ લાઇબ્રેરી,
વડોદરા,
તા. ૨-૩-૪૭

રામભાઈ કા. પટેલ
મંત્રી,
વ. રા. પુ. મંડળ.

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમ જ માનદ મહાન પ્રચારકોએ માહે જાનેવારી-ફેબ્રુઆરી માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે.

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે ફેબ્રુઆરીમાં-કરજણ મહાલનાં**—(૧) મેસરાડ, (૨) તેગવા, (૩) આસનેરા, (૪) સાંપા, (૫) માગરોળ, (૬) અટાલી, (૭) ઓસરામ; **ભાદરણ મહાલનાં**—(૮) ભભીરા, (૯) પીપળી, (૧૦) કીંખલોડ, (૧૧) શેરડી, (૧૨) લાલપુરા, (૧૩) કોસીન્દ્રા, (૧૪) જોશીકુઆ, (૧૫) વાલવોડ, (૧૬) રીસવા, (૧૭) ઝારોળા, (૧૮) વાસણા, (૧૯) વટાદરા, (૨૦) ભુવેલ, (૨૧) જખુંધ, (૨૨) દીંબા, (૩) પીપળોઇ, (૨૪) કાણીસા. કામગીરી દિન ૨૧.

**૨. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક શ્રી. રામશંકર મોહનલાલ જાનીએ માહે ઓક્ટોબર '૪૬ તથા જાનેવારી '૪૭ માં**—(૧) સડુથલા, (૨) મોટપ, (૩) રણેલા, (૪) જેતપુર, (૫) કનોડા (૬) સુણસર

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. નં. ચોકસી
સહમંત્રી,
રા. પુ. મંડળ.

# સામયિક સૌરભ

## કેટલાક ઐતિહાસિક-પ્રસંગો

બિસ્માર્ક યુવાન વયે કાઉન્ટ થન નામે સુબાની મુલાકાતે આવ્યો. સુબાએ બેસવાનું ન કહ્યું. ને સિગાર ફૂંકતા જ રહ્યા. બિસ્માર્કે ટેબલ ઉપરથી સિગારબોક્સ ઉઠાવી તેમાંથી ખેંચી કાઢતાં કહ્યું:

' નામદાર, જરા દીવાસળી આપશો ? '

નામદાર ના ન પાડી શકયા. બિસ્માર્ક સિગાર સળગાવીને ખુરશીમાં લાંબો થઇને લાગ્યો.

***

બર્લિનની પોલિસે બિસ્માર્કને જણાવ્યું કે અમુક યુવાન બળવાખોરને પકડવો જોઇએ.

" હોય, યુવાની ગાંડપણ છે. સુધરવાની તક આપવી જોઇએ. " બિસ્માર્કે કહ્યું.

ખાનગી વેશ લઇ બળવાખોરને ત્યાં એ ગયો. એને પૈસા આપી કહ્યું: " ભાગી જા, નહિતર પોલિસ વધારે કાર્યશીલ ગણાશે—રાજનીતિજ્ઞ કરતાં. " બળવાખોર ન પકડાયો.

***

એક સ્વીડીશ યુવતી થોડાક દિવસ બર્લિન આવી ત્યારે તેના પિતાએ તેને પિત્રાઇના મેમાન બનવાનું કહ્યું: ને પિત્રાઇને પત્ર લખ્યો.

પિત્રાઇ પરીક્ષાના વાચનમાં હોઇ એ કામ બિસ્માર્કને સોંપ્યું. બિસ્માર્કે આનંદથી ત્રણે દિવસ વીતાવ્યા. વિદાય થતાં કહ્યું: " હું તો તેનો મિત્ર છું. "

—પછી તો એ પ્રિન્સ થયો. સ્વીડીશ યુવતી મુલાકાતે આવી ત્યારે ' જીવનની શી શી દશાઓ ? તમારી સાથે હતો ત્યારે કવિ બની ગયેલો ને થોડાંક કાવ્યો લખ્યાં, પણ પછી તો લોખંડી રાજનીતિજ્ઞ ! "

***

પ્રિન્સ બિસ્માર્કને નાનપણમાં બ્રિટિશ ધ્વજ નીચે હિંદમાં નોકરી થઇ. લશ્કરી કામ કર્યું, પણ પછી વિચાર્યું: ' હિંદીઓએ મારું શું બગાડ્યું છે ? ' એણે નોકરી મૂકી દીધી.

***

રોઝ નામનો ઇટાલિયન સૂક્ષ્મ ને મૌલિક કવિ. પણ કાવ્યની કોઇ કદર ન કરે. પ્રકાશકને આપ્યું. પણ પ્રકાશકે કહ્યું: ' પ્રજાપ્રિય નહિ થાય. '

છતાં તેણે બાયરનના અભિપ્રાય ખાતર તે સમયે વેનીસમાં બાયરનને મોકલાવી આપ્યું.

બાયરને લખ્યું: 'રોઝનાં કાવ્યોની મધુર અને માદક સ્મૃતિ દૂર કરવાને ખાતર હવે મારે પણ એ જ ઢબે કંઈક લખવું પડશે.'

—ચપોચપ બધી નકલો ઉપડી ગઈ !

***

ઈંગ્લાંડના ચાર્લ્સ બીજા રાજાને કેટલાક મિત્રો સાથે ગમ્મતમાં-આનંદી જોઈ એક મિત્રે પ્રસંગ જોઈ માંગણી મૂકી. ચાર્લ્સે જવાબ આપ્યો: 'ઓહ, તે માટે તમારે તમારા રાજાને વિનંતિ કરવી જોઈએ !'

***

એક પ્રસંગે શાલીવાહને પોતાના સેનાપતિને પૂછ્યું: "મથુરા પર વિજય મેળવ્યાના સમાચાર તમે મને કેટલા સમયમાં પહોંચાડી શકો ?"

"દેવ," સેનાપતિએ પ્રાણવાન શબ્દોમાં કહ્યું: "છ મહિનામાં."

—પણ પછી સેનાપતિને યાદ આવ્યું કે, હિંદમાં મથુરા તો બે છે. એક ઉત્તર મથુરા, બીજું દક્ષિણ મથુરા.

શાલીવાહન એમાં કયું મથુરા જીતવા માગે છે તેનો તેણે ખુલાસો કર્યો જ નથી, પણ નૃપતિને ખુલાસો પૂછવો એ વિનય-ભંગ ગણાય. એટલે સેનાપતિએ પોતાની સેનાના બે સરખા ભાગ પાડી નાખ્યા ને એકને ઉત્તર બાજુ ને બીજીને દક્ષિણ બાજુ રવાના કરી. ને સેનાપતિએ પ્રતિષ્ઠાનમાં બેઠાં બેઠાં બંને સેનાઓને એવી કુશળ દોરવણી આપી કે છ મહિનામાં બંને મથુરા પર શાલીવાહનનો ધ્વજ ફરકવા લાગ્યો.

***

બ્રિટનપતિ જેમ્સ પહેલાની માતાએ જેમ્સને જન્મ આપ્યો ત્યારે પોતાના મંત્રી ડેવીડ રીઝીઓનું તરવારથી થતું ખૂન નજરે નિહાળીને એટલી ગભરાઈ ગયેલી કે તેના પુત્ર પર એ સંસ્કાર કાયમ રહ્યા. તે ખુલ્લી તરવાર આગળ નજર જ ન માંડતો. નાઈટોને તલવાર બાંધતાં મોં પાછળ રાખતો.

***

લાલ ખમીસ પહેલાં લોહીના ડાઘા મટાડવાને કસાઈખાનામાં વપરાતાં, પણ દક્ષિણ આફ્રિકામાં મોન્ટીવીડીયન સરકારે ગેરીબાલ્ડીને પોતાના સૈન્ય માટે તેવાં ખમીસોનો જથ્થો સોંપ્યો, ત્યારથી Red shirts-લાલ ફોજનો જન્મ થયો.

***

પોતાની આખી સેનાને સહીસલામતીપૂર્વક ગંગા નદી ઓળંગાવ્યા પછી, ૮૧ વર્ષનો વૃદ્ધ રાજા કુંવરસિંહ પોતે પણ તે નદી પાર કરી જવાને છેલ્લી હોડીમાં બેઠો. પણ પાછળથી આવી પહોંચેલ અંગ્રેજ સેનાએ હોડી પર ગોળીનો મારો ચલાવ્યો. કુંવરસિંહના જમણા હાથમાં ગોળી લાગી. વૃદ્ધ રાજાએ તરત જ ઝેર ચડતું અટકાવવા જમણો હાથ કાપીને નદીમાં ફેંકી દીધો ને ડાબા હાથથી લોહી ઝરતા જમણા અંગ પર પાટો બાંધતાં તેણે શાંતિથી ગંગા ઓળંગી.

('ગુજરાતી' તા. ૯ મી ફેબ્રુઆરી '૪૭ ના અંકમાંથી.)

પડે છે. જેમ પવિત્ર સ્થાનમાં જઈએ તો તેનો મહિમા અને મહત્તા યાદ આવે છે, તેમ બાળક કંઈ જુએ એટલે તેનું આંતરમન કામ કરે, કલ્પના ઇન્દ્રિયો વગેરે કામ કરે—જો કે આ બધી વાત અહીં બેઠેલાં માબાપો નહિ સમજે, કેમકે એ વાત શિક્ષકોની છે. પણ મેડમની આ બધી પ્રવૃત્તિઓનું પરિણામ શ્રમજીવન જ છે.

## ભીંસાતો શિક્ષક

શિક્ષકોને માટે કહું તો આપણે ત્યાં મુશ્કેલી એ છે, કે તે બિચારો ત્રણ પ્રકારની ભીંસો વચ્ચે ભીંસાઈ રહ્યો છે. એક તો આપણી પોતાની લીધેલી કેળવણીની ભીંસ, બીજી મેડમ મોન્ટેસોરીના નવા વિચારોની અને ત્રીજી ગાંધી બાપાના ખ્યાલોની. આ ત્રણ ભીંસ વચ્ચે શિક્ષક ચગદાઈ રહ્યો છે. તે મુંઝાય છે કે આ ત્રણમાં શું અને કોણ સાચું ? આ ભીંસ આપણને બધાને છે. એને પરિણામે બને છે એવું કે જેમ હું પોતે એક ચોરસ પ્યાલારૂપ હોઉં અને પછી મારામાં જે પ્રવાહી રેડાય તે ચોરસ જ રૂપ પકડે, તેમ આપણા મગજ, બુદ્ધિ અને સમજના જે પૂર્વરંગો હોય તેના મુજબ એ ઘાટ દેખાય છે. આપણાં બાલમંદિરોમાં જે ઉણપ દેખાય છે તે આ છે. બીજી એક મૂંઝવણ કે બાળકને બાલમંદિરમાંથી પાછું પહેલી ચોપડીમાં અભ્યાસની રીતે બેસું કરવાનું છે. માબાપો એ ઇચ્છે છે એટલે કરવું જ પડે. ઉપરાંત અમદાવાદ શહેર હોય તો ! ત્યાં તો કહે છે કે ગાંધીજીનું જોર, માટે ખાદી અને ત્રીજી બાજુ મેડમ મોન્ટેસોરીનાં એપેરેટસ ( સાધન ); આ ત્રણ મૂંઝવણ આપની સામે છે. મને પોતાને એમ લાગે છે કે આપણને આ બધામાં જે વિરોધાભાસ અને અસંગતી દેખાય છે તે ખરેખરાં નથી. પણ એક વાત છેઃ હું પોતે મારા મનથી મને ગાંધીજીને અનુસરનારો માનું છું. તેથી મને જાણ્યે અજાણ્યે મેડમ મોન્ટેસોરીનાં સાધનોનો ઠઠારો નથી ગમતો. આની પાછળ કારણ હોય કે નહિ, પણ મને પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. મને એ સાધનો આપણા દેશને માટે નથી લાગતાં. એ પૂર્વગ્રહ પાછળ કદાચ આ પરદેશી પદ્ધતિ છે અને પરદેશી તો ન જ ખપે એ કારણે પણ હોય. ઘણા વરસ પહેલાં એક સૂચના સાધનોના માટે થએલ કે મોન્ટેસોરીનાં સાધનોને બદલે ચુલા મારફત તાલીમ આપવી. કદાચ તે દિવસે પણ એ અભિપ્રાય બંધાયો હોય. રાષ્ટ્રવાદનો જુવાળ આવે ત્યારે શાસ્ત્રીયતા ખંડિત પણ બને. મનુષ્યસ્વભાવના એ ગુણોથી હું પર ન હોઉં તેથી પરદેશી મારે નથી જોઈતું એમ નક્કી કર્યું હોય. પછી દુરાગ્રહી ન લાગીએ એટલે તેવી ખામીઓ શોધી કાઢીએ. બીજી એક વાત પણ છેઃ—

## ગાંધી ફિલસૂફી

મેડમનાં સાધનો સ્વીકારવાં જોઈએ એમ હું માનું છું, પણ તે સાધનો એવાં છે કે જે દરેકને સાંકળી લે છે. એવું ' કેન્દ્રીકરણ ' એમાં છે. હું માનું છું કે એ આપણા દેશની વિરુદ્ધ છે—ગાંધી ફિલસૂફી અનુસાર તમારાં બધાં ઉત્પાદનો ' વિકેન્દ્રીકરણ 'ને ધોરણે કરો. એ જ કારણે તો ગાંધીજીએ ચરખા સંઘ જેવાને પણ વીંખી નાખ્યો. ખાદી જે પહેરવા માગે તે જાતે જ બનાવે. કેમકે ખાદી એ જીવન છે.

## વૈયક્તિ વિકાસ

ખાદી એ કપડાનો માત્ર ટુકડો નથી.

શ્રી. તારાબેન ગાંધીજીની સાથે આ બાબતમાં વાતચીત કરવા ગયેલાં અને મેં

મોન્ટેસોરી પણ આવો જ અહિંસક સમાજ રચવા માગે છે. આ બેને જો આપણે સમજીએ તો ત્રીજી વસ્તુ આપોઆપ સમજાઈ જશે.

### કલાનો ટુકડો

ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામોદ્યોગ, નવી તાલીમ એ બધાં જેમ ગાંધીજીના રચનાત્મક કામનાં અંગો છે, તેમ બાળકેળવણી પણ રચનાત્મક કામનું એક અંગ છે. મેં એક વખત મારા મિત્રોને કહ્યું હતું જે આજે ફરીવાર કહું છું કે ગાંધીજીનું રચનાત્મક કામ એ કલાનો એક ટુકડો છે. એ આખુંય એક કલાત્મક સર્જન છે. તેના તમે ટુકડા નહિ પાડી શકો. એમ નહિ વિચારાય કે નવી તાલીમમાં માને છે, પણ ખાદીમાં નહિ. જેમ શરીરમાંથી એક અંગ કાઢી લ્યો તો તે બેડોળ બને, તેમ બાળકેળવણીને જો એક રચનાત્મક કામ માનતા હોઈએ તો અનિવાર્ય રીતે ગાંધીજીની બીજી રચનાત્મક પ્રવૃત્તિઓ પણ તેના પેટામાં આવી જવી જોઈએ. તેમ ન બને તો કંઈક ભૂલ છે–કંઈક બેડોળ છે.

### શ્રમજીવનની મહત્તા

ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિનો પાયો ક્યાં છે? હું સમજ્યો છું એ પ્રમાણે ગાંધીજીએ રચનાત્મક કામના પાયામાં શ્રમજીવનની મહત્તા મૂકી છે. આજની પ્રજા અને માનવકલહનું મૂળ એમણે ત્યાં જોયું છે. શ્રમજીવનની મહત્તા ન સ્થપાય ત્યાં સુધી સમાજ અહિંસક ન બને. આજે હજુ સમજણપૂર્વકનું શ્રમજીવન નથી. જેણે સ્વીકાર્યું છે તે પણ વેઠ ઉતારવા પૂરતુ જ. છોડવું છે તો રાજી થાય એમ સૌ ઇચ્છે છે. આપણે ત્યાં આજે બે વર્ગો છેઃ ગુલામો અને એશઆરામીઓ. એનો અર્થ એ થયો કે એકે બીજાની પાસે શ્રમજીવનને સ્થાન આપ્યું. વહેવારથી તેની પ્રતિષ્ઠા ચાલી ગઈ. દરેક ઉત્પાદકે મહેનતની પ્રતિષ્ઠા સ્વીકારી લેવી જોઈએ, પણ અહીં એ વાત પર વધુ નહિ ઊતરું. શ્રમજીવનની પ્રતિષ્ઠા સ્વીકારી એટલે શ્રમજીવન આવ્યું–શિક્ષકના જીવનમાં પણ તે આવ્યું.

### બાળકનું મહત્ત્વ

કોઈ પૂછે છે કે તમે બાલવાડીમાં આ ખાદીનું લફરું ક્યાં ઘાલો છો? હું કહું છું કે ભાઈ! એ લફરું નથી. શરીરધારીને માટે જેમ શ્વાસોચ્છ્વાસ લફરું નથી, તેમ ગાંધીજીની વિચારસરણીએ ખાદી લફરું નથી. મેડમ મોન્ટેસોરીએ ભલે ગાંધીજીના જેટલા સ્પષ્ટ શબ્દોમાં શ્રમજીવનની વાત ન કરી હોય, છતાં તેમણે એક વસ્તુ કહી છે, કે બાળક એ શ્રમજીવનની પ્રતિષ્ઠા સ્થાપનાર છે. વિચાર તો કરો કે આખા દિવસમાં બાળક ઘરમાં ને ઘરમાં પણ કેટલું બધું ચાલે છે! કેટકેટલી આંગળીઓ કરે છે! કારણ કે તે જગતને પોતાની દૃષ્ટિથી જોવા માગે છે. માણસ પશુથી જુદો ક્યાં પડે છે? અંગુઠાથી અંગુઠો મળ્યો ત્યારથી માણસ એ પશુથી જુદો પડ્યો છે. એ અંગુઠો અને ઇન્દ્રિયોનું મહત્ત્વ ઘણું છે. એ વાતને મેડમે મહત્ત્વ આપ્યું છે. બાળક સૌંદર્ય જુએ છે, બાળક રૂપ જુએ છે, બાળક રંગ જુએ છે, બાળક નામ બોલે છે. એ બધી ક્રિયાઓમાં તેની દૃષ્ટિ કેળવાય છે. એ કેળવણીની રીતનાં સાધનો મેડમે શોધ્યાં છે.

### બાળકનું આંતરમન

તમને અનુભવ હશે, કે કોઈક વખત કોઈ અમુક ચીજ જોતાં માણસને પ્રત્યાઘાત

પડે છે. જેમ પવિત્ર સ્થાનમાં જઈએ તો તેનો મહિમા અને મહત્તા યાદ આવે છે, તેમ બાળક કંઈ જુએ એટલે તેનું આંતરમન કામ કરે, કલ્પના ઇન્દ્રિયો વગેરે કામ કરે–જો કે આ બધી વાત અહીં બેઠેલાં માબાપો નહિ સમજે, કેમકે એ વાત શિક્ષકોની છે. પણ મેડમની આ બધી પ્રવૃત્તિઓનું પરિણામ શ્રમજીવન જ છે.

## ભીંસાતો શિક્ષક

શિક્ષકોને-માટે કહું તો આપણે ત્યાં મુશ્કેલી એ છે, કે તે બિચારો ત્રણ પ્રકારની ભીંસો વચ્ચે ભીંસાઈ રહ્યો છે. એક તો આપણી પોતાની લીધેલી કેળવણીની ભીંસ, બીજી મેડમ મોન્ટેસોરીના નવા વિચારોની અને ત્રીજી ગાંધી બાપાના ખ્યાલોની. આ ત્રણ ભીંસ વચ્ચે શિક્ષક ચગદાઈ રહ્યો છે. તે મુંઝાય છે કે આ ત્રણમાં શું અને કોણ સાચું ? આ ભીંસ આપણને બધાને છે. એને પરિણામે બને છે એવું કે જેમ હું પોતે એક ચોરસ પ્યાલારૂપ હોઉં અને પછી મારામાં જે પ્રવાહી રેડાય તે ચોરસ જ રૂપ પકડે, તેમ આપણા મગજ, બુદ્ધિ અને સમજના જે પૂર્વરંગો હોય તેના મુજબ એ ઘાટ દેખાય છે. આપણાં બાલમંદિરોમાં જે ઉણપ દેખાય છે તે આ છે. બીજી એક મૂંઝવણ કે બાળકને બાલમંદિરમાંથી પાછું પહેલી ચોપડીમાં અભ્યાસની રીતે મેળું કરવાનું છે. માબાપો એ ઇચ્છે છે એટલે કરવું જ પડે. ઉપરાંત અમદાવાદ શહેર હોય તો ? ત્યાં તો કહે છે કે ગાંધીજીનું જોર, માટે ખાદી અને ત્રીજી બાજુ મેડમ મોન્ટેસોરીનાં એપેરેટસ ( સાધન ); આ ત્રણ મૂંઝવણ આપની સામે છે. મને પોતાને એમ લાગે છે કે આપણને આ બધામાં જે વિરોધાભાસ અને અસંગતી દેખાય છે તે ખરેખરાં નથી. પણ એક વાત છેઃ હું પોતે મારા મનથી મને ગાંધીજીને અનુસરનારો માનું છું. તેથી મને જાણ્યે અજાણ્યે મેડમ મોન્ટેસોરીનાં સાધનોનો ઠઠારો નથી ગમતો. આની પાછળ કારણ હોય કે નહિ, પણ મને પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. મને એ સાધનો આપણા દેશને માટે નથી લાગતાં. એ પૂર્વગ્રહ પાછળ કદાચ આ પરદેશી પદ્ધતિ છે અને પરદેશી તો ન જ ખપે એ કારણે પણ હોય. ઘણા વરસ પહેલાં એક સૂચના સાધનોના માટે થએલ કે મોન્ટેસોરીનાં સાધનોને બદલે ચુલા મારફત તાલીમ આપવી. કદાચ તે દિવસે પણ એ અભિપ્રાય બંધાયો હોય. રાષ્ટ્રવાદનો જુવાળ આવે ત્યારે શાસ્ત્રીયતા ખંડિત પણ બને. મનુષ્યસ્વભાવના એ ગુણોથી હું પર ન હોઉં તેથી પરદેશી મારે નથી જોઈતું એમ નક્કી કર્યું હોય. પછી દુરાગ્રહી ન લાગીએ એટલે તેની ખામીઓ શોધી કાઢીએ. બીજી એક વાત પણ છેઃ—

## ગાંધી ફિલસૂફી

મેડમનાં સાધનો સ્વીકારવાં જોઈએ એમ હું માનું છું, પણ તે સાધનો એવાં છે કે જે દરેકને સાંકળી લે છે. એવું ' કેન્દ્રીકરણ ' એમાં છે. હું માનું છું કે એ આપણા દેશની વિરુદ્ધ છે—ગાંધી ફિલસૂફી અનુસાર તમારાં બધાં ઉત્પાદનો ' વિકેન્દ્રીકરણ 'ને પોષણ કરો. એ જ કારણે તો ગાંધીજીએ ચરખા સંઘ જેવાને પણ વીંખી નાખ્યો. ખાદી જે પહેરવા માગે તે જાતે જ બનાવે. કેમકે ખાદી એ જીવન છે.

## વૈયક્તિ વિકાસ

ખાદી એ કપડાનો માત્ર ટુકડો નથી.

શ્રી. તારાબેન ગાંધીજીની સાથે આ બાબતમાં વાતચીત કરવા ગયેલાં અને મેં

છાપાંઓ મારફત જાણેલ ત્યારે ગાંધીજીએ પણ તારાબેનને એમ કહેલ, કે એ સાધનો ગામડાંના સુથાર, લુહાર કરી આપે તો મને જરા ય વાંધો નથી. ગાંધીજી તો રેંટિયાને માટે પણ કહે છે, કે તે ગામડાનો સુથાર કરી દે તો જ તે રેંટિયો. તેથી પણ આગળ વધીને માત્ર વાંસની પટી અને ઠીંકરાની ચકરડીવાળી તકલી જ હોવી જોઇએ. એ સિદ્ધાંતે જે સાધનો ગામડાંમાં જ બની શકતાં હોય તેને વાપરવામાં કોઇ વાંધો ન લે. કારણ કે બાળકોના વૈયક્તિક વિકાસ માટે એ જરૂરી છે; સિવાય નવી શોધો દેશમાં થાય. બાળકોના મનનું અધ્યયન કરાય અને પછી આપણા દેશના બાળકો માટે કોઇ સાધનો યોજાય તો મને વાંધો નથી. એ ન બને એમ હું માનતો નથી. પણ એ કયારે ? આજે તો આપણે બીજાનું ઘુંટીએ તો પણ બસ છે. નવું કરવું નથી–બીજાનું લેવું નથી. આ સ્થિતિમાં મેડમ મોન્ટે-સોરીનાં બધાં સાધનો હોવાં જોઇએ. માત્ર તે પોતાના ગામમાં સહેલાઇથી અને સસ્તી રીતે કેમ થાય તેની તજવીજ કરવી જોઇએ. આમાં મારી ભૂલ હોય તો તારાબેન સુધારે.

## અસંતોષ

બાલમંદિરમાં, પ્રાથમિક કેળવણીમાં અને સમગ્ર શિક્ષણમાં આજે આપણો અસંતોષ છે. તેમાં સુધારા–વધારા થાય એમ આપણે ઇચ્છીએ છીએ, સમાજ પણ ઇચ્છે છે, શિક્ષકો પણ ઇચ્છે છે. પણ એ સુધારો કયાંથી ઉપાડવો તે કોઇને સૂઝતું નથી. દરેક માણસ એમ ઇચ્છે છે કે જો કોઇ બીજો સુધારો કરે તો આપણે પાછળ ચાલીએ. શિક્ષકો ઇચ્છે કે વ્યવસ્થાપકો કરે અને વ્યવસ્થાપકો માને શિક્ષકો કરે. માબાપો શિક્ષકો પર અને શિક્ષકો માબાપ પર, એમ એકબીજા પર ઢોળે છે. પણ કોઇ પહેલ કરતા નથી. મારો આજનો પ્રશ્ન શિક્ષકો પૂરતો છે એટલે માબાપો કે વ્યવસ્થાપકોને કશું નહિ કહું.

## શિક્ષક અને જીવન

અત્યાર સુધી આપણા સદ્ભાગ્યે કે કમભાગ્યે આપણા શિક્ષકો અને આપણું શિક્ષણ એકબીજાથી અલગ છીએ. વેદાંતની પરિભાષામાં કહું તો નિરંજન નિરાકાર જેવા નિર્લેપ રહ્યા છીએ. શિક્ષણે આપણા જીવનને સ્પર્શ કર્યો નથી. પરંતુ તેમ થાય તો જ શિક્ષણ વીર્યવાન બને. ગાંધીજીની યોજનામાં જેને પૂરી બુનિયાદી તાલીમ કહી છે, તેમાં પહેલવહેલી વાત શિક્ષકની કરી છે. શિક્ષકની પાસેથી બીજો ભલે ન શીખે, પણ શિક્ષક પોતે જ પહેલાં તો શિક્ષણને પોતાના જીવનમાં ઉતારે. આજે તો એવું ધોરણ છે કે શિક્ષણ એ ભાષણ માટે છે. મારે મારી હોંશિયારી બતાવવી હોય તો ભાષણ આપી જાઉં. મહેતાજી નિશાળમાં બોલે પગાર માટે, પણ ઘરમાં એમાંનું કશું નહિ. પરિણામે વિદ્યાર્થી સાથેના જીવન-સંપર્કથી જુદા જીવતરની પણ શાળામાં અને ઘરમાં એવા બે કમ્પાટ પાડી દીધા છે. બુનિયાદી તાલીમની વાત થતી હોય ત્યારે મેં સાંભળ્યું છે કે હા ભાઇ, ખાદીકામને માટે એક શિક્ષક રાખીશું. ઔશાળા માટે બીજા રાખીશું–હિંદી વગેરે માટે પણ જુદા જુદા શિક્ષકો રાખીશું. કેમ જાણે એ બધાને જીવતર સાથે સંબંધ ન હોય ! ગાંધીજી કહે છે એમ નહિ. શિક્ષણ તો શિક્ષકના જીવન–તેનાં રૂંવાટામાંથી નીકળતું હોય. તેમ ન હોય તો તે નકામું છે. આપણી એવી માન્યતા છે કે આપણે કંઇક બોલીએ તો તેની સામા પર અસર થાય. આધ્યાત્મિક મૂલ્યાંકનોને આપણે સમજતા નથી, નહિતર આપણું વર્તન આવું

ન હોય. એવું આધ્યાત્મિક બળ માણસમાં છે કે જે કેળવાયું હોય તો ઓછામાં ઓછા શાદે ઘણું કામ થાય. તે બાલમંદિર, પ્રાથમિક શાળા કે વર્ધા યોજનાની હવામાં બેરો કે તેના અણુ અણુમાંથી ઊડવા માટે એવું જીવન હોય.

## વાતાવરણ

આપણી બાળકેળવણીમાં ' એટમોસફીઅર 'ને કન્ટ્રોલ કરવાની વાત આવે છે. તેમ હશે તો બાળક તુરત તેને અનુસરશે. એ ' એટમોસફીઅર 'માં હવામાન, બાલમંદિરનો ઓરડો, તેની કલાત્મક સજાવટ, એ આવે છતાં 'એટમોસફીઅર'માં શિક્ષકનું બોલ્યા વિનાનું મૌન જીવન બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે.

## શિક્ષકની લાયકાત

આપણે શિક્ષકની જરૂર હોય અને લેવા જોઈએ તો શું કરીએ ? તારાબેન કે ગિજુભાઈનું સર્ટિફિકેટ તેની પાસે છે કે નહિ, તે તપાસ કરીએ. પણ તે શિક્ષક તેની રીતે મારે છે કે નહિ તે પૂછતા નથી. એવા શિક્ષકનું બાલમંદિર જોવા જાવ તો ત્યાં બધું બહુ શરમભર્યું લાગશે, કારણકે એ કામની તેને હથરોટી આવી ગઈ છે, પણ તેના જીવનમાં એવું નહિ દેખાય. દરેક ધર્મમાં તે ધર્મની ફિલસફીની પાછળ એક કર્મકાંડ ઊભો થાય છે. તે કર્મકાંડનો ભાગ જો ધર્મની ફિલસૂફીથી જુદો પડી જાય તો તે મૃત્યુ પામે છે.

## અસંગત જીવન

ઠાકોરજીની પાસે બેસે ત્યારે માળા હાથમાં લે, અને દુકાનના થડા પર બેસે ત્યારે ? છરી. આ જાતનું આપણા જીવન વચ્ચે ગાબડું છે. એ સાંધાવું જોઈએ. હજુ મેડમ મોન્ટેસોરીએ પોતાના જીવનની અમુક વાતો સૂત્રબદ્ધ નથી કરી. પણ ગાંધીજીએ તો કરી છે. અઢાર પ્રકારનો રચનાત્મક કાર્યક્રમ જીવનમાં ઉતારે. મેડમને બરાબર સમજે તો દેખાઈ આવશે, કે ગાંધીજી અને તેમની જીવનદૃષ્ટિ એક છે. હવે ઉંચી વાત-કોઈ પણ નવો વિચાર સમાજમાં, જ્યારે પહેલવહેલો ઊભો થાય ત્યારે તે, બળવાન અને પવિત્ર હોવો જોઈએ. એ પ્રવાહ જેમ જેમ આગળ વધે, સમાજમાં ફેલાય તેમ તેમ પાતળો અને ડાઘાડુઘીવાળો થતો જાય. શરૂઆતથી પવિત્ર હોય તો એ ડાઘાડુઘી ઓછો પડે. પણ પહેલેથી જ ડાઘા હોય તો ફેલાયા પછી કાળો ધબ થઈ જાય. ગંગોત્રી પાસે ગંગાજીનું પાણી અતિનિર્મળ હોય. બંગાળમાં મેલું અને ડહોળું દેખાય, પણ ગંગોત્રીથી જ મેલું હોય તો ? આપણે બધા શરૂઆત કરનારા છીએ, જેથી આપણે બધા આદર્શો ગંગોત્રીનાં જળની માફક શુદ્ધ સ્વરૂપે નહિ વહાવીએ તો કેળવણીમાં ડોળ થશે. શરૂ કરનારા હોવાથી આપણે માથે આ ભાર છે. માટે તમે પ્રથમ તો તમારાં જીવનમાં મોન્ટેસોરી અને ગાંધીજીના આદર્શો વણો.

## વ્યક્તિનો દોષ નથી.

આજે સંજોગો જ વિકટ છે, એટલે હું વ્યક્તિને દોષ નથી દેતો. તમને ઇચ્છા થાય છતાં તમે પ્રયોગ ન કરી શકો. સરકાર પકડે, જેલમાં પૂરે, પછી પ્રયોગ ક્યાં જેલમાં કરો ? તમે પ્રયોગ શરૂ કરો અને તમારી આસપાસ અનાજની બૂમ પડે. તમે પ્રયોગ કરો કે તમારા પાડોશીને બચાવો ? આમ સંજોગો જ વિકટ હોવાથી ધારીએ તો પણ કશું કરી શકીએ તેમ નથી.

જોડાવાનો વિચાર કરીએ ત્યારે એ બાપુજીનો રચનાત્મક કાર્યક્રમ છે એમ માનીને આવજો ત્યાં આવશો ત્યારે રચનાત્મક કામનો એક ટુકડો જ નહિ લઈ શકાય, તેમ કરશો તો જતે દિવસે કરશો.

### જીવનકાર્ય

છગનભાઈ કે કોઈકે અહીં શિક્ષકના પગારની વાત કરી, અને કોઈકે શિક્ષકોએ તો આમાં ઝૂકી જવું જોઈએ, એમ પણ કહ્યું, પણ હું પૂછું છું કે તમને શિક્ષકનું કામ એ જીવનકાર્ય લાગે છે ? પગાર લ્યો ન લ્યો તે જુદી વાત છે, પણ તેને તમે જીવનકાર્ય માનતા હો તે જરૂરી છે. શ્રી. વીરચંદભાઈને શિક્ષક જોઈતા હોય, તે ગોતી કાઢેઃ તેને પૂછેઃ ભાઈ તારું આ જીવનકાર્ય છે ? પેલો હા કહે, પણ જોવું જોઈએ કે તેણે શું છોડ્યું છે.

### આપણે આપણા દાંડીએ માપીએ છીએ.

આપણે આપણા દાંડીએ બીજાને માપીએ છીએ. ઘણા કહે છે કે ઠીક ભાઈ, સરલાબહેન એને મોટરમાં ફરવું. રાજ્યના મહેમાનો થવું એમાં શું ? આપણી સાથે ખભે લઈને નીકળે તો ખબર પડે. જવાહરલાલજી માટે કહેઃ તેને શું ? મઝાનો બંગલો રહેવા માટે, મોજડીઓ પહેરે છે......

### ફૂલશય્યા તજી છે—

પરંતુ આ ટીકાકારોને ખબર નથી કે જેમણે દોઢ દોઢ ફુટની ફૂલની શય્યા તજી છે તેમની પાસે આપણો ત્યાગ શી વિસાતમાં છે ? આપણે હમણાં હમણાં ત્યાગની વાતો બહુ કરીએ છીએ. તે આપણું અભિમાન છે. શિક્ષકને પેટપૂરતું ખાવાનું મળે તેમાં હું માનું છું. પરંતુ આપણે શિક્ષકો એ બાબતની ફરિયાદ ન કરીએ એમ હું કહું છું. આટલો પગાર આપો તો જ કામ કરું એ તો કોન્ટ્રેક્ટ થયો. એના કરતાં બે ચાર શિક્ષકો ભલે ભૂખના કારણે મરી જાય. તો પૈસાદારો અને રાજાઓની આંખ ઉઘડી જશે અને વાતાવરણ ચમકી જાય. પરંતુ આ ગજા બહારની વાત છે. પણ હું તો બેઉ પક્ષને કહું કે પૈસા પર નજર ન કરે-પરંતુ પૈસાદારોને તેમના ખજાના આ કામમાં નાખવા કહો.

### મોટો બ્રાહ્મણાવતાર

આ સંઘે મોટી જવાબદારી લીધી છે. તેણે માત્ર ગુજરાતનું જ નહિ, પણ હિંદની બાળકેળવણીનું કામ ઠીક પ્રમાણમાં ઉઠાવ્યું છે. સંસ્કૃતિ એવું વાક્ય છે. જે બ્રાહ્મણ વિદ્યાર્થી સંતોષ માને તેનો નાશ થાય; આ સંઘ એ એક મોટો બ્રાહ્મણાવતાર છે.

સ્વ. ગિજુભાઈ અને તારાબેને આ નવી વસ્તુ મૂકી. સમાજે તેને અપનાવી, સમાજ તૈયાર થયો, પણ આપણે શું ? આપણે તો સંઘને મોખરે રહેવાનું છે. એક બાલમંદિર એવું થાય કે જે સૌની આગળ ચાલે; બીજા તેને પહોંચે એટલે તે વધુ આગળ જાય. જેમ ઉત્તરધ્રુવ શોધનારી એક ટુકડી ધ્રુવથી ૪ માઈલ દૂર રહી હોય તો તેના પછીની ટુકડી ત્યાં સુધી તો પહોંચે જ, પણ તેથી એ આગળ જાય. આ રીતે જે મોખરે રહે તે ખરા. આ મોખરાનું કામ સંઘનું છે. કેળવણીમાં કેમ વધુ શાસ્ત્રીયતા આવે, કેળવણીમાં કેમ વધુ રાષ્ટ્રીયતા વિસ્તરે એ જોવાનું કામ સંઘનું છે.

સંઘ એ બ્રાહ્મણસંસ્થા છે અને હું પણ તેમાં જ છું, એટલે ઇચ્છું છું કે આવી પ્રવૃત્તિમાં સંઘ હંમેશાં મોખરે જ રહે.

( " પ્રવાસી " માંથી )

# કાશી વિદ્યાપીઠ

એક વહેલી સવારે હજી પરોઢિયું થાય તે પહેલાં ઊઠીને ઓરડા બહાર ગયા ત્યાં તો ચારે બાજુએથી યુક્તપ્રાંતની લાલ પાઘડીવાળી પોલીસોએ વિદ્યાપીઠના આખાએ કમ્પાઉન્ડને ઘેરો ઘાલી દીધો હતો. ચારે બાજુ લાલ પાઘડીના પગ ઠબ ઠબ કરતા ઘૂમતા હતા. સાથે બીજા અધિકારીઓ પણ હતા.

" છે શું ? કોઇને પકડવા આવ્યા છે ? કાંઈ ચોરી થઈ છે ? " એક નવા જ આવેલા વિદ્યાર્થીએ ગભરાતાં પૂછ્યું. એક વિદ્યાપીઠ જેવી કેળવણીની સંસ્થા અને એના વિદ્યાર્થીઓની હોસ્ટેલ, એમાં આમ એકાએક પોલીસનો દરોડો પડે એ એનાથી સમજી શકાય તેમ ન હતું. એને બિચારા વિદ્યાર્થીને ક્યાંથી ખબર કે, આ એક એવી કેળવણીની સંસ્થા છે જ્યાં રોજ રોજ પ્રતિકલાકે આ દેશમાં રહેલી પરદેશી સરકાર સામે બળવો પોકારવાની કેળવણી અપાય છે, અને માટે એ વિદ્યાપીઠ ઉપર ઘેરો ઘાલવો, તેના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના ઘરોની એકાએક જડતી લેવી; આ બધું વિદ્યાપીઠમાં ખૂબ જ સ્વાભાવિક થઇ ગએલું છે, જ્યારે પોલિસ આવે ત્યારે સૌ પોતપોતાનું કામ કરે એને જરૂર હોય તેટલું જોઇ જાય ને પોતાને રસ્તે પડે.

આજની તપાસ જરા ગંભીર થઈ. એ તપાસને અંતે એક કૉમ્યુનીસ્ટ વિદ્યાર્થીને પકડીને પોલીસ ઉપાડી ગઇ. બીજા એક ક્રાંતિદળના વિદ્યાર્થીની પાસેથી રિવોલ્વર મળી એટલે એને પછી બરાબર દોરડું બાંધી ઉઠાવી ગઈ. એ ગયા. બીજા સૌએ એ જોયું. કોઇને એમ ન થયું કે આ શું ! આ શી ગજબ ! સૌને મન એ સ્વાભાવિક વાત હતી. રાજકારણના રંગોથી સૌ ચિરપરિચિત હતા. આજે એ, તો કાલે આપણે, એટલું બધું; ત્યાં અભ્યાસ કરતા સૌને માટે સ્વાભાવિક હતું.

### કાર્યકરો તૈયાર થાય છે.

કાશી વિદ્યાપીઠ એટલે હિંદુસ્તાનના રાજકારણ ને રાષ્ટ્રીય મહાસભાને માટે સતત કાર્ય કરનારા સેવાભાવી-ફોજ કરવાનું થાણું. કાશી વિદ્યાપીઠ એટલે ક્રાન્તિકારી દળોની પ્રેરણાસંસ્થા. કાશી વિદ્યાપીઠ એટલે કોંગ્રેસ સમાજવાદી પક્ષની-જનની આવાસસંસ્થા, કાશીવિદ્યાપીઠ એટલે તમામ પક્ષના, મતના, વિદ્યાર્થીઓ, અધ્યાપકો ને સેવકો, સૌના માટે ધમશપૂર્વક કાર્યકરો પૂરા પાડનારી સંસ્થા. ગમે તે મત હોય, ગમે તે પક્ષ પ્રત્યે શ્રદ્ધા ને ભક્તિ હોય, એ પક્ષ જો દેશને માટે કાર્ય કરતો હોય, આઝાદીને માટે ઝઝૂમતો હોય તો તેવા તમામ વિદ્યાર્થીઓને ત્યાં અવકાશ છે, સ્થાન છે. એમના વિકાસને ત્યાં પ્રોત્સાહન છે. આ વિદ્યાપીઠની :વિશાળ ભાવનાની મૂળભૂત રાજકીય ભૂમિકા છે. કાશી વિદ્યાપીઠ એક ઉદાર રાજકીય દષ્ટિબિંદુ ધરાવનારી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા હતી અને છે.

" ગમે તે સરકાર હોય, ચાહે અંગ્રેજ હોય કે દેશની હોય કે ખુદ કોંગ્રેસની હોય, અરે વિદ્યાપીઠની પોતાની હોય. પણ આ વિદ્યાપીઠ કોઈ સરકાર પાસેથી એક પાઈની મદદ ગ્રાન્ટરૂપે નહિ લે. આ છે આ મહાન કેળવણીની સંસ્થાનો આદર્શ.

## સ્થાપક અને દાતા

બાબુ શિવપ્રસાદ ગુપ્તા નામના એક મોટા રાજા-જમીનદાર એના મૂળભૂત દાતા અને સ્થાપક હતા. એમની સાથે વિદ્યાપીઠના સારા આદર્શોને સંચાલનનો ભાર વહન કરનાર તે હિંદના અજોડ તત્ત્વવેત્તા વિચારક ડૉ. બાબુ ભગવાનદાસ હતા. આ બે મહાનુભાવોએ રાષ્ટ્રીય કેળવણીના એમના આદર્શોને અમલમાં મૂકવા આ મહાન સંસ્થાની સ્થાપનાનો વિચાર કર્યો સને ૧૯૨૧ માં પૂ. ગાંધીજીએ એને આશીર્વાદ પાઠવી આ સંસ્થાનું એમના પવિત્ર હાથે ખાતમુહૂર્ત કર્યું. ભગવાનદાસજી, આચાર્ય કૃપલાણીજી, આચાર્ય નરેન્દ્રદેવ, એ એના ત્રણ મહાન આચાર્ય. એઓ આજે પણ જીવંત છે. આ ત્રણે મહાન વ્યકિતઓએ ત્યાર પછી તો દેશના ઘડતરમાં ને વિકાસમા મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે એ વિદ્યાપીઠના એક આચાર્ય આજે કોંગ્રેસના પ્રમુખ છે.

સંસ્થાના એક અધ્યાપક બાબુ સંપૂર્ણાનંદ યુકત પ્રાંતમાં મજૂર પ્રધાન છે. એમના બે વિદ્યાર્થીઓ પાર્લામેન્ટરી સેક્રેટરીઓ છે. સંસ્થાના બાર વિદ્યાર્થીઓ-પ્રોફેસરો ધારાસભાના સભ્યો છે. સંસ્થાએ ૨૫ વર્ષમાં ૧૪૦ જેટલા સ્નાતકો તૈયાર કર્યા છે. એ પૈકી મોટા ભાગના કોંગ્રેસના કાર્યમાં પડેલા છે બાકીનો મોટો ભાગ એક યા બીજા રાષ્ટ્રીય પત્રોમાં કાર્ય કરે છે. હિંદનો એક પણ પ્રાંત એવો નથી જ્યાં વિદ્યાપીઠનો એક પણ શાસ્ત્રી ન હોય. લંકા અને જાવા, સુમાત્રાના વિદ્યાર્થીઓ પણ આ વિદ્યાપીઠમાં અભ્યાસ કરીને ગયા છે. એ એટલી નાની છતાં આટલી બધી વ્યાપક છે.

સંસ્થાનાં પોતાના મકાનો છે, મેદાનો છે-સો વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે તેટલી ત્યાં સગવડ છે.

' અરે ભાઇ તમને આ વિદ્યાપીઠમાં ખર્ચ કેટલો આવે છે ? ' હું અભ્યાસ કરતો હતો ત્યારે એક મિત્રે સવાલ કર્યો.

" પાંચથી સાત રૂપિયા માસિક. " મેં જવાબ આપ્યો.

એ મિત્ર ન માની શકયો. મશ્કરી માનીને હસ્યો. મેં આખી વાત સમજાવીઃ જુઓ, આજે તો મોંઘવારીને કારણે પંદર વીસ ખર્ચ આવે છે, પણ અમે ભણતા હતા ત્યારે પાંચ ને ચાર રૂપિયામાં પૂરું કરનાર વિદ્યાર્થી પણ હતા. અમારું હોસ્ટેલના રસોડાનું બિલ પાંચ રૂપી વધારે નહોતું આવતું.

## સસ્તો ખોરાક

વિદ્યાપીઠની આ ખુબી છે. ત્યાં આવનાર વિદ્યાર્થી ચાર વર્ષના અભ્યાસકાળ દરમિયાન લગભગ જેલના જેવો ખોરાક ખાય છે. કેટલાય વિદ્યાર્થીઓ એટલા ગરીબ હોય છે કે એક યા બીજા પ્રકારનું કામ આવડે ! ખર્ચ પૂરો કરવા પણ એમને કામ કરવું જ પડે છે. કોઈ દૂધ વેચે છે, કોઈ લખે છે, કોઈ બીજાં કામ કરે છે, પછી અભ્યાસ કરે છે. રાજકારણ માટે એ સમજણપૂર્વકનો કાર્યકર બને છે.

ગરીબી-અનહદ ગરીબી યુકતપ્રાંત અને બિહારની જનતાની ગરીબીનું વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ પ્રતીકરૂપ બને છે. કોલેજનો અભ્યાસ કરતા હોવા છતાં એમની આ ગરીબી એ ખરેખર આશ્ચર્યજનક બને છે.

કાશી વિદ્યાપીઠ એટલે કોઈ ભારે મોટાં મકાનો, વિજ્ઞાનની મોટી લેબોરેટરીઝ, ભારે મોટા ઓરડા ને ટેબલ, ભારે પગારવાળા અધ્યાપકો એવું કશું જ નથી. ત્યાં તો હમણાં પુસ્તકાલયનું મકાન થયું એટલે વર્ગો માટે ચાર ઓરડા નાના નાના થયા છે. બાકી આજ સુધી હોસ્ટેલના ઓરડાની રવેશીમાં કોલેજના વર્ગો ચાલે. એક એક મોટી શેતરંજી પથરાય, એક ગાદી ને ટેબલ હોય ત્યાં પ્રોફેસર બેસે, આજુબાજુ વિદ્યાર્થીઓ શેતરંજી ઉપર બેસી જાય, તેમની પાસે એકાદ ચોપડી કે નોટ પેન્સિલ હોય, વર્ગ શરૂ થાય. નોંધ કરનારા કરે અને એ રીતે અભ્યાસ ચાલે. ન કશો ભભકો કે ન કશી મોટી લાંબી વાતો

સમાજ–એટલે કે રાજકારણ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ–આ ત્રણ એ વિદ્યાપીઠમાં શીખવાતા મુખ્ય વિષયો છે. મોટા ભાગના વિદ્યાર્થીઓ આ વિષયો લઈને જ અભ્યાસ કરે છે.

બીજી અભ્યાસશાખા તે તત્ત્વજ્ઞાન યાને ફિલોસોફીની છે, જેમાં મનોવિજ્ઞાન, તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન પણ મુખ્ય રહે છે.

## હિંદીમાં લેવાતી પરીક્ષા

ભાષાઓમાં અંગ્રેજી, સંસ્કૃત અને હિંદી ત્રણ છે. બધા જ વિષયો હિંદીમાં શીખવવામાં આવે છે. પરીક્ષા પણ હિંદીમાં જ લખાવતા હોય છે.

વિદ્યાપીઠની વિશિષ્ટતા રોજિંદા અભ્યાસવર્ગોની નિયમિતતા કે કોલેજનાં પાઠય પુસ્તકોના અભ્યાસમાં નથી, પરંતુ ખરી વિશિષ્ટતા એના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના પોતાના ખાનગી અભ્યાસમાં રહેલી છે. આજે વિદ્યાપીઠ પાસે ૩૫ હજાર જેટલાં પુસ્તકોવાળું સુંદર પુસ્તકાલય છે. એને માટે એક આલીશાન સુંદર મકાન છે. તમે ગમે ત્યારે ત્યાં જાવ, પણ સંખ્યા વિદ્યાર્થીઓની ખૂબ નાની હોવા છતાં કદાચ બીજી કોઈ પણ વિદ્યાપીઠ કરતાં અહીં પુસ્તકોનો ઉપયોગ ખૂબ વધુ થાય છે. વિદ્યાર્થીઓ પોતાની શક્તિને વધારેમાં વધારે સમય ખાનગી અભ્યાસ ઉપર ખર્ચે છે. રાજકારણ, અર્થશાસ્ત્ર અને ઇતિહાસ–સમાજશાસ્ત્રનાં ઉત્તમોત્તમ પુસ્તકો પોતાના ચાર વર્ષના અભ્યાસકાળ દરમિયાન વિદ્યાર્થી અહીં બેસી વાંચી નાખે છે. એ વિદ્યાર્થી બે પાંચ પાઠય પુસ્તકોનો કીડો ન રહેતાં પુસ્તકોની વિશાળ દુનિયાનો સાચો અભ્યાસી બને છે. વિદ્યાપીઠની પરીક્ષાઓ પણ માત્ર પાઠયપુસ્તકો ઉપર અવલંબિત ન રહેતાં આવા વિશાળ જ્ઞાનને લક્ષમાં રાખીને જ લેવામાં આવે છે.

## પેગામ પહોંચાડે છે.

વિદ્યાપીઠ માત્ર આ વિદ્યાર્થીઓના અભ્યાસને લઈને જ નથી બેઠી. એણે એ અભ્યાસની ભાવના, કેળવણીનો પેગામ–રાજકારણનો એનો સંદેશો–સમગ્ર દેશમાં ફેલાય તે માટે એક પુસ્તકપ્રકાશન વિભાગ પણ રાખ્યો છે. આ વિભાગે આજ સુધીમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, દર્શનશાસ્ત્ર વગેરે વિષયોનાં નાનાં મોટાં ઉત્તમ પુસ્તકો હિંદી જનતા સમક્ષ રજૂ કર્યાં છે.

છેલ્લાં બે વર્ષથી વિદ્યાપીઠ એક નવા ક્ષેત્રમાં પણ પડી છે. અને તે છે પત્રકારકળા વિભાગ. આજે જ્યારે દેશી ભાષાઓનું પત્રકારત્વ ખીલી રહ્યું છે ત્યારે જવાન ને સેવાભાવી પત્રકારો હિંદી છાપાંઓને પૂરાં પાડવાનું પ્રથમ બીડું આ વિદ્યાપીઠે ઝડપીને ભારે સફળતા પ્રાપ્ત કરી છે. પહેલી વખતના ચાર મહિનાના અભ્યાસક્રમમાં ૨૪ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થઈને બહાર પડયા છે. અને જુદાં જુદાં હિંદી ભાષાનાં અખબારોમાં સફળતા-

પૂર્વક કાર્ય કરી રહ્યા છે. વિદ્યાપીઠ ભવિષ્યમાં પત્રકારત્વનો ખાસ અભ્યાસક્રમ રાખવાની મહેચ્છા સેવી રહી છે.

૧૯૩૦–૩૨–૪૦–૪૨ આ ત્રણે મહાન રાષ્ટ્રીય લોકક્રાંતિઓ એટલે વિદ્યાપીઠના પોતાના જંગ. વિદ્યાપીઠને સૌથી પહેલાં સરકાર તાળાં મારે. સૌથી છેલ્લો કબજો સોંપે. કોંગ્રેસ સમિતિઓ કાયદેસર થાય, પણ આ વિદ્યાપીઠ ન થાય. એવી આ સંસ્થાની અંગ્રેજ સરકારમાં પ્રતિષ્ઠા છે, એ એની ધાક છે.

૧૯૪૦ પછી; આજે સાત વર્ષ બાદ પહેલી જ વાર વિદ્યાપીઠના ૭ વર્ષ દરમિયાન થયેલા સ્નાતકોને "શાસ્ત્રી"ની પદવી આપવાનો સમારંભ એની રજતજયંતીની સાથે જ ઉજવાતો હતો. વિદ્યાપીઠનાં ૨૫ વર્ષનાં કાર્યોનું સરવાયું મેળવવા ઠેરઠેરથી વિદ્યાપીઠને આંગણે એના જૂના–ચાલુ–વિદ્યાર્થીઓ ઊતરી આવ્યા હતા.

## પદવીદાનસમારંભ

વિદ્યાપીઠના પદવીદાન સમારંભના અને રજતજયંતી મહોત્સવના મુખ્ય મહેમાન હિંદી સરકારના પ્રધાન શ્રી. રાજગોપાલાચારી હતા. યુક્ત પ્રાંતોના વડા પ્રધાન શ્રી. ગોવિંદ વલ્લભ પંત પણ આવ્યા હતા અને બીજા નાના મોટા પ્રધાનો તો વિદ્યાપીઠના જ કાર્યવાહકો હતા. પ્રાંતભરમાં મુખ્ય આગેવાનો માટે વિદ્યાપીઠ પોતાની જ સંસ્થા એટલે એમનું આગમન તદ્દન સ્વાભાવિક હતું.

પીળા ઝભ્ભા, ફેંટા ને ખેસ ધારણ કરીને આશરે ત્રીસેક સ્નાતકોએ પદવીદાન-સમારંભના મંડપમાં બપોરના બે વાગે પ્રવેશ કર્યો ત્યારે એકત્રિત થયેલી મેદની તો હસ્યા જ કરતી હતી. અને શ્રી. રાજગોપાલાચારીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કરતાં જ કહ્યું કે "મેં ઘણા પદવીદાન સમારંભો જોયા છે, ઘણામાં ભાષણો આપ્યાં છે, પણ આવો સમારંભ કોઈ નથી જોયો. બીજે સ્નાતકો વધુ હોય છે, જોનાર જનતા નાની હોય છે; અહીં એ ઓછાં છે. તમે જોનાર વધુ છો: જાણે આ તમાશો તમારા માટે ગોઠવાયો હોય કે આ બધા તો નકામા દખલરૂપ હોય એમ દેખાય છે? અને આ સ્નાતકો જેવા નથી લાગતા, ગામડાના ખેડૂતો જેવા લાગે છે. વિદ્યાપીઠની આ ખૂબી છે."

## હિંદી ભાષાની શક્તિ

વ્યાખ્યાનમાં એક વાત તેમણે સાફ કહી. અને તે એ કે "કેટલાક લોકો કહે છે કે હિંદીમાં અંગ્રેજી ભાષા જેવી કેળવણી નથી આપી શકાતી. પણ એ બરાબર નથી. પોતાની ભાષાના માધ્યમથી સુંદર શિક્ષણ અપાય છે એનો આ વિદ્યાપીઠ નમૂનો છે. જ્યાં સુધી ઉચ્ચ કેળવણી પોતાની ભાષામાં નહિ આપી શકાય ત્યાં સુધી માધ્યમિક કેળવણીમાં માતૃભાષા સફળ થવાની નથી. કેટલાક કહે છે કે પ્રાથમિક ને માધ્યમિક કેળવણી આપણી ભાષામાં આપીએ ને ઉચ્ચ અંગ્રેજી ભાષામાં. આ તદ્દન ઊલટી ને ભ્રામક વાત છે. જ્યાં સુધી ઉચ્ચ કેળવણી માતૃભાષામાં ન અપાય ત્યાં સુધી એનું મહત્ત્વ ન સમજાય."

રાજગોપાલાચારીએ સરકારી ગ્રાન્ટ નહિ લેવાના વિદ્યાપીઠના આદર્શને ખૂબ ઉમદા ગણાવીને કહ્યું હતું કે તમને તો જેમ વિજ્ઞાનને માટે લેબોરેટરીઝમાં પ્રયોગ થાય છે, તેમ કેળવણીના ક્ષેત્રમાં પ્રયોગ કરનારી વિદ્યાપીઠ તરીકેનો ખાસ ચાર્ટર આપવો જોઈએ. હું

માનું છું કે આપણી પોતાની સરકાર થઇ છે એટલે આદર્શમાં હવે બાંધછોડ કરી યુગ પ્રમાણે વિચાર કરવાની હિમાયત કરી હતી.

યુક્ત પ્રાન્તના વડા પ્રધાન પંતજી મારા વિદ્વાન ને કુશળ રાજનીતિજ્ઞ જ નહિ પણ એક ભારે સુંદર વક્તા પણ છે. એમણે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને આશીર્વાદ આપતાં કહ્યું હતું કે—" જેટલા શાસ્ત્રીઓ આ વિદ્યાપીઠમાંથી નીકળ્યા તેમની સંખ્યા બહુ નથી. પરંતુ એમણે દેશની જે સેવા એકેએક ક્ષેત્રમાં કરી છે તે સેવા એમની સંખ્યા કરતાં ઘણી વધારે છે. એમનામાં સેવાભાવના હતી, નિર્ભયતા હતી, સ્વાવલંબન હતું એમણે હમેશાં સદાચાર પાળી જીવનમાં સ્ફૂર્તિ રાખી હતી. બીજાની સેવા કરવાના ધ્યેયને એમણે પ્રાધાન્ય આપ્યું હતું—અને આ વિદ્યાપીઠની કેળવણીનું એ જ પ્રાધાન્ય છે. આપણે એ આદર્શ જીવી બતાવ્યો છે. દેશમાં નવજીવન સંચારિત કરવા શક્ય તમામ શક્તિ સાથે શુદ્ધ પ્રયાસ કર્યો છે. એ જ્યાં જ્યાં ગયા ત્યાં દેશને ખુણે ખુણે એમણે નવીન ને તાઝગીભર્યા જીવનનું સર્જન કરી એને પોષણ આપ્યું છે.

## મહાન વિદ્યાપીઠ

દેશમાં જ્યારે જ્યારે સ્વાધીનતાનો સંગ્રામ થયો તે તે દરેકમાં ત્યારે સૌથી મુખ્ય ભાગ આ વિદ્યાર્થીઓએ લીધો. દૂરની મોટામાં મોટી વિદ્યાપીઠે જે કાર્ય નથી કર્યું તે આઝાદીના ઇતિહાસમાં આ સંસ્થાએ કર્યું છે. તે માટે એ સદાય અમર રહેશે આજે તે હવે વિદ્યાપીઠનું જે ધ્યેય હતું ને જેને માટે તેણે પોતાની તમામ શક્તિ ખર્ચી તે ધ્યેય હાથવેંતમાં આવી પડયું છે. હવે એ વિદ્યાપીઠનું રૂપ બદલાવાનું છે. એને પોતાના તપનું ફળ મળવાનું છે. એ ફળથી વિદ્યાપીઠને પણ ધન્યધન્ય થશે. દેશ પણ ધન્યધન્ય થશે. એનું ફળ સૌ કોઇને મળશે એમ આપણી આશા છે.

વિદ્યાપીઠના ત્રીસ જેટલા સ્નાતકોએ ગંભીર ભાવે પદવીઓ લીધી ત્યારે આખુંએ વાતાવરણ અત્યંત ગંભીર હતું.

## સેવાભાવનાની પ્રેરણા

ત્રણ દિવસ સુધી વિદ્યાપીઠને આંગણે સાત વર્ષ પછી અમે સેંકડો વિદ્યાર્થીઓએ ભેગા થઇને ખૂબ આનંદ કર્યો, મળ્યા. ફર્યા; રાજકારણની નાનીમોટી અનેક વાતો કરી, પ્રાન્તે પ્રાન્તના રાજકીય પ્રવાસોની સમીક્ષા કરી. ખબર અંતર પૂછયા—અને આનંદથી છૂટા પડયા ત્યારે વિદ્યાપીઠની સેવાની દીક્ષાનું એક ભારે મહાન ભાથું બતાવતા આવ્યા.

( " પ્રવાસી "માંથી )

---

## ગુનાઓથી તદ્દન મુકત રહેલું શહેર !

ચીકાગો પાસે આવેલું એ શહેર મગરૂરી સાથે એવો દાવો કરી શકે તેમ છે કે છેલ્લાં ૩૦ વર્ષ દરમ્યાન એ શહેરમાં એક પણ ગુનો બન્યો નથી. મીશીગન સરોવર પાસે આવેલા આ શહેરનું નામ વીન્ટર હાર્બર ઇલીનોઇસ છે. છેલ્લાં દશ વર્ષોમાં ફક્ત એક જ શહેરી અર્ધોક દિવસ સુધી જેલનો મહેમાન બનેલો અને તે પણ ઉશ્કેરાઇ જઇને બોલાચાલી કરવાના અપરાધ ખાતર. બાકી, ચોરી અને બદમાશીને લગતો ગુનો બન્યો જ નથી જેલમાં કોઇ ન હોવા છતાં સંત્રીનો પગાર આપવાનું ખર્ચ વેઠવું પડતું. એ બોજામાંથી મુક્ત થવા માટે સુધરાઇના સભ્યોએ જેલ બંધ કરીને એ મકાનને વેચી નાખવાનો ઠરાવ કર્યો. આ રીતે જગતમાં અજોડ એ શહેર હોવાની એણે પ્રતીતિ આપી.

કેવું સરસ ઉદાહરણ છે !

લાકડાના વહેરમાંથી

# ખાંડ અને ખોરાક બનાવવાના થતા અખતરા

અત્યારે ખોરાકની તંગીને લઇને વિજ્ઞાનીઓ જુદા જુદા અખતરા દ્વારા ખોરાકમાં ઉપયોગી થઇ શકે એવી ચીજો શોધે છે. આમાંની એક છે લાકડાના વ્હેરમાંથી ખાંડ તેમ જ ખોરાક બનાવવાની.

એમ કહેવાય છે કે ૧૯૨૬ની સાલમાં રશોલર નામના વૈજ્ઞાનિકે થોડા જર્મન ઉદ્યોગપતિ સમક્ષ એક સાદા પ્રયોગ દ્વારા થોડા લાકડાના વ્હેરમાંથી ખાંડ બનાવીને આપી. એ ખાંડ શી રીતે બનાવવી તે વિષે માહિતી આ રહી. ખરી વાત એ છે, કે લાકડામાં સેલ્યુલોસ આવેલું છે. અને તે થોડા જીવડાઓ ખાઇ શકે છે તેમ જ પચાવી શકે છે, પરંતુ તે મનુષ્યને પાચક નથી. માટે તેને આપણે કાગળ વગેરે બનાવવા માટે ફેકટરીઓમાં મોકલી આપીએ છીએ. રસાયણશાસ્ત્ર પ્રમાણે સેલ્યુલસ મોલેકયુલ અને સુગર મોલેકયુલમાં જરાપણ તફાવત નથી. એટલે એ તત્ત્વો જુદાં પડે તો વ્હેરમાંથી ખાંડ બનાવી શકાય છે; તે વખતે જર્મનીમાં ખોરાકની તંગી હતી નહિ. એટલે લોકોએ રશોલરની રીતે બનાવેલી એ ખાંડનો દારૂ માટે ઉપયોગ કરવા માંડયો. અને દારૂ માટે થોડા વખતમાં જ તેઓ ૬૦ ગેલન દારૂ ફકત એક ટન લાકડાના વ્હેરમાથી બનાવવા માંડયો. આ માટે રશોલરનો મદદનીશ ઇર્વીન રશેફર હતો.

ઇર્વીન રશેફર અમેરિકા ગયો અને ત્યાં આગળ આ ક્રમ ચાલુ રાખ્યો. અને તેમાં હોંશિયારીથી એક ટન લાકડાના વ્હેરમાંથી ૧૦૦૦ પૌંડ ખાંડ બનાવવા માંડી.

### લાકડાનો વહેર

આ ઉપરથી માલમ પડે છે, કે લાકડાનો વ્હેર એ પણ એક ખોરાક બનાવવા માટે જરૂરની વસ્તુ છે અને અત્યારે એને કચરામાં ફેંકી દેવા કરતા આ રીતે ઉપયોગમાં લેવો એ આપણે માટે જરૂરી જ છે.

પરંતુ એકલી ખાંડથી કંઇ ખોરાક પૂરો પડી શકે નહિ; એટલે વિજ્ઞાનીઓ જરા આગળ વધ્યા, અને શરીર ટકાવવા માટે પ્રોટીનની જરૂર છે. તેઓએ તે માટે લાકડામાંથી પ્રોટીનની શોધ કરવા માંડી. તેઓએ તે પ્રોટીન યીસ્ટ ( Yeast )માંથી શોધી કાઢ્યું. અમેરિકામાં એક ટન લાકડાનો કચરો લઇને તેને વુડ મોલેસીસમાં ફેરવીને ૨૫૦ પૌંડ યીસ્ટ પ્રોટીન કરવામાં આવે છે; અને આ પ્રોટીનમાં વીટામિન બી. હોય છે.

ઘણા રસાયણશાસ્ત્રીઓ તો આ લાકડાના વ્હેરમાંથી ખાંડ અને પ્રોટીન બનાવવાના પ્રયાસને મહાન સિદ્ધિના પ્રાથમિક તબક્કારૂપ માને છે. તેઓને આશા છે કે હજી એમાંથી ખાવાલાયક વધુ ને વધુ પદાર્થો બનાવી શકાશે.

### લાકડામાંથી બનતો ખોરાક

આ ઉપરાંત લાકડાના વ્હેરનો બીજી ઘણી રીતે ઉપયોગ થાય છે. તેમાંથી સાબુ બનાવાય છે. સ્કેન્ડીનેવીઆમા લડાઇના પહેલાં ત્રણ વર્ષમાં લાકડામાંથી ખોરાક બનાવીને પ્રાણીઓને ખવડાવવામાં આવતો હતો. અમેરિકામાં મોટરોને પાલીશ કરવા વાસ્તે પણ લાકડામાંથી બનાવવામાં આવે છે. લાકડાના કચરાનો આવો કેટલો યે ઉપયોગ થઇ શકે છે. અત્યારના સમયમાં તે ઘણો ઉપયોગી છે. વૈજ્ઞાનિકો આશા રાખે છે કે આ પ્રયોગ સફળ થતાં તે મહાન ઉદ્યોગમાં પરિણમશે.

# કયા કારણોને લઇ શિક્ષક ઘણા ગમે ?

( ૧૦,૦૦૦ શિક્ષકોની તપાસ પછી )

(૧) શાળાના કામમાં મદદગાર, પાઠ અને ઘરથી કરી લાવવાનો અભ્યાસ સ્પષ્ટપણે સંપૂર્ણ-તાથી સમજાવે,-શિખવવામાં ઉદાહરણો આપે

(૨) આનંદી, સંતોષી, ભલો, હસમુખો, હાસ્યપ્રિય, મજાક સહન કરી શકે.

(૩) સહૃદય, મિત્ર, વિદ્યાર્થીઓને " આપણામાનો જ એક " હોય એવો લાગે.

(૪) વિદ્યાર્થીઓમાં રસ લે અને તેમને સમજી શકે

(૫) શિક્ષણકાર્ય રસદાયક કરી શકે, કામ માટે જિજ્ઞાસા ઉત્પન્ન કરે, વર્ગના કામમાં આનંદ માને.

(૬) કડક શિસ્ત સાચવનાર, વર્ગ પર કાબુ ધરાવનાર, વિદ્યાર્થીઓ માનવૃત્તિથી જેને જોતા હોય.

(૭) નિષ્પક્ષપાતી, કોઇના પર ગેરવ્યાજબી મહેરબાની ન બતાવે, જેના "માનીતાઓ" ન હોય.

(૮) ચીઢાય નહિ, રૂક્ષ નહિ, અસંતોષી ઘૂરકનાર નહિ અને તીખી મજાક કરનાર નહિ.

(૯) " અમે પાઠોનું અધ્યયન કર્યું. "

(૧૦) આનંદી વ્યક્તિત્વ ધરાવનાર.

(૧૧) ધૈર્યશીલ, માયાળુ, સહાનુભૂતિવાળો.

(૧૨) ગુણો આપવામાં અને પરીક્ષા લેવામાં ન્યાયી

(૧૩) વિદ્યાર્થીઓ પ્રત્યે ન્યાયી, પ્રમાણિક વર્તન રાખનાર, સારા શિસ્તવાળો.

(૧૪) કાર્યો યોગ્ય રીતે શીઘ્રતાથી આટોપનાર, વિદ્યાર્થીઓ પાસે કામ લેનાર.

(૧૫) વર્ગ સમક્ષ વિદ્યાર્થીઓને માનભંગ ન કરે, સભ્ય અને વિદ્યાર્થીઓ જેની હાજરીમાં સરળતાથી વર્તી શકે

# શિક્ષકો નહિ ગમવા માટેનાં કારણો

(૧) અસભ્ય ઘૂરકનાર, અસંતોષી, કદી હસે નહિ, ટાણા મારે, શુષ્ક મજાક કરે, મિજાજ ગુમાવે, પિત્તો તરત જ ખસી જાય

(૨) સ્કૂલના કાર્યમાં મદદ નહિ કરે, પાઠ અને ઘરથી કરી લાવવાના મનોયત્ન સમજાવે નહિ, અસ્પષ્ટ અને કાર્યક્રમ ઘડયા વિનાનો,

(૩) પક્ષપાતી, જેને "માનીતાઓ" હોય, અમુક વિદ્યાર્થીઓ પર મહેરબાની બતાવે, થોડા વિદ્યાર્થીઓ પર જ લક્ષ આપે.

(૪) શ્રેષ્ઠતા દાખવતો, નિરાળો રહેનાર, મિજાજી, અહંકારી, વિદ્યાર્થીઓને વ્યક્તિગત ન ઓળખનાર.

(૫) હલકો, અવિચારશીલ, જડ, અસહનશીલ, અસભ્ય, અતિકડક, વિદ્યાર્થીઓને દુઃખી કરનાર.

(૬) ગુણો આપવામાં, નંબર આપવામાં, પરીક્ષામાં અન્યાયી.

(૭) વિદ્યાર્થીઓની લાગણી નહિ વિચારનાર, વર્ગની હાજરીમાં વિદ્યાર્થીઓ સાથે રાડ પાડી વાતો કરે, જેનાથી વિદ્યાર્થીઓ ગભરાય, જેની હાજરીમાં વિદ્યાર્થીઓ સ્વાભાવિકપણે વર્તી ન શકે અને જેના વર્ગની વિદ્યાર્થીઓને બીતિ રહે.

(૮) વિદ્યાર્થીઓમાં જેને રસ નહિ, વિદ્યાર્થીઓને જે સમજી શકતો નથી.

(૯) ઘરથી મનોયત્ન કરી માગવામાં પ્રમાણ ન સાચવે, બીજાં કામો માગવામાં અવિચારશીલ.

(૧૦) શિસ્તપાલનમાં શિથિલ, વર્ગ પર જેનો કાબુ નહિ, વર્ગમાં જેનું માન નહિ.

(૧૧) વિષયને વળગી ન રહે, અસંબંધ અંગત વાતો કરે, બહુ લવારા કરે.

(૧૩) ' કરવો જોઇતો અભ્યાસ અમે કર્યો નથી '.

(૧૪) વૃદ્ધ કે શિક્ષણ આપવા અશક્ત.

(૧૫) વિદ્યાર્થી પ્રત્યેના વર્તનમાં ન્યાયી અને પ્રમાણિક નહિ. *

---

# સરિતા-સંસ્કૃતિ

જે જમીન કેવળ વરસાદના પાણીથી ભીંજાય છે અને જ્યાં મેઘરાજાને આધારે જ ખેતી થાય છે તેને દેવમાતૃક કહે છે; જ્યારે જે જમીન આવી રીતે વરસાદ ઉપર આધાર ન રાખતાં નદીના પાણીથી ભીંજાય છે અને ખાતરીનો પાક આપે છે તેને નદીમાતૃક કહે છે. ભારતવર્ષમાં જમીનના આવી રીતે જે લોકોએ બે ભાગ પાડ્યા તેમણે નદીને કેટલું મહત્ત્વ આપ્યું છે એ આપણે સહેજે સમજી શકીએ છીએ. પંજાબનું નામ જ એમણે સપ્તસિંધુ પાડ્યું. ગંગા-યમુનાની વચ્ચે આવેલા પ્રદેશનું અંતરવેદી નામ રાખ્યું. હિંદુસ્તાન અને દક્ષિણ એવા બે ભાગલા પાડનાર વિંધ્ય કે સાતપુડાને આગળ કરવાને બદલે આપણા લોકો સંકલ્પ બોલતી વખતે गोदावर्याः दक्षिणे तीरे અથવા रेवायाः उत्तरे तीरे એમ નદી દ્વારા વિભાગ પાડે છે. કેટલાક વિદ્વાન બ્રાહ્મણકુળોએ પોતાનું નામ જ એક નદી પરથી પાડ્યું છે—સારસ્વત. ગંગાકાંઠે રહેનારા પુરોહિતો અને

* "પૂર્ણા" માસિકના એક અંકમાંથી.

પંડાઓ પોતાને ગંગાપુત્ર કહેવામાં ગગરૂભી અનુભવે છે. પ્રજા રાજાને રાજ્યપદ આપે ત્યારે ચાર સમુદ્ર અને સાત નદીઓનાં જળ આણીને એના પાણીથી અભિષેક કરે ત્યારે જ સમજે કે, હવે રાજા રાજ્ય કરવાનો અધિકારી થયો ભગવાનની રોજની પૂજા કરવી હોય ત્યારે પણ હિંદુસ્તાનની બધી નદીઓને પોતાના નાનકડા કળશમાં આવી બેસવાની પ્રાર્થના ભારતવાસી કરવાનો જ —

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिंधु कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ।

ભારતવાસી તીર્થયાત્રાએ જાય છે તે પણ નદીની મુલાકાતે જ જાય છે. નદીને જુએ કે એ એનું પણ ભાન ભૂલી જાય છે કે જે નદીમાં આપણે નાહીને પવિત્ર થઈએ છીએ એને વળી અભિષેક કરવાનું શું હોય ? ગંગાનું જ પાણી લઈને ગંગાને જ અભિષેક કર્યા વગર એની ભક્તિને સંતોષ થતો નથી. સીતા જ્યારે રામચંદ્ર જોડે વનવાસે ચાલ્યાં ત્યારે દરેક નદીને ઓળંગતાંની સાથે માનતા રાખે કે, સહીસલામત પાછા ફરીશું ત્યારે તારો અભિષેક કરીશું. માણસ મરી જાય ત્યારે પણ એને વૈતરણી નદી ઓળંગવાની હોય છે. ટૂંકમાં, જીવનમાં અને મરણમાં આર્યોનું જીવન નદી સાથે સંકળાયેલું છે. એની મુખ્ય નદી ગંગા. તે કેવળ પૃથ્વી ઉપર નહિ પણ સ્વર્ગમાંયે વહે છે અને પાતાળમાંયે વહે છે. તેથી એ ગંગાને ત્રિપથગા કહે છે. પાપ ધોઈને જીવનમાં આમૂલાગ્ર પલટો ખાવાનો હોય ત્યારે પણ માણસ નદીમાં જઈ કેડ સુધીના પાણીમાં ઊભો રહી એ વિધેનો સંકલ્પ કરે ત્યારે જ એને થાય કે, હવે આપણો સંકલ્પ બર આવવાનો. વેદકાળના ઋષિઓથી માંડીને વ્યાસ, વાલ્મીકિ, શુક, કાલિદાસ, ભવભૂતિ, ક્ષેમેન્દ્ર ગમે તે કવિ લો, નદીને જોતાં વેંત એની પ્રતિભા પૂરજોશમાં વહેવા માંડે છે. કોઈ પણ ભાષાની કવિતા જુઓ, એમાં નદીનાં સ્તોત્રો મળવાનાં જ. અને હિંદુસ્તાનની ભોળી જનતાનાં લોકગીતો જુઓ તોપણ ત્યાં નદીનાં વર્ણનો ઓછાં મળવાનાં નથી.

ગાય, બળદ અને ઘોડા જેવાં ઉપયોગી જાનવરોની જાતિઓ નક્કી કરતાં પણ આપણા લોકોને નદી જ યાદ આવે છે. સારા સારા ઘોડાઓ સિંધુ નદીને કિનારે ઉછેરવામાં આવતા, એટલે ઘોડાનું નામ જ પડયું સૈંધવ. મહારાષ્ટ્રના પ્રખ્યાત ટટ્ટુઓ ભીમા નદીને કિનારે ઉછેરાતા, એટલે એમને ભીમથડીના ટટ્ટુ કહેતા. મહારાષ્ટ્રને સારામાં સારી દૂધ આપનારી અને રૂપાળી ગાયોને આજે પણ ' કૃષ્ણા વેલી બ્રીડ ' કહેવાય.

જેમ ગ્રામ્ય પશુઓની જાતિના નામ નદી પરથી પડયાં છે, તેમ ઘણી નદીઓનાં નામ પશુપક્ષીઓ પરથી પડયાં છેઃ—ગોદા, ગોમતી, સાબરમતી, હાથમતી, વાઘમતી, સરસ્વતી, ચર્મણ્વતી.

મહાદેવની પૂજા માટે જે ગોળ લીસા પથરા (બાણ) વપરાય છે તે નર્મદાના જ હોવા જોઈએ. નર્મદાનું માહાત્મ્ય જ એટલું છે કે ત્યાંના જેટલા કંકર તેટલા શંકર; જ્યારે વૈષ્ણવોના શાલીગ્રામ ગંડકી નદીમાંથી આવે છે.

તમસા નદી વિશ્વામિત્રની બહેન ગણાય છે, તો કાલિંદી યમુના પ્રત્યક્ષ કાળ ભગવાન યમરાજની બહેન છે.

એક એક નદી એટલે સંસ્કૃતિનો પ્રવાહ. દરેકની ખૂબી જુદી. પણ ભારતીય સંસ્કૃતિ અનેકતામાંથી એકતા ઉપજાવે છે, તેથી બધીય નદીઓને આપણે સાગરપત્ની ઠેરવી છે. સમુદ્રનાં જળ એટલા જ માટે પવિત્ર ગણાય છે કે બધી નદીઓ પોતપોતાનાં પવિત્ર જળ સાગરને અર્પે છે. सागरे सर्वतीर्थानि ।

જ્યાં બે નદીઓનો સંગમ થાય છે તે સ્થાનને પ્રયાગ કહી આપણે પૂજીએ છીએ. એટલા જ માટે કે બે સંસ્કૃતિઓનો જ્યારે સંગમ થાય ત્યારે તેને પણ શુભસંગમ સમજતાં શીખીએ. સ્ત્રીપુરુષ વચ્ચે વિવાહ થાય તે ભિન્નગોત્રી હોવાં જોઈએ, એવો આગ્રહ રાખીને પણ આપણે એમ જ સૂચવ્યું છે કે, એક જ સંસ્કૃતિમાં સબડતા રહેવું એમાં કલ્યાણ નથી. ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે મેળ ખવડાવતાં આવડવો જ જોઈએ. લંકાની સાઠી પોથાના વર સાથે પરણે ત્યારે જ એ બન્નેમાં જીવનના બધા સવાલો પ્રત્યે ઉદારતાની દૃષ્ટિએ જોવાની શક્તિ આવે. ભારતીય સંસ્કૃતિ પહેલેથી છે જ સંગમસંસ્કૃતિ. આપણા રાજપુત્રોએ દૂર દૂરથી કન્યાઓ આણી હતી. કેકય દેશની કૈકેયી, ગાંધારની ગાંધારી, કામરૂપની ચિત્રાંગદા, છેક દક્ષિણની મીનાક્ષી–મીનળદેવી, એમ કેટલાયે દાખલાઓ આપી શકાય. આજે પણ રાજાઓ બનતા સુધી દૂર દૂરની કન્યાઓને પરણે છે. નદીઓ પાસેથી જ આપણે આ સંગમસંસ્કૃતિ શીખ્યા છીએ. પોતપોતાની નદીને વફાદાર રહો તો અંતે સમુદ્રમાં પહોંચી જવાના. ત્યાં કશો ભેદભાવ રહી શકતો નથી. બધું એકાકાર, સર્વાકાર અને નિરાકાર થઈ જાય છે सा काष्ठा सा परागतिः ।*

काका कालेकर

* " શિક્ષણ ને સાહિત્ય "માંથી.

# આવતા માસની કાર્યદિશા

(૧) પુસ્તકાલયો દ્વારા શાળામાં ભણતાં અને ઊઠી ગયેલાં બાળકોને વાચન પૂરું પાડો.

(૨) પુસ્તકાલયમાં કામ કરનાર શિક્ષકો ચાલુ માસની સૂચના વાંચી પોતાનું કાર્ય સરળતાથી ચાલે તેમ કરે.

(૩) પુસ્તકાલયનાં પત્રકો પરથી હકીકત સ્પષ્ટ કરવા માટે આ માસની સૂચના વાંચો.

(૪) સેન્ટરના મુ. શિક્ષકોએ તાબાનાં પુસ્તકાલયોની દફતર તપાસણી કરી નિવેદન ન મોકલ્યાં હોય તે તુર્ત મોકલે.

વડોદરા,
તા. ૯–૩–'૪૭

ઉ. મો. પટેલ
મ૦ વ્યવસ્થાપક.

સાર્વજનિક પુસ્તકાલય શાખા                                   મધ્યવર્તી પુસ્તકાલય

## સૂચના નં. ૭ સને ૧૯૪૬-૪૭

શબ્દ સૂચકઃ—**સ્પષ્ટીકરણ.**

વિષયઃ—**શિક્ષકો એ સાર્વજનિક પુસ્તકાલયનું કામ કરવા બાબત.**

મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના સૂચિલેખ અંક ૬૪ સને ૪૪-૪૫ અને અંક ૬૧ સને ૪૫-૪૬ આધારે કેળવણી ખાતાના તમામ નોકરોને જણાવવામાં આવ્યું છે કે ખાનગી અગર નીમ સરકારી સંસ્થાઓમાં માનદ કે વેતનથી કામ કરવા માટે શાળા ખાતાના સરકારી નોકરોએ નિયમ પ્રમાણે પરવાનગી મેળવ્યા સિવાય તેવું કામ ન કરવું.-

પુસ્તકાલયોના કામ કરનારા શિક્ષકો, તથા સ્થાનિક અધિકારી સાહેબો આ સૂચનાનો ગેરસમજભર્યો અર્થ કરે છે એટલે આ બાબત સ્પષ્ટતા કરવાની જરૂર ઉભી થઇ છે.

વડોદરા રાજ્યમાં ઘણીય સંસ્થાઓ હશે કે જેઓ ખાનગી કે નીમ સરકારી હોય છતાં જેમાં નિયમના ધોરણોને પાત્ર રહી પરવાનગીની જરૂર રહે પણ પુસ્તકાલયોની બાબતમાં સ્પષ્ટ હુકમો થયેલા છે એટલે તેમાં માનદ કામ કરવા માટે પરવાનગી માગવાની જરૂર નથી.

નિયમોનો આધાર જોતાં દેશી કેળવણી ખાતાના નિયમની કલમ ૨૦૫ તથા સાર્વજનિક પુસ્તકાલયોના નિયમની કલમ ૨૧ આધારે શ્રીમંત સરકારે શિક્ષકોને સાર્વજનિક પુસ્તકાલયોનું કામ કરવાની ફરજ રાખી છે.

વળી સરકારી નોકરો સંબંધી નિયમની કલમ ૨૮૪ પ્રમાણે પણ શિક્ષકોને આ કાર્ય કરવાનું મરજીઆત ધોરણ પણ છે. કલમ નીચે પ્રમાણે છેઃ

" ખાનગી ગૃહસ્થોએ અગર તેવા ગૃહસ્થોની મંડળીએ સ્થાપેલી કેળવણીની સંબંધકર્તા અગર બીજા પ્રકારની સંસ્થાઓ જેના ઉપર સરકારની દેખરેખ ન હોય, પછી તેનો ઉદ્દેશ ગમે તે હોય તો પણ તેવી સંસ્થાઓ સાથે કોઇ પણ સરકારી નોકરે પ્રથમથી દિવાનની લેખી પરવાનગી મેળવ્યા સિવાય ભાગ લેવો નહિ, તેમ તેની સાથે કોઇ જાતનો સંબંધ રાખવો નહિ.

*ટીપઃ*—જે સંસ્થાઓ સામાજિક બાબતો અગર રમતગમત માટે સ્થાપી હોય તેને આથી બાધ આવતો નથી.

આ ઉપરથી જાણી શકાશે કે જે **સંસ્થાઓ ઉપર સરકારની સીધી દેખરેખ છે તેમાં કામ કરવા માટે પરવાનગીની આવશ્યક્તા નથી. વડોદરા રાજ્યનાં મફત સાર્વજનિક પુસ્તકાલયો શ્રીમંત સરકારના કેળવણી ખાતાના પુસ્તકાલય ખાતાની સીધી દેખરેખ નીચે છે અને તેના ઉપર રા. મહાલ શાળાધિકારીઓ દ્વારા દેખરેખનું કામ લેવામાં આવે છે એટલે તેમાં માનદ તરીકે કામ કરનારને પરવાનગી લેવાની જરૂર નથી.**

પરંતુ જે પુસ્તકાલયોના અંદાજપત્રમાં મહેનતાણાની રકમ મંજૂર કરી હોય અને તે કોઇ સરકારી નોકરને આપવાની હોય તો તે સરકારી નોકરે પોતાના ખાતા મારફત

તે રકમ લેવા માટે પરવાનગી મેળવવી જોઇએ; અને પરવાનગી મળ્યા તારીખથી જ તે મહેનતાણું મેળવી શકે. માનદ તરીકે કામ કરવાની તેથી હરકત નથી. આવું કામ વેતનથી કરવાનું હોય તો જે **તારીખથી વેતન જોઇતું હોય તેના ત્રણ માસ અગાઉથી પોતાના ખાતાની મંજૂરી માગવી જોઇએ, અને મંજૂરી માટે તમામ સાધનિક કાગળો રજૂ કરવા જોઇએ.**

પુસ્તકાલયોનું કામ વ્યવસ્થિત રીતે ચાલે અને લોકોને તેમજ વિદ્યાર્થીઓ અને શાળામાંથી ભણી ઉઠી ગયેલા છેલ્લા પાંચ વર્ષનાં બાળકોને પુસ્તકાલયમાંથી મફત વાચન પૂરું પાડી, શિક્ષિત લોકો ભણેલું ભૂલી ન જાય તે ખાતર પ્રાથમિક શાળાના શિક્ષણનું આ પૂરક કાર્ય મંદ ન પડે અને વધારે ઉત્સાહથી ચાલે તે માટે રા. મહાલ શાળાધિકારી સાહેબો સ્થાનિક શિક્ષકો અને કાર્યકરોને પૂરતું પ્રોત્સાહન આપશે એવી આશા છે.

વડોદરા, તા. ૫–૩–૪૭

ઉ. મો. પટેલ
અવેજી. વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૮ સને ૧૯૪૬–૪૭

સૂચક શબ્દઃ- **આંકડાની ખામીઓ.**

વિષયઃ—**અંદાજ તથા નિવેદનના આંકડાઓ ચોકસાઇથી ભરવા બાબત.**

વડોદરા રાજ્યનાં સને ૧૯૪૫-૪૬ નાં અંદાજપત્રો તથા વાર્ષિક નિવેદનો સરખાવતાં કેટલીક ભૂલો જણાઇ આવી છે તેવી ભૂલો હવેથી કામ કરનાર મંત્રીમંત્રપાલો ન કરે તે માટે તેમનું ધ્યાન પર લાવવામાં આવે છે.

(૧) અમરેલી અને નવસારી પ્રાંતનાં ઘણાં ગ્રામપુસ્તકાલયો જેઓ માત્ર લોકમદદ રૂ. ૫) થી ૧૦) સુધી ઊભી કરે છે તેઓ કાયમનિધિમાં પણ રકમ લખે છે જ્યારે વર્ષ આખરે તેનું નિવેદન જોતાં તે રકમ મુકાતી નથી.

(૨) અંદાજપત્ર બનાવવાનું તે હાથ પર રકમ હોય તો પ્રથમે નીમે રકમ કાયમનિધિ ખાતે રકમ મૂકી પછીથી જ અંદાજ બનાવવાનું હોય છે. રૂા. ૧૦) નીચેની માગણીવાળાં પુસ્તકાલયો પોતાની સવડ પ્રમાણે થોડી પણ રકમ કા. નિ. ખાતે મૂકવાનું સમજશે તો તે તેમના જ હિતની વાત થશે. છતાં અંદાજમાં રકમ બતાવ્યા પછી રકમ મૂકયા સિવાય **સરકાર પંચાયત મદદ લઇ શકાશે નહિ.** જો રકમ મૂકવાની સવડ પાછળથી ન થાય તો રા. મહાલ શાળાધિકારી સાહેબના અભિપ્રાય માર્ફત પુ. ખાતાની મંજૂરી મેળવીને જ લોકમદદ પુસ્તકાલય સ. મંડળમાં મોકલવી, જેથી આંકડામાં ફેર પડે નહિ.

(૩) કાયમનિધિની રકમ અંદાજમાં જે પ્રમાણે સત્ય હકીકત હોય તે પ્રમાણે જ બતાવવી, અને તે વર્ષ આખરના નિવેદનમાં પણ ચોકકસ હોવી જોઇએ. આ નીચે એવી મહત્ત્વની ખામીઓનો દાખલો આપું છું.

સમઢીઆળા સા. પુસ્તકાલયનું સને ૧૯૪૫-૪૬ના અંદાજપત્ર પ્રમાણે કાયમનિધિ ભંડોળ રૂા. ૧૨૯–૩–૧૦+૧૮–૮–૦ ( અંદાજનાં આસન. ૨ અને ૩ ) મળી કુલ રૂા.

૧૪૭–૧૧–૧૦ બતાવાય છે જ્યારે કાયમનિધિની વિગતમાં શેરોમાં ૨૫–૦ પુસ્તકાલય ખાતામાં કેટલી રકમ તે બતાવ્યું નથી. આજ પુસ્તકાલયનું સને ૧૯૪૫–૪૬નું વાર્ષિક નિવેદન જે વર્ષના અંદાજ પ્રમાણે થયેલા ખર્ચ પછી આવે છે તેમાં કાયમનિધિ ખાતે રૂ. ૨૫–૦ નો શેર + ૧૫ પાસબુક + ૧૮ ( ૪૫–૪૬ )ની સાલ બજેટમાંથી મૂક્યા એમ લખે છે. એટલે હિસાબનો મેળ મળતો નથી.

નાણાં સંબંધી તમામ જવાબદારી મંત્રીઓની હોય છે. તેઓ જે કાગળો શ્રીમંત સરકારના પુસ્તકાલય ખાતા તરફ રજૂ કરે તે સત્ય અને સ્થળ પરના ચોપડાઓ ઉપરથી તારવી નક્કી કરી બતાવવા જોઇએ.

(૪) આજ પ્રમાણે વંચાયલાં પુસ્તકો, અને વાચકોની બાબતમાં પણ ઘણાં પુસ્તકાલયો ખોટા આંકડા રજૂ કરે છે. ગ્રામ પુસ્તકાલયના મહત્ત્વના વાચકો, (અ) શાળામાં ભણતા બાળકો, (આ) છેલ્લા પાંચ વર્ષ સુધીમાં શાળામાંથી ઊઠી ગયેલાં બાળકો, (ઈ) પ્રૌઢો, (સ્ત્રી અને પુરુષો). પહેલા બે પ્રકારના વાંચકો શિક્ષકો પાસે જ અવારનવાર આવનાર વ્યક્તિઓ છે. નિદાન અઠવાડિયા કે પખવાડિયામાં આ વાચકોને એકાદ વખત એમને રસ પડે તેવું પુસ્તક કે પુસ્તિકા વાચન માટે લઇ જવાનું ગોઠવવામાં આવે છે તો આપણે આપણી ખરી હકીકત શ્રીમંત સરકારને રજૂ કરી શકીએ. વંચાયલાં પુસ્તકો પુસ્તકોની ઇશ્યુબુક ( આપ-લે નોંધવહી ) ઉપરથી વર્ષની શરૂઆતથી આખર સુધી અનુક્રમાંક પ્રમાણે એકથી ગણવાના હોય છે, જ્યારે વાચક તો વાચકોનું રજીસ્ટર રાખી તે ઉપરથી લેવાના હોય છે. એક વાચક વર્ષમાં એકથી અનેક વખત પુસ્તક લઇ જાય, પણ વાચક રજીસ્ટરમાં તો તેનું નામ એક જ વખત આવે એટલે હંમેશાં વાચકો કરતાં વંચયલાં પુસ્તકો અનેક ઘણાં વધી શકે તે સ્વાભાવિક છે. પણ વંચાયલાં પુસ્તકો કરતાં વાચકો વધે તો રખાયલાં પત્રકો સાથે મેળ ન લેતાં ગમે તેમ આંકડા મૂકેલાનું જણાય. આશા છે કે પુસ્તકાલયના કામ કરનાર ભાઇઓ જેઓ આવી ભૂલો કરતા હોય અને અંદાજે હકીકત લખતા હોય તે બંધ કરી દર માસે હકીકત તારવી કાઢી ઉત્તરોત્તર સરવાળા બાંધી વર્ષ આખરે સાચી હકીકત જણાવે.

(૫) અંદાજપત્રમાં પાછલી સાલના જે આંકડા ઉત્પન્ન ખર્ચના બતાવવામાં આવે છે તે પણ ખોટા જણાય છે. ગયા બે વર્ષોની જે હકીકત રજૂ કરવામાં આવે તે ખરેખર શું ઉત્પન્ન આવ્યું છે તથા શી રીતે ખર્ચ કર્યો છે તે બતાવવાનું છે.

## રા. મહાલશાળાધિકારી સાહેબોને વિનંતિ

રા. મહાલ શાળાધિકારી સાહેબોને પુસ્તકાલયનું વહીવટી જ્ઞાન સમિતિઓ ભરી સમજાવવામાં આવ્યું છે, તેમ જ પ્રત્યેક મહાલશાળાધિકારી કચેરીમાં પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ પહોંચાડવામાં આવ્યું છે. તો આશા છે કે પુસ્તકાલયનું કાર્ય હવે વધારે સારી રીતે અને દક્ષતાથી થશે. સારા કામ કરનારને ઉત્તેજન અપાવવા રા. મહાલ શાળાધિકારી સાહેબો પટતું કરી આ સંસ્થાને વધુ લોકપ્રિય અને વ્યવસ્થિત બનાવવામાં મદદ કરશે.

વડોદરા,
તા. ૫–૩–૪૭

ઉ. મો. પટેલ
અવેજી. વ્યવસ્થાપક.

# અમારાં પ્રકાશનો

## પુસ્તકાલયસાહિત્ય

| | |
|---|---|
| ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી | ૭–૦–૦ |
| ૪૦૦૦ ,, ,, ,, | ૫–૦–૦ |
| વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ | ૩–૦–૦ |
| વાતોનાં પુસ્તકોનો પરિચય ભા. ૨ જો | ૦–૮–૦ |
| અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૨–૦–૦ |
| પુ. પ્રવૃત્તિ, ભાષણો ને લેખો ભા. ૧ લો | ૧–૮–૦ |

## જીવનચરિત્રો

| | |
|---|---|
| દીનબંધુ એન્ડ્રુઝ | ૭–૦–૦ |
| ભારતના સંતો | ૧–૮–૦ |
| વીર ગાર્ફીલ્ડ | ૧–૮–૦ |
| બુકર ટી. વૉશિંગ્ટન | ૧–૧૨–૦ |

## વૈદક–આરોગ્ય

| | |
|---|---|
| કેટલાક રોગો ભા ૨ જો | ૧–૧–૦ |
| આહારશાસ્ત્ર | ૦–૧૪–૦ |

## શિક્ષણ–ઇતિહાસ–વિજ્ઞાન

| | |
|---|---|
| વર્તમાનપત્રો દ્વારા લોકશિક્ષણ | ૧–૮–૦ |
| બાળકેળવણી | ૦–૧૩–૦ |
| તારાશાસ્ત્ર | ૦–૧૨–૦ |
| રામાયણ રહસ્ય | ૦–૬–૦ |
| આર્યોની ઓળખાણ | ૦–૫–૦ |
| સારી રીતભાત | ૦–૪–૦ |
| વૈયાસિક ન્યાયમાળા | ૧–૮–૦ |
| ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦–૧૪–૦ |
| ભૂરચના | ૦–૧૧–૦ |
| માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૦–૧૪–૦ |
| માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦–૧૩–૦ |
| વિદ્યાશાળા | ૧–૧–૦ |
| શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦–૧૧–૦ |
| સિંહ | ૦–૬–૦ |
| હિંદના ઇતિહાસની વાતો | ૦–૧૨–૦ |

## બાલસાહિત્ય

| | |
|---|---|
| બાલકુંજના પાઠો | ૦–૪–૦ |
| પરિમલ | ૦–૫–૦ |

## પ્રકીર્ણ

| | |
|---|---|
| ચિરંજીવ સાહિત્ય (વિવિધ વિષયના લેખોનો સંગ્રહ) | ૨–૪–૦ |
| કુમારનાં ઓરત્નો (સામાજિક) | ૧–૮–૦ |
| કલાપીનો કેકારવ (કાવ્ય) | ૬–૦–૦ |

## પુસ્તકાલય સહાયક સ. મંડળ લિ.

પો. બો ૧૦,—વડોદરા

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | એપ્રિલ–૧૯૪૭ | અંક ૧૬ મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં હિંદના પહેલા એલચી તરીકે ગયેલ શ્રી અસફઅલી ત્યાંના નિવાસ દરમિયાન બે પુસ્તકો ત્યાં પ્રગટ કરાવશે એક ' માય ડાયરી ' ( મારી નોંધપોથી ) તેમા હિંદની વ્યક્તિએ. તથા રાજકારણ ની ચર્ચા આવશે બીજુ, બે ભાગમા આત્મકથા પ્રગટ થશે પહેલા ભાગમાં ઇ સ ૧૯૨૦ સુધીનો તેમનો જીવનવૃત્તાંત આવશે અને તેના છાપેલા ૬૦૦ પૃષ્ઠો થશે બીજા ભાગમા હિંદની સ્વાતંત્ર્યની લડતનો ઇતિહાસ આવશે જ્યારે શ્રી ચમનલાલે તેમને પૂછ્યુ કે ' તમે આ પુસ્તકો હિંદમા શા માટે પ્રગટ કરાવતા નથી ? ' ત્યારે તેમણે સસ્મિત જવાબ આપ્યો કે ' તમે વાચકોનું માનસ જાણો છો. '



મૌલાના અબુલ કલામ તેમ તેમના મિત્ર ભિકમપુરના નવાબ સદર યાર-જંગ હબિબુર રહેમાનખાન શેરવાણી ઉપર લખેલા પત્રો પુસ્તકરૂપે બહાર પાડયા છે. ઉર્દૂમા, લખાયેલા આ પત્રો ' કુમાર ઇ. ખતિર 'ના નામથી રૂા. ૪) ની કીંમતે બહાર પાડવામા આવ્યા છે



ઉપનિષદ્દના શ્લોક પરથી જેનુ શીર્ષક લેવામા આવેલ છે તે સમર્સેટ મોઘામના પુસ્તક ' ધી રેઝર્સ એજ ' ( The Razer's Edge )ની ત્રીસ લાખ નકલો વેચાઇ ગઇ છે. પડદા પર તે વાર્તા ઉતારવાને લેખકને જે મળ્યુ તેની ગણતરી ન કરતા આ નકલોના વેચાણથી તેને કેવી ગંજાવર રકમની ' રૉયલ્ટી ' મળી હશે તેનો વિચાર તો કરો. એમ કહેવાય છે કે ઉપનિષદ્દના આ જ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનના એક સુબન માટે દશ લાખ ડોલર ખરચવા પડયા હતા મોઘામને હોલીવૂડ સબંધી એવો હલકો અભિપ્રાય છે કે પોતાની નવલકથા અગર નાટકોની ફિલ્મ તે કદી જોતો નથી છતાં ધધો તે ધધો જ છે અને દશ લાખ ડોલરની રકમ કઇ નાનીસૂની નથી મોઘામ જેવા વેદના તત્ત્વજ્ઞાનના

# ઑક્સફર્ડના બોડલિયન પુસ્તકાલય વિષે વધુ માહિતી

ઑક્સફર્ડના અંગ્રેજી વિશ્વવિદ્યાલયમાં બોડલિયન પુસ્તકાલયના વધારાના મકાનનો દશ લાખ પૌંડના ખર્ચે બંધાવેલ વિભાગ શહેનશાહે થોડા સમય પહેલાં ખુલ્લો મૂક્યો. બોડલિયન પુસ્તકાલય સંસ્કૃતિવાળા દેશોમાં છેલ્લી ત્રણ સદીથી જાણીતું છે. સત્તરમી સદીના લેખક ટોમસ ફુલ્લરે પોતાના પુસ્તકમાં તેનો નિર્દેશ કર્યો છે.

તે વખતે બોડલિયન પુસ્તકાલયમાં પુસ્તકોની સંખ્યા, અત્યારે હજારો પુસ્તકાલયોમાં મળી આવતાં પુસ્તકો જેટલી પણ નહોતી. ઇ. સ. ૧૬૦૨ માં તેમાં લગભગ ૨૦૦૦ ગ્રંથો હતા. પરંતુ તે સમયે પુસ્તકો દુર્મિલ અને કીંમતી હતાં અને બોડલિયનમાં કોઇ પણ વિદ્વાન માગે તેટલાં પુસ્તકો હતાં. આજે બોડલિયન પુસ્તકાલયમાં વીસ લાખ છાપેલાં પુસ્તકો, ૫૦,૦૦૦ હસ્તપ્રતો તથા સંખ્યાબંધ નકશાઓ વગેરે છે.

પરંતુ દેશપરદેશના વાચકોનું આકર્ષણ તેનાં પુસ્તકોની સંખ્યા નહિ પરંતુ પુસ્તકોની ગુણવત્તા છે. જે વાંચકને વિશિષ્ટ નહિ પણ વિશાળ પુસ્તકાલયની જરૂર હોય તેને માટે તો બ્રિટિશ સંગ્રહસ્થાન હજુ પણ ઘણું કરીને શ્રેષ્ઠ છે. બોડલિયનનો પૂર્વની હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ, બ્રિટિશ ઇતિહાસનાં ખતપત્રો તથા સંસ્થાનોના ઇતિહાસને લગતા દસ્તાવેજોનો આખા જગતનાં સ્ત્રીપુરુષો લાભ લે છે.

બ્રિટિશ સંગ્રહસ્થાનના પુસ્તકાલયને દરેક છાપેલ વસ્તુની શ્રેષ્ઠ આવૃત્તિ મળે છે. બોડલિયનને પ્રકાશન પછીના એક વર્ષ સુધી ગમે તેની નકલ માગવાનો હક્ક છે અને તેને સામાન્ય વેચાણની આવૃત્તિ મળે છે. દેખીતી રીતે જ તેને જે પુસ્તકો સારાં લાગે તેની જ તે માગણી કરે છે અને તેને મળતાં બધા પુસ્તકો સચવાય છે તથા તેની યાદી કરવામાં આવે છે. વધારે પુસ્તકો ક્યા રાખવાં તે વર્ષોથી બોડલિયનને પ્રશ્ન થઇ પડયો છે. મકાનનો વિસ્તાર હવે વધતાં આ પ્રશ્નનો ઉકેલ થઇ ગયો છે.

ખરી રીતે તો પુસ્તકાલય 'બોડલિયન' કરતાં વધારે જૂનું છે. એકઝીટરમાં સર ટોમસ બોડલીનો જન્મ થયો ત્યાર પહેલાં એક સદી પૂર્વે ૧૪૪૦માં ગ્લુસેસ્ટરના ડયુક હમ્ફ્રિએ ઑક્સફર્ડમાં પુસ્તકાલયની સ્થાપના કરી હતી. પ્રોટેસ્ટન્ટ તરીકે, ધર્મના જુલમથી બચાવવા માટે બાળક બોડલીને જીનિવા ખાતે લઇ જવામાં આવ્યો હતો અને ઇલિઝાબેથના રાજ્યારોહણ પછી જ તે પાછો ફર્યો. તેણે ઑક્સફર્ડની માગડેલન કૉલેજમાં અભ્યાસ કર્યો અને ત્યા એક યા બીજા હોદ્દા પર તે ૨૦ વર્ષ સુધી રહ્યો હતો. તે હેગ ખાતે બ્રિટિશ મંત્રી તરીકે ગયો હતો. પણ ઑક્સફર્ડ તેના લોહીમાં હતું અને રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થવા તથા ઑક્સફર્ડના પુસ્તકાલયના દ્વાર પાસે પોતાનું જીવન ગાળવા ૧૫૯૬માં ફરી પાછો આવ્યો.

કર્યું હતું અને તેણે પુસ્તકો સહિત પોતાની સઘળી મિલકત પુસ્તકાલયને અર્પણ કરી. છઠ્ઠા એડવર્ડના કમિશનરોએ ડયુક હંફ્રીના પુસ્તકાલયને વેરવિખેર કરી નાખ્યું હતું. ૧૫૫૯ની પુનર્રચનાએ ઘણું નુકસાન સરખું કરી આપ્યું હતું. તે વખતે ગૂમ થયેલ ચાર કીંમતી હસ્તપ્રતો બોડલિયન પુસ્તકાલયમાં હવે આવી ગઇ છે.

પરંતુ બોડલિના મૃત્યુ પછી પાછી મુશ્કેલી ઉપસ્થિત થઇ હતી. આંતરવિગ્રહને પરિણામે આખું વિશ્વવિદ્યાલય છિન્ન ભિન્ન થઇ ગયું હતું; જો કે ક્રોમવેલે ૧૬૫૪માં સંખ્યાબંધ હસ્તપ્રતો પુસ્તકાલયને વારસામાં આપી હતી. શેલ્ડોનિયન રંગભૂમિવાળા બિશપ શેલ્ડને વ્યવસ્થા કરી. લંડનમાં પ્લેગ હોવાને લીધે શાહી કુટુંબ ઑક્સફર્ડ રહેવા ગયું હતું. પોતાના પિતાની માફક બીજા ચાર્લ્સ રાજાએ બોડલિયનમાંથી એક પણ પુસ્તક જોયાની નોંધ મળતી નથી. આ સંબંધમાં નોંધપાત્ર બીના એ છે કે સર ટોમસ બોડલિના નિયમ મુજબ પુસ્તકાલયમાંથી પુસ્તક બહાર લઇ જવાની રાજાને ના પાડવામાં આવી હતી. અંડર-ગ્રેજ્યુએટો અથવા વિદ્વાનોની માફક જ રાજાઓ પુસ્તકાલયમાં બેસી વાંચે અગર બિલકુલ ન વાંચે. ક્રોમવેલે શહેરમાંથી પુસ્તક મંગાવતાં તે પણ તેટલો જ નિરાશ થયો હતો. પરંતુ રાજાએ તથા તેના દુશ્મને પાછળથી ગ્રંથપાલની કર્તવ્યનિષ્ઠાનાં વખાણ કર્યાં.

જ્યારે સર ટોમસ બોડલિએ દાનની શરતો નક્કી કરી ત્યારે તેમણે સ્ટેશનર્સ કંપની સાથે એવી ગોઠવણ કરી કે તેના સભ્યોએ પ્રગટ કરેલ બધાં પુસ્તકોની નકલ પુસ્તકાલયને પૂરી પાડવી. પરિણામે ૧૬૨૩માં શેકસ્પીયરના ગ્રંથની પહેલી આવૃત્તિના છુટાં પાનાં આવ્યાં. તે અભરાઇ પર ચડાવી દેવામાં આવ્યાં. ૪૧ વર્ષ પછી ત્રીજી આવૃત્તિ પ્રગટ થતાં પહેલી આવૃત્તિને નકામી ગણી કાઢી નાખવામાં આવી. તે વખતે પહેલી આવૃત્તિને સાચવી રાખવાનો મોહ નહોતો! ૧૯૦૫માં પહેલી આવૃત્તિ, ફરીથી બાંધવાની સલાહ માટે, કંઇક નુકસાન પામેલી સ્થિતિમાં પુસ્તકાલયમાં આવી. લગભગ ત્રણસો વર્ષ પહેલાં કાઢી નાખવામાં આવેલ નકલ તરીકે ઓળખવામાં આવી અને તે ફરીથી ત્રણ હજાર પૌંડની કીંમતે ખરીદી લેવામાં આવી!

વસ્તુતઃ સર ટોમસ બોડલિએ પુસ્તકાલયમાંથી નાટકનાં પુસ્તકોને બાકાત રાખ્યાં હતાં. રંગભૂમિ સંબંધી ઘણાંખરાં પુસ્તકો કચરા જેવાં હોવાનો તેનો મત હતો. અત્યારે તો લૉર્ડ સન્ડર્લેન્ડના વિલને અંગે લખેલ નાટય સાહિત્યમાં આદ્યકાવ્યોનાં પુસ્તકોના સંગ્રહને અંગે પુસ્તકાલયમાં શેકસ્પીઅર સબંધી ૫,૦૦૦ ગ્રંથો છે.

લગભગ ૧૯૧૫માં બોડલિનના એક મહાન ગ્રંથપાલે એવી ગણતરી કરી હતી કે બોડલિયન પુસ્તકાલય વિસ્તારમાં જગતમાં નવમું, અગત્યમાં આઠમું અને વિશ્વવિદ્યાલય પુસ્તકાલયોમાં નિઃશંકપણે પહેલું છે. બોડલિયન પુસ્તકાલયની પૌંડ, શિલિંગ, પેન્સમાં કિંમત મૂકવાનો યત્ન કરવામાં આવ્યો નથી. અમૂલ્ય વસ્તુઓની કિંમત આંકવાનું કાર્ય મૂર્ખાઇભર્યું છે. આકર્ષક હસ્તપ્રતો, રાજા તથા રાણીની પ્રાર્થનાઓ, દિવાલ પર ટીંગાતા પ્રાચીન નકશા, શેકસ્પીઅરના હસ્તાક્ષરો તથા મિલ્ટનના હસ્તાક્ષરવાળાં કાવ્યોની કિંમત કોણ આંકી શકે તેમ છે? પુસ્તકોની વાત એક બાજુએ મૂકતાં, જગતનું પરિભ્રમણ કરનાર

પડેલા અગ્રેજી વદાણના લાકડામાંથી બનાવેલ સર ફ્રાન્સિસ ડ્રેકની ખુરશી, ગાય ફૉક્સનાં ફાનસ જેવી વિરલ વસ્તુઓ ત્યાં છે.

બોડલિયનની માત્ર હકીકત આંકે તેવી વિરલ વસ્તુઓની યાદીમા આખા ઇતિહાસનો સમાવેશ થઇ શકે નહિ. જે સ્થળે ત્રણ સદીઓની વિભૂતિઓએ અભ્યાસ કર્યો છે ત્યાના વાતાવરણમાં પણ ઘણું હોય છે. નવા વિસ્તારનો પણ ઇતિહાસ છે. યુદ્ધ દરમિયાન બ્રિટિશ નૌકા ખાતાએ પાંચ લાખ ફોટોગ્રાફોનો સગ્રહ રાખવા માટે તેનો ઉપયોગ કર્યો હતો. આ પૈકી ઘણા ફોટોગ્રાફોએ યુરોપમા મિત્રરાજ્યોનાં દળોને ઉતારવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.

છોટાલાલ માનસિંગ કામદાર.

---

# જોઈએ છે ગ્રામનેતાઓ

ગ્રામનેતાઓ, વ્યવહારુ બુદ્ધિના ગ્રામનેતાઓ, મોટા દિલના ગ્રામનેતાઓ, માનસશાસ્ત્ર અને એવા બીજા સમાજશાસ્ત્રોના જ્ઞાનથી સુસજ્જ ગ્રામનેતાઓ શકિતઓ-બુદ્ધિની, સાધનની કે શરીરબળની–જ્યાં પડી હોય ત્યાંથી તેને પારખી, ઊંચકી લઈ ગ્રામસંસ્કાર-ખેડાણના કામે જોતરી શકવાની તાકાત અને આવડત ધરાવનાર ગ્રામનેતાઓ, ગુલાબના કાંટાને સહી લેનાર ગ્રામનેતાઓ, કુદરતને ખોળે રમતી પ્રજાને કુદરતના નિયમોનું ભાન કરાવનાર ગ્રામનેતાઓ, પોતાની વિરાટ્ કાયને વિશીર્ણ કરી અણુઅણુમાં પ્રસરી જનાર ગ્રામનેતાઓ–એ આવતી કાલની અનિવાર્ય આવશ્યકતા છે.

આજનાં ગામડાં પોતાની સંસ્કારસંસ્થાઓ પાસે માગે છે આવતી કાલના આવા નેતાઓનું ઘડતરકાર્ય. કટોકટી આવી રહી છે. કેળવણીમંડળો, પુસ્તકાલયો, અભ્યાસમંડળો, એ એવા સમયને પહોંચી વળી શકશે ? તેના એકેએક સભ્યનું લક્ષ્ય આ દિશા તરફ દોરાશે ? અથવા તો બની શકતો સર્વ પ્રયાસ કરી છૂટશે ?

લાભશંકર આણંદજી રાવળ
મંત્રી,
શ્રી. ચલાલા કેળવણી મંડળ, ચલાલા

# ૨૦૦૨નું બાલસાહિત્ય[1]

## ઉડતી નોંધનો એક પત્ર[2]

પ્રિય ભાઇશ્રી,

આ પત્ર ધાર્યા કરતાં મોડો પરંતુ ગયા વર્ષ કરતાં વહેલો લખાય છે. મારી ઇચ્છા તો ગયા ડિસેંબરમાં જ આ પત્ર લખવાની હતી, પરંતુ મનુષ્યની બધી ઇચ્છાઓ પાર પડતી હોય તો જોઇએ શું ? એટલે વર્ષ પૂરું થયા પછી બરાબર પાંચ મહિના વીતી ગયા બાદ આ પત્ર લખાય છે. આવતો પત્ર ડિસેંબરમાં લખાય તે માટે તૈયારી તો અત્યારથી કરવા માંડી છે, પરંતુ તે આશા પૂર્ણ થશે કે કેમ તે તો ભાવિના ગર્ભમાં રહેલું છે.

સંખ્યાની દૃષ્ટિએ ચાલુ વર્ષનો ફાળો ઠીક ગણી શકાય. પરંતુ આવતા (૨૦૦૩) વર્ષમાં તો તે ફાળો ઠીક પ્રમાણમાં વધી જશે તેવાં ચિહ્નો અત્યારથી દૃગ્ગોચર થાય છે. વળી કાગળ પરનો અંકુશ દૂર થતાં પ્રકાશકોને ઉત્તેજન મળશે તેમ ધારું છું. આ ઉત્તેજન મળતાની સાથોસાથ તેઓ કિંમતમાં પણ ઘટાડો કરે તેમ આપણે સૌ ઇચ્છીએ. કેટલાંક પુસ્તકોની કિંમત ખૂબ જ આકરી–માત્ર શ્રીમંતોને પોસાઇ શકે તેવી હોય છે. અલબત્ત, નાણાના થયેલ સાર્વત્રિક ફુગાવાને અંગે લોકોની ખરીદશક્તિ વધી હશે એટલે નકલો ચપોચપ ઉપડી જતી હશે, પરંતુ આ સ્થિતિ લાંબો સમય ટકી ન શકે તે દેખીતી વાત છે. અત્યારે આ લખી રહ્યો છું ત્યારે મંદીના ગણેશ બેસી ચૂક્યા છે તેમ લખું તો ખોટું નથી. આ ઉપરથી પ્રકાશકોએ ધડો લેવાનો છે અને ચેતવણીને માન આપવાનું છે.

પુસ્તકોનાં બાહ્ય રૂપરંગની પ્રગતિ થંભી ગઇ હતી તે હવે એ સ્થિતિમાંથી બહાર આવશે. બાળસાહિત્યનાં અંગ્રેજી પુસ્તકો માટે પણ આપણે પરદેશ પર આધાર રાખવો છોડી દેવો જોઇએ. તે દિશામાં આપણા પ્રયત્નો ગણ્યા ગાંઠ્યા છે. રાજકોટના લક્ષ્મીચંદ ડોસાભાઇ કે પદ્મ પ્રકાશને જ આ દિશામાં પ્રયત્ન કર્યાનું જણાયું છે. આ વિશાળ ક્ષેત્રમાં બીજા પ્રકાશકોએ પણ ઝુકાવવા જેવું છે. હમણાં હમણાં ૩-૪ મોટી પ્રકાશનસંસ્થાઓ આપણે ત્યાં સ્થપાઈ છે. તેણે બીજાં પ્રકાશનો સાથોસાથ બાલસાહિત્યના પ્રકાશન પર પણ ધ્યાન આપવું જોઇએ.

મુંબઇના સાહસિક પ્રકાશક એન. એમ. ઠક્કરે આ વર્ષના બાલ તથા કુમાર સાહિત્યના પ્રકાશનમાં ફાળો આપ્યો છે. શ્રી. પ્રકાશમ્ રાવલ કૃત '**મહાકવિ કાલિદાસની બાલવાતો**'માં કાલિદાસ તથા ભોજ રાજાના જીવન ઉપરાંત કાલિદાસની ૧૯ વાતો આપવામાં આવી છે. કાલિદાસના જીવન સંબંધી આપેલી કેટલીક હકીકતો બાળકો સમજી શકશે કે કેમ તે શંકાસ્પદ છે. વળી સંસ્કૃત શ્લોકોને ગુજરાતી લિપિમાં છાપવાની પ્રથા પણ યોગ્ય લાગતી નથી. જીવનની હકીકતોમાંથી તેટલા પૂરતી બાદ કરીને વાતોની સંખ્યા વધારી

[1] આફ્રિકાવાસી મિત્રને લખાયેલ પત્ર

[2] દર વર્ષની માફક આમાં કિશોર તથા કુમાર સાહિત્યનો પણ સમાવેશ થાય.

હોત તો તે વધારે ઇચ્છનીય હતું. વળી આમાં સમાવેશ કરવામાં આવેલી વાતો પણું બહુ જુજ હોય, આવા બીજા ભાગો પ્રગટ થાય તો જ તે સંગ્રહ સંપૂર્ણ બની શકશે. '**મામાનું ઘર કેટલે**' ગતો, ઘરસંસારી ગીતો, લગ્નગીતો, ઉખાણાં, હાલરડાં વગેરેનો સ્વ. ભવાનીશંકર નરસિંહરામ કવિએ કરેલ સંગ્રહની નવી આવૃત્તિ છે. પાને પાને ચિત્રોવાળી આ પુસ્તિકાની કિંમત બાળકોને પોસાય શકે તેટલી રાખવામાં આવી હોત તો ઠીક ગણાત. '**બાટલીનો બૂચ**'માં તે ઉપરાંત બીજી નવ વાતો છે. બધી અંગ્રેજી ઉપરથી રૂપાન્તરિત અનુવાદ છે. કિશોરોએ આ તથા હવે પછીના 'ખેલાડી'ના સંગ્રહમાંની કેટલીક વાતો પોતાના અંગ્રેજી પાઠ્ય પુસ્તકોમાં વાંચેલ હશે. 'ખેલાડી'માં ખેલાડી ઉપરાંત બીજી સાત વાતો આપેલ છે. પહેલાં તેમાં વધારે વાતો આપવાની ધારણા હશે, કેમ કે અનુવાદક પોતાની ટૂંકી નોંધમાં ત્રણેક વાતો અંગ્રેજી પરથી અનુવાદ કર્યાનું લખે છે, પણ તે વાતો જ સંગ્રહમાં દેખાતી નથી. '**કીલુ યાને વીંટીની શોધ**'માં એક રશિયન વાત ઉપરથી લખેલ લાંબી સાહસકથા છે. છેલ્લાં ત્રણે પુસ્તકો જાણીતા લેખક શ્રી. રમણલાલ સોનીનાં છે. શ્રી. રમણલાલે હવે કિશોર તથા કુમાર-સાહિત્યને સમૃદ્ધ કરવામાં પોતાનો ઠીક ફાળો નોંધાવવા માંડ્યો છે. આ પ્રકાશનોમાં અવારનવાર મુદ્રણદોષો નજરે પડે છે. બાલ તથા કિશોર સાહિત્યમાં મુદ્રણદોષો ન રહી જાય તે માટે ખાસ સંભાળ લેવાવી જોઇએ. '**શ્રી સમર્થ રામદાસ**'માં છત્રપતિ શિવાજી મહારાજનો ગુરુ શ્રી રામદાસ સ્વામીનું ચરિત્ર આપેલ છે. આ ચરિત્ર બાલસાહિત્યના ચરિત્રવિભાગમાં સારો સરખો ઉમેરો કરે છે. '**પાયલ બાજે**'માં શ્રી. મૂળસુખલાલ દિવાનનાં બાલગીતોનો સંગ્રહ છે.

તે જ પ્રકાશકો તરફથી મૂળ ફ્રેંચ ઉપરથી શ્રી સુરેન્દ્ર પટેલે અનુવાદિત કરેલ 'બરફનું રણ' નામની સાહસકથા મળી છે. તે ખૂબ વહેલી પ્રગટ થયેલ હોય તેનો નિર્દેશ કરવાનું યોગ્ય ધાર્યું છે.

મેસર્સ આર. આર. શેઠની કંપનીએ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરની અધૂરી રહેલી બાલસાહિત્ય વાટિકા આગળ ચલાવી છે અને બીજા મંડળના પાંચમા પુસ્તક તરીકે ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી કૃત '**સારોદ્ધાર**'નો પહેલો ખંડ પ્રગટ કર્યો છે. 'કિશોર' માસિકમાં આ લેખમાળા પ્રગટ થઇ ગઇ છે. ૪૮ શીર્ષક હેઠળ જુદા જુદા વિષયોની માહિતી આમાં આપવામાં આવી છે સામાન્ય જ્ઞાનની આકરપુસ્તિકા ( Reference Book ) તરીકે આ પુસ્તિકા માત્ર કિશોરોને જ નહિ પરંતુ મોટાઓને પણ ઉપયોગી થઇ પડે તેવી છે.

શ્રી નાગરદાસ પટેલ તથા રમણલાલ શાહના સંપાદકપણા નીચે ચાલતી અશોક બાગ પુસ્તકમાળાના દશમા સેટના સાત પુસ્તકો બહાર પડયાં છે, પણ સમયના હિસાબે ચાલુ વર્ષમાં માત્ર એકનો જ સમાવેશ થઇ શકે તેમ છે. બાકીનાની નોંધ હવે પછીની સમાલોચનામાં આવશે. 'ગાંડિયો'મા શ્રી. નવલકાંત બાવસારે 'ગાંડિયા' નામના તેર વર્ષના ઉમરના કિશોરનાં પરાક્રમોનું વર્ણન કર્યું છે.

રાજકોટના હિતાબધરે 'ચિલ્ડ્રન્સ ઓડન લાઇબ્રેરી'માં ત્રણ પુસ્તકો 'ધી એન્મીં પિકન' 'ધી કિંગ એન્ડ હિઝ પેરટ' તથા 'ધી ટ્રુથફુલ પેરટ' બહાર

પાડ્યાં છે. પહેલી પુસ્તિકામાં પાડોશીએ કબુતરની જીભ કાપી નાખ્યાથી તેને કેવી શિક્ષા થાય છે; પહેલાં ઉંદર, બિલાડી તથા કૂતરા સાથે રહેતાં તે કેવી રીતે જૂદાં પડી ગયાં, તથા સોનેરી પંખી વગેરેની વાતો આપેલી છે બીજી પુસ્તિકામાં નામરદાસ પટેલે લખેલ અંબારામ પોપટની વાત છે. ત્રીજી પુસ્તિકામાં સત્યવાદી પોપટને અંગે શુભાને તેની ઓરમાન મા કેવાં દુઃખ આપે છે તે વાત છે.

અંગ્રેજી ભાષામાં રાષ્ટ્રીય તથા બીજાં પ્રકાશનોથી પ્રસિદ્ધિ પામેલ શ્રી. પદ્મ પ્રકાશન લિ. તરફથી બાલસાહિત્યનાં અંગ્રેજી ભાષામાં વહેલાં પ્રગટ થયેલાં તેર પુસ્તકો મળ્યાં છે તેની ઊડતી નોંધ આ સમાલોચનામાં લેવાનું યોગ્ય ધાર્યું છે. શાળામાં ભણતા બાળકોના ઇતર વાચન માટે આ પુસ્તકો પ્રગટ કરવામાં આવેલાં છે. 'અવર બોઇઝહૂડ ડેઇઝ'માં શાળાનાં બાળકોને ઉપયોગી થાય તેવી છ વાતો આપવામાં આવી છે. બાળકો માટે નાટિકા ગ્રંથમાળામાં છ પુસ્તિકા બહાર પડેલ છે. 'ધી સિનિયર્સ રેઇક એહેડ' એકાંકી નાટિકા છે, અને તે 'સેફ્ટી ફર્સ્ટ' (સલામતી પહેલાં)ની નાટિકા છે. મોટાં શહેરોમાં રસ્તે ચાલતાં માણસે પોતાનું રક્ષણ શી રીતે કરવું, અકસ્માતથી કેમ બચવું તેનું જ્ઞાન નાનપણથી જ બાળકોને અપાય તે ઇષ્ટ છે. 'પેઇંગ ધી બિલ'ના એકાંકી ફારસમાં મુસાફરો હોટેલ માલિકને શી રીતે છેતરી જાય છે તે બતાવેલ છે 'સાંબો બિકમ્સ એ સ્કૉલર' પણ ઉપર પ્રમાણે ફારસની નાટિકા છે. તેમાં વિદ્વાન થવા માટે સાંબો કાગળને ચાવી જાય છે. 'નોટ ઇન વેઇન' ખાસ કરીને બાલિકા માટેની નાટિકા છે અને તેમાં પ્રાઇમસનો પ્રયોગ જમીન પર રાખીને પરંતુ ટેબલ પર કે બીજી રીતે ઊંચે રાખીને કરવાનું સમજાવ્યું છે. પ્રાઇમસને અંગે થતા અકસ્માત તરફ કોરોનર આયનસેનો પુણ્યપ્રકોપ જોણીતો છે. 'લૉસ્ટ પ્રિન્સ' એ જીપ્સી લોકોએ હરણ કરેલ રાજકુમારની કથા છે કથાને અંતે રાજકુમારને તેની બહેન તથા પિતા મળે છે. 'ચાઇલ્ડ હુ હેટેડ મિલ્ક'માં દૂધ તરફ અણગમો ધરાવતા બાળકની વાત છે. દૂધમાં રહેલાં પોષક તત્ત્વો આવીને બાળકને પોતપોતાના ગુણો સમજાવી બાળકને દૂધપર પ્રીતિ ઉત્પન્ન કરાવે છે આ છયે પુસ્તિકા કોલેજના માનસશાસ્ત્રના અધ્યાપક આર્થર પી. પરેરાએ બાલમાનસને ધ્યાનમાં રાખીને લખી છે.

ઇતર વાચન માટે બહાર પડેલી પુસ્તિકાઓ નીચે પ્રમાણે છે. 'ધી કિંગ્સ ફિશરમેન'માં મચ્છીમારને મોટી માછલી મળી આવતાં તે રાજાને તેની ભેટ ધરે છે. રાજા બદલામાં તેને ઇનામ માગવાનું કહેતાં તે પોતાને સો ફટકા મારવાની માગણી કરે છે. રાજા આશ્ચર્યચકિત થાય છે. પછી તેને જણાય છે કે ફટકા તો બે દરવાનોને મારવાના હોય છે. રાજા તેને પોતાની તહેનાતમાં રહેવાનું કહે છે, પણ માચ્છીમારને પોતાનું જીવન પસંદ હોતાં તે જીવન આનંદથી ગાળવાની રાજા તેને સગવડ કરી આપે છે. 'ધી બાર્બર્સ વાઇફ'માં હજામની પત્નીની ચતુરાઇથી ચોરોને કેવા હંફાવવામાં આવે છે તે બતાવેલ છે. 'મેઇડ ઑફ ધ ફૉરેસ્ટ' બીજા પર ઉપકાર કર્યા બાદ રાજકુમારની રીંછની ચામડી કેવી રીતે ઉતરી જાય છે તે વાત છે. 'જેક એન્ડ ધ બીનસ્ટૉક'માં શરૂઆતમાં તદ્દન નકામો લાગતો જેક, આખરે રાક્ષસને મારી નાખે છે. 'ધી અગ્લી ડક લિંગ'માં કદરૂપા બતકના બચ્ચાની વાત છે. 'સ્ટૉપ-લુક-લિસન'માં મોટાં શહેરોમા વપતે રાખવાની સંભાળ માટેની સૂચનાઓ છે.

### અરુણ પુસ્તકમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ધોળી બિલાડી | ગુલાબસિંહ બારોટ | ૧–૦ |
| ૨ તારક મંદિર | જયંતીલાલ ઓઝા | ૦–૧૦ |
| ૩ પતંગિયા રંગરંગી | નટવરલાલ દેસાઈ | ૦–૮ |

### જીવન સાહિત્ય મંદિર, મુંબઈનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ રસપોળી | રમણીક અરાલવાળા | ૦–૬ |
| ૨ બાલગુંજાર | પૂજાલાલ | ૦–૫ |

### પ્રકીર્ણ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ આપણા ગાંધીજી | પુરાતન બુચ | ૧–૦ |
| ૨ આપણાં કસ્તૂરબા | પુરાતન બુચ | ૦–૧૫ |
| ૩ કાવ્યકિશોરી | પૂજાલાલ | |

### અશોક બાલ પુસ્તકમાળા

| | | |
|---|---|---|
| ૧ ગાંડિયો | નાગરદાસ પટેલ | ૦–૮ |

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ બાલભારત | પ્રફુલ્લ ઠાકોર | ૧–૮ |
| ૨ સાહસકથાઓ | રમણીક અરાલવાળા | ૦–૧૦ |
| ૩ ભગવાન બુદ્ધ | પુરાતન બુચ | ૦–૪ |
| ૪ સંત કબીર | પુરાતન બુચ | ૦–૩ |

## પુનર્મુદ્રણો

### બાલજીવન કાર્યાલય-વડોદરા

| | | | |
|---|---|---|---|
| ૧ આનંદ તરંગ (બીજી) | ૦–૮ | ૭ ભોળિયા રાજા (ત્રીજી) | ૦–૫ |
| ૨ ભવ્ય ભારત (બીજી) | ૦–૮ | ૮ રસમય કહાણીઓ (ત્રીજી) | ૦–૮ |
| ૩ આનંદ મંજૂષા ૧ (ત્રીજી) | ૦–૬ | ૯ સત્યકથાઓ (ત્રીજી) | ૦–૮ |
| ૪ આનંદ મંજૂષા ૨ (ત્રીજી) | ૦–૬ | ૧૦ કિશોર વાર્તાવલિ (ત્રીજી) | ૦–૮ |
| ૫ મૂર્ખ મંડળ (ત્રીજી) | ૦–૪ | ૧૧ પશુકથાઓ (ત્રીજી) | ૦–૬ |
| ૬ પોચાનાં પરાક્રમો (ત્રીજી) | ૦–૮ | ૧૨ ચાલાક ચોર (ચોથી) | ૦–૮ |

### મેસર્સ આર. આર. શેઠની કું. મુંબઈ

| | |
|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૬ દુર્યોધન |
| ૨ બાલવાર્તા ભાગ ૧ | ૭ હનુમાન-વિભીષણ |
| ૩ બાલવાર્તા ભાગ ૨ | ૮ ભરત-લક્ષ્મણ |
| ૪ બાલવાર્તા ભાગ ૪ | ૯ કૈકેયી-મંદોદરી |
| ૫ પાંચાલી | ૧૦ ભીમસેન |

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ

| | | | |
|---|---|---|---|
| ૧ કુમારોની પ્રવાસકથા (બીજી) | ૧-૮ | ૭ નાનકડી વાતો (ત્રીજી) | ૦-૧૨ |
| ૨ ખાટીમીઠી બાળવાતો (ત્રીજી) | ૧-૪ | ૮ ચાંદો સૂરજ (ત્રીજી) | ૦-૮ |
| ૩ સોરઠી શૂરવીરો (બીજી) | ૦-૧૨ | ૯ સમર્પણની કથાઓ (ત્રીજી) | ૦-૧૨ |
| ૪ વિમાનની વાતો (બીજી) | ૦-૧૪ | ૧૦ વિદ્યાર્થી વાચનમાળા શ્રે ૨ (ત્રીજી) | ૪-૦ |
| ૫ ભવ્ય જગત (બીજી) | ૧-૪ | ૧૧ વિદ્યાર્થી વાચનમાળા શ્રે. ૬ (બીજી) | ૩-૦ |
| ૬ તુલસીદાસ (બીજી) | ૦-૬ | ૧૨ વિદ્યાર્થી વાચનમાળા શ્રે. ૭ (બીજી) | ૩-૦ |

## યુગાંતર કાર્યાલય-સુરત

| | | | |
|---|---|---|---|
| ૧ પુરાણનાં પાત્ર ૧ સીતા (ત્રીજી) | ૦-૨ | ૬ ફોરમ લહરી ૨ સાધુસંતો (ચોથી) | ૦-૪ |
| ૨ ,, ૨ હનુમાન (ત્રીજી) | ૦-૨ | ૭ ,, ૧૦ સમાજસેવકો (બીજી) | ૦-૫ |
| ૩ ,, ૩ ધ્રુવકુમાર(ત્રીજી) | ૦-૨ | ૮ મુક્તિના રાસ (બીજી) | ૦-૮ |
| ૪ ,, ૪ શ્રી કૃષ્ણ (ત્રીજી) | ૦-૬ | ૯ વર્તમાન યુગના વિધાયકો (બીજી) | ૧-૦ |
| ૫ ફોરમ લહરી ૧ નરવીરો (દશમી) | ૦-૩ | | |

## બાલવિનોદ કાર્યાલય, ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ.

| | | | |
|---|---|---|---|
| ૧ રતનિયો | (અગિયારમી) | ૨૧ મહારાષ્ટ્રનો મહારથી | (સાતમી) |
| ૨ મોતિયો | (દસમી) | ૨૨ શા માટે ? | ( ,, ) |
| ૩ મણિયો | ( ,, ) | ૨૩ બાલવિનોદિની | ( ,, ) |
| ૪ ઉંદરદેશ | (નવમી) | ૨૪ મુદ્રારાક્ષસ | (છઠ્ઠી) |
| ૫ ભુરિયો | ( ,, ) | ૨૫ આપણાં મિત્રો | ( ,, ) |
| ૬ ભાણિયો | ( ,, ) | ૨૬ ચીની વાતો | ( ,, ) |
| ૭ પંડિતજી | ( ,, ) | ૨૭ મુંબાઈ | ( ,, ) |
| ૮ રંભાનું રસોઈઘર ૧ | ( ,, ) | ૨૮ વિજ્ઞાનવિહાર ખંડ ૧ | ( ,, ) |
| ૯ કલાવતી | (આઠમી) | ૨૯ ગમ્મત ગીતો | ( ,, ) |
| ૧૦ ભગો | ( ,, ) | ૩૦ કનૈયો | (પાંચમી) |
| ૧૧ અંગારામ | ( ,, ) | ૩૧ ગકનિયો | ( ,, ) |
| ૧૨ રંભાનું રસોઈઘર ૨ | ( ,, ) | ૩૨ મેનાવતી | ( ,, ) |
| ૧૩ ઊંઘણશી | ( ,, ) | ૩૩ અલકા | ( ,, ) |
| ૧૪ કાલાઘેલાં | ( ,, ) | ૩૪ સુંદર સંવાદો | ( ,, ) |
| ૧૫ રંભાનું રસોઈઘર ૩ | (સાતમી) | ૩૫ કાગળના કિમિયા | ( ,, ) |
| ૧૬ લાલિયો | ( ,, ) | ૩૬ સમ્રાટ્ સિકંદર | ( ,, ) |
| ૧૭ રણધીર | ( ,, ) | ૩૭ બાળકોનું સ્વર્ગ | ( ,, ) |
| ૧૮ રાવજી | ( ,, ) | ૩૮ બેવફાઓ | ( ,, ) |
| ૧૯ ગુંદરિયો | ( ,, ) | ૩૯ બાપના વેણ | ( ,, ) |
| ૨૦ સશુર | ( ,, ) | ૪૦ મીરાબાઈ | ( |

જેમ ભાત ભાતની ગૂંથણીમાં ગુંથાય છે ત્યારે એ ( શબ્દો ) માન આત્માને કેવી ઉન્નત અવસ્થાએ ચડાવી દેઈ શકે છે ! આ બાબતને સામાન્ય લોકો હંમેશાં જોઈ શકતા નથી. નિખાલસપણે કહું છું કે, આધુનિક નિર્બંધ કાવ્ય (Free verse) મારા પર અસર કરતું નથી; છંદમાં ઢાળેલું કવિની કલ્પનાનું સંગીત સાંભળવા ઇચ્છવા જેટલો હું જૂની ઢબનો માનવી છું. મારી કોલેજના ખંડમાં બેસી જે દિવસે મારા મિત્રે સ્વિનબર્નનું એક કાવ્ય મારી સમક્ષ ગાયેલું, તે ઑક્સફર્ડનો મારો દિવસ હું કદી નહિ ભૂલું. તીવ્ર અસર કરનાર દારૂની માફક એ મારા મગજમાં ઊતરી ગયું છે. ખાલી શબ્દો આવું ભવ્ય સંગીત સર્જી શકે, એવો મને ખ્યાલ નહોતો. હાર્ડીનાં કાવ્યોનું કારુણ્ય; શબ્દોની જે કરકસરથી હાઉસમન કડવો નિરાશાવાદ વ્યક્ત કરે છે તે; જેમાં ડૂાઉસને નિરર્થક પ્રેમની શોધમાં પોતાનું હૈયું ઠાલવ્યું છે તે શ્રેષ્ઠ પ્રેમકાવ્ય સિનેરા ( Cynara ); આ બધાંએ મારા પર, સારી કે નરસી અસર પહોંચાડી હોવી જ જોઈએ. એટલો બધો મને એમણે હચમચાવી મૂકયો હતો. આ 'કઠણ કાળજા'ના જમાનામાં કાવ્યનું વાંચન જરા એણુ જેવું ગણાય છે. ખરેખર, એ લોખંડી મનના ઓછું બોલનાર માટે નથી. પણ, હું આ બંને પૈકી એકે ય જાતનો નથી. અને છતાં, જો મારા માનવબંધુઓનાં દુઃખ ને દુર્ભાગ્ય પ્રત્યે મારું હૈયું દ્રવતું હોય તો કાવ્યે મને સુંવાળો ને પોચા દિલનો બનાવ્યો છે, એમ જ કહેવાય.

મારે નાટકનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. પહેલેથી જ રંગભૂમિ પ્રત્યે મને ન અવરોધી શકાય એવું આકર્પણ રહ્યું છે. હું ઇંગ્લેન્ડ ગયો નહિ ત્યાં સુધી મેં બહુ નાટકો જોયેલાં નહિ, પણ બહુ બહુ વાંચી નાખેલાં ખરાં. નાટ્યકાર પોતાની રચનાને, જેવાં ઈતર કોઈ રચનામાં શક્ય નથી, એવાં એકતા ને એકરાગથી મઢે છે સમાજ અને આપણી પરિસ્થિતિ જે પ્રશ્નો આપણી સમક્ષ ઉપસ્થિત કરે છે તે ઉકેલવામાં આપણામાંથી ઘણાખરા આખું જીવન ખરચી નાખીએ છીએ. પરંતુ, નાટ્યકાર એના ત્રણ કે ચાર અંક દરમિયાન પ્રશ્નો મૂકે છે, ને બેત્રણ કલાકમાં એનો ઉકેલ આણે છે. વફાદારી ને લાગણીઓ વચ્ચેનો સંઘર્ષ, ક્રૂર વિધિનાં વિધાનોની પાર જઈને પણ પાત્રોનો થતો વિકાસ, ને માનવીની મૂર્ખતા સારુ કુદરતને આપવી પડતી કિંમત આપણે જોઈએ છીએ. કચકડાના આ જમાનામાં, જ્યારે રંગમંચને બોલપટના પડદાએ સાવ ભૂંસી નાખ્યો છે ત્યારે પણ, માનવઅવાજની સુદૃઢતા ને માનવઅભિનયની ભવ્યતા હજુ પણ મારાં રોમાંચ ખડાં કરી દે છે.

અલબત્ત, શેક્સપિયર મેં વાંચ્યો. હેમ્લેટ* સાથે મને સંશયો ઊભા થયા, પાપનું પડેખં નાનુંશું બુંદ કોઈથી નથી સુધરતું એની મને લેડી મેકબેથ* પરથી ઝાંખી થઈ, ઓથેલો* સાથે ઈર્ષ્યાના ડંખ સહન કર્યો; અને ફાલ્સ્ટાફ* સાથે હસ્યો. બર્નાર્ડ શૉની પણ ઘણીએ કૃતિઓ વાંચી. એનું આખાબોલાપણું, એનો તર્કવાદ, દંભ પ્રત્યેનો એનો તિરસ્કાર, પોતાના સમયથી પોતે આગળ હોવાનો એનો ફાંકો, ને દરેક સ્થાપિતવાદ પ્રત્યે એની નફરતઃ આ બધાંએ મારા પર બહુ અસર કરી છે.

વધુ ગંભીર એવાં જે પુસ્તકોએ મારા પર અસર કરી, તેમાં, હું માનું છું તેમ, જીવનચરિત્રો ને આત્મકથાઓએ પ્રધાન ભાગ ભજવ્યો છે. જેને કેટલાક પ્રતિભા કહે છે તે

* શેક્સપિયરનાં નાટકનાં પાત્રો

માત્ર સીધા ને સરળ ચારિત્ર્યબળે ને દુઃખ સહન કરવાની અપાર સહનશક્તિએ કરીને, નાના માણસોએ એ મેળવીને મહાન નરો બન્યા છે. આ ચરિત્રોમાં એ વાંચવાનું મને ગમતું. જે એક પુસ્તકે માગ પર ખૂબ જ અસર પહોંચાડી છે તે મોર્લી લિખિત ગ્લેડસ્ટનનું જીવનચરિત્ર હતું. ઑકસફર્ડની સનાતન મોહકતા, પક્ષીય રાજનીતિની સરળતા, રાજ્યનીતિજ્ઞોની જાળને ભેદીને પણ લોકોનો અવાજ કેવી રીતે આગળ આવી શકે છે તે, અને 'હોતી હય ચલતી હય' એમ મંદ ગતિએ ચાલતી છતાં કેવી ઠંડા મગજવાળી લોકશક્તિ શ્રેષ્ઠ છે તેઃ આ બધું મને આ પુસ્તકમાંથી જડયું.

અમુક જ પુસ્તકે સમગ્ર જિંદગાની પર અસર પહોંચાડી, એમ કહેવું મુશ્કેલ તો છે જ. પણ, હું, અતિશયોક્તિ વગર, મોર્લીના ગ્લેડસ્ટનના જીવનચરિત્ર વિશે એમ કહી શકું. હું ઑકસફર્ડ વિશે બહુ ઓછું જાણતો ને વધુ અભ્યાસાર્થે મારે ઇંગ્લૅન્ડ જવું પડશે, એનો મને સ્પષ્ટ ખ્યાલ ન હતો. યુવાન ગ્લેડસ્ટનનું ક્રાઇસ્ટ ચર્ચ ( Christ Church ) માં વીતેલું જીવન, મૈત્રી અને સાહચર્યનો જે આસ્વાદ એણે ત્યાં લીધો તે, જ્યાં પ્રખર બુદ્ધિમત્તાવાળા વિદ્વાનો એકેએક પ્રશ્નને સૂક્ષ્મ પૃથક્કરણની સરાણે ચડાવે છે એવા પ્રખર બુદ્ધિમત્તાના વાતાવરણમાં એણે કરેલું કાર્ય, જ્યાં એણે દલીલો ને ચર્ચાઓ કરી એ ' યુનિયન ' અને ઇતર ચર્ચા-સભાઓ, જ્યાં દરેક યુવાને દુનિયાની પુનર્રચનાનાં સ્વપ્ન સેવતો થઇ જાય છે એ ભૂમિઃ એ બધું જ્યારે મેં વાંચ્યું ત્યારે બીજું કશું નહિ તો એ વિશ્વવિદ્યાલયમાં તો જવું જ જવું, એમ મેં મન સાથે નક્કી કર્યું. જ્યારે પહેલું વિશ્વયુદ્ધ પૂરું થયું તે નવેમ્બર, ૧૯૧૮માં સુલેહની સંધિ પર સહીઓ થઇ ત્યારે એ તક આવી હું હજ બહુ નાનો હતો. હું માત્ર અઢાર વર્ષનો હતો, ને Artsના બીજા વર્ષમાં હતો. પણ સાહસ કરવાનું મેં નક્કી કર્યું હતું. માતાપિતાથી છાનોમાનો હું આપણી વિશ્વવિદ્યાલયના રજિસ્ટ્રાર પાસે ગયો ને એમને મળ્યો. વિશ્વવિદ્યાલયની સેવા બજાવતાં બજાવતાં એ ઘરડા થઇ ગયા હતા, ને હજારો વિદ્યાર્થીઓ એમના હાથ તળે ભણી ચૂકયા હતા. ' હું ઑકસફર્ડ જવા ઇચ્છું છું, ને એ સારુ આપ મારે માટે પ્રવેશપત્ર મેળવી દેશો ? ' મેં તેમને પૂછ્યું. મારે કોઇ ખાસ કોઇ વિશિષ્ટ કૉલેજમાં દાખલ થવું હોય તેમ જણાવવા એમણે કહ્યું. જરા સરખી આનાકાની કર્યા વગર મેં કહ્યું કે, ' ક્રાઇસ્ટ ચર્ચ. ' એમણે મારા સામે જોયું; ને મારે એ જ કૉલેજમાં કેમ જવું છે, ને મારે ત્યાં કોઇ ઓળખીતું છે કે કેમ, એ જણાવવા કહ્યું. મેં જવાબ દીધોઃ ' ઑકસફર્ડની માત્ર એ જ કૉલેજ વિશે કંઇક હું જાણું છું, ને એમાં ગ્લેડસ્ટન ભણતા હતા, એટલું આકર્ષણ મારા માટે પૂરતું છે. ' સ્મિત કરતાં કરતાં કહેઃ ' ખરે, તમે વિચિત્ર ખ્યાલો ધરાવો છો. હા, પણ તમે સાચા છો. ' થોડાક માસ પછી એમના તરફથી એમને મળી આવવાનું આમંત્રણ મળ્યું. હું ગયો, ને મને કહેવામાં આવ્યું કે, હું ' લિંકન કૉલેજ 'માં દાખલ થઇ ચૂકયો છું. એમણે મારા ચહેરા પરની નિરાશા જોઇ. એ ભલા વૃદ્ધજન હતા, એમણે મારો ખભો થાબડયો, ને સાંત્વન આપતા કહ્યું: ' ભાઇ, એ પણ સારી જ કૉલેજ છે, હોં ! ' હું એ જ કૉલેજમાં દાખલ થયો, ને જેવો એ કૉલેજના હૉસ્ટેલના રસોડાના ખંડમાં ભોજન લેવા દાખલ થયો ત્યાં પ્રથમ જ આ કૉલેજના એક નામાંકિત વિદ્યાર્થીનું એક મોટું તૈલચિત્ર જોયું. હું એ ચિત્ર નીચે લખેલું નામ વાંચવા એની નજીક ગયો, એ લૉર્ડ

હતું ! આમ વિધિના કોઇ વિચિત્ર સંજોગથી, હું ગ્લેડસ્ટનની કૉલેજમાં ન જઇ શકયો તો કાંઇ નહિ, પણ જેનું પુસ્તક જ ખાસ કરીને મારા ઑક્સફર્ડના આગમનના કારણભૂત હતું તે ગ્લેડસ્ટનના ચરિત્કાર ( લૉર્ડ મોર્લી )ની કૉલેજમાં તો હું જઇ શકયો હતો ! પાછળથી જ્યારે મેં મોર્લીનાં ' સંસ્મરણો ' વાંચ્યાં ત્યારે જે વિચિત્ર કારણથી મોર્લી આ કૉલેજમાં જોડાયા હતા તે જાણવા મળ્યું. એમના પિતાએ એમને એ જ કૉલેજમાં મૂકેલા; કારણ કે એમના નામરાશિ ' જૉન વેસ્લી ' ત્યાં ભણ્યા હતા એટલે. મોર્લીનું નામ પણ હતું–' જૉન મોર્લી '.

એ જ પુસ્તકમાં, ઓગણીસમી સદીમાં સ્વતંત્રતાવાદનાં વિકાસ ને સ્વતંત્રતાવાદનું ભવિષ્ય ઘડવામાં ગ્લેડસ્ટને જે ફાળો આપ્યો હતો તે વિશેષ વાચને મને રાજનીતિશાસ્ત્રમાં પ્રથમ રસ લેતો કર્યો. સંખ્યાબંધ શ્રોતાઓને ચિત્રવત્ કરી દેતા એમના અદ્દભુત વક્તૃત્વ વિશે, ને જે વક્તૃત્વના જાદુ વડે આખી આમસભા ચકિત થઇ જતી, એના વિશે મેં વાંચ્યું. રાજનીતિશાસ્ત્રમાં ફતેહમંદ થવા માટે, પોતાના વિચારોને સંક્ષેપમાં રજૂ કરવાની શક્તિ, ને શ્રોતાગણોને અસર કરે એવી વિચારોને રજૂ કરવાની કળા જરૂરી છે, એવું મને તે કાળે ભાન થયું. જો કે મેં વકીલાતનું ભણવાનું નક્કી કરી રાખ્યું હતું, છતાં મારું હૃદય રાજ્યનીતિશાસ્ત્રમાં હતું, ને મન સાથે નક્કી કરી દીધું કે, જ્યારે હું હિંદ પાછો ફરીશ ત્યારે માતૃભૂમિની સ્વતંત્રતા કાજે જે કંઇ ફાળો મારા ભાગે આવશે, એ સારુ મારે તૈયારી કરવી. કૉલેજની જુદી જુદી સભાઓમાં ( ' યુનિયન ', ' મજલિસ ' ઈ. ) હું નિયમિત બોલતો, ને બી. એ. માટે મેં કાયદો નહિ પણ ઇતિહાસની મારા વિષય માટે પસંદગી કરી; કારણ કે ઇતિહાસની ભૂમિકા વગરનું રાજનીતિશાસ્ત્ર નમાલું હશે, એમ મને લાગ્યું. હિંદ પાછો ફર્યો ત્યારે મને લાગ્યું કે, મને જોઇતી તક મળી છે. એ કાળે લોકમાન્ય નેતા તરીકે જેમની બોલબાલા હતી તે ઝીણા સાહેબની ચેમ્બરમાં જોડાવવાનું મને સદ્દભાગ્ય મળ્યું. એમની તેજસ્વી વકીલાત કરતાં, એમના રાજ્યનીતિશાસ્ત્રના જ્ઞાને મને વધુ આકર્ષ્યો હતો. ઇંગ્લેન્ડ ગયા પહેલાં એમના સંપર્કમાં હું આવ્યો હતો. એમનાં વ્યાખ્યાનોની સંકલિત યાદીનુ નાનકડું પુસ્તક, ને જેમાં એમને હિંદુ–મુસ્લિમ એકતાના દૂત તરીકે અભિનંદવામાં આવ્યા હતા તે શ્રીમતી સરોજિની નાયડુની એની સાથે જોડેલી પ્રસ્તાવના મેં વાંચ્યાં હતાં. જે મારી રાજકીય શ્રદ્ધાને હું વફાદાર રહ્યો છું, ને સારા યા નરસા કાળમાં જેને શ્રદ્ધાપૂર્વક વળગી રહેવાનું મેં પણ લીધું છે, તેનો પાયો આ નાનકડા પુસ્તકે નાખ્યો છે. જ્યારે રાષ્ટ્રીય હેતુને બર આણવામાં ઝીણા સાહેબે પરિશ્રમ લીધો, ત્યારે મારી નમ્ર શક્તિ અનુસાર, એમની મુસ્લિમ લિગ સાથેના મંચ ઉપર રહી, મેં કામ કર્યું. પછી કાળાં વાદળ ઘેરાઈ આવ્યાં, ને મારા ને ઝીણા સાહેબના રસ્તા ફંટાયા ને હૃદયમાં એક કારી ઘા સાથે રાજ્યનીતિને મેં રામ રામ કર્યા, ને અત્યારની મારી ન્યાયમૂર્તિની ખુરશી લીધી. વળી અકસ્માત અથવા નસીબ એ જ માનવીની જિંદગીમાં મોટો ભાગ ભજવે છે એ મહાન પાઠ, ( જે પછીથી હું જે પુસ્તકની વાત કરવાનો છું તેના વાંચનથી વધુ દૃઢ થયો ) હું શીખ્યો.

દ જે પુસ્તકની વાત કરવા ચાહું છું તે હેલ્ડેન ( Haldane ) ની ' આત્મકથા ' છે. હેલ્ડેને જીવનમાં ગણનાપાત્ર એવી ઘણી વસ્તુઓ મેળવી. એ તેજસ્વી વકીલ અને

ન્યાયમૂર્તિ હતા; નામીચા ફિલસૂફ હતા; ને, ઇંગ્લેન્ડના મહાન યુદ્ધપ્રધાનોમાંના એક હતા. નાની વયે પ્રેમમાં મળેલી નિષ્ફળતા એમને–બીજાઓની જેમ હતાશ ન બનાવી શકી; પણ, એમણે એને ખૂબ અને અવિરત કાર્યમાં વાળી. વકીલાતમાં જે દરેક વકીલે જાણવું જોઇએ તે રહસ્ય શોધી કાઢ્યું–તે એ કે, બહારથી ભલે તેવી ગૂંચવાડાવાળી ને અટપટી લાગતી માહિતી પાછળ કામ કરતાં સિદ્ધાંતને શોધી કાઢવો. ગયા વિશ્વયુદ્ધમાં એ હડધૂત થયેલા; કારણ કે એઓ જર્મન ફિલસૂફીમાં બહુ રસ લેતા હોઇને એમની જર્મનીના મિત્ર તરીકે ગણના થતી પરંતુ જ્યારે આખું લંડન વિજયોત્સવ ઉજવતું હતું, ને એ એમના ઘરમાં એ એકાકી બેઠા હતા, ત્યારે ફિલ્ડ માર્શલ ડગ્લાસ હેગે એમને બોલાવ્યા ને ઇંગ્લેન્ડે જન્મ આપેલા સૌથી શ્રેષ્ઠ યુદ્ધપ્રધાન તરીકે સંબોધી એમને અંજલી આપી.

જેને હું વારંવાર વાંચું છું, એમાંના એકે મને હચમચાવી મૂક્યો છે–એ પુસ્તકનાં અંતિમ પ્રકરણોમાં–જે થોડાં ઘણાં વાંચનોએ મને ખૂબ હચમચાવી મૂક્યો છે તેમાંનું એક આને હું ગણું છું. આખા જીવનની ફિલસૂફી એ સમેટે છે. એ કહે છેઃ આપણે કેટલું કાર્ય કર્યું, આપણે લોકોમાં કેટલા લોકપ્રિય છીએ, એ વિશે કદી આપણા મનને ચિંતા કરવા દેવી નહિ. જે કંઇ આપણને છેવટનું મળે છે, તે જ કંઇ સદાને માટે આપણું થઇ શકવાનું નથી. જે ઉત્તમ ગુણને દાખવવા આપણે શક્તિમાન છીએ, ને જેને આપણે આપણી નજર સમક્ષ રાખેલા ધ્યેયને પ્રાપ્ત કરવા કામે લગાડી દીધો છે, તેના સિવાય અન્ય કંઇ આપણું થઇ શકે નહિ.' તેઓ વિચાર ને કાર્યની ગુણવત્તા પર ખાસ ભાર મૂકે છે. વધારેમાં વધારે, જ્ઞાનના એક અંશમાત્રના જ આપણે સ્વામી બની શકીએ. ખરેખરા હૃદયપૂર્વકના પરિશ્રમથી એ અંશ મેળવાયો હોય તો, એ અંશ પ્રત્યેનો પ્રયત્ન એક પ્રકારની ગુણવત્તા બક્ષે છે. આ ગુણવત્તાને આપણે બીજા બધાય કરતાં વધુ કિંમતી ગણી શકીએ અને એને સત્ય તરીકે પણ લેખી શકીએ. પછી બાકીનું બધું ભલે નિશ્ચિત રીતે અસત્ય હોય. એટલે, જીવન નાહક એળે ગયું છે, એમ નહિ કહેવાય; જો કે, જે ફળની પ્રાપ્તિ થઇ છે તેમાં નિષ્ફળતાઓ ભલે દેખાય.' એમને કોઇ પ્રતિષ્ઠિત રાજનીતિજ્ઞે પૂછેલું કે, તમે તમારું જીવન ફરી જીવવા ચાહો ખરા?' એમનો જવાબ સ્પષ્ટ 'ના' નો હતો. અકસ્માત ને 'સારું નસીબ' આપણી કારકીર્દિના ઘડતરમાં, ને આપણને જે સિદ્ધિઓ સાંપડે છે એમાં જે ભાગ ભજવે છે, તેની આપણે બહુ ઓછી કિંમત આંકીએ છીએ એમ અમને લાગતું. "શ્રેષ્ઠ રીતે વ્યવસ્થિત જીવનોમાં પણ નિમિત્ત મોટો ભાગ ભજવે છે; ને જે સુખી કે દુઃખી સંજોગો એ ઉપસ્થિત કરે છે તેનાથી કેમ અળગા રહેવું એ વિશે આપણે 'ફિલસૂફી'ને જે પૂછીએ છીએ એ ઠીક કરીએ છીએ." આપણે સૌ આ ફિલસૂફીની પ્રાપ્તિ કરી શકીએ જો આપણે મનથી નમ્ર, નિરભિમાની ને અહંતા વિનાના રહીએ તો. આવી રીતે તેઓ પ્રકરણ પૂરું કરે છે.

ઇતિહાસના અધ્યયને મારા પર જે અસર પહોંચાડી છે તેની પણ મારે અવગણના ન કરવી જોઇએ. વિચારોનો વિકાસઃ ગરીબી અને કીર્તિ વચ્ચેનો સંઘર્ષઃ અત્યાચારો પર સ્વતંત્રતાનો મંદ છતાં નિશ્ચિત વિજયઃ શાહી શહેનશાનતનું વિસ્તૃત થવું કે સંકડાવું

[ અનુસંધાન પા. ૭૦૮ને છેડે ]

# વડોદરાનાં પત્રો અને પત્રકારો

બે માનવીઓ ભેગાં થતાં, આજકાલ પરસ્પર પહેલો પ્રશ્ન એ જ પૂછાય છે, કે "શા ખબર છે ભાઈ? કંઈ નવાજૂની? શા સમાચાર છે?"

ખબર! આ ખબર પણ કોઈ અજબ ચીજ છે! એના વગર, કોણ જાણે કેમ, કોઈને ચેન પડતું નથી! જેટલી ચીવટાઈ, જેટલા સાતત્ય અને જેટલી આતુરતાથી ખબર-ની ખબર લેવાય છે, તેટલી ચીવટાઇ, તેટલા સાતત્ય અને તેટલી આતુરતાથી જો પરમાત્માની ખોજ થતી હોય, તો માનવીને જરૂર સદેહે એની પ્રાપ્તિ થઈ જાય! એવાં અજબ આકર્ષણ ખબરનાં છે!

પત્રકારત્વના આદિગુરુનું બિરુદ નારદજીને ભાગે જાય છે. એ મહાનુભાવ ખરેખર અદ્વિતીય પત્રકાર હતા; બલ્કે, એ સ્વયં મૂર્તિમંત અખબાર હતા. એમનું સર્ક્યુલેશન કાળ અને સ્થળની સીમાથી પર, અને ત્રણે લોકમાં સદૈવ અતિમાત્ર હતું. કોઈ વટહુકમ કે કોઈ પ્રતિબંધ તેમને સ્પર્શી શકતો ન હતો.

એ જાણે બહુ મોટી વાત થઈ, પણ સમ દઈને સાચું પૂછો, તો કહેવું પડે, કે આજનાં છાપાંના વડવા વાળંદ અને માલણ હતાં! "મેં તો રાજાએ મૂંડ્યા છે, ને પાડાએ મૂંડ્યા છે" આવો દાવો કરનાર વાળંદ મહાશય સન્મુખ દરેક પુરુષે, ભલભલા ભૂપે પણ, પોતાનું મસ્તક અમુક સમય સુધી નમાવવું પડતું. અને એ હતો તેમનો "ન્યુસ" સાંભળવા તથા ચર્ચવાનો વખત. પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં અનેક સૈકાઓ સુધી વાળંદોએ ખબર-પત્રીનું કામ બાહોશીથી, અને ઘણી વાર અસરકારક રીતે કરેલું છે. અને ત્રીજગતમાં માલણની રંગીલી પ્રવૃત્તિઓની વાતો સાંભળતાં, આજના ઘેર ઘેર છાપાં અને રેડીઓના જમાનામાં યે, આપણે ક્યાં કટાળીએ છીએ?

વડોદરાના પ્રથમ પત્રકાર ગણાય શવજી સંતજી આવટે. લગભગ પોણી સદી પહેલાંની આ વાત! આવટેજીએ રાજ્યાશ્રયથી "કૈવારી વડોદરા વત્સલ" નામનું મરાઠી ચોપાનિયું શરૂ કર્યું હતું. એક વર્ષ પછી તે સમયના અખબારી આલમની એક પ્રસિદ્ધ વ્યક્તિ દામોદર સાવળારામ ચંદે એ પત્રમાં જોડાયા હતા. ચંદેજીએ થોડો સમય એ વૃત્તપત્રમાં કામ કર્યું, પરંતુ તેમને બરાબર ફાવટ આવી નહિ, એટલે તેમણે ત્યાંથી નીકળીને "શ્રી સયાજી વિજય" નામે અઠવાડિક શરૂ કર્યું. અંગ્રેજી, મરાઠી અને ગુજરાતી એમ ત્રણ ભાષામા એ પ્રસિદ્ધ થતું હતું પરંતુ થોડા સમય પછી તેમાં મરાઠી અને ગુજરાતી વિભાગોનું પ્રકાશન અલગ અલગ થવા લાગ્યું. શ્રીયુત માણેકલાલ અંબારામ ડૉક્ટર એ જૂના સયાજી વિજયમાં કામ કરતા હતા, તેમને એનો ગુજરાતી વિભાગ સોંપ્યો હતો.

તે પછીનો તબક્કો એ આવ્યો, કે ચંદેજીની સેવા મુંબઈએ માગી, અને શ્રીયુત માણેકલાલને છાપખાનું સોંપીને એ ભાઇ ઇ. સ. ૧૮૯૯ માં વડોદરાથી વિદાય થઇ ગયા. એવી રીતે આજના 'સયાજી વિજયે' ગુજરાતી અઠવાડીક રૂપે પોતાની કારકિર્દીનાં સ્વતંત્ર મંડાણ કર્યાં હતાં. ત્યારથી લઇને આજસુધી સયાજીવિજયની એકજ ધાટી, એકજ શૈલી,

એક જ રસમ નિરંતર ચાલી રહી છે. એણે પોતાની ચાલ કદી પણ બદલી નથી. ૧૯૨૯ થી એ દર અઠવાડીએ એકને બદલે બે વાર નીકળે છે, એટલું બાદ કરીએ, તો વાજબીપણે એને માટે કહી શકાય, કે " વહી રફતાર બેઢબ હૈ, પીછે સે જો ચલી આતી ! "

શ્રીયુત માણેકલાલ એના સર્જક અને માલિક છે-શ્રીયુત હરિરાય બુચ લગભગ ચાલીસ વર્ષ થયાં તેના અચળ સ્તંભ સમા સંચાલક રહેલા છે. ચ્યવનરાય શુકલ તેના તંત્રીમંડળના જૂના અને રીઢા સભાસદ છે. કેટલાંક વર્ષ થયાં શ્રીયુત માણેકલાલના પુત્ર શ્રીયુત લક્ષ્મીલાલ વિલાયતથી પત્રકારત્વનો અભ્યાસ કરી આવીને એ પત્રનું સુકાન સંભાળી રહેલા છે.

તે પછી તરત મોંએ આવે એવું નામ, તે શ્રીયુત ચિમનલાલ મગનલાલ ડૉક્ટર અને તેમના પ્રસિદ્ધ પત્ર " નવગુજરાત "નું છે. સરકારી નોકરી છોડીને ૧૯૨૭ માં એમણે એ છાપું શરૂ કર્યું હતું. થોડા જ સમય ઉપર એમણે શ્રીયુત મગનભાઇ શંકરભાઇ પટેલને એ પત્ર વેચી દીધું, પરંતુ તેના નવા માલિકોએ તેની નીતિ અફર રાખેલી જણાય છે.

અહિં યાદ આવે છે, લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ. આ છાપખાનાની કારકિર્દી અવિસ્મરણીય છે. એની સ્થાપના પરશુભાઇ વહાલાભાઇ શર્માના તંત્રીપદે " લોહાણામિત્ર " નામે જ્ઞાતિઅઠવાડિકના પ્રકાશન સાથે ૧૯૧૦ માં થઇ હતી. તેના માલિક અંબાલાલ ઉર્ફે બકુભાઇ ઠક્કરનાં પ્રેરણા, પ્રોત્સાહન અને મદદ, વડોદરાનાં ઘણાં સામયિકોને મળતાં રહેલાં છે. પરશુભાઇ શર્માનું પ્રખ્યાત " આર્યપ્રકાશ " એમને ત્યાં ચાલ્યું હતું. રામચંદ્ર ભટ્ટનું ૧૯૪૨ માં લુપ્ત થયેલું અઠવાડિક " ભારત " ૧૯૩૬ માં એને ખોળે જન્મ્યું હતું. રાયસુરાજીનું " શારદા " વીસ વર્ષ સુધી ત્યાં છપાયું હતું. કાંટાવાળાનું " સાહિત્ય " માસિક આદિથી અંત સુધી એ જ છાપખાનામાં છપાઇને પ્રસિદ્ધ થયું હતું. વિજયરાયના અને પાછળથી મૂળશંકર ભટ્ટના " કૌમુદી "ને તેની કંઇ જેવી તેવી ઓથ નહોતી. "ગુણસુન્દરી" ત્યાં શરૂ થયું હતું, અને વર્ષો થયાં એની જવાબદારી તેને માથે જ આવી પડેલી છે. કલકત્તેથી ચાંપશીભાઇએ યુદ્ધજન્ય આપત્તિના સમયમાં પોતાનું " નવચેતન " ૧૯૪૬ સુધી ત્યાં જ વસાવ્યું હતું. "પુસ્તકાલય"નું આલય પણ એ જ છાપખાનું છે. આપણે ત્યાં ઊગીને આથમેલાં સામયિકો તરફ પણ નજર કરતાં જણાય છે, કે વડોદરાએ પત્રકારત્વને કંઇ ઓછું નથી મહેકાવ્યું. રમણલાલ વસંતલાલ દેસાઇનું નામ આપે સાંભળ્યું છે ખરૂં ?...કેવો વાહિયાત પ્રશ્ન ! ખરૂં !...એમના પિતાશ્રી વસંતલાલ સુંદરલાલ દેસાઇ ૧૮૯૬ની સાલે વડોદરાના " દેશભક્ત " નામે વૃત્તપત્રના તંત્રી હતા. " ભદ્રંભદ્ર " શ્રીયુત વસંતલાલના " દેશભક્ત "ના ભેટપુસ્તક તરીકે પહેલું પ્રસિદ્ધ થયું હતું, એ તમે જાણતા જ હશો.

સમયક્રમે તે પછી " સયાજી ગેઝેટ " આવે. જો કે વીસમી સદીના પ્રારંભમાં જ તેનો ઉદયાસ્ત થઇ ગયો હતો. ૧૯૦૩-૪માં ડાહ્યાભાઈ કરશનદાસ શેઠ નામના ગૃહસ્થે "હિંદવિજય" અઠવાડિક કાઢ્યું હતું. પણ તે બહુ જીવ્યું નહિ. " બાણાવળી " પણ તે જ અરસામાં થોડુંક પરાક્રમ કરીને પરવારી ગયું. તે પછી આવે છે મદાશંકર લલ્લુભાઈ ભટ્ટનું " ગુજરાત સમાચાર ", જેણે સાતેક વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું.

પછી આવે છે એક પરાક્રમી પત્રકાર અને તેમની પત્રશ્રેણીની કથા. ૧૯૦૬–૭માં ઝવેરભાઈ દાદાભાઈ પટેલે " બરોડા ગેઝેટ " નામે સાપ્તાહિકનો પ્રારંભ કર્યો હતો. તેની તીખી બાનીનો ચચરાટ, અને જાહેર હિત કાજેના એના પ્રહારોના પડઘા હજુ સુધી વિસરાયા નથી. વસનજી દયાળજી ગણાત્રા, નારાયણ વિસનજી ઠક્કુર, " રમતારામ "ની સંજ્ઞાથી સર્વત્ર જાણીતા થયેલા કનૈયાલાલ ગિરધરલાલ કોઠારી, અને નરસીભાઈ ઈશ્વરભાઈ પટેલ જેવા પ્રસિદ્ધ કલમધરોએ એનું તંત્રીપદ યથાસમય સંભાળ્યું હતું.

પરંતુ ૧૯૦૮–૯ના બંગભંગના આંદોલનના ખાસ સંજોગોએ " બરોડા ગેઝેટ " ને પણ આવરી લીધું એટલે એનું નામ બદલીને " વડોદરા વર્તમાન " રાખ્યું, પરંતુ તેના રાહોરસમ એના એ જ હોઈ ચાર વર્ષમાં ફરીથી કાયાપલટ કરવાનો એને પ્રસંગ ઉપસ્થિત થયો. એનું નવું નામ હતું " વડોદરા સમાચાર ", પરંતુ તેનાં લક્ષણો એનાં એ જ હતાં.

એ છેલ્લા સ્વાંગમાં તેના માલિક અને તંત્રી ઝવેરભાઇના પુત્ર અંબાલાલ હતા. અને તેના અગ્રલેખકોમાં હીરાલાલ શ્રોફ, જગજીવનદાસ મોદી, " ટ્રેક્ટર " ની સંજ્ઞાથી ઓળખાતા પથાભાઇ પટેલ વગેરે વિખ્યાત કલમબાજો હતા. છેવટે ૧૯૨૭ માં આ સાહસ–પરંપરાની માયા સંકેલવી પડી, ને અંબાલાલ પૂર્વ આફ્રિકા ગયા.

વીસમી સદીનો ત્રીજો દશકો, એટલે ગાંધીયુગનો પૂરબહાર. એ સમયે "ડોલતી દુનિયા" વડોદરાને ઘડીભર ઠીક ચમકાવી ગયું હતું અને તે પછી આવ્યું વડોદરાનું ગમે તેવું તો યે પ્રથમ દૈનિક, " ઉગતું પ્રભાત ". એના ગયા પછી તેનું સ્થાન ૧૯૩૫–૩૬ માં અંબાલાલ શિવશંકર પંડ્યાના અલ્પજીવી " પ્રતાપ " દૈનિકે લીધું. જાણીતા સંગીતવેત્તા મગનલાલ છોટાલાલ બુવાએ પણ કોડે કરીને " સ્વદેશ " નામે સાપ્તાહિક કાઢ્યું હતું, પણ બે જ વરસમાં એ આટોપાઇ ગયું હતું.

પછી ૧૯૩૯માં બે વકીલોએ લિમિટેડ કંપની સ્થાપીને " લોકસેવા " નામે અઠવાડિક કાઢ્યું હતું.

પરંતુ કદી પણ જેમનો પરસ્પર મેળ ખાય નહિ તેવા ગુદસ્યોના નિયામકવૃંદ વડે *ઝાઝું ચલાવવાનો આ અખતરો છ મહિનાઓમાં જ પરવારી ગયો હતો.*

આ સમયે " પ્રજામંડળ " નામની પત્રિકા માસિક રૂપે પ્રસિદ્ધ થતી હતી તે ૧૯૪૦માં સાપ્તાહિક બની. એની છાપ વડોદરાના પત્રકારત્વમાં પ્રબળ હતી. યુદ્ધસમયમાં ૧૯૪૨ની ઘટનાઓના પ્રત્યાઘાતરૂપે એ સાપ્તાહિક ભૂગર્ભમાં લીન થયું હતું. ને સંજોગો અનુકૂળ થતાં ૧૯૪૫ ના ફેબ્રુઆરીથી તેના જૂના અને જાણીતા રાહે જનસમાજ સન્મુખ હાજર થઈ ગયું છે. શ્રીયુત પ્રાણલાલ મુનશી તેના સળંગ સૂત્રધાર રહેલા છે, ને શ્રીયુત ચુનીલાલ શાહ તેની તથા " નવગુજરાત " ની સેવા કરી રહેલા છે.

જેનો રજત ઉત્સવ ૧૯૪૨ માં ઉજવાયો હતો તે શ્રીયુત ભગવંત બળવંત પાળેકરના " જાગૃતિ " ને તો અહીં કેમ જ વિસરાય ! એ મરાઠી પત્ર હતું. પરન્તુ ૧૯૪૧ થી તેમાં ગુજરાતી વિભાગ શરૂ થયો હતો, જેનું આજે અલગ મુદ્રણ થાય છે.

કારેલી બાગની આર્ય સમાજ સંસ્થા તરફથી શ્રીયુત નાગજીભાઈ આર્યનાં " આર્ય સંદેશ " અને " દલિત ગુજરાત " સાપ્તાહિકો પણ જનસેવામાં પોતાના રાહે પોતાનો ફાળો વરસો થયાં આપે છે.

આજે ૧૯૪૭ ના વડોદરા રાજ્યમાં કેટલાં બધાં સામયિકો નીકળે છે ! આજની વિરલ જનજાગૃતિમાં પોતાનો યથાશક્તિમતિ સેવાફાળો આપવા ચતુર નાગરિકો બહાર પડયા છે !

દૈનિકોમાં જુઓ, તો શ્રીયુત મણિલાલ મોદીના તંત્રીપદે સનસનીદાર જનસેવા વેરતું " રાજહંસ, " શ્રીયુત રતિલાલ રેશમવાળાનું સુરતથી આકર્ષાઈને વડોદરે આવેલું " પ્રકાશ " અને શ્રીયુત જયંતકુમાર યાજ્ઞિકનું " ફ્રી પ્રેસ જર્નલ " ની રાહે એક એક લીટીની કંડિકાઓવાળા અગ્રલેખોમાં રાચતું " જયગુજરાત, " ત્રણ ત્રણ દૈનિકો પોતપોતાના નિરનિરાળા રાહે તમને રોજ ઉઠીને નવી નવી વાતો કહે છે. તમે એમનું કહેવું સાંભળો છો ખરા કે નહિ ?

અર્ધ અઠવાડિક 'સયાજી વિજય'ની વાત આપણે કરી ચૂકયા, પણ અઠવાડિકોની જમાત એવી ટૂંકી નથી હો ! જાગૃતિ, પ્રજામંડળ, નવગુજરાત, આર્ય સંદેશ, " દલિત ગુજરાત " ની નોંધ આપણે લઈ ચૂકયા તે ઉપરાંત " મેયા ભારતી, " " મક્કમ " " અંત્યજ બંધુ " વકીલ ભાઈલાલ પટેલનું " લોકવાણી " વગેરે સાપ્તાહિકો પણ પોતપોતાના ક્ષેત્રમાં પ્રભાવ પાડે છે. " સમસ્ત લાડમિત્ર " " વાયડા મિત્ર " " દશા લાડ પત્રિકા " વગેરે જ્ઞાતિપત્રો પણ વડોદરામાં ઘણા સમયથી ચાલે છે. ઉનાવામાં વિરાજતા સેવામૂર્તિ સોમાલાલ મહેતાનાં પાક્ષિક " નાગર બંધુ " અને માસિક " ગ્રામસેવા " પણ વડોદરામાં છપાઈને નિયમિત રીતે પોતાની ફરજો બજાવે છે.

વડોદરાનાં માસિકો ગુજરાતમાં બલ્કે-ગુજરાતીઓ જ્યાં જ્યાં વસે છે ત્યાં બધે વિખ્યાત છે. " પ્રતિમા " સારી આશા આપીને ઊડી* ગયું. મહાગુજરાતનું માનીતું માસિક હોવાનો સગર્વ દાવો કરતા " શારદા " નો પરિચય કરવો તમારામાંથી કોઈને હજી બાકી છે ખરો ? જૂનું અને જાણીતું " ગુણસુન્દરી " દરમહિને તમારી આગળ હાજર થાય છે. આપાસાહેબ મજમુદારની દીર્ઘકાલિન વ્યાયામ-તપસ્યાના પ્રતીકસમાં મરાઠી અને ગુજરાતી " વ્યાયામ, " રમણલાલ નાનાલાલ શાહનું " બાલજીવન, " વકીલ ભાઈલાલભાઈ પટેલનું " ગ્રામજીવન " સહકાર અને ખેતી, " ગુજરાતના પુસ્તકપ્રેમી જનસમાજમાં જાણીતું મણિલાલ વ્યાસનું " પુસ્તકાલય ", માણેક-લાલ શાહનું "આરોગ્ય", "પ્રૌઢ શિક્ષણ પત્રિકા", મરાઠી "સહવિચાર" અને " અભિરુચિ ", શ્રીયુત મહેતાનું " પૂર્ણા " અને બીજાં કેટલાંયે માસિકો તથા ત્રિમાસિકો વડોદરાની કદરદાન જનતામાં પોષાય છે. અને વડોદરામાં એ નહિ પોષાય તો બીજે ક્યાં પોષાશે ?

અને તમે જાણો છો ખરા, કે અંગ્રેજીમાં વડોદરામાં એવાં શ્રેષ્ઠ સામયિકો પ્રસિદ્ધ થાય છે, કે જેનો જોટો હિંદમાં અન્યત્ર દુર્લભ છે ! મેડમ સોફિયા વાડીઆનાં " આર્યન

* ચાલે છે-અને નિયમિત પ્રકટ થયે જાય છે. —તંત્રી "પુસ્તકાલય"

પાથ ", " થીયોસોફીકલ મુવમેન્ટ " અને " ઇન્ડીયન પી. ઇ. એન. ", પ્રિન્સિપાલ ટી. કે. એસ. મેનનના તંત્રીપદે ચાલતું કેળવણીનું ઉચ્ચ કક્ષાનું સામયિક " જર્નલ ઑફ એજ્યુકેશન એન્ડ સાઇકોલોજી "; તે ઉપરાંત ઇજનેરી એસોસીએશન અને રેલવે ખાતાનાં ખરેખર ઉત્તમ મુખપત્રો; તેમ જ " બરોડા લૉ રિપોર્ટ્સ........"

પણ ખરું કહી દઉં ? વડોદરામાં એટલાં બધાં મુદ્રતિયાં નીકળે છે, કે જાણે ગણ્યાં ગણાય-નહિ, વીણ્યાં વીણાય નહિ તો યે આપણા વડોદરામાં માય ! .

પણ એવું રખે માની લેતા, કે વડોદરા શહેરનો આ ક્ષેત્રમાં ઇજારો છે. પાટણમાં બે, વિસનગરમાં એક, અમરેલીમાં ત્રણ માસિકો નીકળે છે.

નવસારીમાં બે માસિકો ઉપરાંત " ગાર્ડીયન " નામે અર્ધવાર્ષિક નીકળે છે, જેમાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિંદી, સંસ્કૃત અને પર્શિયન એમ સાત ભાષાઓનો ઉપયોગ થાય છે ! વડોદરાની બહાર તમે એવું કંઇ, ક્યાં યે દીઠું છે ?

આ પ્રમાણે વડોદરા રાજ્યના પત્રકારો તથા તેમનાં પત્રોની રંગોળી ગુજરાતમાં એવી ચટકરંગી પટોળિયા ભાત પાડી રહી છે કે, એનું નિરીક્ષણ કરનાર અવશ્ય મુગ્ધ થાય. વડોદરાના રહીશોને પોતાને પણ ભાગ્યે જ ખબર હશે કે, એમને કાજે વિપુલ અને નાનાવિધ વાનીઓના આવા સભર ભર્યો રસથાળ રોજ રોજ પીરસાય છે !

આજે નવો યુગ ઘડાય છે, ને વડોદરા રાજ્યનાં પત્રો અને પત્રકારો એ ઘડતરમાં પોતાનો સાથ પોતપોતાની ગુંજાયશ પ્રમાણે પૂરાવે છે તેમને સર્વને તેમના મુશ્કેલ પરંતુ રંગીલા કાર્યમાં યશ મળો, એવું આપણે સહુ ઇચ્છીએ.

—રમેશનાથ રંગનાથ ગૌતમ

---

[ સાંધણ પૃ. ૭૦૩નું ]

રાજ્યવંશોની ચડતી કે પડતી એ કરતાં મને આ બધું વાંચવામાં વધુ રસ પડતો હતો. ઇતિહાસનો આ અભ્યાસ મને મારા પોતાના દેશના પ્રશ્નો સમજવામાં મદદમાર થશે, એમ હું માનતો. છેવટે મારા પોતા પૂરતું તો હું એમ જ માનતો કે, મારો દેશ એક ઘડતર પામતું ને સ્વાતંત્ર્ય સારૂ ઝઝૂમતું રાષ્ટ્ર છે આ બધા વિચારો કચરાના ઢગલા ભેગા ફેંકવા પડશે, ને કોમી આંધળાપણાના પૂરમાં અણીશુદ્ધ વિચારો ક્યાંય તણાઇ જશે, એ બધાનો મને એ વખતે જરાયે ખ્યાલ ન હતો.

સૌને પોતપોતાની નિરાશાઓ અને હૃદયવ્યથાઓ હોય છે, ને માનવજાતના આ સામાન્ય નિયમમાં હું અપવાદરૂપ નથી. પણ, પુસ્તકોમાં હમેશ ટકી શકે તેવાં આશ્વાસન ને શાંતિ મને મળ્યાં છે. જ્યારે જ્યારે જિંદગી જીવવા જેવી નથી લાગી, આપણું કામ આપણને નિષ્ફળ ને નાનું લાગ્યું છે, ત્યારે ત્યારે બીજાઓના હેતુની પવિત્રતા ને એમણે દુઃખથી મેળવેલી સિદ્ધિઓ જે પુસ્તકોમાં નોંધાયેલી પડી છે એમણે જીવનમાં આશાનું કિરણ પ્રગટાવ્યું છે, ને આપણા જીવનસંગ્રામને એ હેતુલક્ષી બનાવેલ છે.

—' શિવમ્ સુંદરમ્ '

# એશિયાના કેટલાક વિશ્વવંદ્ય સાહિત્યકારો

એશિયા દુનિયાનો સૌથી મોટો ખંડ છે. એમાં લગભગ એક અબજ માણસો વસે છે. વિદ્વાનો સર્વસંમત છે કે માનવોની ઉત્પત્તિ દુનિયાના આ ભાગમાંથી થયેલી. વિશ્વની સઘળી પ્રસિદ્ધ સંસ્કૃતિઓ તથા ધર્મોનો ઉદય આ પ્રદેશમાં થયેલો. બેબીલોનીઆ અને એસિરિયા જેવાં મહાસામ્રાજ્યો અહીં ઉદ્‌ભવેલાં અને અસ્ત પામેલાં. તેમની સંસ્કૃતિ નામશેષ થઇ ગઇ છતાં બે વિશાળ દેશ લાંબા યુગો વટાવ્યા છતાં આજ પણ પોતાની પ્રાચીનતમ સભ્યતા અનુસાર જીવન જીવે છે. આ દેશો છે ભારત અને ચીન.

સંસ્કાર અને સાહિત્યનો સંબંધ અવિભાજ્ય હોય છે. સામ્રાજ્યો નષ્ટ થાય છે, પરંતુ સાહિત્ય અને સંસ્કાર એક યા બીજા સ્વરૂપે ટકી રહે છે. આજ એશિયાનું જે સાહિત્ય ઉપલબ્ધ છે તેનો મોટો ભાગ પ્રાગ્‌–ઐતિહાસિક કાળનો છે. તે રચનારાઓ અંગે નિશ્ચિત માહિતી મળતી નથી. ભૂતકાલીન રાષ્ટ્રનું સાહિત્ય હમેશાં અંધકારમાં પડી રહે છે. વિજયી રાષ્ટ્ર તેને રોકવાના સઘળા પ્રયત્નો કરે છે, વળી રાજનૈતિક તથા ધાર્મિક દાસત્વને લઇ તે રાષ્ટ્ર નવું સાહિત્ય રચવામાં અનેક મુશીબતો સહન કરે છે, છતાં પરાધીન ભારતે મહાન સાહિત્યનું નિર્માણ કર્યું છે. એનું કારણ એ છે કે એની મહાન પુરાતન સભ્યતાની વિકાસશીલ પરંપરા અબાધ રૂપે વહી રહી છે. બીજું કારણ એ છે, કે તેણે ગુલામી પ્રત્યે સદાય અવાજ ઉઠાવ્યા કર્યો છે.

ગમે તેમ હો, પણ એશિયાનું સાહિત્ય એશિયાની સીમાઓ છોડી દૂર દૂરના દેશોમાં પ્રસર્યું છે. ભારતના એવા જગપ્રસિદ્ધ પ્રાચીન સાહિત્યકારો છે આદિકવિ વાલ્મીકિ, મહર્ષિ વેદવ્યાસ અને કવિ કાલિદાસ. તેઓ કયા સમયે થઇ ગયા તે નક્કી નથી, પણ તેમનો સમય ઇ. સ. પૂર્વેનો હોવાનું મનાય છે.

હિતોપદેશના લેખક વિષ્ણુ શર્મા, તુલસીદાસ, અને સંત કબીરજી પણ પોતાના દેશની સીમા તોડવામાં સફળ થયા છે, પરંતુ આધુનિક યુગમાં નામના મેળવનાર કવિવર ટાગોર હતાં. કાલિદાસની પેઠે તેઓ પણ ભારતીય સંસ્કૃતિના છડીદાર હતા. તેઓ માત્ર કવિ જ નહોતા પરંતુ ગાયક, અભિનેતા, કથાકાર, શિક્ષણશાસ્ત્રી, દાર્શનિક અને શિલ્પી હતા. ૮૦ વર્ષની વયે તા. ૭મી ઓગસ્ટ ૧૯૪૧ ના રોજ કલકત્તામાં તેમનું અવસાન થયું હતું. 'ગીતાંજલિ' માટે તેમને ૧૯૧૩નું નોબેલ ઇનામ મળેલું. એશિયામાં એ ઇનામ મેળવનાર તેઓ એકલા જ હતા.

## ચીનના સાહિત્યકારો

ચીનના સાહિત્યકારોમાં સૌથી પ્રથમ આવનાર દાર્શનિક તથા ધર્મપ્રવર્તક મહાત્મા કન્ફ્યુશિયસ [ કુંગ્ ફૂત્સે ] હતા. તેઓનો જન્મ ઇ. સ. પૂ. ૫૫૧માં થયેલો અને ૪૭૯માં મરણ થયેલું. તેમણે પોતાનું સમગ્ર જીવન પોતાના દેશના સાહિત્યના સંશોધનમાં વીતાવેલું. તેમણે એકત્ર કરેલાં ૩૦૦૦ ગીતો ' શીહ ચીંક ' કહેવાય છે. તેમની મૌલિક કૃતિ ' લૂ રાજ્યનો ઇતિહાસ ' છે, જે તેમને જગપ્રસિદ્ધ કરવા માટે પૂરતી છે.

સાહિત્યક્ષેત્રમાં જગપ્રસિદ્ધ બીજી વ્યક્તિ તે ફાહિયાન. તેમણે ૭ મી સદીમાં ભારત

વગેરે દેશોમાં ભ્રમણ કર્યું હતું અને તેનો સવિસ્તર અહેવાલ પ્રસિદ્ધ છે. તેમણે હિંદમાંથી મેળવેલાં પુસ્તકોના પોતાની ભાષામાં અનુવાદ કર્યો હતા.

સુંગ તુંગ પો ચીનના સૌથી વધુ પ્રસિદ્ધ કવિ થઈ ગયા. અત્યારના ચીનના પ્રખ્યાત લેખક તરીકે લીન યુ તાંગનું નામ જાણીતું છે.

## ઇરાનનું સાહિત્ય

ચીનનું સાહિત્ય હિન્દમાં સ્થાન મેળવી શક્યું નથી, પરન્તુ ઇરાની સાહિત્યની બાબતમાં એમ નથી. વિશ્વસાહિત્યમાં અમર સ્થાન મેળવનાર કવિ ફીરદોસી, ઉમ્મર ખૈયામ અને શેખ સાદીથી કોઈક જ અજાણ હશે. ફીરદોસીનું મૂળ નામ અબુલ કાસિમ મંસૂર હતું. 'શાહનામા' તેમની અમર કૃતિ છે. એ મહાકાવ્યમાં ૬૦ હજાર સુમધુર શેર છે, જે લખવામાં કવિએ ૨૫ વર્ષ સુધી સતત શ્રમ કરેલો. તે વીરરસપ્રધાન છે પરંતુ કોઈ કોઈ સ્થાન પર કોમળતા અને પ્રેમનું પણ મનોહર ચિત્રણ છે.

ઉમ્મર ખૈયામ એક અસાધારણ શક્તિશાળી ગણિતશાસ્ત્રવેત્તા હતા, પણ તેઓ જગપ્રસિદ્ધ તો તેમની રૂબાઇયતોથી થયા છે. તેઓ ૧૧૨૩ માં મરણ પામેલા. પરંતુ તેઓ તેમના મરણ પછી ૭૦૦ વર્ષે પ્રસિદ્ધિમાં આવેલા વસ્તુતઃ એમની પ્રસિદ્ધિનું કારણ એડવર્ડ ફીટ્ઝરાલ્ડ છે. તેમણે 'રૂબાઇયત'નો અંગ્રેજી અનુવાદ કર્યો, જે જગતભરમાં આદર પામ્યો.

એમના સંબંધમાં એક રસમય બાબત એ છે કે કોઈપણ પ્રકાશક એમની રૂબાઇયતો પ્રસિદ્ધ કરવા તૈયાર નહોતો, કેમકે તેમાં સુરાપાનનાં ગુણગાન હતાં. આખરે એક પ્રકાશકે તેની ૨૦૦ પ્રતો છપાવી પરંતુ જ્યાં સુધી તેની કિંમત સો સેન્ટ ઉપરથી ઘટાડી બે સેન્ટની કરવામાં ન આવી ત્યાં સુધી વેચાઈ નહિ. સદ્ભાગ્યે એની કેટલીક નકલો કવિ શંસેટી તથા સ્વિનબર્નના હાથમાં આવતાં ઉમ્મરનું નસીબ ચમક્યું. ઉમ્મર ખય્યામનું વાજબી મૂલ્ય હજી અંકાયું નથી. કેટલાક વિવેચકો તેમને જડવાદી, નિરાશાવાદી અને દેહવિલાસી લેખે છે, જ્યારે કેટલાક તેમને સૂફી તથા દાર્શનિક લેખે છે.

શેખ સાદીનું પૂરું નામ અશરફઉદ્દીન બીન મસ્લીહઉદ્દીન અબદુલ્લા હતું. તેમનો જન્મ શિરાઝ ખાતે ૧૧૮૪ મા થયેલો. તેમણે અનેક પુસ્તકો લખેલાં, પણ તેમની જગપ્રસિદ્ધ કૃતિઓ ગુલિસ્તાં અને બોસ્તાં છે. સાદીએ ઘણા દેશોમાં પરિભ્રમણ કરેલું. ભારતની પણ તેમણે મુલાકાત લીધેલી. તેમણે કવિ તરીકેની કારકિર્દી બુઢાપામાં શરૂ કરેલી. તેમણે મુખ્યત્વે ધાર્મિક વિષયો ચર્ચ્યો છે.

## અરબસ્તાનનું સાહિત્ય

અરબસ્તાનના સાહિત્યમાં 'અરેબિયન નાઇટસ'ની વાર્તાઓ જગપ્રસિદ્ધ છે, પરંતુ તે વાર્તાઓના લેખક કે લેખકો કોણ છે તેનો પત્તો નથી. અરબસ્તાનના પ્રખ્યાત સાહિત્યકાર ખલિલ જીબ્રાન ગણાય છે. તેમનો જન્મ ૧૮૮૭ માં માઉન્ટ લેબનોનમાં થયેલો. અનેક દેશોમાં પરિભ્રમણ કરી તેઓ ન્યૂયોર્કમાં જઇ વસ્યા હતા. તેમણે 'પામસ' વગેરે પુસ્તકો લખ્યાં છે, જેના લગભગ ૨૦ ભાષાઓમાં અનુવાદ થયા છે. એમની ટૂંકી વાર્તાઓ ઘણી રોચક છે. જ્યોર્જ રસલે તેમની તુલના કવિવર ટાગોર સાથે કરી છે. ટાગોરની પેઠે એમની પ્રતિભા પણ સર્વતોમુખી હતી. તેઓ સમાજસુધારક અને દાર્શનિક હતા. 'જીવન સંદેશ' એમની સર્વશ્રેષ્ઠ રચના છે.

# પુસ્તકાલયો અંગે કાંઈક સૂચના

**મા**નવજાતની પ્રગતિમાં પુસ્તકાલય એ અતિ મહત્ત્વનું સાધન છે અને જેટલું આ પ્રવૃત્તિ પ્રત્યે વધુ ધ્યાન અપાય તેટલો વધુ લાભ થાય એ દેખીતું છે. જેમ જેમ કેળવણીનું પ્રમાણ વધતું જાય, તેમ તેમ પુસ્તકાલયનો લાભ લેનારની સંખ્યા પણ વધતી જાય છે. વાંચનનો શોખ પણ દિનપ્રતિદિન સારા પ્રમાણમાં કેળવાતો જાય છે, ત્યારે કંઈક આને અંગે સૂચના અસ્થાને નહિ લેખાય.

પુસ્તકાલયના એક અંગ પ્રત્યે આપણે પહેલાં ધ્યાન દઈશું. વાંચનાલય એ તેની એક પ્રવૃત્તિ છે. આનો લાભ જુદા જુદા વર્ગના લોકો લે છે. તેમાં બધા વર્ગની એક જ જિજ્ઞાસા ન હોય તે સ્વાભાવિક છે, તેમજ દરેકની રુચિ પણ સરખી ન હોય તે પણ સ્પષ્ટ છે. વળી કેટલોક ભાગ જેમાં કામ વિનાના યુવકો અને વૃદ્ધજનો વખત ગાળવા પૂરતો જ આ વાંચનાલયનો લાભ લે છે. વાંચનાલય એ જાહેર સંસ્થા હોઇ તેનો લાભ ગમે તે દૃષ્ટિથી ગમે તે વર્ગ લઈ શકે છે, પણ તેના ઉપર કોઈ જાતનું નિયંત્રણ નહિ હોવાથી કેટલીક વાર સાચા જિજ્ઞાસુઓને ભારે મુશ્કેલી નડે છે અને તે એવી હોય છે કે કેટલાક માણસો છાપાં હાથમાં લે છે તે ઘણા સમય સુધી પાછાં મૂકતા જ નથી. છાપું કે માસિક કે અઠવાડિક કાંઈપણ તે લે છે પછી તે શું વાંચે છે, શા હેતુથી વાંચે છે, તે જ સમજાતું નથી કેટલાક તો વળી એવા લોભી જણાય છે કે જો તેમાંનો એક અક્ષર પણ વાંચવાનો રહી જાય તો જાણે અધુરું વાંચન જ ન ગણાતું હોય તેમ એકેએક બાબત-પછી તે જાહેરખબર હોય કે નિરર્થક અહેવાલ હોય, અને તેમાંએ બીજી મુશ્કેલી એ હોય છે કે તેમની વાંચવાની ઝડપ બહુ જ ધીમી હોય છે. જાણે 'Slow & steady wins the race' નો સિદ્ધાંત વાચનમાં લાગુ ન કરતા હોય! જો કે તેમનું વાચન પૂરું થયા પછી તેમની પરીક્ષા લો તો તે પસાર થવા માટે અશક્તિમાન જ નીવડે. કેટલાક વળી પહેલાં આગળનું પાનું ફેરવે છે! કેટલાક વળી વચમાંથી ફેરવે છે તો વળી કેટલાક છેલ્લે જુએ છે, પણ તેય ધીમે ધીમે; જાણે તેમના વિના બીજું વાંચનાર છે જ નહિ અને તમે તેની પાસે ખોંખારા ખાઇ તમારે એ વાંચનની જરૂર છે, એવો ભાવ પ્રદર્શિત કરશો તે છતાં તેમના મન સુધી તેની કાંઇ જ અસર પહોંચતી નથી અને સભ્ય રીતે તેને તમારાથી એમ પણ કેમ કહેવાય કે તમે પહેલાં ઝડપથી વાંચી તે મને નિરાંતે વાંચવા આપશો. અને જો આ હક્ક તેમને સ્વીકાર્ય થાય તો હું નથી માનતો કે આખા દિવસમાં પણ તેમના હાથમાં છાપું આવે. આવા માણસોથી ખરેખર તમે વાંચનાલયમાં ગયા હોય ત્યારે કંટાળી જાવ છો. અને તમારે નિરાશવદને જે સાધારણ વાંચન મળ્યું હોય તેટલું વાંચી પાછા આવવું પડે છે. બે-ત્રણ કલાક બેસી રહેવાની ધીરજ કોઇનામાં ન હોય તે સ્પષ્ટ છે. ઉપર તો ઉદાહરણ જ આપ્યું છે, પણ જો કંટાળાજનક વાચકો માટે લખવા બેસીએ તો સહેજે દશ પાનાં ભરી શકાય. આથી બને છે એવું કે દરરોજ વાચનાલયમાં જવાની ઇચ્છા સેવતાં ઘણાં વાંચકોને આ ઇચ્છાનો ત્યાગ કરવો પડે છે. અને તેમનું વાંચન કડીબંધ રહી શકતું નથી. કંટાળાજનક વાંચકો નથી વિદ્વાન હોતા કે નથી વાંચનનો ઉપયોગ કરનારા, સાચા જિજ્ઞાસુ છતાં સાચા વાચકોને અડચણકર્તા

થઈ પડે છે. આ સ્થિતિ એક બે વાંચનાલયોની નથી, પણ હું તો માનું છું કે દરેક વાંચનાલયની જ હોય છે. આવી સ્થિતિ આ પ્રવૃત્તિને અવરોધક હોઇ તેનો વેળાસર ઉકેલ કરવાની જરૂર છે. તેનો ઉકેલ મને તો નીચે પ્રમાણે જણાય છેઃ—

દરેક છાપા અઠવાડીક વગેરે માટે કેટલો સમય એક માણસ તે વાંચી શકશે તેવો સમય નક્કી કરી શકાય, અને આ સમય પછી કોઈ વાચક તે પોતાના હાથમાં રાખી શકે નહિ. આ પ્રથા ધીમે ધીમે ચાલુ થઇ જશે. પછી મુશ્કેલી નહિ પડે. આ પ્રથાથી પેલા કંટાળાજનક વાંચકોને મુશ્કેલી તો પડશે, પણ તેનો માર્ગ તેમણે કાઢી લેવાનો છે. કાં તો તેમણે એવા સમયે વાંચવા જવું કે જ્યારે પોતાને વધુ સમય મળી શકે તેમ હોય. ઉપર પ્રમાણે થઈ શકે અથવા જો કંટાળાજનક વાંચકો જુનાં છાપાં મંગાવવા ફંડમાં નાણાં આપવા તૈયાર હોય તો ( હું નથી માનતો કે તેઓ તૈયાર હોય ) તેમનો વિભાગ અલગ રાખી છાપાં મંગાવી આપવામાં આવે. પણ આ વ્યવહારૂ માર્ગ નહિ નિવડે. પહેલાં તો એવું ફંડ જ થવું અસંભવિત બને અને પછી તો એ ઇજારદારો વધુ સમય વાચન માટે અંદર અંદર દ્વેષ કરી લડવા માંડે તેમ પણ બને. પહેલું ધોરણ સૂચવ્યું છે તેનો અમલ શરૂ શરૂમાં કડકાઇથી ગ્રંથપાલે કરાવવો જોઇએ. જો એક વાંચક બીજા વાંચકને આ ધોરણનું પાલન કરવાનું કહી છાપું માંગે અને એ વાચક ન આપે તો તેને અમુક દિવસ સુધી વાંચનાલયનો લાભ લેતાં બંધ કરવા; પણ ધોરણ તો રાખવું જ જોઇએ. આથી વધુ અનુકૂળ વ્યવસ્થા બની શકે તેમ હોય તો તે પણ કરવી જોઇએ. પણ ટુંકમાં કંટાળાજનક વાચકોથી કંટાળતા વાચકો માટે પુસ્તકાલય સંસ્થા તરફથી સત્વરે આ પ્રશ્ન હાથમાં લેવાની જરૂર છે. લેખકને કેટલીએ વાર આવા કંટાળવાના પ્રસંગો ઉપસ્થિત થયા છે અને ત્યારે ખરેખર, આવા વાચકો પ્રત્યે બહુ જ રોષ પણ પ્રગટ થાય છે, કે જે મનમાં જ ગળી ગયા સિવાય બીજો માર્ગ હોતો નથી.

વાચનાલયની વાત થઈ ત્યારે બીજી બાજુ પુસ્તકો આપ-લે વિભાગમાં ( વડોદરાને બાદ કરીએ તો ) બીજે સ્થળોએ ઘણી વાર વાંચવા ધારેલાં પુસ્તકો જોઇએ ત્યારે મળતાં નથી. વાંચવા લઈ ગએલાં પુસ્તકો પાછાં મુદતમાં મંગાવવા ગ્રંથપાલો ખાસ તજવીજ કરતા નથી. એટલે ઘણી વાર વાંચવા ધારેલાં પુસ્તકો જે તે સમયે મળે તો જરા વાંચવાનો આનંદ રહે છે એવું મન આત્મસંતોષ અનુભવે છે. જો કે તેથી એવું સમજવાનું નથી કે પછી આનંદ જતો રહે છે, પણ માનસશાસ્ત્રના નિયમ અનુસાર મનને જે વસ્તુ જ્યારે જોઇતી હોય ત્યારે મળે તો ઠીક લાગે છે, એટલે આ બાબતમાં પણ ગ્રંથપાલને વધુ દેખરેખ રાખવા સૂચનાઓ થવી જોઇએ.

આ સૂચના ઘણા વખતથી લખવાની ઇચ્છા છતાં અત્યારે ઘણી મોડી કરી શકાય છે માટે પુસ્તકાલય ખાતા તરફથી ધ્યાનમાં લેવાશે એવી આશા સાથે વિરમું છું.

—હરગોવિંદ બ. સ્વામી
બી. એ. (ઓનર્સ) એલ. એલ. બી.

# વાચન નોંધ

૧ વાચક: બલાખીદાસ લલ્લુભાઇ શાહ-સભ્ય, સોનારડા વાચક મંડળ.

(૧) અમારા જીવનની કેટલીક યાદગીરીઓ. લે. રમાબાઇ રાનડે.

સમય રાતના આઠથી નવ. તા. ૨ થી ૧૨-૬-૪૭ પા. ૭૦૯. અભણ અને અજ્ઞાન લાગતી સ્ત્રીઓનો પણ કેવો સુંદર વિકાસ સાધી શકાય છે તેનો આ પુસ્તક પ્રત્યક્ષ પુરાવો છે. તેમાં અભણ બ્હેનોને કેવી રીતે સુધારી શકાય છે, તે પગથિયારૂપે વર્ણવેલું છે.

રમાબાઇને પણ સાસુ નણંદ તરફથી મ્હેણાં ટોણાં ઘણાં જ કડવાં અને અપ્રિય લાગે તેવાં સાંભળવાં પડતાં હોવા છતાં, એક શબ્દ પણ રમાબાઇએ કદી પણ સામો ઉચ્ચાર્યો નહોતો. તેમ જ મહાદેવરાવે પણ કદી એ સામે બબડાટ કર્યો નહોતો. આજનાં જુવાન દમ્પતીઓને આ ખાસ ધડો લેવા જેવું છે.

કાંઇપણ છુપાવ્યા સિવાય પોતાના આખા જીવનના છુપામાં છુપા પ્રસંગોની ગૂંથણી આ પુસ્તકમાં ગૂંથેલી છે તેથી તે વાંચનારને ઘણી જ પ્રેરણા ને આશ્વાસન આપી ઉત્તમ જીવન જીવવા પ્રેરે છે.

ગાંધીજીની આત્મકથાને લગભગ મળતું આવતું આ પુસ્તક દરેક ભાઇબહેનોએ ખાસ વાંચવા જેવું છે.

૨ વાચક: ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ, મંત્રી કલોલ મહાલ પુસ્તકાલય મંડળ, મુ. દેઉસણા પો. કડી: માહે ફેબ્રુઆરી સને ૧૯૪૭ ના માસની વાચન નોંધ.

(૧) રશિયામાં ૩૦ મહિના: લેખક દિ. ગો. તેંડુલકર; અનુ: યશવન્ત શુક્લ કિં. ૧-૯-૦ પાન ૧૨૫. સમય રાત્રે ૯॥ થી ૧૦॥ તા. ૧ થી ૩

લેખકે કડકે કડકે પરવાનગી (પાસપોર્ટ સંબંધી) મેળવીને રશિયામાં ૩૦ માસ રહીને ત્યાંનો સારો પરિચય મેળવ્યો છે. તે લખે છે કે રશિયામાં બે વસ્તુઓ સંપૂર્ણ દિશાએ પહોંચી છે: રાતું સૈન્ય અને બાળકો. ત્યાં બાળકોને સર્વાંગ સુંદર કેળવણી અપાય છે અને બાળકોનું મહત્ત્વ ખૂબ અંકાય છે. તેમના તરફ પ્યાર પણ બહુ જ રખાય છે.

એક જગાએ તે લખે છે, " એક ટેબલ ઉપર મોટી ફૂલદાની હતી. એક નાની છોકરીએ પોતાનો નાનકડો હાથ લંબાવીને તેને હળવેથી સ્પર્શ કર્યો. બાજુમાં જ એક આયા ઊભી હતી. એ બોલી ઊઠી, ' લીલીયાબ્હેન, ધીરેથી અડકજે હોં, નહિ તો ફૂલ ઉખડી જશે. ' તે બાળા બોલી ઊઠી, ' હું તોડતી નથી. હું તો એને રમાડતી હતી. ' ને પછી તે પોતાની હથેળી બતાવી બોલી, ' જુઓ મારા હાથ કેટલા ચોખ્ખા છે. '

નાનાં બાળકો માટે પુસ્તકોની દુકાનો જુદી છે. ૪ થી ૭ વર્ષનાં બાળકો માટે કીંડરગાર્ટન સંસ્થાઓ છે. બાળક ચાર વર્ષનું થતાં સુધી કેશમાં રહે છે. તે બાળ-સંગોપનગૃહ છે.

આખા દેશમાં બાળકો માટેનાં ખાસ થિયેટરો ૧૦૦ ઉપર છે. તેમના માટે ગરમીની ઋતુમાં કેમ્પની યોજના કરી છે. ૫૬ સમાચારપત્રો બાળકો માટે છે. મુખ્ય રેડીઓ મથકેથી દિવસમાં ત્રણ વાર બાળકો માટે કાર્યક્રમ રખાય છે. કલાનું શિક્ષણ આપનારી સંસ્થાઓ ૧૨૦ છે.

ત્યારબાદ મંડળના કાર્યવાહકો તથા સ્ટાફ તરફથી શ્રી. ચુનીભાઈ શાહને અભિનંદન અર્પણ કરતું એક નિવેદન શ્રી. ચિમનભાઈ હ. અમીને વાંચી સંભળાવ્યું હતું. તેમાં આજની રાજકીય પરિસ્થિતિ પર વેધક પ્રકાશ પાડતાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

**પ્રમુખ સાહેબ, પૂ. શ્રી. ચુનીભાઈ તથા અન્ય મહેમાનો,**

આ મંડળના ઘણા લાંબા વખતથી પ્રમુખ શ્રી. ચુનીલાલ શાહની ચાલુ સાલે વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખપદે વરણી થઈ છે, એ જોઈને આ મંડળના વ્યવસ્થાપક મંડળ તથા સ્ટાફને આનંદ થાય એ સ્વાભાવિક છે. એ આનંદ વ્યક્ત કરવા આજનો કાર્યક્રમ યોજાયો છે. તે પ્રસંગે પધારી આપ સર્વેએ અમને જે સહકાર આપ્યો છે તે બદલ પુ. સ. સ. મંડળના ડાયરેક્ટરો તથા સ્ટાફ તરફથી હું આપનો આભાર માનું છું.

આ મંડળ સ્થપાયે લગભગ ૨૭ વર્ષ થયાં છે. એના સ્થાપક સ્વ. પૂ મોતીભાઈ સાહેબે જે ભાવના અને ઉદ્દેશથી આ સંસ્થા શરૂ કરી હતી તે ભાવના લક્ષ્યમાં રાખી આ મંડળ ચલાવવા શક્ય તેટલી કાળજી રાખીને કામ થાય છે અને અમને લાગે છે કે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિમાં આ મંડળનો હિસ્સો ઘણો મોટો છે. એનાં કારણો અનેક છે; પરંતુ એક મુખ્ય કારણ એ છે કે તેને શ્રી. ચુનીલાલ શાહ જેવા ભાવનાશાળી અને નિષ્કામ સેવાપરાયણ સુકાનીની સેવા ઘણા લાંબા કાળથી મળી છે.

શ્રી. ચુનીલાલ શાહનું મુખ્ય કાર્યક્ષેત્ર રાજકારણનું છે. છતાં સ્વ. મોતીભાઈ સાહેબના તે વિદ્યાર્થી હતા અને તેમના તેઓ નિકટના પરિચયમાં રહેલા હતા. સ્વ. મોતીભાઈ સાહેબ માનતા કે સ્વરાજ્ય આવ્યા પછી પણ આપણી પ્રજાને ઉન્નતિને માર્ગે લઈ જવી હશે તો આપણે કેળવણી, સહકાર, સામાજિક, ઔદ્યોગિક અને ગ્રામોન્નતિની પ્રવૃત્તિઓનાં અનેક ક્ષેત્રોમાં કામ કરવાની જરૂર પડશે અને તે માટે તેઓ સૌથી વધુ મહત્ત્વ કેળવણીની પ્રવૃત્તિઓને આપતા હતા. કેળવણીના ક્ષેત્રનાં અનેક અંગો છે. એમાં પુસ્તકાલય-પ્રવૃત્તિ એ મહત્ત્વનું અંગ છે. કારણ કે પ્રજાની ગમે તે દિશાની પ્રગતિ માટે સૌથી પ્રથમ જરૂર જ્ઞાનના પ્રચારની છે. જ્ઞાન એ દરેકેક વ્યક્તિના જીવનને વ્યવસ્થિત અને સુખી બનાવવાની કળા શીખવે છે. એ જ્ઞાનના પ્રચાર માટે પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ ખાસ આવશ્યક છે. આ વિકાસ માટે પુસ્તકાલયો ઉઘાડવાં અને તેનું કામ વ્યવસ્થિત ચાલે તે ખાસ જરૂરી લાગવાથી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને એના રિપોર્ટો વિ. જોશો તો આપને ખાતરી થશે કે આ મંડળ તેના ઉદ્દેશો પાર પાડવામાં ઠીક ઠીક સફળ થયું છે.

શ્રી. ચુનીલાલ શાહ રાજકારણમાં અતિશય રોકાયેલા રહેતા છતાં તેમના અને આપણી પ્રજાના સદ્ભાગ્યે તેમને આવી પ્રવૃત્તિઓમાં રસ છે. અને તેથી આ મંડળ તેમની સેવાઓનો લાભ ઘણા લાંબા સમયથી લઈ રહ્યું છે.

આજે અમને ખાસ આનંદ એટલા કારણે થાય છે કે સમગ્ર દેશ તથા રાજ્યની રાજકીય સ્વતંત્રતાની લડતનો અંત લગભગ નજીક આવ્યો છે અને હવે પ્રજાના ઘડતર—સ્વરાજ્યનો લાભ લઈ પ્રજાની ઉન્નતિ કઈ રીતે સાધવાની કળા—શીખવવાની પ્રવૃત્તિઓ ઉપાડવાની જરૂર ઊભી થઈ છે. એવે વખતે પ્રજામંડળ જેવી રાજકીય સંસ્થાએ પોતાના સુકાની તરીકે

આવી પ્રવૃત્તિઓમાં કામ કરનાર અને અનુભવી કાર્યકર્તાને પોતાના સુકાની તરીકે પસંદ કર્યો છે. એટલે પ્રજામંડળની આવી પ્રવૃત્તિઓને સારો વેગ મળશે એવી અમને આશા છે.

સરદાર વલ્લભભાઇ પટેલે હમણાંજ કહ્યું છે, કે હવે સૈનિકોનું કામ પૂરું થવા આવ્યું છે. એ કામ પૂરું કરવામાં ભોગ આપનાર સૌ સૈનિકોને અમારાં અભિનંદન છે. હવે રચનાત્મક કામ કરનારને માટે કામ કરવાનો વખત આવે છે. એવે વખતે આપણા રાજ્યના પ્રજામંડળે જીવનભર સૈનિક છતાં રચનાત્મક કાર્યના પણ લાંબા વખતના અનુભવી કાર્યકર શ્રી. ચુનીભાઇને પોતાના સુકાની તરીકે પસંદ કર્યો છે તે બહુ વખતસરનું અને ડહાપણનું પગલું ભર્યું છે એમ અમને લાગે છે.

અત્યારે આપણા દેશની રાજકીય આઝાદી આવતી નજરે દેખાય છે એવે વખતે, અનેક જાતનાં બળો એ આઝાદીનો લાભ-ગેરલાભ લેવા પ્રયત્ન કરી રહેલાં જણાય છે. એને લીધે દેશમાં આજે એક જાતનો ભય સેવાઇ રહ્યો છે કે આઝાદી આવતાંની સાથે આપણા દેશમાં જાત જાતનાં બળો વચ્ચે એક મોટી અથડામણ ઊભી થશે. ઉપલક દ્રષ્ટિએ એમ લાગે છે કે ખરેખર આઝાદી આવતાં આપણે ત્યાં કોમી ઝઘડાનું સામ્રાજ્ય જામશે. પરંતુ અમને એમ લાગે છે કે કોમી ઝઘડા અલ્પજીવી હશે. અને આપણા ખરા ઝઘડા તો આર્થિક હિતો વચ્ચેના હશે. એક તરફ આઝાદી લાવવામાં સક્રિય ભોગ આપનાર સૈનિકો-બીજી તરફ એમાં મદદ આપનાર ધનિક વર્ગ અને ત્રીજી તરફ જેને નામે અને જેને માટે રાજકીય સ્વતંત્રતાની લડત ચલાવવામાં આવતી હતી તે મજૂર તથા ખેડુતવર્ગની પોતાના હક્ક માટેની જાગૃતિ અને માગણી-એ બધા વચ્ચે સત્તા માટેની ખેંચતાણ શરૂ થવાનાં ચિહ્નો દેખાય છે. એવે વખતે આપણા દેશમાં બહુ બુદ્ધિથી કામ લેવું પડશે. એકલા રાજકારણમાં પડેલા માણસોને માટે આજના અને હવે પછી આવનાર સંક્રાન્તિના કાળે કુનેહથી કામ લેવાનું કદાચ મુશ્કેલ બનશે. એટલે તેમને શ્રી. ચુનીલાલ શાહ જેવા સૈનિક તથા રચનાત્મક પ્રવૃત્તિઓમાં પડેલા અને અનુભવી કાર્યકરોની સલાહ-સહાય અત્યંત કિંમતી થઇ પડવાની છે.

દેશમાં હવે પછી આવનાર આર્થિક અથડામણોના ઉકેલ માટે જેના હાથમાં રાજકારણની સત્તા આવે તેમણે લોકના આર્થિક, સામાજિક, કેળવણીવિષયક તેમ જ તંદુરસ્તીના પ્રશ્નો સમજવા પડશે. એ સમજ્યા વગર જૂના કારોબારની ઢબે કામકાજ ચલાવવા જતાં દેશમાં અંદરોઅંદરના ભારે ઝઘડા થશે એ નિઃશંક બીના છે.

અમને લાગે છે કે, લોકોમાં પ્રસરેલો આર્થિક બાબતોનો અસંતોષ ટાળવામાં સહકાર પ્રવૃત્તિ ઘણું કરી શકે એમ છે. આ મંડળ સહકારના ધોરણે ચાલે છે, એ ધોરણે ચાલતી આના જેવી રાજ્યમાં બીજી અનેક સહકારી સંસ્થાઓ છે. પરંતુ હવે વખત એવો આવે છે કે બીજાં અનેક ક્ષેત્રોમાં સહકારી પદ્ધતિથી કામ શરૂ થાય તે ઇષ્ટ છે. તેમ નહિ થાય તો જુદાં જુદાં આર્થિક હિતો વચ્ચે એક ગંભીર અથડામણ ઊભી થશે. અને થોડા વખત માટે કદાચ લોકો સ્વરાજ્ય મળતા અગાઉ હતા તે કરતાં પણ વધુ દુઃખી થાય તો તે અસંભવ નથી.

સહકારની પ્રવૃત્તિ શરૂ થયે લગભગ ૪૦ વર્ષ થયાં છે. શરૂમાં એ પ્રવૃત્તિ ગામડાંના લોકોને નાના પ્રમાણમાં આર્થિક સહાય આપવાની પ્રવૃત્તિ જ હતી—એટલે સહકારી કાયદો અને તેના નિયમો એને અનુરૂપ હતા. હવે એ પ્રવૃત્તિ ઘણી જૂની થઈ છે. અને એમાં દેશના ઉત્પાદન તથા વહેંચણીના તેમ જ બીજા આર્થિક પ્રશ્નોના સરળ ઉકેલ કરવાની તાકત વધી છે એટલે અમને લાગે છે કે અત્યારના સહકારી કાયદામા ફેરફાર થવો જરૂરી છે. દેશની ઘણી ખરી આર્થિક પ્રવૃત્તિ સહકારી રીતે થઈ શકે એમ છે. અને એ રીતે કામ થશે તો જ મૂડીવાદ અને મજૂરવાદ વચ્ચેની ગંભીર અથડામણો ટાળી શકાશે અને આ માટે જ સહકારી પ્રવૃત્તિના ઝડપી વિકાસ માટે સહકારી નિયમમાં ફેરફાર કરવાને જરૂરી પગલાં તાત્કાલિક લેવા અમારી વિનંતિ છે.

અમને આશા છે કે મુ. શ્રી. ચુનીલાલ શાહને તેમના આ અને આવી બીજી સંસ્થાઓના કામ અને અનુભવથી જે જ્ઞાન મળેલું છે તેનો લાભ સરકાર તેમ જ પ્રજાને સારી રીતે મળશે. સદ્ભાગ્યે આ જ વખતે શ્રીમંત સરકારે પ્રજાની ભાવના અને હિત સમજી કામ લે એવા શ્રી. સુતરીયા-મુનશીના જેવા નાયબ દિવાનો પસંદ કર્યા છે. આ બધા સંજોગો જોતાં હવે આપણા રાજ્યમાં લોકહિતની પ્રવૃત્તિઓ અને સંસ્થાઓને સારો વેગ મળશે, એમ આશા બંધાય છે.

સમગ્ર દેશ તેમ જ વડોદરા રાજ્યના ઇતિહાસમાં રાજકીય અને આર્થિક ઉન્નતિની દૃષ્ટિએ અતિ અગત્યના આજના સમયે શ્રી. ચુનીલાલ શાહ જેવાને પ્રજામંડળ જેવી શક્તિશાળી રાજકીય સંસ્થાએ પ્રમુખપદે સ્થાપ્યા છે એ જોઈ અમને ઘણો આનંદ અને આપણા ભાવિ માટે ઉજળી આશા આપનાર બીના લાગે છે.

પરમેશ્વર એમની પ્રજામંડળના પ્રમુખ તરીકેની કારકિર્દી ઉજ્વળ બનાવો એ જ પ્રાર્થના.

નિવેદન વંચાઈ રહેતાં તેઓશ્રીએ વધુમાં જણાવ્યું કે, સ્વ. મોતીભાઈ-સાહેબ પ્રજામંડળની પ્રવૃત્તિઓમાં ઊંડો-રસ ધરાવતા અને કહેતા કે, આ સંસ્થાને ચાર સ્થંભો મળેલા છે. અને તે શ્રી. સુતરીઆ, શ્રી. મુનશી, તથા શ્રી. ચુનીભાઈ શાહ અને શ્રી. મગનભાઈ છે. આ પુરુષોના હાથમાં રાજદ્વારી સુકાન આવે તો તેઓ સરસ કામ કરી બતાવે. આજે એ દિવસ આવ્યો છે.

ત્યારબાદ અન્ય વક્તાઓનાં પ્રવચનો થતાં નાયબ દીવાન શ્રી. મુનશીએ જણાવ્યું કે, આજે તો આ સ્થળે એક બાળક-નિશાળીઆ જેવો હું છું, પણ હું તેમાંથી માહિતી મેળવી રહ્યો છું. એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં હું રાજ્યના પ્રવાસે નીકળવાનો છું અને ત્યારે સહકારી મંડળીઓની સ્થાપના, તેને વેગ મળવાનાં અથવા ભાંગી પડવાનાં કારણો વગેરેની તપાસ કરીશ. આમ પૂરી તપાસ પછી બે માસ બાદ હું સંપૂર્ણ કામ ઉપાડી લઈશ. બાદ શ્રી. ચુનીભાઈ સાથેના રાજકીય ક્ષેત્રના તેઓના પરસ્પર કાર્ય કરવાની પદ્ધતિનો ઉલ્લેખ કર્યો હતો. અને જણાવ્યું હતું કે, શ્રી ચુનીભાઈમાં જોશ છે, તેઓ પુરા લેથા છે છતાં જુવાની ઉતરતા નથી. અત્યાર સુધી રચનાત્મક કામની વાતો જ થઈ છે, ખરો અમલ કર્યો નથી; હવે તે કરવો જ પડશે. એવે વખતે શ્રી. ચુનીભાઈ જેવા

પ્રજામંડળના ઉચ્ચપદેથી એનું સુકાન સંભાળી સારથિ તરીકે સુંદર કામ કરી બતાવશે અને આપણે ઇચ્છીએ કે, રાજ્ય જે માગી રહ્યું છે તે શ્રી. ચુનીભાઇ તેને પૂરું પાડે.

ત્યારબાદ શ્રી. રામચુરાએ ગુજરાતના પ્રસિદ્ધ લેખક કવિ શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલનાં બે કાવ્યોનો ઉલ્લેખ કરી શરૂઆત કરતાં જણાવ્યું કે, એ દ્રષ્ટા કવિએ બે કાવ્યો આપ્યાં હતાં. તે પૈકી એક હતુઃ " એક દિન એવો આવશે. " એ કાવ્યમાં તેમણે ગાયેલો દિવસ આજે આવ્યો છે. શ્રી. ચુનીભાઇએ જે સ્વાર્થત્યાગ કરી ૨૪ કલાકના પ્રજામંડળના કાર્યકર્તા તરીકેની દીક્ષા લીધી છે તે અનુકરણીય છે. આવા ત્યાગવીરોને તો માત્ર વડોદરાએ જ નહિ પણ સમગ્ર ગુજરાતે માનપત્ર આપવાં જોઇએ. આગળ બોલતાં તેઓશ્રીએ મંડળના કાર્યવાહકોને પ્રકાશન પ્રવૃત્તિ વિકસાવવા અને શ્રી. મુનશી, ધૂમકેતુ સરખા લેખકોને પોતાના કરવાનો આદેશ આપ્યો હતો.

અન્ય વક્તાઓનાં પ્રવચન પૂરાં થતાં શ્રી. ચુનીભાઇ શાહે વળતો જવાબ આપતાં જણાવ્યું કે, આજે મંડળના ડિરેક્ટરો અને સ્ટાફે મને જે માન આપ્યું છે તે માટે આભાર માનું છું. મારા માટે પ્રશંસાના ખૂબ શબ્દો બોલાયા છે. એ માનને હું મને પોતાને લાયક માનતો નથી. પરંતુ એની પાછળની ભાવના સમજી શકું છું. આજે મારી એ પ્રાર્થના હોઇ શકે કે, પ્રજામંડળના પ્રમુખપદની ફરજમાંથી મુક્ત થાઉં ત્યારે એનું ધ્યેય હું પૂર્ણ કરી શક્યો હોઉં. ત્યારે મને ખૂબ આનંદ આવશે. હું તો પ્રજામંડળમાં સૈનિક તરીકે આવ્યો અને રહ્યો છું. એના આગેવાનો શ્રી. છોટાભાઇ, મુનશી, મગનભાઇની હું વખતો-વખત સલાહ-સૂચના લેતો, અમે ચર્ચાઓ કરતા, પણ બધી જ ભાઇ ભાઇની જેમ. આજે એના સુકાનની જવાબદારી મારા શિરે આવી છે. પણ ભાઇ મુનશી અને છોટાભાઇ જેવાનો મને સાથ-સહકાર છે તે જોતાં મારો માર્ગ કપરો નહિ પણ સરળ થશે. આજના વાતા-વરણની, ૧૯૩૨ માં કલ્પના પણ થતી ન હતી. અને એક વાર મારા મિત્રે તો આ બાબત નિરાશાના ઉદ્દગાર કાઢ્યા હતા. આજે એ નિરાશા જતી રહીને પ્રજામંડળના ૨ આગેવાનો જવાબદાર રાજતંત્રના ૨ અંગો તરીકે કામ કરી રહ્યા છે.

બિકાનેરનરેશે આજના દેશી રાજ્યોની પરિસ્થિતિનો સરસ ખ્યાલ આપ્યો છે.

'૪૮ માં અંગ્રેજો હિંદ છોડી જવાના છે. એ આંદોલનોની અસર અહીં પણ થવાની છે. તે દિવસે અહીં પણ એવો પ્રસંગ આવશે કે ધારાસભાના પસંદ કરેલા સભ્યો રાજ્યકારોબાર ચલાવશે. એ દિન જોવાની મને આકાંક્ષા છે. '૪૪ માં આપણે નિરાશામાં હતા. પણ હવે એવો વખત આવશે, જ્યારે આપણે આપણું કામ પૂરું કર્યું હશે.

આપણા શ્રીમંત મહારાજા સાહેબે દેશના ખરા વખતે જે પ્રાસંગિક પગલું લેવું જોઇએ તે લીધું છે; અને તેને અંગેની દીવાન સાહેબને સલાહ-સૂચના આપી છે.

આજે જામ સાહેબ ભલે મોટરોના ધંધાર્થે વિલાયત ગયા હોય કે ગમે તે કારણે ગયા હોય, એ તો પાછળથી જણાશે.

વડોદરા લોકસભાના બંધારણમાં દાખલ થયું છે. ત્યાંની સમૂહ સમિતિમાં દીવાન

શ્રી. ને સ્થાન મળ્યું છે. એ ગૌરવનો બનાવ છે. એનો કળશ સોનાનો થાય તે માટે તેઓશ્રી તેમની એ શક્તિઓને વડોદરામાં ખર્ચે.

છેલ્લે સહકારી ખાતાની કાર્યપદ્ધતિ પર ટૂંક માર્મિક પ્રવચન કરી સૌનો તેઓશ્રીએ આભાર માન્યો હતો.

બાદ પ્રમુખસ્થાનેથી શ્રી. છોટાભાઇ સુતરીઆએ શ્રી. ચુનીભાઇની પ્રજામંડળના પ્રમુખ તરીકેની કારકીર્દિની સફળતા ઇચ્છી હતી.

અંતે શ્રી. મગનભાઇએ સૌ આમંત્રિતોનો પધારવા માટે આભાર માની ફૂલહાર થઇ ઠંડા પીણાંને ન્યાય આપી સમારંભ સમાપ્ત થયો હતો.

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમ જ માનદ મહાલ પ્રચારકોએ માહે જાનેવારી-ફેબ્રુઆરી માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચન-પ્રચારની કામગીરી બજાવી છેઃ

૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે માર્ચમાં, ભાદરણ મહાલનાં—( ૧ ) કણજટ ( ૨ ) જલસણ ( ૩ ) શીલાવં ( ૪ ) જહાજ ( ૫ ) રણોલી ( ૬ ) ચુવા ( ૭ ) રૂદેલ ( ૮ ) સુંદણ: પેટલાદ. મહાલનાં ( ૯ ) બોરીઆ ( ૧૦ ) અમારા ( ૧૧ ) કાવીઠા ( ૧૨ ) સુંદરણા ( ૧૩ ) લ લેલ ( ૧૪ ) વિશ્રામપુરા ( ૧૫ ) સીમરડા ( ૧૬ ) ડંતાલી ( ૧૭ ) બાંટિયેલ ( ૧૮ ) સિહોલ ( ૧૯ ) વટાવ ( ૨૦ ) વિશ્નોલી ( ૨૧ ) ભરાડી ( ૨૨ ) મોરડ ( ૨૩ ) ફુરેલી ( ૨૪ ) બોજઃ કામગીરી દિન ૨૨.

૧. દહેગામ મહાલ માનદ પ્રચારક શ્રી. રવિશંકર મ. ઠાકર માહે ડિસે-મ્બરથી માર્ચના ગાળામાં—( ૧ ) ડભોડા ( ૨ ) ઝીંતોડા ( મહેસાણા પ્રાંતના મહાલ મંડળ, મંત્રીઓના સંમેલનમાં ) ( ૩ ) સીહોલી મોટી ( ૪ ) અલોડા ( ૫ ) પરાંતિયા ( ૬ ) લવારપુર.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. ન. ચોકસી.
મદમંત્રી,
વ. રા. પુ. મંડળ.



૧. આકાશનાં તારા-નકશા—પ્રકાશક: તારક મંડળ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; કિંમત ૪-૦-૦.

આ પુસ્તકમાં ૭ તારા-નકશા છે. એ નકશા આપણી જુદી જુદી ઋતુઓ-વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર-પ્રમાણે બનાવેલા છે, જે તે ઋતુવાળો નકશો જે તે ઋતુની મધ્યમાં રાત્રે નવ વાગ્યે જોવાનો છે. એ નકશાને આધારે આકાશમાં આવેલા તારાઓ જોઇને તેમને ઓળખી શકાશે. વળી બીજે કયે વખતે કેવી રીતે દરેક નકશો વાપરી શકાય તેની માહિતી પણ આ નકશાઓની પહેલાં જુદી આપેલી છે. આ નકશા ઘણા મોટા કદના ( ૧૩" × ૧૩" ના ) છે. ભૂરી ભોંય ઉપર પીળા રંગે તે દોરેલા છે. મકાનના પ્લેનના જેવા કામળ ઉપર પ્લેન જે રીતે બનાવે છે તે રીતે આ નકશા બનાવેલા છે. અત્યાર સુધીની ચોપડીઓમાં જે તારા-નકશા જોવામાં આવતા તે બહુ અસ્પષ્ટ તથા નાના હતા, તેથી તેના ઉપરથી તારાદર્શન બરાબર થઇ શકતું નહિ. આ નકશાઓએ એ ખોટ પૂરી છે, ખગોળ-પ્રેમીઓએ આ નકશાનું પુસ્તક વસાવવા જેવું છે. હાઇસ્કૂલ-કોલેજોમાં દો તે જોઇએ જ.

૨. વિશ્વદર્શન (તારક પરિચય)—લેખક: છોટુભાઇ સુથાર; પ્રકાશક: તારક મંડળ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; પૃષ્ઠ-ફુલસ્કેપ કદનાં ૪૮; પૂઠું કાચું; કિંમત ૧-૪-૦.

આકાશના તારા-નકશાઓમાં આપેલાં જુદાં જુદાં તારામંડળો-સપ્તર્ષિ, મૈત્રમત્સ્ય, શર્મિષ્ઠા, વૃષપર્વા, મૃગ, શ્વાન, સ્વસ્તિક, હંસ વગેરે-ની ઓળખ આમાં આપી છે, તથા દરેક ઋતુમાં તે ક્યાં આગળ કેવા આકારનાં દેખાશે તેની સમજ પાડી છે. તારામંડળો સિવાયના બીજા અગત્યના તારા, નક્ષત્રો, વગેરેની માહિતી પણ આ પુસ્તકમાં આપી છે. આ પુસ્તક તારા-નકશાવાળા પુસ્તકના માર્ગદર્શક જેવું છે. આ પુસ્તકમાં પણ ભૂરા રંગના બે નકશા તથા સાદી રીતે છાપેલી ઘણી આકૃતિઓ છે. તારા-નકશા ન હોય તો આ પુસ્તકની મદદથી પણ આકાશદર્શન થોડું ઘણું થઇ શકે. તારા-નકશાની સાથે આ પુસ્તક પણ ખગોળપ્રેમીઓએ ખરીદવા જેવું છે.

૩. ખગોળ-પ્રવેશક—લેખક તથા પ્રકાશક ઉપર પ્રમાણે; પૃષ્ઠ ક્રાઉન સોળ પેજી ૧૩૧; પૂઠું કાર્ડબોર્ડનું કપડાની પટ્ટીવાળું.

આ પુસ્તકમાં બે ખંડ છે. પહેલા ખંડમાં સૂર્ય અને સૂર્યમંડળની માહિતી આપેલી છે; બીજા ખંડમાં આકાશગંગા અને નિહારિકાની માહિતી છે. બંને ખંડોમાં ઘણાં ચિત્રો આપી સરળ અને સચોટ રીતે તે બાબતો સમજાવેલી છે. આ બધું વાંચતાં વાચકોને

ખગોળ સંબંધી ઘણું નવું જાણવાનું મળે તેમ છે, તથા તે દ્વારા તેમને ઊંચી જાતનો આનંદ મળે તેમ છે. ખગોળનું જ્ઞાન આપણે ત્યાં નહિ જેવું છે. આવા પુસ્તક દ્વારા એની શરૂઆત આપણી હાઇસ્કૂલોના ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને કરાવવામાં આવે તો તેમને ખગોળમાં રસ પડે તથા તેમના ભૂગોળના અભ્યાસમાં પણ આ પુસ્તક ઘણું મદદગાર થાય.

ઉપલાં ત્રણે પુસ્તકો પ્રસિદ્ધ કરી તારકમંડળે ગુજરાતીઓની સેવા કરી છે; અને એ માટે એ મંડળ ઉત્તેજનને પાત્ર છે. એ મંડળ તરફથી 'આકાશગંગા' નામનું દ્વૈમાસિક પણ કેટલાક વખતથી શરૂ થયું છે. એનું વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦ છે. હાઇસ્કૂલ-પુસ્તકાલયો તથા મોટાં પુસ્તકાલયો તથા ખગોળપ્રેમીઓએ એનાં ગ્રાહક થવા જેવું છે. આ મંડળના સભ્યનું ઓછામાં ઓછું વાર્ષિક લવાજમ રૂ. ૫-૦-૦ છે, તે ભરી સભ્ય થનારને મંડળ તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકો તથા આ દ્વૈમાસિક એમ ને એમ આપવામાં આવે છે. આ મંડળ ખગોળના પ્રચાર માટે ઘણો સારો પ્રયાસ કરી રહ્યું છે. શાં. સો. પટેલ

૪. **કાંતણપોથી**—લેખકઃ પુરાતન બુચ, પ્રકાશકઃ બાલગોવિંદ કુબેરદાસની કાં. અમદાવાદ, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૬, કિંમત દશ આના.

મુંબઇ સરકારે મંજૂર કરેલા વર્ધા યોજનાના અભ્યાસક્રમ પ્રમાણે આ પુસ્તક લેખકે તૈયાર કર્યું છે. લેખક ગુજરાત વિદ્યાપીઠના સમાજવિદ્યાવિશારદ છે. સાબરમતી રાજકોટ વગેરે રાષ્ટ્રીય શાળામાં કાંતણશિક્ષક તરીકે મેળવેલ જ્ઞાન અને અનુભવ ઉપરથી લખ્યું છે. મુંબઇ ઇલાકાના મહેસુલી પ્રધાન શ્રી. મોરારજીભાઇએ એનું આદિવચન લખેલું છે.

કાંતવાની પ્રથમ શરૂઆત કરનારે કઇ કઇ વસ્તુ લક્ષમાં રાખવી જોઇએ એ દૃષ્ટિ રાખી ગોઠવણી કરી છે. કપાસના છોડનો સંપૂર્ણ ઇતિહાસ આવી જાય છે. લોઢાઇ, પુનાઇ, ટુનાઇથી પુણી કેવી રીતે બને છે એ ચિત્રોદ્વારા સમજાવ્યું છે. તકલીથી તથા ચરખાયકથી કેવી રીતે કાંતી શકાય, સુતરના દોષો, સુતર ઉતારવાની રીત, ફુગટ સુતર, કાંતતી વખતે ઉપસ્થિત થતી મુશ્કેલીઓ, સુતરનો અંક, કેટલા સુતરની કેટલી ખાદી થાય, આ બધી હકીકતો, ખુલાસાઓ ઠીક સમજાવ્યા છે. રેંટિયાની વિરાટશક્તિ વિષે ગાંધીજીનો એક લેખ ઉતારવામાં આવ્યો છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોએ આ પુસ્તક વાંચવા જેવું છે. —વિપ્રસાદ

૫. **ચિરંજીવ સાહિત્ય**—સંપાદકઃ મણિલાલ પ્ર. વ્યાસ, પ્રકાશકઃ પુસ્તકાલય સ. સ. મંડળ લિ., પો. બો. ૧૦, રાવપુરા, વડોદરા. પૃ. ૩૮૦, કાર્ડબોર્ડની પટીવાળું. કિં. ૨-૪-૦.

પ્રસ્તુત પુસ્તક સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાનું પુષ્પ પમું હોઇ એમાં ધાર્મિક, સામાજિક, શિક્ષણ, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ અને પ્રેરણાપ્રેરક ઘણા ઘણા સુંદર લેખોની અમૂલ્ય સામગ્રી પીરસાઇ છે. સામયિક દોહન દ્વારા વેડફાઇ જતા કિંમતી લેખો "પુસ્તકાલય"માં સંગ્રહાય છે. છતાં વર્તમાનપત્રોમાં આવતા કેટલાય કિંમતી લેખો ક્ષણજીવી ન બને એ ઇચ્છવા જોગ છે જ.

આ કામ વડોદરા રાજ્ય પુસ્તકાલય જેવા માતબર ખાતાએ ઉપાડી લેવું જોઇએ.

( અનુસંધાન પૃષ્ઠ ૭૨૨-૪ )



૧ શ્રી. નેત્રમણિભાઇને—લેખકઃ શ્રી. કાકા કાલેલકર, મૂલ્ય રૂા. ૦–૧૪–૦
૨ હિંદુસ્તાની કહાની સંગ્રહ ( ઉર્દૂ લિપિ )—સંપાદકઃ ગિરિરાજ કિશોર.
૩ લોકકિતાબ—લેખકઃ શ્રી. ચંદ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય રૂા. ૧–૮–૦
૪ કોકિલા અને બીજી વાતો—લેખકઃ શ્રી. બાળકૃષ્ણ જોષી, પ્રકાશકઃ ત્રિશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સુરત. મૂલ્ય રૂા. ૦–૮–૦
૫ સંજીવન સંદેશ—લેખક અને પ્રકાશકઃ શ્રી. નટવરલાલ સેવકલાલ પરીખ; સહકારી સંજીવન સમાજ લિ. રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૦–૦
૬ ગરબીઓ તથા વિવિધ કાવ્યો—કર્તાઃ કવિ કાલિદાસ ભગવાનદાસ ભાટિયા, પાટણ ( ઉ. ગુજરાત ).
૭ સબરસ—કર્તા અને પ્રાપ્તિસ્થાનઃ શ્રી. અમીન આઝાદ; પ્રકાશકઃ બદરીરોડ, સુરત. મૂલ્ય રૂા. ૧–૪–૦
૮ કાપડની કળા—લેખકઃ શ્રી. કાન્તિલાલ મગનલાલ ગાંધી; પ્રાપ્તિસ્થાનઃ આર. આર. શેઠની કું. મુંબઇ ૨. મૂલ્ય રૂા. ૨–૧–૦
૯ વસંત-રજબ સ્મારક ગ્રંથ—સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૫–૦–૦

## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય—અમદાવાદ તરફથી

૧૦ સ્તોત્રસંગ્રહ—(શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત) અનુવાદકઃ ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી, મૂલ્ય ૦–૧૦–૦
૧૧ શતશ્લોકી—અનુવાદક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૧૨–૦
૧૨ ભારતીય સંસ્કૃતિ અને બીજા લેખો—લેખકઃ શ્રી. કનૈયાલાલ મા. મુનશી; મૂલ્ય ૦–૧૨–૦
૧૩ ગીતાસાર—લેખકઃ શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; મૂલ્ય ૦–૪–૦
૧૪ ગીતહારી અને બીજાં નાટકો—લેખકઃ શ્રી. સુરેશ ગાંધી; મૂલ્ય રૂા. ૦–૧૦–૦.
૧૫ પરમ પુરુષાર્થ—લેખકઃ શ્રી. સ્વામી અદ્વૈતાનંદજી; મૂલ્ય ૦–૬–૦
૧૬ ઉરરડ—લેખકઃ ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ; મૂલ્ય ૦–૬–૦
૧૭ પરમહંસ સ્વામી રામતીર્થ—લેખકઃ શ્રી. પ્રફુલ્લ પ્રા. ઠાકોર; મૂલ્ય ૦–૪–૦

## જીવન સાહિત્ય મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧૮ ગિરિબાલા—(મૂળ લેખકઃ કવિવર ટાગોર) અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની; મૂલ્ય ૪–૪–૦
૧૯ આચાર્ય કૃપલાણી—લેખકઃ શ્રી. 'સત્યમ્' મૂલ્ય રૂા. ૨–૦–૦
૨૦ વરમાળા—મૂળ લેખક તથા અનુવાદક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૪–૦–૦



## દુ:ખદ અવસાનો

### ૧—કવિશ્રી લલિત

' મઝૂલી મઝાની પેલે તીર–સંતો વહાલાં ' અને ' છિપ છિપ ધોગનિયા ચાલ્યા મલપતાં ' વગેરે જનમનરંજક ગીતોથી ગુજરાત–બૃહદ્ ગુજરાતને સુપરિચિત બનેલા કવિશ્રી લલિતજી તા. ૨૫ મી માર્ચના રોજ લાઠી મુકામે સ્વર્ગવાસ પામ્યા છે. મરણ વખતે એમની વય ૭૧ વર્ષની પાકી હતી એટલે એમનું મરણ ખાસ અકાળ ન ગણી શકાય, છતાં રાષ્ટ્રશાયર મેઘાણીની પાછળ તરત જ ગુર્જર ગિરાના આ મશહૂર ગીતકવિનો પરલોકવાસ સાહિત્યરસિક ગુર્જર જનતાને માટે તો બેશક દુ:ખદ છે.

લલિતજી રાજવી કવિ સ્વ. કલાપીના સાથી મંડળના છેલ્લા પ્રતિનિધિ હતા. તેમનો દેહ-વિલય કલાપીનગર (લાઠી)ની ધરણી પર જ થયો છે એ બીના કલાપી–લલિતની કવિજોડલીના ગાઢ સ્નેહસંબંધની જ સૂચક ગણી શકાય. લલિતજીનું જન્મસ્થાન જુનાગઢ અને જન્મનામ જન્મશંકર મહાશંકર બુચ. ' લલિત ' એ તો એમણે ધારણ કરેલું તખલ્લુસ હતું. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર હતા. ૧૯૦૩ મા અભ્યાસ પૂરો કરી તેઓ પ્રથમ ગોંડલની હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયેલા. ત્યાંથી ૧૯૦૮ માં રાજકોટ ખાતે ' કાઠિયાવાડ ટાઇમ્સ ' નામના રોજિંદા પત્રના તંત્રી તરીકે અને તે પછી વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયમાં લોકો-પદેશક ગ્રંથપાલ તરીકેની નોકરીમાં જોડાયા હતા. અસહકાર યુગના જમાનામાં અસહકારના આંદોલનો ઝીલી લઈને તેઓ વડોદરાની નોકરીમાંથી છૂટા થઈ ગયા હતા અને તે પછી પાંચેક વર્ષ મુંબાઇના રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા હતા. ત્યારબાદ મોટે ભાગે તેઓ નિવૃત્ત જીવન ગુજારતા લાઠીમાં વસવાટ કરતા હતા. લાઠી દરબારનો તેમ જ લાઠીની જનતાનો તેમના પર પુષ્કળ પ્રેમ હતો. ' વડોદરાને વહાલે ' અને ' લલિતનાં કાવ્યો ' એ બે ગીતસંગ્રહો એમના પ્રસિદ્ધ થયેલા છે. મંજિરાના તાલ સાથે એમને સ્વમુખે ગવાતાં ભક્તિપ્રધાન, રંજનાત્મક, સામાજિક, તેમ જ સ્વદેશભક્તિ-પ્રેરક ગીતકાવ્યોનો રસાસ્વાદ જેમણે એક વાર પણ માણ્યો હશે, તેઓ તો એમની લલિત મૂર્તિને કદી જ નહિ વિસરી શકે. એમના જેવો સાધુ આત્મા તો ચિરશાંતિનો અધિકારી હોય જ હોય. કુટુંબીજનોને સબૂરી બક્ષવા પ્રભુને પ્રાર્થના !

## ૨—શ્રી. ના. ચં. દિવાનજી

બીજું દુ:ખદ અવસાન તે શ્રી. નાનાભાઇ ચંદ્રશેખર દિવાનજીનું છે. તેઓ વૃદ્ધાવસ્થાની માંદગીને લઇ તા. ૬ઠ્ઠી એપ્રિલના રોજ વડોદરામાં ગુજરી ગયા છે. એમના અવસાનથી વડોદરાની મશહૂર પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રથમ પેઢીનો એક પુરુષ અદૃશ્ય થયો છે. તેઓ જાતે વડનગરા નાગર ગૃહસ્થ હોઇ તેમનું જન્મસ્થાન સુરત હતું. વડોદરામાં પુસ્તકાલયપ્રવૃત્તિનાં બી રોપાયાં અને તેને માટે ગ્રંથપાલો તૈયાર કરવાનો જે આદિ તાલીમવર્ગ નવા ઉઘડેલા પુસ્તકાલય ખાતાના અમેરિકન ડાયરેક્ટર સ્વ. શ્રી. બોર્ડન સાહેબે ઉઘાડયો તેનો લાભ સ્વ. શ્રી. દિવાનજીએ લીધેલો અને તે પછી ગ્રંથપાલ તરીકે વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયેલા. તેઓ એક પ્રતિભાશાળી કુશળ ગ્રંથપાળ હતા અને ફરતા પુસ્તકાલય શાખાના અધ્યક્ષકની તથા ધીરધારશાખાના ગ્રંથપાળની ખુરશીઓ વર્ષો લગી શોભાવી હતી. 'પુસ્તકાલય' માસિકના તેઓ માનદ આલતંત્રી હતા અને પુ. સ. સ. મંડળ લિ. ની કારોબારીના પણ વર્ષો લાગટ સભાસદ રહ્યા હતા. ગુજરાતી વર્ગીકરણ પદ્ધતિના તેઓ નિષ્ણાત હોઇ દલાલ કૃત '**ગુજરાતી પુસ્તકો માટે વર્ગીકરણ પદ્ધતિ**' એ ગ્રંથપાલો માટે ખાસ ઉપયોગી ગણાતા એ આકરગ્રંથના સંશોધક તરીકેનું માન સ્વ. શ્રી. દિવાનજીને ફાળે જાય છે. પુ. સ. સ. મંડળ લિ. તરફથી પ્રસિદ્ધ થયેલા વર્ગીકૃત ગુજરાતી પુસ્તકોની નામાવલિના બે ભાગોની તૈયારીમાં પણ સ્વર્ગસ્થે આગળ પડતો ભાગ ભજવ્યો હતો. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને ચિરશાંતિ અને કુટુંબીજનોને જરૂરી સબૂરી અર્પો ! —ના. ન.

## વ: રા. પુ. મંડળ

**ઉમેદવારોનેઃ—**મે માસની તા. ૨૪-૨૫ મીએ લેવા ઠરેલી-પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોએ નોંધ લેવી ઘટે કે પરીક્ષા મજકુર સદર તારીખોએ ચોક્કસ લેવાશે, માટે તેને માટેની જરૂરી તૈયારી વચગાળાના સમય દરમ્યાન પૂરી કરી નાખવી અને જણાતી મુશ્કેલીઓનું નિવારણ સવેળા કરાવી લેવું.

**શિષ્ટવાચનની પરીક્ષાઃ—**૨૫ મી શિષ્ટવાચનની પરીક્ષા આગામી જુન માસમાં લેવા ઠર્યું છે. તે સંબંધમાં માર્ચ અંકમાં છપાયેલ જાહેરાત નં. ૩ તરફ શિષ્ટવાચનરસિક ભાઇ-બેનોનું ધ્યાન ખેંચીએ છીએ. અને પોતાની ઉમેદવારી તત્કાળ નોંધાવી દેવાની ભલામણ કરીએ છીએ. કહેવાની જરૂર હોય ખરી કે હિંદને જન્મભૂમિ કરીને હિંદની સેવા પ્રવૃત્તિઓ કરતાં કરતાં હિંદની ધરતી પર જ દેહ વિસર્જન કરનાર એ અંગ્રેજ પાદરી દીનબંધુ એન્ડ્રુઝનું જીવનચરિત્ર ખરેખર અભ્યાસ કરવા જેવું છે.

**પાદરા મહાલ પુ. મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે લેવાયલી શિષ્ટ વાચનની પરીક્ષા**—તા. ૨-૨-૪૭ ને રવિવારના રોજ પાદરા મહાલ પુ. મંડળ તરફથી મહાલના વિદ્યાર્થીઓની શિષ્ટ વાચનની પરીક્ષા 'ગુજરાતના સેવકો' એ નામના પુસ્તકની લેવામાં આવી હતી. તેમાં મહાલની જુદી જુદી ૧૧ સંસ્થાઓ તરફથી કુલ ૨૧૨ વિદ્યાર્થીઓ

એકા હતા. તે પૈકી ૧૩ કન્યાએ હતી. પરીક્ષામાં ૧૭૨ વિદ્યાર્થીઓ અને ૧૩ કન્યાઓ મળી કુલ ૧૮૫ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયાં.

કરજણ મહાલ પુ. મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચન પરીક્ષા તા. ૨૭-૪-'૪૭ ના રોજ લેવાનું ઠરાવાયું છે. એ માટે શ્રી. ચંદ્રકાન્ત શાહ લિખિત " ગુજરાતના સેવકો " એ પુસ્તક મુકરર કરાયું છે.

પુસ્તકાલયોને ભેટ—નડીઆદના શ્રી. દેસાઇ હરિભાઇ મરઘાભાઇ તરફથી વાકળ-કાનમ પ્રદેશનાં ૨૦ પુસ્તકાલયોને " કલ્યાણમયી " પુસ્તક ભેટ આપવાનું, દેસાઇ રામભાઇ હરિભાઇની પુત્રી સૌ. શારદાના લગ્નપ્રસંગ નિમિત્તે આપવાનું જાહેર કરાયું છે. સ્તુત્ય.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. થોળ ( તા. કડી )ને રૂા. ૧૧-૦-૦ જાળીઆના મૂળના રહીશ શ્રી. ચિમનલાલ દલસુખરામ તરફથી.

સા. પુ. ખોરજના દોદા ( તા. કડી )ને ૨) શ્રી. ભૂરાભાઇ માનસિંગભાઇ જાદવ, ૨) જયમલભાઇ માનસિંગભાઇ, ૨) પોપટભાઇ છનાભાઇ, ૨) નથુભાઇ, ૨) પોપટભાઇ કરસનભાઇ સોલંકી, ૫) રામભાઇ જીવાભાઇ જાદવ.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૭૨૨નું ]

સ્વ. મો. ન. અમીન સ્મારકમાળાએ આ કામ ચાલુ સાલે આદર્શ પૂરતું આમળ ધર્યું છે. એ ધડો લઇને પુસ્તકાલય ખાતું એકાદ વાર્ષિક અંક પ્રકાશિત કરી પ્રત્યેક વર્ષે લહાણી કરે એ ઇચ્છવા જેમ છે.

' ચિરંજીવ સાહિત્ય ' પુસ્તક જોતાં સહેજે આંખને અને મનને માતબર બનાવી દે એવી વાનીઓ એમાં છે, એમ તો પ્રત્યેક વાચક કબૂલ કરશે જ.

આવાં પુસ્તકો ભારે કિંમતનાં ન બને એ તરફ પ્રકાશકોનું ધ્યાન ખેંચવું એ અમારી નમ્ર માગણી છે.

આ પુસ્તક પ્રત્યેક વસાવે. આખું યે પુસ્તક જોતાં સંગ્રાહકની કુશળતા સ્નેહ અને વાચનપ્રેમ નજર સામે તરવરી ઊઠે છે. 'રસુલ'

## સ્વીકાર—સામયિકો—ખાસ અંકો

૧. " ઊર્મિ-નવરચના "—સ્વ. મેઘાણી સ્મૃતિઅંક—સંપાદકઃ શ્રી. ઇશ્વરલાલ દવે; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ.

૨. વિશ્વમંગલ—(ભાગવતાંક)—સંપાદકઃ શ્રી મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી; ભક્તિ-માર્ગ કાર્યાલય, સલાપસ રોડ, અમદાવાદ.

૩. નવગુજરાત—પ્રજામંડળ અધિવેશન અંક; તંત્રીઃ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા.

૪. ચિત્રમય જગત—સ્વાતંત્ર્ય અંકઃ સંપાદકઃ વૃજલાલશંકર યાજ્ઞિક; ચિત્રશાળા પ્રેસ-પૂના.

ઉપરના ખાસ અંકો અમને મળ્યા છે. હવે પછી.

# સામયિક દોહન

## વેચાતો લીધેલો અંધાપો

વનસ્પતિ ઘીની માઠી અસર વિષે અમે અગાઉ લખી ચૂક્યા છીએ. મુંબઈના હાફકીન ઇન્સ્ટીટ્યૂટના નિયામક સર એસ. એસ. સોખી જણાવે છે, કે હાઇડ્રોજનની પ્રક્રિયામાંથી પસાર કરેલા તેલનું પોષણની દૃષ્ટિથી મહત્ત્વ કેટલું છે તે સવાલને અંગે હાફકીન ઇન્સ્ટીટ્યૂટમાં કરવામાં આવેલા પ્રયોગો પરથી માલૂમ પડ્યું છે કે,

૧. હાઇડ્રોજનની પ્રક્રિયામાંથી પસાર કરેલું તેલ વાપરવાથી પ્રાણીનો વિકાસ મંદ પડે છે;

૨. તેનો વપરાશ શરીરમાં ચૂનાનું તત્ત્વ સમરસ થવામાં બાધા કરે છે; અને

૩. તેના વપરાશને પરિણામે શરીરનાં ચરબીનાં તત્ત્વના બંધારણમાં ફેરફાર થાય છે.

તાજેતરમાં રાજ્યસભામાં ડૉ. રાજેન્દ્રપ્રસાદે જણાવ્યું હતું કે, ઇજ્જતનગરના સંશોધનના કાર્યાલયે એવી ખબર આપી છે કે, વનસ્પતિ ઘીનો ઉપયોગ આરોગ્યને હાનિકારક છે અને આંખો પર તેની માઠી અસર થાય છે. ઉંદરો પર કરવામાં આવેલા પ્રયોગો પરથી એમ માલૂમ પડ્યું છે કે તેમની ત્રીજી પેઢી આંધળી બની જાય છે. વૈજ્ઞાનિક પદ્ધતિથી કરવામાં આવેલા આ પ્રયોગોનાં પરિણામો જોતાં કોઈને પણ એમ લાગે કે પ્રજાના હિતનો વિચાર કરનાર કોઈ પણ સરકારે વનસ્પતિ ઘીને દેશવટો દીધો હોત તથા તેના ઉત્પાદકોને સમાજવિરોધી ગણીને કેદમાં પૂરી દીધા હોત. પણ દિલ્હી તો તેનું ભૂંડું કરનારાં માણસોને પણ હેતથી ભેટે એટલી હદ સુધી સહિષ્ણુ છે !

અસલ ઘીમાં વનસ્પતિનો કરવામાં આવેલો ભેળ વરતાઈ આવે એટલા માટે સરકાર વનસ્પતિ ઘીમાં જેમાંથી વનસ્પતિ તૈયાર કરવામાં આવ્યું હોય તે મૂળ તેલ પાંચ ટકા ઉમેરવાનું તથા તેને કોઈક રંગનો પાસ આપવાનું ફરજિયાત કરવાનું વિચારી રહી છે એવું અમારા જાણવામાં આવ્યું છે. સામાન્ય રીતે મગફળીના તથા કપાસિયાના તેલમાંથી વનસ્પતિ બનાવવામાં આવે છે. વનસ્પતિમાં નજીવા પ્રમાણમાં આમાંનું એકાદ તેલ ઉમેરવામાં આવે તેથી તેનો ઘીમાં થતો ભેળ વરતી કાઢવામાં તે કશી મદદરૂપ થાય એમ નથી. વૈજ્ઞાનિકોના મત પ્રમાણે વનસ્પતિમાં ઓછામાં ઓછું દશ ટકા જેટલું તલનું તેલ ઉમેરવામાં આવે તો જ તે કંઈક અસરકારક થઈ શકે; પણ એને બદલે બીજું કોઈ તેલ ઉમેરવામાં આવે તો તેનો કશો ઉપયોગ નથી. વળી, વનસ્પતિને આપેલો રંગનો પાસ જૂજ ખરચથી દૂર કરી શકાય છે. આ સવાલ સીધી રીતે હાથ ધરવાને બદલે આવી આડીઅવળી પેરવી શા માટે કરવામાં આવે છે તે સમજાતું નથી.

વનસ્પતિના ઉત્પાદકોએ એને અંગે જે ખર્ચ કર્યો છે તે આખા દેશના હિતની દૃષ્ટિએ જોતાં કશા ઉપયોગનો નથી. દેશના મોજૂદ ચરબી તત્ત્વના જથામાં તેઓ કશો ઉમેરો

કરતા નથી. ઊલટું, અસલ તેલને હાઇડ્રોજનનો પાસ આપીને તેઓ તેની પાચકતા ઘટાડે છે અને એટલા પ્રમાણમાં દેશના ચરબીના તત્ત્વના જથાનો નાશ કરે છે. પ્રમાણમાં ઓછા ખરચે ઉત્પન્ન થતું તાજું તેલ આ કારખાનાવાળાઓ લગભગ બેવડો ભાવ આપીને ખરીદી લે છે; પછી તેઓ તેનાં ખોરાક તરીકેનાં પોષક તત્ત્વોનો નાશ કરે છે તથા પ્રજાને પોષક તત્ત્વોની ઊણપથી થતા રોગોના પંજામાં મૂકી દે છે અને આ કુસેવા માટે પ્રજાને પોતાનાં મજૂરી, મૂડી તથા પુરુષાર્થ ખરચવાં પડે છે. એકાંતે બેસીને સ્વસ્થતાપૂર્વક આ પ્રશ્નની બધી બાજુઓનો વિચાર કરતાં આપણા આ કાર્ય માટે અમને ખરે જ તાજુબી થાય છે.

અસલ ઘીમાં ભેળસેળ કરવી એ જેટલા પ્રમાણમાં આ ઉદ્યોગનું ધ્યેય છે તેટલા પ્રમાણમાં એ આપણા દૂધ–ઘીના ધંધા પર સીધા ફટકા સમાન છે. મુખ્યત્વે કરીને શાકાહારી એવા આપણા દેશમાં ઘીના વપરાશમાં ગમે તે કારણે ઘટાડો થાય તો તેથી પ્રજાનું આરોગ્ય નબળું પડવાનું. પશ્ચિમના દેશો પણ માર્જેરીન એટલે કે એક પ્રકારનું વનસ્પતિ ઘી વાપરે છે, એ દલીલ આપણા દેશમાં ચાલી શકે એમ નથી. માર્જેરીનનો ઉપયોગ પાંઉના ટુકડા પર માખણની પેઠે ચોપડીને કરવામાં આવે છે. અને સમશીતોષ્ણ દેશોમાં હાઇડ્રોજનની પ્રક્રિયા બહુ ઓછા પ્રમાણમાં કરવાની જરૂર પડે છે. આપણા દેશમાં તો એટલી જ પ્રક્રિયા કરવામાં આવે તો તેલ પ્રવાહી રૂપમાં જ રહે. વળી યુરોપિયનો માંસાહારી હોવાથી તથા રસોઇમાં લાર્ડ એટલે કે પ્રાણીઓની ચરબીનો ઉપયોગ કરતા હોવાથી તેમને ચરબી અનેક રીતે મળી રહે છે. એથી કરીને બીજા દેશો સાથેની કોઇ પણ સરખામણી ભ્રામક છે.

હિંદની અર્થવ્યવસ્થામાં કેન્દ્રસ્થાને ગાય છે. હળ ચલાવવા માટે, માલની હેરફેર કરવા માટે, વાહનને માટે તથા દૂધ–ઘીને માટે આપણને ગાયની જરૂર છે. એથી કરીને ગાયની હસ્તીને માઠી અસર પહોંચાડનારું કોઈ પણ પગલું આપણા દેશની અર્થવ્યવસ્થા પર પણ માઠી અસર કરશે. આપણે સાચી દૃષ્ટિથી જોઇએ તો વનસ્પતિ ઘીનું ઉત્પાદન ગાયની કતલ કરવા બરાબર છે. અને અમે આશા રાખીએ છીએ કે કંઇ નહિ તો જેઓ ગાય પ્રત્યે પૂજ્યભાવ રાખે છે; તેઓ એ સવાલની આ બાજુને પોતાના અંતરાત્માના અવાજને વફાદાર રહીને જોશે. અને દેશના હિતની સર્વથા અવગણના કરીને કેવળ ધનલોભના પાયા પર જ રચાયેલા ઉદ્યોગોથી અળગા રહેશે.

આર્થિક દૃષ્ટિએ જોતાં વનસ્પતિની મિલો તેલમીયાંના તેલ માટે બજારમાં દાખલ થાય છે તેટલા પ્રમાણમાં સાદા તેલની તેમને વધારે દે છે. એથી કરીને જે એક માત્ર વસ્તુમાંથી ગરીબ લોકોને ચરબીનું તત્ત્વ મળી શકે એવા સામાન્ય તેલની તેમને વધારે કિંમત આપવી પડે છે. હાઇડ્રોજનની પ્રક્રિયામાંથી પસાર કરવામાં આવેલું આ જાતનું તેલ વાપરનારા સારી સ્થિતિના લોકો તેમને કદાચ નુકસાન કરે એવી વસ્તુ માટે એથીયે વધારે પૈસા આપે છે અને હાઇડ્રોજનની પ્રક્રિયાને કારણે તેની પાચકતા ઘટતી હોય તો એવી વધારે કિંમત આપવા છતાં ચરબી તત્ત્વની દૃષ્ટિથી પણ તેમને કશું મળતું નથી. ભાવનિયમન કરેલું હોવા છતાં તેલોની કિંમત વધારવા ઉપરાંત બજારમાં મૂડીવાદીઓ

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]

# આંદામાન :

## ૧૮૫૭ના બળવાના બહાદુરોનું કારાગાર

અમેરિકન પ્રજાના હૃદયમાં તેમના સ્વાતંત્ર્ય જંગના સ્મારક તરીકે જે સ્થાન ન્યુયોર્કના બારામાં ઊભેલી સ્વતંત્રતાદેવીની પ્રતિમાનું છે તે સ્થાન આપણા હૃદયમાં આંદામાન ટાપુઓનું રહેવું જોઇએ. જાણ્યે અજાણ્યે પણ કુદરતી રીતે, એ ટાપુઓનો ઇતિહાસ આપણા આઝાદીજંગ સાથે એવો ગુંથાઇ ગયો છે કે એ લાંબા અને કરુણ જંગના સ્મારક તરીકે એ શહીદોના ટાપુઓ સ્વયં પોતાનો દાવો નોંધાવે છે. જ્યારે બ્રિટન હિંદ છોડી જાય ત્યારે યુદ્ધકાળમાં હિંદ ઉપર દબાણ રાખવા અને પોતાના પૂર્વના સામ્રાજ્યને કબજામાં રાખવા બ્રિટનનો રૂઢિચુસ્તપક્ષ આંદામાન ટાપુઓને પોતાના સામ્રાજ્યની સાંકળમાં રાખવા માગે છે. એ દૃષ્ટિએ આપણા એ ટાપુઓનો ઇતિહાસ લક્ષમાં રાખવાનું અત્યારે પ્રસંગોચિત છે.

### હનુમાન અને આંદામાન

તમે માનો કે ન માનો પણ આ ટાપુઓનું નામ હનુમાન ઉપરથી પડયું છે. મલાયા અને હિંદીચીન સુધી અને જાવા તથા ફીજી સુધી હિંદી સંસ્કૃતિ અને ધર્મનો ફેલાવો થયો હતો એ તો તમે જાણો છો ને ? મલાયા ભાષામાં હનુમાનજીનું નામ હદુમાન છે અને હદુમાન ઉપરથી આ ટાપુઓનું નામ આંદામાન પડયું છે. પૂર્વકાળમાં અગ્નિ એશિયામાં એક ઠીંગુ પ્રજા વસતી હતી, અને તેનો શેષભાગ હજી આંદામાન અને મલાયાનાં જંગલોમાં વસે છે અને ફિલીપાઇન્સમાં પણ વસે છે. આંદામાનના આ આદિવાસીઓ જંગલી છે,

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

દાખલ થવા હોવાથી કાળાં બજાર કરવા તરફ વલણ પેદા થાય છે અને એની પણ ગરીબોના ઘરખરચ પર માઠી અસર થાય છે.

એડવાઇઝરી પ્લેનિંગ બોર્ડ એટલે કે નિયોજનને અંગે સલાહ આપનારી સમિતિની ભલામણ જોઇને તો અમે આભા જ બની ગયા છીએ. ૧૯૪૨ ની સાલમાં ૮૨૦૦૦ ટન વનસ્પતિ ઉત્પન્ન કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું તે વધારીને ૧૯૫૦ ની સાલમાં તેનું ઉત્પાદન ૪૦૦,૦૦૦ ટન સુધી લઇ જવાનું તે મંડળે સૂચવ્યું છે. ઉદ્યોગોને આપણે મૂઠીભર લોકોના હાથમાં ધનના ઢગલા કરવાના સાધન તરીકે લેખીએ છીએ કે આપણા ઉદ્યોગો માણસની જરૂરિયાતો પૂરી પાડનાર પેદા કરવાના સાધન તરીકે હોવા જોઇએ ? એ બાબતમાં આપણને માર્ગદર્શન થાય એવી નૈતિક દૃષ્ટિ નથી ? આપણી ઔદ્યોગિક નીતિ માનવતાની લાગણીથી સર્વથા વંચિત થવાની છે કે શું ? જો એમ હોય તો આપણે જંગલી દશા તરફ ઝપાટાભેર જઇ રહ્યા છીએ. આ ઉદ્યોગના સંબંધમાં તો રૂક જ્યઓની નીતિ વિનાવિલંબે અખત્યાર કરવામાં આવશે એવો અમને વિશ્વાસ છે.*

( અંગ્રેજી પરથી ) જે. સી. કુમારપ્પા

* તા. ૬-૪-'૪૭ના " હરિજનબંધુ "માંથી

સીદીને મળતા છે, પણ ઉંચાઇમાં સરેરાશ પુરા પોણાપાંચ ફુટ પણ નથી. તેમની વસતિ પણ થોડી છે. આંદામાનના મુખ્ય ટાપુએ હિંદી પ્રજાથી વસેલા છે.

## જયાં વાઇસરોયનું ખૂન થયું

આંદામાન ટાપુઓનો રાજકીય હેતુ માટે પહેલો ઉપયોગ ઇ. સ. ૧૭૮૯માં બંગાળની કંપની સરકારે કર્યો અને તે કેદીઓને રાખવા માટેની વસાહત તરીકે. પરંતુ આ હેતુને વિશાળ પાયા ઉપર તો અંગ્રેજોએ ૧૮૫૭ના બળવામાં કર્યો, જ્યારે હારેલા બળવાવીરોને જુસ્સો ભાંગી નાખવા માટે તેમને તરીપાર કરી, આંદામાનના કેદખાનાની અંધારી કોટડીઓમાં ધકેલી દેવામાં આવ્યા. પોતાના દુશ્મનોના જુસ્સાનું દમન કરી નાખવા માટે બ્રિટનની આ એક પુરાણી રીત છે કે, હારેલા દુશ્મનને તેની જન્મભૂમિથી દૂર દૂર દરિયામાં લઇ જઇ અજાણ્યા ટાપુના એકાંતવાસમાં તેમને ગોંધી રાખીને તેમને ભગ્નાશ કરી નાખવા. ૧૭૮૯માં કેપ્ટન બ્લેરે સ્થાપેલી કેદીઓની વસાહત આ રીતે રાજદ્વારી કેદીઓની આશાઓની કબર બની અને એ રીતે આંદામાનની આજની રાજધાની પોર્ટ બ્લેરનો જન્મ થયો.

ઇ. સ. ૧૮૭૨ના ફેબ્રુઆરીની ૮મી તારીખે વાઇસરોય લાૅર્ડ મેયોએ જ્યારે આ ટાપુઓની મુલાકાત લીધી ત્યારે એક મુસલમાન કેદીએ તેને મારી નાખ્યો. આ ટાપુઓની મુલાકાત લેનાર એ પહેલો વાઇસરોય હતો અને છેલ્લી મુલાકાત લેનાર તરીકેનું માન લાૅર્ડ વેવલને મળે છે.

## આઝાદ હિંદ સરકારનું શાસન

જાપાન સામેના વિગ્રહમાં બ્રિટને આ ટાપુઓ ગુમાવી દીધા અને સુભાષબાબુની આઝાદ હિંદ સરકારના શાસન નીચે હિંદની ભૂમિના જે ભાગ ગયા તેમા પહેલું માન આંદામાનને મળે છે. સંઘર્ષનું એક શુભ પરિણામ એ આવ્યું કે, ગુનેગારોની વસાહત તરીકેના ઉપયોગની પ્રથા સદાને માટે નાબુદ થઇ આંદામાન ટાપુ પરના તમામ કેદીઓ મુક્ત થયા. ૧૯૨૧ના અરસામાં હિન્દી સરકારે " કાળા પાણીની " અથવા "જન્મદેશનિકાલ"ની સજા પામેલા કેદીઓને આંદામાન મોકલવાની પ્રથા ક્રમે ક્રમે પડતી મૂકવાનો જે નિર્ણય કર્યો હતો તેનો આમ સંપૂર્ણ અમલ સહજમાં થઇ ગયો.

## બોમયુગના ક્રાન્તિકારો

બંગાળના ભાગલા પાડવાની યોજનાના અરસામાં અને ખાસ કરીને આ સદીના પહેલા ત્રણ દાયકામાં આઝાદી માટે થનગની રહેલા જે જુવાનોએ હિંસાનો માર્ગ સ્વીકાર્યો હતો એ ક્રાન્તિવીરોએ પણ આંદામાનનું નામ હિંદના આઝાદી જંગ સાથે અતૂટ રીતે જોડી દીધું છે. વીર સાવરકરની કાળા પાણીની કથા કોનાથી અજાણી છે ?

## હિંદીઓથી વસેલા ટાપુઓ

' ગુનેગારો 'ને આંદામાન ઉપર વસાવીને હિંદી સરકારની નીતિ એવી હતી કે, જે ગુનેગારો સારી વર્તણુક બતાવે તેમના પરના અંકુશો ધીમે ધીમે ઓછા કરીને તેમને જમીન

કાઢી આપીને વસાવવા. આવા કેદીઓ મોટા ભાગે બીનરાજદ્વારી એટલે કે રાજદ્વારી-હેતુથી પ્રેરાયેલા ન હોય, તેવાં ખૂન, ધાડ વગેરેના ગુના માટે સજા પામેલા સામાન્ય કેદીઓ હતા. તેમને સારી વર્તણુક માટે 'રજાચિઠ્ઠી' મળતી અને અમુક વખતે પોતાના કુટુમ્બને બોલાવી લેવાની પણ તેમને છૂટ મળતી. આ રીતે આંદામાનના વિકાસમાં તેમણે પણ થોડો ફાળો આપ્યો છે. ૨૦ થી ૨૫ વર્ષ પછી તેઓ સાવ મુક્ત બની જતા. ૧૯૨૧ના અરસામાં આવી વસતિ ૧૨,૦૦૦ માણસોની હતી. પરંતુ હિંદના કાંઠાના પ્રદેશોમાંથી બીજા હિંદીઓ પણ ખેતી અને વેપાર માટે આંદામાનમાં વસ્યા છે અને દક્ષિણ આફ્રિકાની ગોરી સરકારના હિંદીવિરોધી કાળા કાયદાઓથી ત્રાસીને નાતાલ છોડી ગયેલા ઘણા હિંદીઓ આંદામાનમાં જઈને વસ્યા છે. આથી આજે પણ આંદામાન ટાપુઓની મુખ્ય અને મોટી વસતિ હિંદીઓની છે અને એ ટાપુઓના વિકાસનો યશ પણ હિંદીઓના જ ફાળે જાય છે.

## ભૌગોલીક સ્થિતિ

ભૌગોલિક રીતે આ ટાપુઓ બરમા કે સુમાત્રાના ભાગ નથી; જો કે તે બંગાળના કાંઠાથી ૫૯૦ માઇલ દૂર અને બરમાના કાંઠાથી ૧૨૦ માઇલ દૂર છે. છતાં પ્રાગૈતિહાસિક કાળમાં પણ એ ટાપુઓ બરમા કે સુમાત્રા સાથે જોડાયેલા ન હતા એમ તેની મર્યાદિત પ્રાણીસમૃદ્ધિ ઉપરથી સાબીત થાય છે. આ ટાપુઓની જમીનનું કુલ ક્ષેત્રફળ ૨,૫૦૮ ચોરસ-માઇલ છે અને ટાપુઓની સંખ્યા ૨૦૪ છે. સુમાત્રાથી તે ૩૪૦ માઇલ છેટે છે. એની વધુમાં વધુ લંબાઇ ૨૧૯ માઇલ અને વધુમાં વધુ પહોળાઇ માત્ર ૩૨ માઇલની છે. એ દ્વીપસમૂહ નાના આંદામાન અને મોટા આંદામાનમાં વહેંચાયેલું છે.

ટાપુઓ ટેકરીઓ અને જંગલોથી છવાયેલા છે અને પ્રકૃતિ અહીં પોતાના સુંદર રૂપમાં શોભે છે. તેના દરિયાનાં રંગબેરંગી પરવાળાં માણસને મુગ્ધ કરે છે. વહાણો અને આગબોટોના આશ્રય માટે કુદરતી બારાં અને બંદર આ ટાપુઓને મળેલાં છે. ભૂતલની દૃષ્ટિએ જોઇએ તો, બરમાથી સુમાત્રા સુધી દરિયામાંથી ઊંચી થયેલી એક લાંબી પર્વત-માળાનાં એ ઉત્તુંગ શિખરો છે! કુદરતે એ ટાપુઓને માત્ર સૌંદર્યથી જ નહિ પણ સમૃદ્ધિથી પણ નવાજ્યા છે. વિવિધ જાતનાં રંગબેરંગી પક્ષીઓના કલરવથી આ દ્વીપસમૂહ ગાજી રહે છે.

## વિચિત્ર આદિવાસીઓ

મહાન મુસાફર માર્કોપોલોએ આ ટાપુઓ છેટેથી જોયા હતા અને તે પછીના આરબ મુસાફરો આ ટાપુઓનો ઉલ્લેખ કરે છે. તોફાનમાં સપડાઇને નાશ પામેલાં વહાણોના ખલાસીઓ જ્યારે આશ્રય માટે આ ટાપુ ઉપર પહોંચતા ત્યારે ત્યાંના આદિવાસીઓ તેમને ક્રૂર રીતે મારી નાખતા; અને એ રીતે દરિયાખેડુઓની દુનિયામાં આંદામાન જાણીતું હતું. ૧૮૪૪ માં બે બ્રિટીશ લડાયક જહાજો તેને કાંઠે તૂટી ગયાં ત્યારે પણ ટાપુઓ ઉપર રક્ષણ લેનારાઓને ત્યાંના આદિવાસીઓને નરમાંસભક્ષી તરીકે ઓળખાવે છે; પરંતુ સંશોધન ઉપરથી એમ ખાતરી થઇ છે કે, કાંઠે ઉતરનાર માણસોને મારી નાખવામાં આ જંગલીઓનો હેતુ તેમનું માંસ ખાવાનો નહિ, પણ બહારના લોકોથી પોતાના ટાપુઓનું રક્ષણ કરવાનો હતો. નરમાંસ ખાવાની ટેવ આ લોકોમાં કદી હોય એમ માનવાને કારણ નથી.

## બળવાન અને ચંચળ શિકારી

આંદામાનના આદિવાસીઓ સંસ્કૃતિથી દૂર પ્રકૃતિના ખોળામાં જ ઉછર્યા છે. તેઓ સુગઠિત બાંધાના અને ચપળ શિકારી છે. સ્વભાવે આનંદી છતાં ઉગ્ર છે. તેમની પોતાની સમાજવ્યવસ્થા છે અને ટોળીઓમાં વહેંચાયેલા એ લોકોમાં દરેક ટોળી ઉપર મુખી હોય છે. તેમની મિલકતમાં માંસ, અગ્નિ અને તીર–કામઠાજ છે, બીજી કોઈ મિલકત ઉપર વ્યક્તિગત માલિકી ન હોવાથી તે મિલકત નથી ગણાતી. અગ્નિ ઉપર માલિકી-હક્ક હોવો એ તમને વિચિત્ર લાગે છે, ખરું ને ? પરંતુ સહેલાઈથી અગ્નિ કેમ પેદા કરવો તે હજી એ લોકો જાણતા નથી; અને જો તમે તેના અગ્નિની ચોરી કરી જાવ તો એ બાપડા કેવી મુશ્કેલીમાં આવી પડે !

## આદિવાસીઓના વિચિત્ર રીતરિવાજો

આ જંગલીઓને ધર્મ જેવી કોઈ સમજણ નથી. તેઓ પ્રેતાત્માઓને માન આપે છે, પણ તેમની એ પ્રીત ભયમાંથી જન્મી છે, એટલે પ્રેતાત્માની પૂજાસેવાનો તો સવાલ જ નથી રહેતો. જંગલો તેમને ફળ, માંસ અને વસ્ત્ર માટે ઝાડની છાલ આપે છે, અને ઘરવપરાશની ચીજો પણ આપે છે.

મનુષ્યસમાજમાં જન્મ અને મૃત્યુની ક્રિયાઓ તે સમાજની કક્ષાનો ખ્યાલ આપે છે. અને એ રીતે આ આદિવાસીઓના રીતરિવાજ પણ કુતૂહલ ઉપજાવે તેવા છે. મરેલા માણસને વલ્કલમાં વીંટીને ઝાડ ઉપર ઊંચો ચડાવી દેવામાં આવે છે અને પછી એટલો પ્રદેશ તેઓ ત્રણ માસ માટે છોડી જાય છે કે જેથી પ્રેતાત્માના અગોચર રાહમાં દખલગીરી ન થાય. આ સંસ્કાર સન્માનિત માણસોને જ મળે છે.

સમાજમાં જેમ મુખીને મર્યાદિત સત્તા છે, તેમ, કુટુંબના વડાને પણ માન છે. હથિયારમાં તેઓ તીર–કામઠાથી આગળ નથી વધ્યા અને તેમાં સાધન તરીકે તેઓ વાંસ અને ઝાડની છાલનો ઉપયોગ કરે છે. વાંસની ભૂંગળામાં કાંટો નાખીને ફૂંક મારી, શિકારના શરીરમાં એ તીક્ષ્ણ કાંટો ભોંકી દેવામાં તેઓ કુશળ છે.

સ્ત્રીઓના શણગારમાં તેમના માથે મુંડન કરવામાં આવે છે અને પુરુષો માથા ઉપર જાતજાતના આકારમાં વાળ રાખીને મુંડન કરે છે ! અર્ધનગ્ન શરીરો ઉપર વિવિધ આકૃતિઓમાં છુંદણાં છુંદાવવામાં આવે છે. શરીર પરના બીજા શણગારમાં આડા ને ઊભા કાપ મૂકીને, તેમાંથી આકૃતિઓ બનાવવામાં આવે છે અને લાલ માટી તથા ચરબીથી શરીરને શણગારવામા આવે છે.

સાધારણ રીતે, માણસ ભરજુવાનીમાં આવ્યા વિના લગ્ન નથી કરતા. પચીસમા વર્ષની આસપાસ લગ્નનો કાળ આવે છે. લગ્નની રીત તો સાવ સાદી છે. જાહેર રીતે વરના ખોળામાં વધૂ બેસે એટલે લગ્ન સમાજમાં નોંધાઈ ચુક્યા

પરંતુ સમાજવ્યવસ્થામાં આ લોકો નિયમિત છે. પરણેલા માણસોનાં ઝુંપડાં જુદાં

અને અવિવાહિતનાં પણ જુદાં. તેમાં પણ છોકરાઓનાં જુદાં અને છોકરીઓનાં પણ જુદાં. પ્રકૃતિને ખોળે ઉછરતી પ્રજામાં સમૂહનૃત્ય અને સંગીત તો હોય જ ને ! આનંદ વ્યકત કરવાનું એનાથી વિશેષ સારું સાધન બીજું શું હોય ?

સમાજના મુખીનું પદ વંશપરંપરા ઊતરી આવે છે. પરંતુ પ્રજામતનું પણ મહત્ત્વ છે. તમે ખ્યાલ કરી શકશો કે જ્યાં દેવતા, ખોરાક અને હથિયાર સિવાય બીજી કોઈ વસ્તુ ઉપર માલિકી હક્ક નથી, જ્યાં બીજી તમામ મિલ્કત વ્યક્તિની નહિ પણ સમાજની છે— ત્યાં નથી કાયદાની આંટીઘુંટીની જરૂર, નથી સમાજવ્યવસ્થાની જરૂર, નથી-સરકારી તંત્રની જરૂર, અને નથી ધર્મ કે ધર્મગુરુઓની જરૂર. ગમે તેટલા પછાત હોવા છતાં, એક દૃષ્ટિએ તેમની આ વ્યવસ્થા આદર્શ છે અને જો સમાજવ્યવસ્થા તથા ધર્મનો હેતુ માણસની જિંદગી સુખી કરવાનો અને જીવનમાં શાંતિ અને વ્યવસ્થા આણવાનો હોય તો આપણી વ્યાખ્યાની સમાજવ્યવસ્થા કે આપણી વ્યાખ્યાના ધર્મ વિના પણ આ લોકો ખરેખર સુખી છે.

પરંતુ આ ચિત્ર તો જંગલના ગર્ભમાં રહેતા જંગલી આદિવાસીઓનું છે. જો કે, આ લોકોને સુધરેલા વસાહતીઓ સાથે હળવું મળવું ગમતું નથી અને સુધરેલા સમાજનું તેમને આકર્ષણ પણ નથી; છતાં, અનિવાર્ય રીતે તેઓમાંથી થોડાઘણા માણસો સુધરેલી વસતિ સાથે સંપર્કમાં આવે છે અને તેઓ પણ "સુધરે" છે. પરંતુ આ સુધારો તેમની દૃષ્ટિએ તેમને સુખી બનાવશે એમ તો કેમ કહી શકાય ! જો અજ્ઞાનમાં પણ આનંદ હોય તો, તમે એ અજ્ઞાનને હરીને આનંદ પણ નથી હરી લેતા ? અને શું તમે તમારી જાતને એ આંદામાનના આદિવાસીઓ કરતાં વધારે સુખી માનવાનું સાહસ કરો છો ?

## બ્રિટન દબાવી રાખવા માગે છ ?

તાજેતરમાં પાર્લામેન્ટમાં ચર્ચિલના રૂઢિચુસ્ત પક્ષે આ ટાપુઓ હિંદુસ્તાનના નથી અને હિંદુસ્તાન સાથે તેને સંબંધ નથી એવી સુફિયાણી વાતો કરીને, દુનિયાની આંખમાં ધૂળ નાખવા પ્રયાસ કર્યો છે. તેમની ઇચ્છા સામ્રાજ્યના રક્ષણ માટે, હિંદ, બરમા, લંકા, સિયામ અને મલાયાને દબાવવા માટે આ ટાપુઓને નૌકામથક તરીકે કબજે રાખવાની છે. પરંતુ તેમની આ મેલી મુરાદ હિંદુસ્તાનના હિતની વિરુદ્ધ છે. હિંદી આઝાદીજંગના પવિત્ર સ્મારકને આપણા પડોશીઓના દમન માટે બ્રિટન વાપરે એ આપણે કદી ન સાંખી શકીએ.

[ 'પ્રવાસી'માંથી ] વિજયગુપ્ત મૌર્ય

---

## માનવી વંચાય નહીં

જ્ઞાન ફળ, તેને ફળે છે કે જે ફૂલાય નહીં,
ફળથી ભરપૂર કયી ડાળ ઝુકી જાય નહીં ।

કાવ્યમાં પ્રાણ ન હો તો કવિ પૂજાય નહીં,
રંગ પૂરાય નહી, રક્ત જો સિંચાય નહીં?

—અમીન આઝાદ

# કોણ છે એ ?

## જેનાથી હાથી અને સિંહ હારીને ભાગે છે

હું જ્યારે દુનિયાનાં સૌથી ભયંકર પ્રાણીનો ઉલ્લેખ કરું છું ત્યારે સહેજે તમારી કલ્પનામાં સૃષ્ટિનાં વિકરાળ પ્રાણીઓ એક પછી એક પસાર થઇ જશે. હાથી, ગેંડો, જંગલી પાડો, ગૌર, ગેરિલા, સિંહ, વાઘ, દિપડો, અજગર, મગર એક પછી એક ભયાનક પ્રાણીઓનો તમે ખ્યાલ કરશો. પરંતુ તમને કલ્પના પણ નહિ આવે કે, હું જે મહાભયંકર પ્રાણીનો ઉલ્લેખ કરું છું, એ તો આફ્રિકાની એક જાતની કીડી છે, અથવા કહો કે, મંકોડો છે પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ મકોડા કીડીની જ એક જાત છે. હું આ જે ભયંકર મંકોડાની વાત કરું છું તે આફ્રિકામાં Driver ant તરીકે ઓળખાય છે. તમને કદાચ અતિશયોક્તિ લાગશે, પરંતુ આ લેખ વાંચશો ત્યારે ખાતરી થશે કે, આ રોમાંચક હકીકત સાવ સાચી છે.

### શિકારે નીકળતી વીસ લાખની સેના

કીડી-મકોડીની જાત આમ તો જ્યાં રહે છે ત્યાં સ્થાયી વસવાટ કરે છે એટલે કે, સુરતની કીડીઓ વડોદરા નથી જતી, પરંતુ આ ડ્રાઇવર મકોડાનું તો કોઇ રહેઠાણ નથી. જગત જ્યારે અંધારપીછોડો ઓઢી લ્યે છે અને પ્રકૃતિ જ્યારે નિદ્રાને ખોળે સૂઇ જાય છે, ત્યારે વીસ વીસ લાખની સખ્યામાં આ કીડીનું કટક શિકારની શોધમાં નીકળી પડે છે અને જે કોઇ કમનસીબ પ્રાણી હાથમાં આવ્યું-પછી તે માણસ હોય કે દીપડો-તેનો કાળ આવ્યો લાગે છે.

### માઇલોની કતાર

આ કટક જ્યારે કૂચ કરે છે ત્યારે તે એક રોમાંચક દૃશ્ય રજૂ કરે છે. દિવસના તાપમાં તેઓ જમીનનાં હજારો છિદ્રોમાં અદૃશ્ય થઇ જાય છે. એ તો તેમની અદૃશ્ય છાવણી છે. પરંતુ તે વખતે એમના જાસૂસો દુશ્મનની બાતમી મેળવવા ગયા હોય છે. બાતમીદારો બાતમી લાવે છે અને સૌ પોતપોતાની બાતમી એકઠી કરે છે, સૈનિકોની વિગ્રહ સમિતિ મળે છે, એ બાતમી ઉપરથી સરદારો વ્યૂહરચના રચે છે અને છેવટે શિકારને કેમ ઘેરી લેવો અને તેને મહાત કરી ખાઇ જવો તેનો વ્યૂહ નક્કી થયા પછી એ વીસ લાખનું સૈન્ય પાંચ-છની હરોળમાં કૂચ કરે છે તેમની કતાર ગાઉના ગાઉ લાંબી હોય છે અને તેમના રક્ષણ તથા આસપાસના નિરીક્ષણ માટે સૈનિકો તેમને પડખે પડખે ચાલ્યા જાય છે. દુનિયામાં અનેક જાતની કીડી-મકોડી થાય છેઃ કોઇ ઝાડનો રસ અને ફૂલનું મધ ચૂસે છે, કોઇ વનસ્પતિ તો કોઇ દાણા ખાય છે અને કોઇ જીવડાં ખાય છે. પરંતુ આ મકોડા તો માંસભક્ષી છે.

### દીપડાને ફોલી ખાધો !

આ લશ્કરને પોતાની કૂચ દરમ્યાન જે કોઇ પ્રાણી હાથ પડયું તેને તે ખાઇ જાય

છે. પછી તે નાનું જીવડું હોય કે મોટું પ્રાણી હોય. વાડામાં બાંધેલા જીવતા દીપડાને તેઓએ શોધી કાઢ્યો અને સવારે માત્ર દીપડાનું સૂકું હાડપિંજર જ બાકી રહ્યું હતું !

## સુધરેલી દુનિયાના માણસનો અનુભવ

જોન કોમ્પટન નામના પ્રવાસી શિકારી અને લેખકને આ ડ્રાઇવર મકોડાનો કડવો અનુભવ થઇ ગયો. ત્રણ વખત તે આ કીડીઓ વચ્ચે સપડાઇ ગયો. અને સદ્ભાગ્યે તે પોતાની કથા કહેવા ત્રણે વખત બચી ગયો. જીવતા માણસે વીસ લાખ ભયંકર મકોડાના મોંથી પીંખાઇને રીબાઇ રીબાઇને મરવું એ મોત કેવું કમકમાટીભરેલું હશે તેનો ખ્યાલ કરી શકો છો ?

## પ્રથમ મિલન

આફ્રિકામાં શિકાર કરતાં એક વર્ષા ઋતુમાં કોમ્પટને પહેલી વાર આ કીડીઓની કતાર જોઇ. એ કતાર એવી હતી કે, તેનો આગળનો કે પાછળનો છેડો જ દેખાતો ન હતો. આ મહાશય જિજ્ઞાસાને વશ થઇ એ સવારી જોવા બેઠા. પરંતુ કીડી–મકોડી તો તીવ્રગંધા છે. તેમને ખબર પડી ગઇ કે, શિકાર પાસે છે અને થોડાક યોદ્ધાઓએ વ્યૂહ ગોઠવીને તેની ઉપર છાપો માર્યો, જાણે ધગધગતી સોઇ શરીરમાં અરધો ઇંચ ઊંડી ઉતારી દીધી હોય તેવી તીવ્ર વેદનાએ કોમ્પટનને ભાન કરાવ્યું કે શું બન્યું છે. તેણે મકોડાને ખેંચી કાઢ્યો, પણ મકોડાને તો તમે તાણો તો તૂટી જાય, પણ બટકું ન છોડે.

## સેનાનું અદ્દભુત શિસ્ત

પરંતુ કોમ્પટનના નસીબમાં હજી મોટી યાતના લખાયેલી હતી. તે આ કૂચ કરતી સૈનાનું શિસ્ત અને મનોહર વ્યવસ્થા જોઇ મુગ્ધ બની ગયો હતો. કેવી સુંદર ઢબ ! કેવું અદ્દભુત શિસ્ત ! કેવી અજોડ વ્યવસ્થા ! મનુષ્યનાં લશ્કર આ ક્ષુદ્ર જંતુ પાસે શું હિસાબમાં છે ! કોમ્પટન આ તાલબદ્ધ કૂચ કરતી સેના જોઇને વિસ્મય અને પ્રશંસાથી મંત્રમુગ્ધ બની ગયો, પરંતુ બીજા બારેક મકોડાનાં તીવ્ર જડબાં તેના માંસમાં ઊતરી ગયાં ત્યારે એ મોહનું સ્થાન ભયે લીધું અને તેને ખ્યાલ આવ્યો કે, તેની જીંદગી જોખમમાં છે. તે જીવ બચાવવા નાસી છૂટયો.

## બીજો કડવો અનુભવ

માણસની સ્મૃતિ કેવી ટૂંકી છે ! અને શિકારનો શોખ એવો છે કે, માણસ બીજું બધું ભૂલી જાય છે. કોમ્પટન પણ આ યમદૂતના મેળાપને ભૂલી ગયો અને થોડા દિવસ પછી તે આ કીડીઓના એક કટક વચ્ચે આવી પડયો, જેવું તેને ભાન થયું કે, તે જીવ બચાવીને ભાગ્યો. પરંતુ પચાસ કીડીઓના ડંખ તેના માંસમાં ઊંડા ઉતરી ગયા હતા. તમે તેની યાતનાનો ખ્યાલ કરી લેજો. કોઇ વિરલ સદ્ભાગ્યે જ તેને બચાવી લીધો.

## એની સમાજરચના

હું ભૂલતો ન હોઉં તો કીડીની સૃષ્ટિમાં આ ડ્રાઇવર મકોડા સૌથી મોટા છે. તેમના સમાજસૈનિકો, શ્રમજીવીઓ, ભાર ઉપાડનાર મજૂરો, નર અને માદા વચ્ચે વહેંચા-

પેશે છે. સૈનિકનું કામ છે લડવાનું અને આક્રમણ કરવાનું. એ મહાભયંકર અને ઝનૂની યોદ્ધો છે. કદમાં તે પોણો ઇંચ હશે. તેને સાથ આપનાર શ્રમજીવી પા .ઇંચનો છે, પરંતુ શિકાર ઉપરથી માંસ ઉખેડી લેવાનું મુખ્ય કામ તેનું છે. ભાર ઉપાડનાર મજૂરો રાણીના ઇંડા અને કીટકને ઉચકીને ચાલે છે. આ જરૂરી છે, કારણ કે આ ડ્રાઇવર મકોડા એક ઠેકાણે ઘર કરીને નથી વસતા. એટલે સમાજની તમામ મિલકત સાથે લઇને તેઓએ ગાઉના ગાઉ સુધી મજલ કાપવી જોઇએ. તેઓ એક ઠેકાણે તો માંડ એક અઠવાડિયું રહે છે. પછી પાછી મજલ શરૂ થાય છે.

## બદભાગી નર

સમાજમાં સૌથી નસીબદાર નર છે. તે બે ઇંચ લાંબો છે, સુંદર છે અને તેને કંઇ કામ પણ નથી કરવું પડતું. સૌથી મોટી વાત તો એ છે કે, તેને મોટી આંખો છે જ્યારે તેના સમાજમાં બીજા કોઇને આંખો નથી ! બધા મકોડા પોતાની " સૂંઢ "થી બાહ્ય દુનિયાનું જ્ઞાન મેળવે છે. આ નર સાવ નિર્દોષ છે. નર તો નિર્દોષ જ હોય છે ને ? નારી ગમે તે કહે.

આ મકોડાની નારી જે આખા સૈન્યની રાણી છે તેની સ્થિતિ આપણા દેશી રજવાડાની કેટલીક રાણીઓ હોય છે તેવી કમનસીબ હોય છે. આખા સૈન્યમાં એક જ રાણી હોય છે. તે પણ મોટી છે. પરંતુ તેને આંખો નથી અને તે લાચાર પ્રાણી છે. મજૂરો તેને ઉપાડીને એક જગ્યાથી બીજી જગ્યાએ લઇ જાય છે. સમાજરચનાનું તે મધ્યબિંદુ છે. તેનું કામ ઇંડાં મૂકવાનું છે. પછી એ ઇંડાની સંભાળ તો કામગારો લ્યે છે અને સમાજની જરૂરિયાત પ્રમાણે તેમાંથી નર, નારી, સૈનિક, મજૂર કે ભાર ઉપાડનારને તેઓ સર્જી લે; એમાં પછી બ્રહ્માની દખલગીરી નથી ચાલતી.

આ મકોડા એવું ઝનૂની મનોબળ ધરાવે છે કે કોઇ તેમની કૂચને રોકી નથી શકતું. નદીનાળાં પણ નહિ ! તમને ભારે અજાયબી લાગશે, પણ એ સાવ સાચી વાત છે કે તેઓ એકબીજાને વળગીને એકાદ ઇંચ જાડા દોરડાનો આકાર બની પાણીના પ્રવાહમાં પડે છે. મકોડા બનેલા આ દોરડાનો એક છેડો એક કાંઠાને બાઝી રહે છે અને એ " દોરડું " પાણીમાં પડે છે, પાણીના પ્રવાહમાં ખેંચાઇને જ્યારે બીજો છેડો સામા કાંઠાને અડે છે ત્યારે તેને બાઝી રહીને એ રીતે એ પૂલ ઉપરથી તેમનું સૈન્ય સામે પાર પહોંચી જાય છે. કોઇ વાર તેઓ આવું દોરડું બનીને ઝાડ ઉપરથી પડતું મૂકે છે અને પવનમાં જ્યારે એ દોરડું ઉડીને સામા ઝાડને અડે છે ત્યારે તેને વળગી રહીને એ પૂલ ઉપરથી તેમનું સૈન્ય પસાર થઇ જાય છે !

## દીપડા જેવા ખંધા અને ઘાતકી

તમે માણસમાર દીપડાની ખંધાઇ વિષે કંઇ જાણો છો ? માણસનું માંસ ખાવાની આદતવાળો દીપડો જેવી કાબેલિયતથી માણસને ઝડપી લ્યે છે તેવી કાબેલિયતથી આ મકોડાનાં લશ્કર જંગલમાં વસતા માણસના ઝૂંપડાને ઘેરી લ્યે છે, અને ચૂપચાપ તેની ઉપર તૂટી

પડે છે. તેઓ જાણે છે કે, માણસનું શરીર ક્યાં વધારે કોમળ છે. આંખ, કાન, નાક વગેરે કોમળ ભાગ ઉપર તેઓ ચોંટી રહીને માંસ કોલી ખાય છે. આવા ભયંકર વીતકમાંથી છટકી ગયેલા માણસો દિલ કંપાવે એવી યાતનાની વાતો રજૂ કરે છે.

ગેરિલા યોદ્ધાઓની જેમ આ કીડીના કટકે એક વાર કોમ્પટનની છાવણી ઉપર રાતે–મધરાતે છાપો માર્યો હતો. તેણે શિકાર કરીને રાતે એક અવાવરૂ ઝૂંપડામાં આશ્રય લીધો હતો, અને તેણે શિકાર કરેલા હરણને ઝૂંપડાની છતમાં ટાંગ્યું હતું. પાસે તેણે પોતાનો ઘોડો બાંધ્યો હતો. અરધી રાતે તેણે પોતાના ઘોડાને પગ પછાડતો સાંભળ્યો અને તેની ઊંઘ ઉડી ગઈ.

એ વખતે એક ઉંદર છતમાંથી કોમ્પટન ઉપર પડ્યો અને તે સફાળો બેઠો થઈ ગયો. એ જ વખતે ઘોડાએ વેદનાનો બરાડો પાડયો અને ઝનૂનથી પગ પછાડવા લાગ્યો. તેણે ઉઠીને મીણબત્તી સળગાવી અને એ વખતે બીજા ત્રણ ઉંદરને છતમાંથી ઠેકડા મારીને ભાગતા જોયા. બીજી ક્ષણે તેણે, ઘોડાને રાશ તોડાવીને ભાગતો સાંભળ્યો. શાંત રાત્રિમાં નાસી જતા ઘોડાના ડાબલાના પડઘા ધીમે ધીમે શાન્ત થઈ ગયા

પણ હજી કોમ્પટન તો એમ જ માનતો હતો કે, કોઈ સિંહ કે દીપડો, ઝૂંપડા પાસે આવ્યો હશે તેનાથી ભડકીને ઘોડો દોરડું તોડાવીને ભાગી ગયો છે. તેને તો એક જ વિચાર હતો કે, રોડેશિયાના જંગલમાં, મધજંગલમાં હવે ઘોડા વિના શું થશે ? તે જોડા પહેરી બંદુક લઈને દોડયો, પણ ગભરાયેલો ઘોડો ઝાંખી ચાંદનીમાં અદ્દશ્ય થઈ ગયો.

પાછો ફરીને જુએ છે તો પેલા હરણનું શબ ફરકતું લાગ્યું ! આ શું આખી ઝૂંપડી ધ્રુઈવર મકોડાથી ખદખદે છે ! હવે તેને ખ્યાલ આવ્યો કે, તેનો ઘોડો કેમ નાસી ગયો હતો ! હવે તેને ખ્યાલ આવ્યો કે, તે પોતે કેમ બચી ગયો હતો ! કારણ કે, કીડીઓના કટકે હરણનું શબ મળતાં જીવતા માણસની ઉપર હુમલો કરવાની દરકાર નહોતી કરી ! જ્યારે તે ભરઊંઘમાં હતો ત્યારે કીડીઓના કટકે તેની ઉપર હુમલો કર્યો હોત તો ? ઓહ, કેવું એ ભયંકર મૃત્યુ !

કોમ્પટન ત્યાંથી સરકી ગયો અને બાકીની રાત તેણે એક ટેકરી ઉપર ગાળી. સવારે નસીબજોગે તેને પોતાનો સ્વામીભકત ઘોડો મળી આવ્યો. કેવું સદ્ભાગ્ય કે એ ઘોડાને રાતમાં કોઈ સિંહ કે દીપડાએ મારી નહોતો નાખ્યો !

હવે તમને કોઈ પૂછે કે દુનિયાનું સૌથી ભયંકર પ્રાણી કયું છે તો તમે હિમ્મતથી કહી દેજો કે, કીડીની સૃષ્ટિ દુનિયામાં સૌથી ભયંકર છે.

[ 'પ્રવાસી'માંથી ] —વિજયગુપ્ત મૌર્ય

# સરકારી કાગળોનું દુશ્ચક્ર

**ધારાસભ્ય બન્યા એટલે જનતાનો અવાજ બનવાનું બહુમાન મળ્યું એ વાત ખરી, પણ જનતાનો આ પ્રતિનિધિ જાત જાતના મેળાવડાઓ અને સમારંભોમાં રચ્યોપચ્યો રહે છે, અને પ્રસંગ આવ્યે ધારાસભામાં ગરમાગરમ વ્યાખ્યાનો કરે છે! આ લેખ વાંચી ગયા પછી તમારી એ માન્યતા પલટાઇ જશે. અને "હીઝ મેજેસ્ટીસ સરવીસ"ની છાપવાળા કાગળોનું કટક એ ધારાસભ્યને કેટલો હેરાનપરેશાન કરી મૂકે છે તેનો ખ્યાલ આવશે અને ધારાસભ્ય પ્રત્યેનો તમારો માન-ભાવ કદાચ વધી જશે.**

અમેરિકાની કોલેજમાં હું ભણતો હતો તે વખતે પહેલી જ વાર મેં જોયું કે, પરબીડિયા પર "ઓન હીઝ મેજેસ્ટીસ સરવીસ" એવું લખેલું હતું. મારા પિતા હઝારીબાગ જેલમાં કેદ ભોગવતા હતા. એ મારા પર પત્રો લખતા, પણ મને મળે તે પહેલાં એ સેન્સર થતા, અને એ સેન્સર થયેલા કાગળો બદામી રંગના સરકારી પરબીડિયામાં બીડીને મારા પર મોકલી આપવામાં આવતા. અલબત્ત, એના પર મથાળે "ઓન હીઝ મેજેસ્ટીસ સરવીસ" એ પવિત્ર લખાણ તો હોય જ. આવાં "ઓન હીઝ મેજેસ્ટીસ સરવીસ" વાળા બદામી રંગનાં પરબીડીયાંથી શરૂમાં તો કોલેજની આખી પોસ્ટ ઓફિસમાં આશ્ચર્ય અને કુતૂહલ ફેલાયાં. એ કાગળોની હું રોજ જ આતુરતાથી વાટ જોઉં એટલે એક દિવસ તો એક છોકરીએ મને પૂછ્યું પણ ખરું કે, "આ બધા કાગળો કોના આવે છે?" મેં કહ્યું: "મારા પિતાના કાગળો છે."

## રાજકુમાર જોયોય નથી.

થયું. એ જવાબ દીધો તેની સાથે જ એવી વાત થઇ કે, "હું કોઇક રાજકુમાર છું." વિદ્યાપીઠના બાહોશ પ્રકાશન ખાતામાં પણ આ સમાચાર વીજળી વેગે ફરી વળ્યા, એટલે કોલેજમાં કંઇક પ્રમાણિક જાહેરાત ફેલાવી શકાય એટલા માટે પ્રકાશન ખાતાએ એક હોંશિયાર છોકરીને પોતાના પ્રતિનિધિ તરીકે તપાસ કરવા માટે મોકલી પણ આપી.

એણે આવીને મારી સાથે સવાલજવાબ શરૂ કર્યાં. એણે મને પૂછ્યું: "શું તમે સાચે જ રાજકુમાર છો?" પ્રશ્નોની હેલી શરૂ થાય તે પહેલાં જ મેં કંઇક આશ્ચર્ય, કંઇક ચીડ વગેરે જુદી જુદી લાગણી અનુભવતાં સામું પૂછ્યું: "પણ તમને કહ્યું કોણે કે, હું રાજકુમાર છું?" મેં તો બાપ જન્મારે રાજકુમાર જોયો સુદ્ધાં નથી."

## પણ તમે છો રાજકુમાર

એણે મને નખશીખ નિહાળ્યો. એ વખતે મારી તબિયત ઘણી સરસ અને દેખાવડો પણ ઘણો. ખાસ્સી ૭ ફુટ બે ઇંચ ઉંચાઇ અને ૧૭૫ રતલ જેટલું વજન, ફક્કડ પહાણી બાંધો, રતાશપડતું સુદૃઢ શરીર અને લીલી ઊંડાણભરી આંખો. બે પાંચ ક્ષણ સુધી મને

નિહાળ્યાં પછી મીઠું હસતાં એ બોલીઃ " રાજકુમાર જોયો નથી તેમાં શું ! તમે લાગો છે। તે। એવા જ." સાંભળીને હું તે। શરમથી એવો લાલ લાલ થઇ ગયો. તે છતાં વળી પાછું મેં તે। મારૂં પૂછડું પકડી જ રાખ્યુંઃ " પણ મારા પિતા કંઇ રાજા નથી. એ તો જેલમાં છે. "

" નહિ ! નહિ ! ખરેખર ? ! " એ બિચારીને શું ખબર ? એણે આઘાત અનુભવતાં પૂછ્યું: " એમણે એવું તે શું કર્યું ? "

## —તો વારસામાંથી રદ બાતલ થાઉં

" બ્રિટિશની સામે થયા " મેં જવાબ દીધો " અરે વાહ ! પણ હવે કૉલેજમાં તે। તમારો ડંકો વાગશે.! કેમકે એક બાજુ હિંદી રાજકુમાર લુધિયાના રાજ્યની વિદ્યાપીઠ ખાતે કેમીકલ એન્જિનિયરિંગને। અભ્યાસ કરે, અને બીજી બાજુ રાજકુમારના પિતા અંગ્રેજના કટ્ટા દુશ્મન અને મધ્ય હિંદનાં જંગલમાં દેશવટો ભોગવે. "

હું તો સાંભળીને સડક જ થઇ ગયો. મેં કહ્યું: " જોજો આવું જુઠાણું ફેલાવતાં ! મારા બાપ આ હકીકત જાણશે તો વારસામાંથી મને છેક રદ બાતલ કરી નાખશે. "

સાંભળીને એ તો ખડખડાટ હસી પડી. વળી એણે અને કહ્યું કે " બીજું કંઇ નહિ. પણ કૉલેજને ખાતર તમે જો નાની સરખી મહેરબાની કરશો તો અહીં તમારે માટે વાતાવરણ સરસ થઇ જશે, કેમકે અહીં તમારે ગમે તેમ કરીને પણ ૪ વર્ષ તો ગાળવાનાં જ છે. એટલે જો હળવા નહિ બનો...

## " કેમ્પસનો રાજકુમાર "

એ તો ૪ વર્ષ કાળ જેવાં લાગશે. હું સમજી ગયો અને એની દરખાસ્ત સ્વીકારી પણ લીધી. માથા પર પાઘડી પહેરી હોય એવું લાગે એટલા માટે માથાની આસપાસ મારે ટેબલક્લોથ બાંધવું પડ્યું. એ પાઘડીમાં તો હું એવો રોમાન્ટીક લાગતો હતો !

સાત આઠ દિવસ થયા હતા અને બંદાનો એકેએક છાપામાં ફોટો છપાયો. છબીની નીચે છપાયું હતુ: " કેમ્પસના રાજકુમાર. "

એ દિવસથી કૉલેજમાં મારો વટ પણ વધવા માંડયો. એક દિવસે જર્મનના વર્ગમાં બાજુમાં બેઠેલી એક સરસ છોકરીએ મારી ચોપડી પર કંઇક ચીતરી માર્યું. મેં જોયું તો એણે લખ્યું હતું કે " હું તમને અબ્દુલ કહીને બોલાવું ? " થયું. તે દિવસથી કોણ જાણે શું થયું કે, જર્મન ભાષા શીખવાની મારી શક્તિ જ દિવસે દિવસે ઓછી થતી ગઇ. અને એ દિવસથી અમેરિકા પ્રત્યે મને અનુરાગ થવા માંડયો. બીજી બાજુ જર્મન વર્ગ તરફ મારી પ્રીતિ પણ દહાડે દહાડે વધતી ગઇ.

## કાકાનો મીઠો ઠપકો

હઝારીબાગ જેલમાં મારા પિતા સાથે મુલાકાત લઇને મારો કોઇ મિત્ર એ મુલાકાતનું કાપલું મોકલી આપે ત્યાં સુધી બધું સીધે સીધું અને મઝાનું ચાલતું. આ બધાનું પરિણામ એ આવ્યું કે, મારા કાકા ખાનસાહેબ તરફથી બહુ જ મીઠો ઠપકો આપતો એક પત્ર મને મળ્યો. જેમાં એમણે મને " બદમાશ " એવું સંબોધન કરીને સવાલ કર્યો હતો કે ' આ પ્રમાણે આવો ઢોંગ ચલાવીને કુટુંબને બદનામ કરવાનો કંઇ અર્થ છે ખરો ? હું

તો આટલાં બધાં વર્ષ સુધી એમ જ માનતો હતો કે તું બહુ જ સીધો, સારો અને પ્રમાણિક છોકરો છે " આ કાગળ પર પણ " ઓન હીઝ મેજેસ્ટીસ સરવીસ " એમ તો છપાયું જ હતું. પરબીડિયું જોઈને મારી કફોડી સ્થિતિ પ્રત્યે મને પોતાને જ હસવું આવ્યું. એ વખતે મને કલ્પના પણ નહોતી કે, ભવિષ્યમાં દર વર્ષે " ઓન હીઝ મેજેસ્ટીઝ સરવીસ "ની છાપવાળા ઓછામાં ઓછા પાંચ હજાર કાગળો મળવાનું કમભાગ્ય સાંપડશે.

### એ પેટીમાં જોડા મૂકું છું.

ધારાસભ્ય બન્યા એટલે એક પનોતી એ બેસે કે, આખું વર્ષ છાપેલા, ટાઇપ કરેલા, સાઇક્લોસ્ટાઇલથી છાપેલા જાતજાતના સેંકડો નહિ પણ ટનબંધી કાગળો અને દસ્તાવેજો આવ્યા જ કરે. એમાંના મોટા ભાગના કાગળો કેવળ નકામા જ હોય. કેમ.કે એમાં " તા. ૧૧મી મેના આ ખાતાના સી ૭૭૧૬/એ. ઇ. ઓ કાગળના સંબંધમાં અમે આપને એમ જણાવવાની રજા લઇએ છીએ..." વગેરે વગેરે લખ્યું હોય. ખરું જોતાં એ બધું જે. આર. ડી. ટાટા, જેને ત્યા બહુ જ બાહોશ સેક્રેટરીએટ કામ કરતું હોય તેને ઉપયોગી નીવડે. મારા જેવાને એ શું ખપનું નીવડે ? કેમ કે મારે જે કંઇ લફરાં હોય તે બધાં મગજની ફાઇલમા નોંધવાનાં હોય. વિચારશીલ સરકારે મને લાકડાની એક પેટી આપી છે ખરી, પણ એ પેટી તો હું જોડા મૂકવા માટે વાપરૂં છું. એટલે હું જ્યારે ' મગજની ફાઇલ ઉથલાવું તે વખતે એમાં સી. ૭૭૧૨. એ. ઇ. ઓ. કાગળનો પત્તો જ ન મળે. ક્યાથી મળે ! બધું મગજની ફાઇલમાં સચવાવું જોઇએ ને ! એટલે એવા એવા અર્થ વગરના કાગળોને હું કચરાની ટોપલીમાં જ પધરાવી દઉં છું.

### કાગળોનો અનંત ચકાવો

અમે સૌ ધારાસભ્યો એમ જો વફાદારી અને એકનિષ્ઠાથી સવારથી માંડીને બીજા દિવસની સવાર સુધી કાગળો અને દસ્તાવેજો વાચ્યે જ રાખીએ તો એ સમજવાની વાત તો બાજુએ રહી. પણ એ બધા કાગળો વંચાઇ પણ ન રહે. ચોથા ભાગના કાગળો તો નામદાર શહેનશાહના વધારે પડતા ફળદ્રુપ સેક્રેટરીએટ તરફથી મળે છે. ત્યાં દરેકે દરેક જણ સામા માણસે શું કરવું તે લખવામાં એટલો બધો રોકાયેલો હોય છે કે, લોકોને પોતાને બીજું કંઇ કરવાનો વખત જ નથી હોતો એટલે એ બધું ચકડોળની માફક ગોળ ગોળ ચાલ્યાં જ કરે છે. સેક્રેટરીએટમાં બધા જ લખલખ કર્યા કરે છે એટલે કોઇને વાંચવાનો સમય જ નથી રહેતો. કાગળો પર કાગળો લખાયે જાય અને અમારે નસીબે ફાઇલોના ગંજ ને ગંજ ખડકાયે જાય. એ કાગળોની ચર્ચા થાય ચર્ચાની પાછી નોંધ લેવાય. એ નોંધ પાછી ફાઇલ પર ચઢે, એ નોધ પર વળી પાછી ચર્ચા ચાલે અને તે પાછી ફાઇલ પર ચઢે. એમ કાગળો, ચર્ચાઓ, નોંધો અને ફાઇલોનો ચકાવો શરૂ થાય તે અનંતકાળ સુધી સતત અને અવિરત ચાલ્યા જ કરે.

### ગાંડાની હૉસ્પિટલ તો નથી ને ?

પછી કાગળની અછત પ્રવર્તે અને આંખના સ્પેશ્યાલિસ્ટોને ધૂમ કમાણી થાય એમાં કંઇ નવાઇ છે ? ઘણીવાર મને તો એમ જ થાય છે કે, હું રાંચી ખાતે ગાંડાઓની હોસ્પિટલમાં તો નથી આવી પડ્યો ! કેમકે આ કાગળો, નોંધો ને ચર્ચાઓનો જે અનંત અને અવિરત ચરખો ચાલે

છે એનો કંઇ અર્થ જ નથી સમજાતો. રેડીઓ પર સમાચાર સાંભળ્યા પછી છેક સાત દિવસે પ્રકાશન ખાતું મારા પર એના એ સમાચાર અંગેના કાગળો મોકલે છે. અને દર અઠવાડિયે એ વાસી-વાસી નકામા જેવા સમાચારોથી ભરપૂર વીસ વીસ ફૂલસ્કેપ કાગળો મારે જોઇ જવા ! કોઇક નિર્બળતાની ક્ષણે હજ યાત્રા અંગેની સ્થાયી સલાહકાર સમિતિ પર રહેવાનું મેં સ્વીકાર્યું હોય તેટલા કારણસર હજ અમલદાર મને વર્ષે બસો બસો કાગળો મોકલે. ધારાસભા ખાતું તો વળી તરેહતરેહના વિચિત્ર ને ભેદભરમવાળા લાખ્ખો કાગળો મોકલે. એમાંના મોટા ભાગના કાગળોમાં આ પ્રમાણે લખ્યું હોય: "આજની કાર્યવાહી" "શ્રી. અનંતશયનમ્ રામલિંગમ્ મુડાલીઆર એવી દરખાસ્ત રજૂ કરશે કે ટિમ્બકટુ કાનૂની જવાબદારીઓ અંગેના ખરડામાં વિશેષ સુધારો કરવા અંગેના ખરડાની કલમની ત્રીજી પેટા કલમમાં "જેવા કે "ને બદલે" હવે શી રીતે" એવો કરવો.

હવે એમ પૂછું કે, આનો કંઇ અર્થ છે ખરો ? આ લખાણમાંથી કંઇ સમજાય પણ ખરું ? આવું આવું દહાડામાં દોઢસો વાર લખાઇને આવે અને તેના પર મારે સહી કરી આપવાની. પછી મને રાંચીનો ને ગાંડાઓની હોસ્પિટલનો ખ્યાલ ન આવે તો બીજું થાય શું ?

## ગેઝેટનો સાચો ઉપયોગ !

ગેઝેટ ઓફ ઇન્ડિયા મને કોણ મોકલ્યાં કરે છે તે હું જાણતો નથી, પણ "કેપ્ટન બ્લિમ્પ રજા પર ઉતર્યો છે અને એને સ્થાને મેજર હોગ આવ્યા છે" આવી આવી બાબતોમાં મને સહેજ પણ રસ છે અથવા એની નોંધ લઉં છું એમ જો એ ગેઝેટ મોકલનાર ધારતો હોય તો એની મોટામાં મોટી ભૂલ છે. એક યુવાન ધારાસભ્ય તરીકે મેં મારી જુવાનીમાં ગેઝેટ ઓફ ઇન્ડિયા વાંચવાનો પ્રયત્ન પણ કર્યો હતો. પણ હવે રોજ એ ગેઝેટ શેને માટે હોય છે તે મને સમજાઇ ગયું છે. હવે રોજ સવારે નાહવાનું પાણી ગરમ કરવામાં એનો ઉપયોગ કરું છું.

## બિચારો ધારાસભ્ય

"હીઝ મેજેસ્ટીસ સરવીસ "વાળાં પરબીડિયાંમાંથી કોઇ દિવસ પણ મારા પર અભિનંદન કે કંઇ ઉપયોગી વસ્તુ નીકળી નથી. આવાં કેવળ નકામાં ને અર્થહીન પરબીડિયાં પૈસાનો નાહકનો દુર્વ્યય છે. આખા રાષ્ટ્રના સમયનો ને રાષ્ટ્રની મહેનતનો નિરર્થક બગાડ સિવાય બીજું કંઇ જ નથી. મને તો થાય છે કે, આ છાપેલા કાગળોના તુતમાંથી હવે તો છૂટકારો થવો જોઇએ. આવા કંટાળા ભરેલા અને અર્થહીન કાગળો કોઇ વાંચતુંય નથી, કેમકે જેને જેને આવા કાગળો મળે છે તે બધા જ પાછા બીજાઓને લખવામાં રોકાયેલા હોય છે. નામદાર શહેનશાહને એક વાત તો એ સમજાવી જોઇએ કે, મને માત્ર બે જ આંખ છે. અને બીજું, એને એ વસ્તુનો પણ ખ્યાલ રહેવો જોઇએ કે, ખાવું, ઊંઘવું, ધારાસભામાં ભાષણો કરવાં અને તે સાથે ત્રણ રતલ જેટલું છાપેલું લખાણ વાંચી જવું, એ બધું જ ૨૪ કલાકમાં મારાથી થઇ શકતું નથી.

## બે આંખ હજુ બદલાઇ નથી.

ના. શહેનશાહની વતી જે સદ્‌ગૃહસ્થો મને જે જે લખી જણાવતા હશે એ બધા

| | | |
|---|---|---|
| ૫ કાંતણ પોથી | લેખક: પુરાતન બુચ, પ્રકા. બાલગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ | ૦–૧૦–૦ |
| ૬ વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૭મી વીસ પુસ્તકો (જીવચરિત્રો-વર્ણનો) | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | દરેક પુસ્તકના ૦– ૪–૦ |
| ૭ સોરઠી બહારવટીઆ ભા. ૧ | " " | ૨– ૦–૦ |
| ૮ સૌરાષ્ટ્રની રસધાર | " " | ૨– ૮–૦ |
| ૯ આદમખિર્યા | એન. એમ. ઠક્કરની કું મુંબઇ | ૧– ૪–૦ |
| ૧૦ ચિરંજીવ સાહિત્ય | પુ. સ. સ. મંડળ, વડોદરા | ૨– ૪–૦ |
| ૧૧ પાનેતરના રંગ | આર. આર શેઠની કું. વડોદરા | ૩– ૮–૦ |
| ૧૨ દેવદાસ | " | ૨– ૮–૦ |
| ૧૩ અધુરું જીવન | " | ૫– ૮–૦ |
| ૧૪ કાપડની કંદાણી | " | ૨– ૧–૦ |
| ૧૫ કાશ્મીરનું ગુલાબ | " | ૩– ૦–૦ |
| ૧૬ દિનરાત | " | ૪– ૦–૦ |
| ૧૭ માંડીજાયો | " | ૨– ૮–૦ |
| ૧૮ અધિકારીજી | " | ૫– ૦–૦ |
| ૧૯ સંજીવનસંદેશ | સહકારી સંજીવન સમાજ, કૃષ્ણકુંજ, શાહીબાગ રોડ, અમદાવાદ | ૨– ૦–૦ |
| ૨૦ મેતેરિયા (મરાઠી) | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૩– ૦–૦ |
| ૨૧ વિજયાલક્ષ્મી પંડીત | એન એમ ઠક્કરની કું. મુંબઇ | ૩– ૦–૦ |
| ૨૨ એશિયાનું કલંક | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૨– ૮–૦ |
| ૨૩ જવામર્દ ભા. ૧ લો | " | ૧– ૪–૦ |
| ૨૪ જવાંમર્દ ભા. ૨ જો | " | ૧– ૪–૦ |
| ૨૫ કુમારોની પ્રવાસકથા | " | ૧– ૮–૦ |
| ૨૬ હેમચંદ્રાચાર્ય | " | ૨– ૮–૦ |
| ૨૭ લોકહિતાય | સરસ્વતિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૧– ૮–૦ |
| ૨૮ આપણાં કસ્તુરબા | પુરાતન બુચ, હરિજન આશ્રમ, અમદાવાદ | ૧–૧૫–૦ |
| ૨૯ આપણા ગાંધીજી | " | ૧– ૮–૦ |
| ૩૦ પરેશ પારણું | એન. એમ. ઠક્કરની કું. મુંબાઇ | ૬–૧૨–૦ |
| ૩૧ Clive to Keyanes | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦–૧૨–૦ |
| ૩૨ શ્રી નેત્રમણિભાઇને | " | ૦–૧૪–૦ |

વડોદરા,
તા. ૪-૪ ૪૭

म. क्ष. परळीकर
મ. મદદનીશ વ્યવસ્થાપક.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૧ મું | મે-૧૯૪૭ | અંક ૧૭ મો

# આ વિશેષાંક

—તંત્રીસ્થાનેથી

વડોદરા રાજ્યની અને હવે તો સમગ્ર ગુજરાત-મહાગુજરાતની પુસ્તકાલય-પ્રવૃત્તિ સાથે સંકળાયેલાં મંડળો-પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ-આ બન્ને મંડળોના કાર્યક્ષેત્રમાં પુસ્તકાલયપ્રવૃત્તિને લગતું—એ વિજ્ઞાનના પ્રશ્નોની એક યા બીજી રીતે છણાવટ કરતું સાહિત્ય-પુસ્તકો, પુસ્તિકાઓ વા એના સામયિક "પુસ્તકાલય" દ્વારા પ્રસિદ્ધ કરવાનું ધોરણ સ્વીકારાયેલું છે. તદનુસાર પુસ્તકાલયપ્રવૃત્તિને લગતું કેટલુંક સાહિત્ય આ અગાઉ પ્રસિદ્ધ પણ કરાયું છે.

આજે પુસ્તકાલયવિજ્ઞાનને લગતો નહિ તો એના પ્રચારને લગતો આ ખાસ અંક પ્રસિદ્ધ કરાયો છે.

ઇંગ્લેન્ડ અને અમેરિકામાં પુસ્તકાલયપ્રચારને લગતું વિપુલ સાહિત્ય અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે અને હજી પણ અવારનવાર પ્રસિદ્ધ થયે જાય છે.

જનતામાં પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યેનો રસ જાગ્રત કરવા માટે, જનતાને એ ક્ષેત્રમાં રસ લેતી કરવા માટે તેમ જ જનતાના હરેક વર્ગની પુસ્તકાલયસ્થાપના અને સંચાલન પ્રત્યેની અભિરુચિ કેળવવા માટે આવું સાહિત્ય ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

આ પ્રકારની આવી એક *પ્રચારપુસ્તિકા પ્રતિ વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના અ. વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇનું ધ્યાન દોરાયું અને આપણે ત્યાં પણ આવી પ્રચારપુસ્તિકા પ્રકટ કરવામાં આવે અને તેનો બહોળો પ્રચાર થાય તો આજે જનતાની પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યે જે કેટલીક ઉદાસીનતા દેખાઇ આવે છે તેને જાગ્રત કરવામાં સારો ભાગ ભજવી શકે એમ જણાયું. આથી તેઓશ્રીએ તેનો ગુજરાતી અનુવાદ તૈયાર કરાવવા વિચાર કર્યો. પરંતુ માત્ર અંગ્રેજીનો યથાસ્થિત ગુજરાતી અનુવાદજ આપવાથી ધાર્યો હેતુ ભાગ્યે જ સરી શકે તેમ લાગવાથી આપણી

* Why do we require a Public Library.

વર્તમાન પુસ્તકાલયપ્રવૃત્તિના સમન્વયપૂર્વક એ પુસ્તિકાના સારભાગને ઉધ્ધૃત કરી એક નવીન સંસ્કરણ તૈયાર કરાવ્યું અને તેને પુસ્તકાલય સ. સ. મંડળ તરફ પ્રસિદ્ધિ અર્થે મોકલી આપ્યું.

આમ મંડળ તરફ આ હસ્તપ્રત આવતાં એને " પુસ્તકાલય " માસિક દ્વારા ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરવાનું ઠરાવાયું. તદનુસાર આ વિશેષાંક પ્રસિદ્ધ કરાયો છે. પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચારમાં એ ઠીક ઠીક ફાળો નોંધાવશે એમ જણાતાં તે અલગ પુસ્તિકારૂપે નહિ પરંતુ પુસ્તકાલય માસિકના વિશેષાંકરૂપે પ્રસિદ્ધ થાય છે.

આ વિશેષાંકમાં અપાયેલ વસ્તુમાં વાચકને સ્થળે કેટલેક પુનરુકિતદોષ નજરે પડે એ સ્વાભાવિક છે. અને તે અનિવાર્ય પણ છે. કારણ કે જનતાના માનસપટ પર એની ઉપયોગિતા અંકિત કરવામાં, કીટભ્રમરન્યાયે, એ જરૂરી લાગતાં એ પુનરૂક્તિ-દોષ વહોરીને પણ એ વસ્તુ પ્રકટ કરેલ છે.

આ વિશેષાંક તૈયાર કરવા પાછળ, એના ઉત્સાહી સંપાદક શ્રી. રાવજીભાઇ પટેલે જે જહેમત અને કાળજી દાખવી છે તે અભિનંદનીય છે.

અમે ઇચ્છીએ છીએ કે આવું ઇતર સાહિત્ય પણ તેઓ હવે પછી ખંતપૂર્વક તૈયાર કરશે તો એક યા બીજી રીતે તેને કોઇ ને કોઇ અપનાવશે.

---

## નવીન ફાલ

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી**

૧ સોરઠી સંતવાણી—સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂ. ૩-૦-૦
૨ અપરાધી—( ત્રીજી આવૃત્તિ )—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂ. ૪-૮-૦
૩ આપણે સૌ ભણીએ—( પહેલી, બીજી, ત્રીજી ચોપડી )—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય અનુક્રમે ૦-૩-૦, ૦-૪-૦, ૦-૫-૦
૪ કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ—લેખકઃ શ્રી. મંનુભાઇ જોધાણી; મૂલ્ય રૂા. ૨-૮-૦

**જીવન સાહિત્ય મંદિર-અમદાવાદ તરફથી**

૫ હાસ્યકૌતુક મૂળ લેખક કવિવર ટાગોર; અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂ. ૩-૦-૦
૬ કન્યા સાથે લગ્નચર્ચા, ૭ કન્યા સાથે જીવનચર્ચા, ૮ કુમાર સાથે લગ્નચર્ચા. ૯ કુમાર સાથે જીવનચર્ચા, ૧૦ યુવક સાથે જીવન અને કર્તવ્યચર્ચા—દરેકના લેખક શ્રી. સોપાન; મૂલ્ય દરેકનું ૦ ૯-૦

**આર. આર. શેઠની કંપની-મુંબઇ તરફથી**

૧૦ દિનાનાથ—લેખકઃ શ્રી. રમણલાલ ગિરજાલાલ શાહ; મૂલ્ય રૂા. ૪-૮-૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૧ સુષમા—લેખકઃ શ્રી. અશોક હર્ષ; પ્રકાશકઃ " ભારતી " સાપ્તાહિક; સર ચિનુભાઇ રોડ, અમદાવાદ.





# પુસ્તકાલય-વાંધ

## વ. રા. પુ. મંડળ

હજી પણ તક છેઃ—આગામી શિષ્ટ-વાચનની ૨૫ મી પરીક્ષા માટે ઉમેદવારી નોંધાવવાની તક હજી પણ છે. પરીક્ષા જુનની ૨૨ મી તારીખે લેવાવાની છે અને તેને માટે સ્વ. મો. ન. અમીન સ્મારક માળાના ચોથા પુષ્પ "દીનબંધુ એન્ડ્રુઝ"ના જીવનચરિત્રનું પુસ્તક ઠરેલું છે. પુસ્તકની સામગ્રી વિવિધ પ્રેરણાત્મક માહિતીઓથી ભરપૂર હોઈ ઘણાં જણ આ પરીક્ષાનો લાભ લે એમ ઇચ્છીએ છીએ. વધુ વિગત માટે જુઓ માર્ચ અંકમાં પૃઃ ૬૬૧-૬૨ પર છપાયલી જાહેરાત નં. ૩.

## મુંબઇમાં બાલપુસ્તકાલય સ્થાપવાની યોજના

માનનીય બાળાસાહેબ ખેર જયપુર પધારતાં પ્રજામંડળ તરફથી ભવ્ય સત્કાર થયો હતો. અંબર, રાજ્યમહેલ ઇત્યાદિ જોવા ઉપરાંત રાજ્ય તરફથી ચાલતા નવા સ્થપાયેલા બાળ પુસ્તકાલયમાં ખેર દંપતિએ ખાસ રસ લીધો હતો. અનેક વૈજ્ઞાનિક અને સાનંદપ્રદ રમતો અને વાચનની સવડ આપતી આ સંસ્થા જોઇ માનનીય ખેર સાહેબે તે યોજનાના સર્જક અને કન્વીનર રાજરત્ન પ્રતાપરાય મહેતાને અભિનંદન આપ્યું હતું, અને મુંબઇમાં બાળકો માટે ઠેરઠેર આવાં પુસ્તકાલયો સ્થાપવા માટેની યોજના આપવા શ્રી. પ્રતાપરાય મહેતાને જણાવ્યું હતું. શ્રીમાન ખેર સાહેબે આ સંબંધે શરૂઆત કરવા મુંબઇ સરકારને પત્ર લખ્યો છે.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. મોટી દાઉ (તા. મહેસાણા)ને ગામલોકોએ સદર પુસ્તકાલયના મકાન માટે રૂા. ૧૦૦૦) તથા કાયમ ફંડ માટે રૂા. ૧૦૦૦)ની રકમ એકત્ર કરી છે. ઉપરાંત લોકમદદ તરીકે રૂા. ૧૦) સુથાર અમથારામ મયાચંદ, રૂા. ૧૦) પા. જીવીદાસ મોતીદાસ-ખરસદા, ૪) દરજી વિઠ્ઠલદાસ જેઠાભાઇ, રૂા. ૮) થી. ડાહ્યાલાલ માધવલાલ.

સા. પુ. કમાણા (તા. વિસનગર) ને ૫) દરજી આત્મારામ દલપતરામ, ઐઠોર. ૫) દરજી લલ્લુભાઇ ઉમેદરામ, દાસજ. ૫) દરજી સેધાભાઇ રેવા, ઉપેરા. ૫) દરજી બબારામ દલછારામ, શંખારી, ૫) દરજી મોહન દલછારામ, સુદેરા, ૫) પટેલ છગનદાસ સુંદરદાસ, ૧૦) પટેલ મગનભાઇ ડોસાભાઇ, કમાણા. ૧૦) મોદી દલીચંદ પ્રેમજી, ચાણસોલ. ૧૦) મિસ્ત્રી લલ્લુરામ હરિચંદ, મહેસાણા, ૧૦) મિસ્ત્રી અંબારામ નરશીરામ, વડનગર. ૧૦) મિસ્ત્રી હરગોવન જયચંદ, મહેસાણા. ૫) દરબાર નથુસંગ, નવલસંગ, વલાસણા. ૫) પા. અંબારામ રણછોડદાસ, કરલી. ૫) પા. પ્રભુભાઇ નાગરદાસ, કમાણા, ૧૦) મિસ્ત્રી શંભુભાઇ રામચંદ્ર, પુધરા, ૨૦) મિસ્ત્રી દેવચંદદાસ કેવળદાસ, લીંચ, ૧૦) મિસ્ત્રી જયચંદભાઇ મનસુખરામ, હાજીપુર, ૧૦) મિસ્ત્રી ઇશ્વરભાઇ અંબારામ, હાજીપુર.

## કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ માટે નિબંધ હરિફાઇ

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ભંડોળની યોજના મુજબ તમામ કૉલેજોનાં **ગુજરાતી માતૃભાષાવાળા** વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી નિમંત્રણ આપવામાં આવે છે કે એમણે ગુજરાતી ભાષામાં **" હાલની સ્થિતિને અનુકૂળ નવું સમાજબંધારણ સ્વતંત્ર હિન્દમાં કેવું હોવું જોઇએ ?"** એ વિષય ઉપર એક નિબંધ ૪૦ થી ૫૦ ફૂલસ્કેપ કાગળના કદનો લખી તા. ૩૦-૬-૪૭ સુધીમાં નીચેને સરનામે સીલબંધ પરબીડિયામાં રજિસ્ટર્ડ પોસ્ટથી, જે કૉલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત, સર્ટિફિકેટ અને પોતાનાં સરનામાં સાથે મોકલવો.

આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ નીમેલા ત્રણ વિદ્વાનોની સમિતિ પસંદ કરશે તેને રૂ. ૫૦ સુધીનું એક તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાં એ જ રીતે જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦ ) સુધીનું એક એમ **બે** ઇનામો આપવામાં આવશે. એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫-૭-૪૭ની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થએલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક્ક શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો રહેશે વિશેષ જરૂરી વિગત માટે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતી છે.

નોંધઃ- આ હરીફાઇ ગુજરાતી બોલતી સઘળીએ કોમો માટે ખુલ્લી છે તા. ૪-૪-૪૭

શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર.
૩૬૫, વિઠ્ઠલભાઇ પટેલ રોડ.
મુંબાઇ ૪

---

## પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલે માર્ચ એપ્રિલ માસમાં નવસારી પ્રાંતના પલસાણા મહાલનાં તેમ જ વ્યારા મહાલનાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે:—

**પલસાણા મહાલનાં** (૧) ચલથાણ, (૨) કરણ, (૩) તળોદરા, (૪) એરથાણ, (૫) વાંટલા, હીંગડ; **નવસારી મહાલનું** (૭) પોપડા; **વ્યારા મહાલનાં** (૮) મગરકુઇ, (૯) કપુરા, (૧૦) ખાનપુર, (૧૧) કાંજણ, (૧૨) રૂપવાડા, (૧૩) કેળકુઇ, (૧૪) બેડ્ચીત, (૧૫) ખુટાડીઆ, (૧૬) ચીખીયા, (૧૭) ગડત, (૧૮) વાંકલા, (૧૯) અંધારવાડી, (૨૦) કાકડવા, (૨૧) પાટી, (૨૨) ખંભાલીયા, (૨૩) ઉમરવાડી દૂર, (૨૪) ડોલવાણઃ કામગીરી દિન ૨૦.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાંખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. ન. ચોકસી.
સહમંત્રી,
વ. રા. પુ. મંડળ.

સાર્વજનિક

# પુસ્તકાલયો શા માટે?

## પુસ્તકાલય એટલે શું?

સારાં વાંચવા લાયક પુસ્તકોનો સંગ્રહ કરી તેનો ઉપયોગ કરવા પ્રોત્સાહન આપતી સંસ્થા તે પુસ્તકાલય.

જો તમે આકર્ષક પુસ્તકાલય ઇચ્છતા હો તો તે માટે સારાં પુસ્તકો મેળવો; તેવાં પુસ્તકોના વાચકોને સુંદર મકાન મેળવી આપો. આ રીતે તમારી પાસે પુસ્તકાલય થશે. તેને બરાબર સુવ્યવસ્થિત કરીને તેનું સંચાલન સેવાભાવી સદ્ગૃહસ્થોને સોંપો. જો તેમાં ગામના બધા જ લોકો સાથ અને સહકાર આપે તો તેઓ સૌ તેનો આનંદ અને લાભ મેળવી શકશે. આવા પુસ્તકાલયમાં ધાર્મિક, રાજકીય કે સામાજિક એવા ભેદભાવ હોતા નથી. તેમાં ઉચ્ચ નીચનો ભેદ રાખવામાં આવેલો નથી. આનંદ અને શિક્ષણ મેળવવા માટે તે પોતાને ત્યાં બધી જ જાતના લોકોને એકત્ર કરે છે, અને સૌને સર્વસામાન્ય જરૂરી જ્ઞાન આપે છે. જો તમે, ધ્યાનપૂર્વક અને સાચા દીલથી કોઈ પુસ્તક વાંચ્યું હોય તો તે પુસ્તક તમારું જ બન્યું છે, એમ કહીએ તો ખોટું નહિ લેખાય. પુસ્તકાલયમાં તમે સારાં પુસ્તકો પસંદ કરી શકો છો અને તમે ધારો તો દુનિયાના ડાહ્યા અને સુશીલ સ્ત્રીપુરુષોનાં ઉત્તમ પુસ્તકો સાથે દરરોજ થોડી પળો ગાળી શકો અને તેનો લાભ લઈ શકો. તે લાભ લેતા અને તે પુસ્તકોનો ઉપયોગ કરતા પુસ્તકાલયમાં તમને કોઈ રોકી શકે તેમ નથી. તમે તમારું પોતાનું જ પુસ્તક હોય તે રીતે એ પુસ્તક વાંચી શકો છો. તમે પોતે ન ખરીદી શકો તેવાં પુસ્તકો પણ પુસ્તકાલયમાંથી વાંચવા માટે મળી શકે છે.

તમારા પરિચયમાં આવતા લોકોના આચાર-વિચાર અને તેમની સાથેના અનુભવો, તમારી કહેલી વસ્તુઓ અને તમે વાંચેલાં પુસ્તકો એ સર્વ તમારું જ્ઞાન છે. જ્યારે તમે

સારી ઉચ્ચ કોટિના અને હોશિયાર માણસો સાથે વાર્તાલાપ કરતા હો છો કે કંઇક બે બોલ સાંભળતા હો છો ત્યારે તમે તમને પોતાને કંઇક ગૌરવાન્વિત સમજો છો. તેવી જ રીતે જ્યારે તમે સારૂં પુસ્તક વાંચતા હો ત્યારે તમે પોતે પોતાની પ્રત્યે માનભરી રીતે વર્તો છો અને એ રીતે નિરાશાને નસાડી શકો છો. પરિણામે, ભવિષ્યના નાગરિક તરીકેની તમારી ફરજ તમને સમજાવા લાગે છે.

શાળા અને દેવમંદિર પછીનાં શુભ કાર્ય માટે પુસ્તકાલય એક ઉત્તમ અને અત્યંત સંસ્કારી સંસ્થા છે. પુસ્તકાલય સર્વ લોકોના ઉપયોગ માટે ખુલ્લું રહે છે. પુસ્તકાલયમાંનાં સારાં પુસ્તકોની કાળજીપૂર્વક કરેલી પસંદગીથી અને તેનો લાભ ઉઠાવવાથી અનેક ફાયદા મળે છે. આવા પુસ્તકાલય સિવાય હાલના સમાજને સહેજ પણ ચાલે તેમ નથી.

આજના સમયમાં આપણા વડોદરા રાજ્યમાં વિસ્તરેલી પુસ્તકાલય પ્રવૃત્તિ અત્યંત અગત્યની પ્રગતિના ચિહ્ન તરીકે લેખાય છે. સમાજની પ્રગતિ માટે, તેના ઉદ્ધાર માટે અને તેની કીર્તિ માટે પુસ્તકાલય એક જરૂરી સંસ્થા છે. આપણા ગામમાં તે ન હોય તો તે ગામનું કમનસીબ જ કહેવાય. આપણે તે અવશ્ય મેળવવું જ જોઇએ. પુસ્તકાલય દરેકે દરેક ગામમાં હોવું જ જોઇએ.



## પુસ્તકાલયની અનિવાર્ય અગત્ય

પોતાના પાડોશીનો તથા અન્ય ગ્રામજનતાનો સંપર્કપૂર્વક સ્નેહ સંપાદન કરવા માટે પુસ્તકાલય જેવી બીજી કોઇ પણ જાહેર સંસ્થા નથી. બૌદ્ધિક જીવન માટે પુસ્તકાલય દ્વારા આપણી બુદ્ધિનો વિકાસ સધાય છે. સત્ય વસ્તુ શોધી કાઢવામાં આપણું શિક્ષણ અગત્યનો ભાગ ભજવે છે. કોઇ પણ મનુષ્ય દરેક વસ્તુ જાણતો હોતો નથી. કોઈ પણ માણસ સત્ય વસ્તુ જલદી કેવી રીતે શોધી કાઢવી તે જાણતો હોય તો તે જ્ઞાનના બદલામાં તેને બીજું ઉત્તમ જ્ઞાન મળે છે પુસ્તકાલયની મદદથી આ જ્ઞાન સહેલાઇથી મળી શકે. પોતાને જે વિષયમાં રસ હોય તે વિષયનાં પુસ્તકો દરેક જણ પુસ્તકાલયમાંથી વાંચી શકે છે અને એ રીતે ઘણું ઉપયોગી જ્ઞાન મેળવી શકે છે.

શાળા છોડી દીધા પછી બાળકો અગર વિદ્યાર્થીઓનું શિક્ષણ આગળ ચાલુ રહે તે માટે પુસ્તકાલયની જરૂર છે. વિદ્યાર્થીઓને પોતાની જાતે કેળવણી લેતાં શિખવવા માટે અને પોતાને જોઇતા જ્ઞાનની તરસ છિપાવવા માટે પુસ્તકાલયની ખાસ જરૂર છે. વળી શાળાના શિક્ષકોને, નાગરિકોને અને પ્રજાને વખતોવખત સૂચનાઓ આપી પ્રગતિને પથે દોરતાં આગેવાનોને સદ્વિચાર અને પ્રેરણા આપવા માટે પુસ્તકાલય અતિ અગત્યનું સાધન છે. આપણા ખેડૂતો, વેપારીઓ, નોકરીઆતો, કારીગરો વગેરે સર્વ વર્ગના લોકોમાં ઉત્તમ વિચારો પ્રેરવા માટે આપણે પુસ્તકાલયની ઝંખના કરીએ છીએ. પછી ભલેને તે વિચારો પુસ્તકોમાંથી, વર્તમાનપત્રોમાંથી કે સામયિકોમાંથી આવતા હોય !

પુસ્તકાલય એ એક પ્રૌઢો માટેની શાળા પણ છે. પુસ્તકાલય દ્વારા મળતું જ્ઞાન એ આપણી કેળવણીનું ખાસ અંગ છે. તેનો ગ્રંથપાલ એ આપણો મહત્ત્વનો શિક્ષક અને ભોમિયો—અર્થાત્ પુસ્તકરૂપી દીવો ધરી રસ્તો બતાવનાર માર્ગદર્શક છે. બીજા સંસ્કારી અને આગળપડતા દેશોમાં તેનું ખૂબ મહત્ત્વ અંકાય છે. તેણે હંમેશાં પોતાનું કાર્ય સેવાભાવી દૃષ્ટિથી કરવું જોઈએ.

સમાજ માટે સાર્વજનિક પુસ્તકાલયની યોજનાનો વિચાર અત્યંત પ્રશંસાપાત્ર છે. પુસ્તકાલયની જવાબદારી માટેનું અને તેની ભાવિ પ્રગતિ માટેનું માન પણ સમાજને જ ફાળે જાય છે. પુસ્તકાલય સિવાયનું ગામ કે શહેર પ્રગતિની આશા રાખી શકે નહિ. જો પુસ્તકાલયના ફાયદા અને તેનાથી થતા લાભ ગણાવ્યા હોય તો ભાગ્યે જ કોઈ ગામ પુસ્તકાલયની યોજના માટે ના પાડે; કારણ કે પુસ્તકાલયથી અનેક લોકો અવળે માર્ગે જતા અટકે છે, ખરાબ સોબતોથી દૂર રહે છે અને દુષ્કૃત્યોથી વિમુખ થાય છે. સાર્વજનિક પુસ્તકાલય શાળાના કામને જીવનશક્તિ આપે છે અને શાળા છોડી ગયેલા—ઊઠી ગયેલા વિદ્યાર્થીની કેળવણી જીવનપર્યંત ચાલુ રાખે છે. સાર્વજનિક પુસ્તકાલય એ એક પ્રકારનું પ્રચારસાધન પણ છે અને દરેક દુકાને અને દરેકને ઘેર પોતાના દૂતોને—પુસ્તકોને મોકલે છે. વળી તે પોતાના ઉત્સાહી સંદેશા મોકલીને સર્વને આશાવાદી બનાવે છે; ઉપરાંત કોઈપણ સ્ત્રીપુરુષ કે બાળક માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખે છે.

ગામડાંઓમાં કે શહેરોમાં રખડેલ જુવાનિયાઓને સુધારનારું સ્થાન પુસ્તકાલય છે. તેઓ ત્યાં જઈને પુસ્તકોમાંના તેમના ડાહ્યા અનુભવી મિત્રો સાથે વખત પસાર કરી શકે. પુસ્તકાલય હલકી જાતના વાચનને બદલે સારું વાચન આપે છે. વળી વાંચતાં લખતાં શીખે તે પહેલાં વાર્તાઓ સાંભળવા માટે આતુર એવાં બાળકો માટે પણ અમુક કલાક વાર્તાઓ સંભળાવવાનો વખત ત્યાં મુકરર હોય છે. આ રીતે તે બાળકને તેના બાલ્યકાળથી આકર્ષે છે અને તેનામાં દરરોજ પુસ્તકાલયમાં આવવાનો શોખ ઉત્પન્ન કરે છે. નાનપણથી જ પુસ્તકાલયમાં જવાની ટેવથી તેને ભવિષ્યમાં ઘણો ફાયદો થાય છે. વળી યુવાનો માટે તેમને યોગ્ય સલાહ આપીને અને જોઈતી માહિતી પૂરી પાડીને પુસ્તકાલયનાં પુસ્તકો લોકોની કામ કરવાની અને કમાવાની શક્તિમાં વધારો કરે છે.

જે સંસ્થા લોકોનાં જીવન સમૃદ્ધ બનાવે છે અને તેમનો ઉદ્ધાર કરે છે તે એક મોટી ત્રેવડ છે. સમાજસુધારણા માટે યોગ્ય આર્થિક ખર્ચ કર્યા સિવાય પુસ્તકાલય ચલાવવા માટે પ્રયત્ન કરવો, એ એક જાતની મૂર્ખાઈ કહી શકાય. અજ્ઞાનતા અને દુર્ગુણોથી કંઈ લાભ પરિણમતો નથી. તો પછી આવી અજ્ઞાનતા દૂર કરવા માટે પુસ્તકાલય એક સારામાં સારી સંસ્થા છે.

# પુસ્તકાલય મોજમજાહ માટે નથી.

પુસ્તકાલય ખાતે ખર્ચેલા દરેક રૂપિયામાંથી દશગણા રૂપિયા પાછા મળે છે; આ કંઇ બનાવટી વાત નથી કે કંઇ અતિશયોકિત નથી. પરંતુ સિદ્ધ કરેલી હકીકત છે. દાખલા તરીકે કોઇ માણસ અમુક કિંમતનાં સારાં પુસ્તકો લાવે અને તેમાંથી જ્ઞાન મેળવે. પછી તે જ્ઞાનથી તેને ભવિષ્યમાં કેટલો લાભ થયો તે જુઓ. તે જ્ઞાનથી તેની કમાવાની શકિતમાં કેટલો વધારો થયો તેની તપાસ કરો. તમને જરૂર લાભ થયેલો માલુમ પડશે. પોતાની કમાવાની શકિતમાં વધારો થાય તે શું પુસ્તક માટે ખર્ચેલા પૈસાથી ઓછું કિંમતી છે ? જ્ઞાન હંમેશાં લાભદાયી હોય છે; તેનાથી કાંઇ નુકસાન થતું નથી. વળી પુસ્તકાલય માટે કરેલો ખર્ચ પ્રજાના સુખ, આનંદ અને પ્રગતિ માટેની મોટી કિંમતી થાપણ છે.

હંમેશાં કિંમતી વસ્તુઓ થોડાઘણા પ્રયત્નથી મળે છે. તો સાર્વજનિક પુસ્તકાલયથી મળતા અનેક લાભો માટે આપણા ધનનો થોડો વ્યય કરવો તે શું યોગ્ય નથી ? હજારો ગામો અને શહેરો વિજળીના દીવા માટે કરવેરા ભરે છે અને તે માટે પોતાને ભાગ્યશાળી માને છે. એટલેજ શહેરને ઝગમગાવે તેવા વિજળીના દીવા માટેનો કર ભરવા કોઇ પાછું પડતું નથી. તેવીજ રીતે દરેક નાગરિકના મનના ક્ષિતિજ ઉપર પ્રકાશ પાડવા માટે પુસ્તકાલય સ્થાપવાની તે ગામની તૈયારી ન હોવી જોઇએ ?

સાર્વજનિક પુસ્તકાલય એક જરૂરિયાત છે, મોજમજાહ નહિ. જે ગામના લોકો આ જાણે છે અને પુસ્તકાલય સ્થાપે છે તે ગામ પ્રગતિશીલ અને આગળપડતું ગણાય છે. અને તે ગામ એક સરસ વસવાટ કરવા લાયક સ્થળ બને છે.

સાર્વજનિક પુસ્તકાલયનું ઉદ્ઘાટન એ આજે એક ઐતિહાસિક બનાવ ગણાય છે. સાર્વજનિક પુસ્તકાલય જે સૌને માટે હરહંમેશ ખુલ્લું રહે છે તેની સ્થાપના સિવાય સમાજને ફાયદોકર્તા બીજો કોઇ પણ માર્ગ નથી. દરેક નાગરિકના વ્યક્તિગત જીવન દરમિયાન તેની પ્રગતિમાં જો કાંઇ વધારો થાય અને તેની કાર્યક્ષમતા વધે તો તે આખા શહેર માટે લાભદાયી છે. અને તેને આખા શહેરની પ્રગતિરૂપ ગણી શકાય. માટે દરેક નાગરિકનું જીવન વિકસાવવા પુસ્તકાલયની ખાસ જરૂર છે.

પુસ્તકાલય એ કેળવણી માટે જરૂરનું છે. જેમ શાળા વિનાનું ગામ કિંમત વગરનું ગણાય છે. તેમ સારી રીતે ચલાવાતા પુસ્તકાલય સિવાય પણ તે ગામ કિંમત વગરનું ગણાય છે. વાંચતાં લખતાં શિખવવાની તક દરેક ભાવિ નાગરિકને આપવી તે જેમ રાજ્યની ફરજ છે, તેવી જ રીતે તેની વાચનશકિત વિકસાવવાની તક તેને આપવી તે પણ તેટલી જ રાજ્યની અને પ્રજાની ફરજ છે. વાંચતાં શિખવવા માટે થતા જરૂરી ખર્ચના ચોથા ભાગના ખર્ચથી પણ બધા વાચકોને સારૂં અને ઉચ્ચ સાહિત્ય પુરૂં પાડી શકાય છે અને એ રીતે વાચનશક્તિ આખી જીંદગી સુધી ચાલુ રાખવાનું સાધન થઈ શકે છે. શાળાના પાઠ્ય પુસ્તક કરતાં આનંદ માટે વંચાતી ઇતર જ્ઞાનની ચોપડીઓ પરથી વાચકના ચારિત્ર્ય અને આદર્શ નકકી થઇ શકે છે. હાલમાં ખરાબ અને હલકી જાતનું સાહિત્ય એટલું બધું

સામાન્ય થઇ ગયું છે કે બાળકોને કોઇ પણ જાતનું સારું વાચન મળવું જ જોઇએ. જો તેમની નજીકમાં પુસ્તકાલય હોય તો તેઓ સારી ચોપડીઓ મેળવીને વાંચી શકે અને રવીન્દ્રનાથ ટાગોર, ગાંધીજી કે પં. જવાહર જેવા દેશનેતાની પ્રેરણા પામી શકે. પરંતુ જો પુસ્તકાલય ન હોય તો તે વિદ્યાર્થીઓ અશિષ્ટ અને નીચ લોકોનાં અનીતિભર્યાં હલકી જાતનાં પરાક્રમોની ચોપડીઓ વાંચી રાજી થશે અને એ રીતે તેની બાળપણની મહત્ત્વાકાંક્ષાઓ અવળે માર્ગે દોરાતાં ફળીભૂત થઇ શકશે નહિ. માટે શાળાનાં નાનાં બાળકોને શિષ્ટવાચનનો અનુભવ આપવા દરેક ગામને બાલપુસ્તકાલયની જરૂર છે, પ્રેરણાદાયી અને માહિતીથી ભરપૂર સાહિત્ય વાંચવા માટે પણ તેવા પુસ્તકાલયની જરૂર છે.

*

# પુસ્તકાલયો ઊભાં કરો.

**નવું** પુસ્તકાલય સ્થાપવા માટે નીચે પ્રમાણેની સલાહ વધુ અનુકૂળ પડે તેમ છેઃ

(૧) પોતાના ગામની જાહેર જનતા જ્ઞાન વિના તરસ્યે મરે છે. તેમને જ્ઞાન મેળવવા જિજ્ઞાસા હોય છે. તેઓ સાર્વજનિક પુસ્તકાલયની તરફદારી કરે છે. અથવા તો ' એકાદ પુસ્તકાલય આપણા ગામમાં હોય તો કેવું સારું ? ' એમ માનતી હોય છે. તેમને પુસ્તકાલયની ખોટ ખટકે છે. તેઓ જ્ઞાન મેળવવા તલસતા હોય છે, પરંતુ તેમનામાં હિંમત, ધગશ અને સંગઠનનો અભાવ હોવાથી તેઓ પહેલ કરતાં પાછા પડે છે. તેઓ આ બધા સ્થાનિક પ્રશ્નોનો સામનો કરી શકતા નથી. તે માટે પ્રથમ તો સંગઠનની અને સાહસની ખૂબ જરૂર છે.

(૨) તેમને સારા સાહિત્યને લગતાં લાંબાં ભાષણો ગમતાં નથી. લાંબા લેખો કરતાં અઠવાડિયે અઠવાડિયે પ્રસિદ્ધ થતા ટુંકા લેખો તેમને વધુ પ્રિય હોય છે. તેઓ ટૂંકું વાંચન વાંચવાને ટેવાયેલા હોય છે. તેમને લાંબો વખત વાંચવાનો કંટાળો આવે છે. એટલે—

(૩) જેમ બને તેમ ટૂંકા, સારા, આશાપ્રેરક અને પોતાના સમાજ તથા ગામને લાગુ પડતા હોય તેવા લેખ મેળવો અને પ્રજાને તે વાંચવા પ્રોત્સાહન આપો. તમે ઉત્સાહી હશો તો પુસ્તકાલય સારી રીતે સ્થાપી શકશો.

(૪) જનતામાં માતૃભૂમિનું અભિમાન કેળવો. દેશાભિમાન એ સુધારાનો પાયો છે. દરેકે પોતાના કુટુંબ માટે, ગામ માટે અને દેશને માટે સમજી લેવી જોઇએ. મનુષ્યમાં મિથ્યાભિમાન નહિ, પરંતુ સ્વદેશાભિમાન હોવું જ જોઇએ. આપણા ગામે પુસ્તકાલય ન હોય તો પુસ્તકાલયવાળાં ગામના લોકો આગળ આપણે માટે નીચાજોણું થાય અને શરમાવું પડે; એટલે આપણને આપણા પુસ્તકાલય માટે અભિમાન હોવું જોઇએ.

(૫) આપણા ગામ જેવડાં બીજાં ગામો કે જ્યાં સારાં પુસ્તકાલયો હોય તે ગામોનાં નામ લોકોને યાદ આપતા રહેવું અને તેવું પુસ્તકાલય આપણા ગામમાં કેમ ન હોય તે માટે હરહંમેશ સૂચના કરતા રહેવું. વળી જે ગામમાં પુસ્તકાલય હોય તે ગામની વ્યક્તિઓ સાથે સંપર્ક સાધતા રહેવું, ઉપરાંત પોતાના ગામના માણસો જેમણે પડોશના ગામનાં

પુસ્તકાલયોની મુલાકાત લીધી હોય તેમને મળતા રહેવું અને તેમને ગામલોકોને અવારનવાર બે બોલ કહેવા સૂચવવું. તે સિવાય વખતોવખત તેમની સલાહ લેતા રહેવું.

(૬) " ગામ લોકોને પુસ્તકાલયની જરૂર છે. તેથી તેમને ધીરજ અને ધગશવાળા પ્રગતિવાન આગેવાનની જરૂર છે. " આ હકીકત ધ્યાનમાં રાખો.

(૭) જે મનુષ્ય પોતાને પુસ્તકાલય ખૂબ ગમે છે તેવી માત્ર વાતો કરતો હોય પરંતુ અણીને વખતે વિદાય માગીને નમસ્કાર પાઠવી દૂર અને દૂર ભાગે તે પુસ્તકાલયપ્રચાર માટે તદ્દન નિરુપયોગી છે. આમ છતાં કોઇને પણ જણાવ્યા સિવાય મૂગા મોંએ સ્વ૦ મોતીભાઇ સાહેબની માફક પુસ્તકાલયપ્રવૃત્તિને આગળ ને આગળ ધપાવે તેને ખરો કાર્યકર્તા કહી શકાય.

(૮) " જનતાના સમૂહને ઉચ્ચ કક્ષાએ લઇ જવા અને તેને સુધારવા માટે સાર્વજનિક પુસ્તકાલય એક સારામાં સારી સંસ્થા છે. " આ કથન ધ્યાનમાં રાખો અને એ હેતુ પ્રમાણે પુસ્તકાલયની સ્થાપના કરો.

ઉપર પ્રમાણેની સલાહને અનુસરવાથી તમારે ત્યાં પુસ્તકાલય સ્થાપવામાં બહુ મુશ્કેલી નહિ પડે અને એકંદરે જનતાને ઉપયોગી એવું પુસ્તકાલય મેળવી શકાશે.



# પુસ્તકાલય સાર્વજનિક કેમ ?

ગામડાંઓ અને શહેરના લોકો શિક્ષણરૂપી દેવો માટે વેદી બનાવે છે. આ વેદી તે બીજી કોઇ જ નહિ પણ સાર્વજનિક પુસ્તકાલય. અમાઉના વખતમાં આપણી પાસે કાયદાઓ માટે ન્યાયાલયો હતાં, ન્યાય માટે કોર્ટો હતી. આ બધાં કોઇના પણ ખરાબ કૃત્ય કે ન્યાય અથવા અન્યાય માટે જવાબ દેતાં. સૈકાઓ થયાં આપણી પાસે મંદિરો, મસ્જિદો અને દેવળ હતાં અને હાલમાં પણ છે, પરંતુ તે બધી સંસ્થાઓ ધાર્મિક હોવાથી આપણા સમસ્ત દેશની જનતા ન્યાતજાતના ભેદને કારણે એકત્ર થઇ શકી નથી. સાર્વજનિક પુસ્તકાલય એક એવી સંસ્થા છે, કે જ્યાં ધાર્મિક ન્યાતજાતનો કે ઉચ્ચનીચનો ભેદ રાખવામાં આવતો નથી. પુસ્તકાલય ગરીબ કે પૈસાદાર, બ્રાહ્મણ કે હરિજન સૌ કોઇને આવકાર આપે છે.

કેટલાક વખતથી આપણે શિક્ષણ અને સાચી નાગરિકતા કેળવવા માટે શાળાઓ સ્થાપીએ છીએ. તે શાળાઓ આપણી ઇચ્છાઓને બર લાવવા અને તેમને સંતોષવા સમર્થ બની છે પરંતુ તે શાળાઓ યુવાનો, પ્રૌઢો કે બાળકો સર્વને માટે નથી. ૬૦ વર્ષનો ડોસો કંઇ નિશાળનો ઉપયોગ કરતો નથી. પરંતુ પ્રૌઢ શાળાની યોજનાને પરિણામે તે નિશાળો સૌ કોઈના ઉપયોગમાં આવે. આમ છતાં હાલનાં પુસ્તકાલયમાં સર્વ કોઇ આવી શકે છે. ઘરડો ડોસો આવી વર્તમાનપત્ર કે પુસ્તક વાંચી શકે છે અને નાનું બાળક પણ ત્યાં આવીને વાર્તા સાંભળી શકે છે.

સાર્વજનિક પુસ્તકાલયમાં સુપ, ડહાપણ, હોશિયારી વગેરે બાબતમાં આપણે બધા સરખા

મળીએ છીએ. ત્યાં ઉચ્ચનીચનો ભેદ રહેતો નથી. બીજી કોઈ પણ સમાજિક સંસ્થા આટલી બધી વિશાળ નથી. પુસ્તકાલય હંમેશાં સાર્વજનિક અને સાર્વભૌમ છે. આપણામાંના દરેકને માટે તે નજીકમાં નજીક છે. પુસ્તકાલય ઘરડા તેમ જ યુવાન સર્વને આવકાર આપે છે. સમાજની સુવ્યવસ્થા માટેની બધી પ્રવૃત્તિઓનું કેન્દ્ર સાર્વજનિક પુસ્તકાલય છે. આપણુ સૌને એકત્ર કરી એક જૂથમાં આપણો સમાવેશ કરી ' આપણે બધા જેવા તેવા શહેરના નાગરિકો નથી ' એવી લાગણીનો વિકાસ કરવા માટે બીજી કોઈ પણ સંસ્થા કરતાં પુસ્તકાલય અગત્યનો ભાગ ભજવે છે.

સાર્વજનિક પુસ્તકાલય એ અસરકારક અને હાલના કેળવણીકારો દ્વારા પ્રશંસા પામેલી સંસ્થા છે. જ્યાં કેળવણીને આવકાર અપાય છે, ત્યાં પુસ્તકાલયપ્રચાર અત્યંત જરૂરી થઈ પડે છે. શાળાના સાત વર્ષના અભ્યાસમાં વધારો કરવા જાતકેળવણી લેવાનો પ્રસંગ સાર્વજનિક પુસ્તકાલયથી મળે છે. સાર્વજનિક કેળવણી માટે પુસ્તકાલય એક જરૂરી સંસ્થા છે. તે હંમેશાં સાર્વજનિક હોવું જોઈએ.

કેળવણીકારો હવે માનતા થયા છે, કે શાળાઓ ફક્ત કેળવણીની પ્રાથમિક ભૂમિકાનાં જ પ્રવેશક છે. પરંતુ પુસ્તકાલય એ તો કેળવણીનું જરૂરી પૂરક અંગ છે. પુસ્તકાલયો વધવાથી શાળાના કાર્ય ઉપર બહુ ભારે અસર થઈ છે. આજનું ગ્રંથાલય ફક્ત મોજમજાહ માટે નથી, પરંતુ એ તો લોકોનું વિશ્વવિદ્યાલય છે. શાળા માટેનો તેમનો ખ્યાલ અને તેને મળતો ટેકો હાલના પુસ્તકાલયને પણ યોગ્ય છે.

જેમ જેમ અનુભવી અને વ્યવહારૂ માણસોને ખાતરી થતી જાય છે, કે ભૂતકાળના અનુભવો અને બનાવોનો ઇતિહાસ જાણવો જરૂરી છે, તેમ તેમ પુસ્તકાલય પ્રત્યેનો તેમનો ખ્યાલ પણ બદલાતો જાય છે. તેથી હાલમાં પુસ્તકાલય એક અનિવાર્ય સંસ્થા થઈ પડી છે અને તે હંમેશાં સાર્વજનિક જ હોવી જોઈએ.



# સાર્વજનિક પુસ્તકાલયો વિ. ખાનગી પુસ્તકાલયો

ફરજિયાત કેળવણીની યોજના માટે સાર્વજનિક પુસ્તકાલય એક જરૂરી સંસ્થા છે. શાળાના જેટલું જ તે ઉપયોગી છે.

પુસ્તકાલયોને શાળાઓની શ્રેણીમાં મૂકી શકાય, એટલું જ નહિ પણ તે શાળાઓ ઉપર સારી અસર અને છાપ પાડી શકે તેમ છે. હમણાં હમણાં વાચકોની સંખ્યા દિનપ્રતિદિન વધતી ને વધતી જ જાય છે અને પુસ્તકો પણ ભાતભાતનાં પ્રકટ થતાં જાય છે.

પુસ્તકાલયનો મુખ્ય હેતુ જનતામાં પેસી ગયેલાં અનિષ્ટ સાહિત્યનાં પુસ્તકોને ખંખેરી કાઢવાનો છે. અત્યારનાં ઘણાં છોકરા-છોકરીઓ સમાજને અધઃપતનને માર્ગે લઈ જનારાં હલકી જાતનાં માસિકો ચોપાનીઆં તેમ જ પુસ્તકો ખરીદે છે અને વાંચે છે, કારણ કે તેમને બીજે કયાંયથી સારૂં સાહિત્ય હાથ આવતું નથી, એટલે કિંમત વગરનાં ખરાબ હલકી જાતનાં

માસિકો અને પુસ્તકોને સાર્વજનિક પુસ્તકાલયમાંથી સારાં પુસ્તકો આપીને દૂર કરી શકાય છે. ખરાબ ચોપડીઓનું વાચન સારા પુસ્તકાલય દ્વારા રોકી શકાય છે. જો બાળકોનું ધ્યાન સારાં પુસ્તકો તરફ દોર્યું હોય અને સાર્વજનિક પુસ્તકાલયમાં આવાં સારાં પુસ્તકો વસાવાયાં હોય તો વિદ્યાર્થીઓને હલકી જાતની ચોપડીઓનો આશરો ન લેવો પડે.

પુસ્તકાલય સાર્વજનિક હોવાનું એક કારણ એ છે, કે જાહેર જનતાના એટલે કે ગામ લોકોના વિશ્વાસુ અને પ્રમાણિક કાર્યકર્તાઓ પુસ્તકાલયને સારી રીતે ટેકો આપે છે અને સુવ્યવસ્થા જાળવી શકે છે. વાચકોની વિશાળ સંખ્યા છતાં તેટલાં જ પુસ્તકો તેમની સુવ્યવસ્થાને લીધે બધાને પહોંચી શકે છે.

જો કે ખાનગી પુસ્તકાલયથી તેના માલિકને અને તેના મિત્રોને આનંદ–લાભ મળે અને થોડા સંસ્કાર પણ પ્રાપ્ત થાય, પરંતુ આખરે તો એ એમને માટે મોજશોખ ગણાય. એક ખાનગી પુસ્તકાલય તેના માલિક અને તેના મિત્રોના ઉપયોગમાં આવે. જે પુસ્તકાલયમાં ફી ભરવી પડતી હોય તેવાં પુસ્તકાલયથી તેના સંચાલકોને વાચનની સગવડ મળે તેમજ ઘણી સંખ્યામાં આવતા વાચકોના ધસારાથી બચી જઇ તેમનાથી સ્વતંત્રતા મેળવી આનંદ માણી શકે. પરંતુ આવાં પુસ્તકાલયો આપણે ઉત્તમ ગણી શકીએ નહિ. ખાનગી પુસ્તકાલયમાં ઘણા ગરીબ લોકોની જ્ઞાન મેળવવાની આકાંક્ષા પૂરી પાડી શકાતી નથી. આવાં ખાનગી પુસ્તકાલયમાંનાં પુસ્તકોનો મોટો ભાગ કબાટોમાં જેમનો તેમ જ–વાંચ્યા વિનાનો રહે છે. સાર્વજનિક પુસ્તકાલયની સરખામણીમાં આવું ખાનગી પુસ્તકાલય વાંઝિયું કહેવાય.

સાર્વજનિક પુસ્તકાલય દ્વારા પુસ્તકો આખા ગામમાં જલદીથી પહોંચી વળી શકે છે. એકની એક ચોપડી ઘણી વખત વંચાય છે. એથી ઊલટું, ફી ન ભરી શકે તેવા ગરીબ લોકો માટે ખાનગી પુસ્તકાલયમાં જવાની મનાઇ હોય છે તેથી ત્યાં વાચન પ્રચાર થતો નથી. એવાં પુસ્તકાલયોમાં પૈસાદાર લોકો માત્ર આનંદ માણવા આવતા હોય છે. જો કે આવાં પુસ્તકાલય સારાં હોય કે ન હોય, પરંતુ જે પુસ્તકાલયમાં ફી ભરવી પડતી હોય તેવાં પુસ્તકાલય મોટી સંખ્યામાં સ્થપાતાં નથી. એટલે આવાં પુસ્તકાલયો સાર્વજનિક થવાં જોઇએ. વળી ખાનગી પુસ્તકાલય માટે સાર્વજનિક પુસ્તકાલય કરતાં વધુ ખર્ચ કરવું પડે છે અને તે છતાં ગરીબ લોકો તેનો લાભ ઉઠાવી શકતા નથી.

આધુનિક યુગનું વલણ અને જુસ્સો બતાવી આપે છે, કે ઉદાર મનુષ્યો મફત અને ફરજિયાત કેળવણીની તરફદારી કરે છે. જે શહેર અને ગામડાં ભિખારીઓને પોષે છે તથા જ્યાં બાગ–બગીચા, રસ્તા, શાળાઓ વગેરેનો નિભાવ થાય છે ત્યાં તેઓ પોતાના વતનીઓ માટે મફત પુસ્તકાલયો અને વાચનાલયો માટે ખર્ચ કરવાની ના પાડે તે સંભવિત નથી. ઘણાં શહેરો કેળવણી માટે લાખો રૂપિયા ખર્ચે છે અને પુસ્તકાલય કે જે યુવાન સ્ત્રીપુરુષોના ભણતરને ચાલુ રાખે છે તેને માટે થોડુંક ખર્ચ કરવાનુ જરૂરી છે, એટલે પુસ્તકાલય એ કેળવણીનું એક પૂરક અંગ હોઇને એને દરગીજ વિસરવું જોઇએ નહિ.

કેટલાક લોકો વાંધો ઉઠાવે છે, કે સાર્વજનિક પુસ્તકાલયમાં ખરાબ અને હલકી

જાતનાં પુસ્તકો હોઇને વાચન ખામીવાળું બને છે અને તેનાથી આપણી નિર્બળતામાં વધારો થાય છે. આથી શું પુસ્તકાલયની અસર શંકાસ્પદ બને છે? પરંતુ આ દલીલને લાંબી સમજૂતીની જરૂર નથી. સાર્વજનિક પુસ્તકાલયમાં નિરુપયોગી પુસ્તક હોતું જ નથી. વળી પુસ્તકાલયથી જનતાનું વાચન સુધરે છે અને તેનાથી સારી છાપ પડે છે એટલે એ રીતે જોતાં એ દલીલ તદ્દન વાહિયાત ઠરે છે.

કેટલાંક રાજ્યોના પુસ્તકાલયપ્રચારકો અને વ્યવસ્થાપકોનો અનુભવ દર્શાવે છે, કે પુસ્તકાલય પ્રવૃત્તિ મોટાં મોટાં શહેરોથી માંડી છેક નાનાં ગામડાંના લોકોથી ખૂબ વખાણાઇ છે.



# ઉત્તમ પુસ્તકાલય

પુસ્તકાલયની ઉપયોગિતા તેના મોટા સંગ્રહ ઉપરથી અથવા તો ભવ્ય મકાન પરથી અંકાતી નથી, પરંતુ પુસ્તકો માટે વાચકો શોધવા અને વાચકો વાસ્તે પુસ્તકો પૂરાં પાડવા ઉપર છે. અર્થાત્ વાચ્યવાચકના સંબંધ જોડી આપવા ઉપર છે. એ માટે પુસ્તકાલયનાં સાધનો સુવ્યવસ્થિત રાખવાં જોઇએ. પુસ્તકો શાસ્ત્રીય રીતે વર્ગીકૃત કરી ગોઠવેલાં હોવાં જોઇએ, એને માટે અનુભવી પુસ્તકાધ્યક્ષ અથવા ગ્રંથપાલ જોઇએ. પુસ્તકોના વર્ગીકરણ માટે કેટલૉગ કાર્ડની પદ્ધતિ દાખલ કરવી જોઇએ. પુસ્તકાલયનાં પુસ્તકો પોતાના ગામના તેમ જ નજીકના લોકોને છૂટથી વાંચવા આપવાં જોઇએ. અને તેઓની જરૂરીઆત પ્રમાણે પુસ્તકો, માસિકો તેમ જ ચોપાનીઆં મંગાવવાં જોઇએ. આમાં સ્ત્રીઓ તેમ જ બાળવાચકોને વિસરી શકાય નહિ વળી સ્ત્રીઓને ઘેર બેઠાં પુસ્તકો પૂરાં પાડવાની વ્યવસ્થા કરવી ઘટે અને છોકરાંઓને વાસ્તે તેઓને જ્ઞાન અને આનંદ-વિનોદ આપે એવી વસ્તુઓનો પુસ્તકાલયમાં સંગ્રહ કરવો જોઇએ. વાચકોને જુદા જુદા દેશોનું દશ્ય જ્ઞાન આપવા માટે સ્ટિરિયોસ્કોપ પણ રાખી શકાય. લોકોમાં જાગેલી વાચનભૂખ આવા પુસ્તકાલય દ્વારા સંતોષાવી જોઇએ અને તે માટે તેમને પુસ્તકો છૂટથી અપાવાં જોઇએ. પુસ્તકાલયમાં આવતાં વર્તમાનપત્રો ગામલોકોની પસંદગી પ્રમાણેનાં મંગાવવાં જોઇએ. પુસ્તકાલયનું મકાન સારા અને સંસ્કારી લત્તામાં જ્યાં લોકો સહેલાઇથી જઇ શકે તેવી જગ્યાએ હોવું જોઇએ. ગ્રંથપાલે છણકાયેલા મોંએ કે વેઠ ઉતારતો હોય તેવી રીતે પોતાનું કાર્ય ન કરતાં સેવાભાવનાથી અને ગામલોકોને જોઇતું જ્ઞાન અને માહિતી આપી તેમને ઉચ્ચ કક્ષાએ લઇ જવા માટે સંપૂર્ણ ધગશથી કરવું જોઇએ.

પુસ્તકાલયના નિભાવ માટે નાણાં તો ગામના સો ખસો માણસો આપે, પણ તેનો લાભ મફત અને સાર્વજનિક ધોરણે ગામનાં હરકોઇને અપાય છે. એટલે જેમને આખા જીવનમાં જ્ઞાનનો પ્રકાશ કદીએ મળવાનો સંભવ નથી હોતો તેવાં ગરીબ અને મધ્યમ સ્થિતિના લોકોનાં સ્ત્રી-પુરુષોને તે તત્કાળ અપાવું જોઇએ. વિદ્યાર્થીઓને પણ તે લાભ મળે. જેટલી સહેલાઇથી અને સ્વાભાવિકતાથી તળાવમાં નાહવા અને કૂવે પાણી પીવા જઇ શકાય છે, તેટલી જ સહેલાઇથી અને સ્વાભાવિકતાથી લોકો પુસ્તકાલયમાં આવી જ્ઞાનની તરસ છિપાવી

શકે છે. અને જે ભાવથી આપણા પૂર્વજો કૂવા–તળાવો બંધાવવા માટે દાન કરતા, તે જ ભાવનાથી જ્ઞાનની પરબો બંધાવવામાં ધનિકોએ સહેજ પણ કચવાટ સિવાય છૂટથી દાન કરવું જોઇએ. આપણે જેટલા રૂપિયાનું લવાજમ કે દાન ભરતા હોઇએ તેટલા રૂપિયાના પ્રમાણમાં આપણને જ્ઞાનનો લાભ મળવો જ જોઇએ અને બીજા ગરીબ કે તવંગર જેવા ભેદ આપણે કાઢી નાખવા જોઇએ અને લવાજમ કે દાન ન આપી શકે તેવા ગરીબ લોકો પણ આપણા દાનનો લાભ ભલે ઉઠાવે તે માટે આપણે આપણું મન ઉદાર રાખવું જોઇએ.

વળી સાર્વજનિક પુસ્તકાલયના અધ્યક્ષે સેવાભાવથી પોતાનું કાર્ય કરવું જોઇએ અને વાંચક કોઇ પુસ્તક માગે તો તે વેઠ ઉતારતા હોય તેમ નહિ ગણતાં વાચકને પોતાનો મિત્ર ગણી તેની પુસ્તકો માટેની દરેકે દરેક ઇચ્છા સંતોષવી જોઇએ. અને વાચકની મુશ્કેલીઓ દૂર કરવા પ્રયત્નો કરવા જોઇએ. પુસ્તકાલના નોકરો પણ વિશ્વાસુ અને વફાદાર હોવા જોઇએ. તેમણે સ્વચ્છતાનો પાઠ શિખી રાખવો જોઇએ અને કોઈ વાચકની ફરિયાદ ન આવે તે ધ્યાનમાં રાખવું જોઇએ.

જે પુસ્તકાલયમાં ઉપર જણાવેલી શરતો–ધોરણ જળવાતું હોય તે પુસ્તકાલય ઉત્તમ ગણાય છે અને બીજાં પુસ્તકાલયોએ તેવા પુસ્તકાલયનું અનુસરણ કરવું જોઇએ.



# ગામેગામ પુસ્તકાલય

કોઇ પ્રશ્ન કરે કે પ્રજા એટલે શું? તેનો સારામાં સારો ઉપયોગ કેવી રીતે થાય? તેનો જવાબ એ છે, કે, રાજ્યને વફાદાર રહી રાજ્યના નિયમો પાળી રાજ્યનો સર્વ લાભ ઉઠાવતો લોકસંઘ તે પ્રજા. વડોદરા રાજ્યનો લોકસંઘ વડોદરાથી માંડી દરિયાકિનારે ઊભેલા ઓખા અને દ્વારકા તેમ જ સરસ્વતી નદીના કિનારાને પેલેપાર સુધી પથરાયેલો છે. રાજ્યની પ્રજા ફક્ત વડોદરામાં જ વસતી નથી. શહેરને બોલતા વધારે આવડે માટે પ્રજા કાંઇ એકલા શહેરમાં જ વસે છે એમ કહેવાય નહિ. વડોદરા રાજ્યની ઓગણત્રીસ લાખની વસતીમાંથી વીસ લાખ જેટલી વસ્તી તો ગામડાંમાં વસે છે. ટાપટીપવાળા શહેરીઓ કરતાં ગ્રામ જનતા આપણા રાજકર્તાને ઓછા વહાલા છે એમ માનવાનું જરાય કારણ નથી. એકાદ ગ્રામજનની પણ શહેરી જેટલી જ મહત્તા છે. અને તેથી જ આપણા શ્રીમંતે ગામડાની પ્રજાને ઉચ્ચ કક્ષાએ લાવવા ગ્રામજનતાના ઉદ્ધારની અનેક યોજનાઓ કરી છે. ગ્રામ પુસ્તકાલય એ આવી જ એક ગ્રામોન્નતિની ઉપયોગી યોજના છે

આપણી મોટા ભાગની વસ્તી ગામડામાં જ વસે છે. ગામડાં જ આપણને પોષે છે. આપણી સુખસગવડ ગામડાં જ સાચવે છે, આપણી દેખાતી મોટાઇ ગામડાંને જ આભારી છે. આપણે દીપી ઉઠીએ છીએ તે પણ ગામડાંને જ લીધે. હિન્દુસ્તાનના જીવનમાંથી ગામડું કાઢી લો તો બાકી શું રહેશે? આપણા સ્વાર્થને ખાતર પણ આપણે ગામડાંને વિસરવાં ન જોઇએ. ગામડાં સુધરે તો આપણું પોષણ સુધરે, ગામડાં ઝગમગતાં થાય તો તો આપણાં

શહેરો ભવ્યતાથી ખીલી ઉઠે ગ્રામ્ય જીવન સંસ્કારી બને તો જ શહેરના જીવનની સંસ્કૃતિ સચવાઇ રહે. આપણે ગામડાં સાથે જ સંકળાયેલા છીએ. ગામડાં એ હિંદના જીવનનો અખૂટ ઝરો છે. એ ઝરાને આપણે જેટલો સ્વચ્છ, સુંદર અને વેગવંત રાખીશું તેટલા જ પ્રમાણમાં આપણને સ્વચ્છતા, સૌન્દર્ય અને બળ મળશે તો ગામ અને શહેર વચ્ચેના કૃત્રિમ ભેદ અને ઉચ્ચનીચની ભાવના દૂર કરવા ગામડાના એકેએક જણે શાળા મારફત શિક્ષણ પ્રાપ્ત કરવું જોઇએ અને પુસ્તકાલય દ્વારા તેને તાજું રાખી તેમાં ઉત્તરોત્તર વધારો કરવો જોઇએ.

રાજકીય અને સામાજિક ક્ષેત્રમાં પણ ગામડાંના પીઠબળ વગર ચાલે તેમ નથી, એવું પૂ. મહાત્માજીએ સૌ પ્રથમ જોયું. શહેરની સફળતા માત્ર શોભારૂપ પરપોટા જેવી છે. પરદેશી સરકારને પણ હવે સમજાવા માંડયું છે, કે ગામડાં તરફ ધ્યાન આપ્યા સિવાય ચાલે તેમ નથી. હિંદનું ખરૂં બળ ગામડાંમાં રહ્યું છે. હિંદની એંશી ટકા વસ્તી ગામડાંમાં છે. ગામડાંની ત્રીસ કરોડ જેટલી પ્રજા અભણ રહે, નિર્ધન રહે, અસ્વચ્છ રહે, ઉદ્યોગ રહિત રહે, આનંદ રહિત રહે એ શું સમજદાર સમાજને અને જનતાને માટે શરમ ભરેલું નથી ? બે ટંકનો ખોરાક મેળવવા કરોડો માણસોને સાંસા પડતા હોય તે વખતે સોના–ચાંદીના થાળમાં જમતા લક્ષાધિપતિના હૃદયમાં શું અસર ન થવી જોઇએ ? હજારોની સંખ્યામાં ભણેલાઓ દર વર્ષે બહાર આવે છે. પોતાની આસપાસ લાખો કરોડોની સંખ્યામાં અજ્ઞાન ફેલાયલું હોય તે વખતે સુખી અને સ્વચ્છ જીવન માગતા એ ભણેલાઓએ શું શરમાવું ન જોઇએ ? જગતમાં અભણતા હોય તે ભણેલાઓની શરમ છે. ભણેલાઓએ પોતાની આસપાસ ઘૂસી ગએલા અજ્ઞાનને દૂર કરવા કમર કસવી જોઇએ. તે માટે શિક્ષિતોએ ગામડાંમા શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપવાં જોઇએ અને તે સંસ્થાઓને સુવ્યવસ્થિતપણે ચલાવવી જોઇએ.

ત્રીસ કરોડ ગ્રામવાસીઓ ગ્રેજ્યુએટ ન બની શકે એ આપણે સમજી શકીએ છીએ! પરંતુ એમનો મોટો ભાગ લખી વાંચી શકે તેવાં મગજવાળો તો છે જ. બીજું કાંઇ નહિ તો ફક્ત લખતાં વાંચતાં શિખવા માટે પણ શાળા અને પુસ્તકાલય એ અતિ મહત્ત્વની સંસ્થાઓ છે. નિર્ધન ગ્રામવાસીને ભલે આપણે ધનવાન ન બનાવી શકીએ, પરંતુ નિર્માલ્ય ગ્રામવાસીની નિરાશા તો જરૂર આપણે દૂર કરી શકીએ. ગ્રામવાસીને ચેતનવંત બનાવવો હોય તો એને શાળા અને પુસ્તકાલય પાસે લઇ જાઓ. શાળામાંથી એને આંખ મળશે, પુસ્તકાલયમાંથી એને પાંખ મળશે. જે ગામડામાં શાળા અને પુસ્તકાલય નથી તે ગામનો ઉદ્ધાર નથી. શાળા અને પુસ્તકાલય એ પરસ્પરનાં પૂરક અંગો છે. એક વગર બીજું રહી શકે નહિ.

## પુસ્તકાલય : સાર્વજનિક થાપણ

આપણે સાર્વજનિક પુસ્તકાલયના હિમાયતી છીએ. આપણા ગામનાં જુવાનીઆઓ ને એ અત્યારે મદદ કરતુ હોય તેમ નથી જણાતુ ત્યારે શું આપણી ભવિષ્યની પ્રજાને તેની વધુ જરૂર પડશે ? તેમનાં બાપાઓ કરતા તેઓ પુસ્તકાલયનો ઉપયોગ સારી રીતે કરશે ?

પરંતુ ખરી રીતે તો આપણે બધા આપણે માટે, આપણા પાડોશી માટે, આપણી ભવિષ્યની પ્રજા માટે અને આપણા ગામની નામના માટે પુસ્તકાલય ઇચ્છીએ છીએ. તો પછી શા માટે આપણે અત્યારે જ તે ન મેળવી લેવું જોઇએ અને તેનાં ઉત્તમ તત્ત્વો ન ગ્રહણ કરવાં જોઇએ ?

પુસ્તકાલયની સ્થાપના સૌને માટે ઉપયોગી છે તેથી તેમાં બધા જ લોકોએ સાથ આપવો જોઇએ. આ રીતે આપણે મદદ કરવાની તક મેળવવી જોઇએ અને પાછીથી પુસ્તકાલય આપણી સાર્વજનિક માલિકીનું થશે. પુસ્તકાલય એ ઉચ્ચ આદર્શો માટેની સંસ્થા છે. ઘણું કરીને પુસ્તકાલયને અલગ અને યોગ્ય મકાન હોવું જોઇએ. આ મકાનનો ઉપયોગ પુસ્તકો માટે, સ્થાન માટે અને માનવ જાતિના અનુભવોનો પ્રાચીન ઇતિહાસ જાણવા માટે થાય છે. પુસ્તકાલયનું મકાન બીજાં મકાનો જેવું હોતું નથી, પરંતુ તે ભવ્યતા અને સંસ્કારથી ભરપૂર અને હરહમેશનું કાયમી મકાન હોય છે. પુસ્તકાલય લોકોને આવકારે છે અને સર્વને ડહાપણ અને રમુજથી ભરપૂર પુસ્તકો છૂટથી પૂરાં પાડે છે.

પુસ્તકાલય શું છે તે બાળકો સારી રીતે જાણે છે. વૃદ્ધ અને યુવાન, ગરીબ અને તવંગર, વગેરે બધા જ લોકો પુસ્તકાલયનો હેતુ અને અર્થ જાણે છે. બીજા માણસોના ડહાપણ અને અનુભવોથી દરેક મનુષ્યને કંઇક શિખવાનું મળે છે, એ વિચારને પુસ્તકાલય ટેકો આપે છે.

પુસ્તકાલય મનુષ્યના જ્ઞાનની આપ-લે કરે છે. અને જે વસ્તુઓ બીજાઓ જાણતા હોય છે તે દરેક શિખી શકે છે. સાર્વજનિક પુસ્તકાલય સર્વ જાતના લોકોને જણાવે છે, કે જ્ઞાન મેળવવાની દરેકને માટે આ એક ખુલ્લી તક છે. આ પુસ્તકાલય ગામની સાર્વજનિક થાપણ છે.

તેથી ઉલટું, જો પુસ્તકાલય તરફ અણગમો દર્શાવાય અથવા એક ખુણામાં પુસ્તકોનો ઢગલો કરવામાં આવે અથવા અમુક દિવસના અંતરે તેને ખોલવામાં આવે અને મહામુશ્કેલીએ પુસ્તકો મળી શકે તો પુસ્તકાલયનો હેતુ માર્યો જાય છે.

વાચન વધારવાથી જીવન વિશેષ વિકાસ પામે છે. માણસ જ્યાં સુધી એકાંતમાં હોય છે ત્યાં સુધી તેનો સ્વભાવ સ્વાર્થી હોય છે, કારણ કે તે પોતાના જ પ્રયોજન અને પોતાની જ લાગણીઓથી જકડાયેલો હોઇને પોતાના સંકુચિત વિચારોથી દોરાતો હોય છે. વાંચનથી આપણા જીવનના વિચારો અને આદર્શો ઘડાય છે. પ્રાચીન યુગમાં થઇ ગયેલા મહાપુરુષોનું, જે સૈકાઓમાં આપણે જોવા-જાણવા નથી તે સૈકાઓનું, અને જે પુરુષોને આપણે જોયા ન હોય તેમનું કર્તવ્ય અને તેમના આચારવિચારો આપતી નોંધો આપણને પુસ્તકાલયમાંથી મળી શકે છે.

વૈજ્ઞાનિક શોધ, યંત્રોની પ્રગતિ, સંસ્કૃતિનો ફેલાવો, દુનિયાને લગતા આદર્શો, વિચારો, કલ્પનાઓ, લાગણીઓ અને મનુષ્યનો અભ્યાસ કવિતા અને વાર્તાના જુદા જુદા રૂપમાં દર્શાવાય છે તથા આ વાર્તા અને કવિતાઓ પુસ્તકોમાં હોય છે.

સામાન્ય રીતે જ્યાં લોકો સમજે છે અને જ્યાં તેઓ કંઈક જાણવા, વિચારવા અને કુદરતને ઓળખવા માટે જન્મ્યા છે ત્યાં આ પ્રવૃત્તિઓ પાર પાડવા માટે પુસ્તકાલય એક અણમોલ સાધન છે અને તે અત્યંત જરૂરી છે.

❀

# પુસ્તકાલય : લોકોનું વિશ્વવિદ્યાલય

લોકોનાં જીવન સાથે આટલા ગાઢ પરિચયમાં આવેલી અને આવી સાર્વજનિક સંસ્થા, સાર્વજનિક પુસ્તકાલય સિવાય ભાગ્યે જ બીજી હોઈ શકે. સમાજને સંસ્કારી બનાવવા અન્ય કોઈ સંસ્થા આટલી શક્તિમાન નથી. પુસ્તકાલય એના દરેક વાંચકને સંસ્કારનો વારસો સોંપે છે. સુવ્યવસ્થિત સમાજના ઉચ્ચ આદર્શો તરફ મનુષ્યજાતિને લઈ જવાનું કાર્ય શાળા દ્વારા સંપૂર્ણપણે સફળતાપૂર્વક પાર પાડી શકાતું નથી. પરંતુ તેના પૂરક અંગ તરીકે તેમાં સાર્વજનિક પુસ્તકાલયની જરૂર પડે છે. સામાન્ય જ્ઞાનનું મૂળ ઉત્પત્તિસ્થાન શાળા છે અને તેને વિકસાવવાનું કાર્ય સાર્વજનિક પુસ્તકાલયનું છે. જડ બની ગયેલી બુદ્ધિ પણ સાર્વજનિક પુસ્તકાલયથી વિકાસ પામે છે. શાળાની શરૂઆતથી આપણે સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ અને તે માટે એક દેશના નાગરિકોની બીજા દેશના નાગરિકો ઉપર મેળવેલી શ્રેષ્ઠતા માટેનું માન પણ શાળાને ફાળે જાય છે અને તેમાંથી આપણું સાર્વજનિક પુસ્તકાલય પણ થોડો હિસ્સો મેળવે છે; કારણ કે આપણું પુસ્તકાલય હરકોઈ વાચકને સામાન્ય જ્ઞાન આપવાનું અને વધારવાનું કાર્ય કરી શાળાના કામમાં મદદ કરે છે. પરંતુ શાળા કંઈ સઘળી પ્રવૃત્તિઓને પહોંચી વળતી નથી અને તેથી તેના વડે બધી શક્યતાઓ પાર પાડી શકાતી નથી. શાળાઓને છ કે સાત વર્ષના ટૂંક સમયમાં ઘણા વિદ્યાર્થીઓને પહોંચી વળવાનું હોવાથી શાળાનો દોષ કાઢી શકાય નહિ. પરંતુ જ્યાં સાર્વજનિક પુસ્તકાલય હોય છે ત્યાં શાળાના શિક્ષકો તેમના વિદ્યાર્થીઓને લોકોના વિશ્વવિદ્યાલયના—સાર્વજનિક પુસ્તકાલયના સ્નાતક ( Graduate of Free Public Library ) ન બનાવે તો તે શિક્ષકો ઠપકાને પાત્ર છે. આ માટે વિદ્યાર્થીએ કંઈ પરીક્ષાઓ આપવાની હોતી નથી. જો વિદ્યાર્થી હરહંમેશ પુસ્તકાલયમાં જવાની ટેવ પાડે અને તેનો જીવન પર્યંત અમલ કરે તો તેણે આપણા પુસ્તકાલયની પરીક્ષા પાસ કરી ગણાય, અને સ્નાતક થયો ગણાય. આ બાબતમાં શિક્ષકે દરેક વિદ્યાર્થીને સાર્વજનિક પુસ્તકાલયમાં જઈ તેનો ઉપયોગ કરવાની ટેવ પાડવી જોઈએ. શિક્ષકે પુસ્તકાલયથી થતા લાભ વિદ્યાર્થીઓને કહેવા જોઈએ અને એ રીતે હરહંમેશ વિદ્યાર્થીઓને ટકોર કરતા રહેવાથી અને પોતાને પુસ્તકાલયમાં જવાની ટેવ શી રીતે પડી તે બધું વિગતવાર કહેવાથી અને સમજાવવાથી વિદ્યાર્થીઓ પુસ્તકાલયનો ઉદ્દેશ સમજતા થાય છે. અને જ્યારે તેમને સમજાય છે, કે પુસ્તકાલય તેમના માટે હરહંમેશ ખુલ્લું રહે છે ત્યારે તેઓ આનંદની સાથે પુસ્તકાલયનો ઉપયોગ કરતાં શીખી જાય છે. આ રીતે સાર્વજનિક પુસ્તકાલય લોકોની વિદ્યાપીઠ (People's University) છે. અને તેનું મહત્ત્વ બીજી યુનિવર્સીટી કરતાં ઘણે દરજ્જે ઊંચું છે.

સામાન્ય જ્ઞાન એ સમાજની આબાદીનો અને સુવ્યવસ્થાની મહત્તાનો પાયો છે. દરેક મનુષ્યમાં સામાન્ય જ્ઞાન તો હોય છે જ અને કદાચ ન હોય તે મૂર્ખ કહેવાય છે. મનુષ્યના આ સામાન્ય જ્ઞાનને ખીલવવા માટે સાર્વજનિક પુસ્તકાલયની ખાસ જરૂર છે. સામાન્ય જ્ઞાનના વિકાસ માટેની મુખ્ય સંસ્થાઓમાંની એક તે સાર્વજનિક પુસ્તકાલય છે. તેથી તેના નિભાવ માટે ખર્ચેલા પૈસા એ સમાજે સારી જગ્યાએ રોકેલી થાપણ અર્થાત્ સમૃદ્ધિ છે.

આ રીતે જોતાં પોતાની શાળાના વિદ્યાર્થીઓને પુસ્તકાલયના ગ્રેજ્યુએટ બનાવવાનો દરેક શિક્ષકનો ધર્મ છે.



# ગુર્જરનરેશના સ્તુત્ય પ્રયાસો

જો કોઇ પ્રશ્ન કરે કે આપણા શ્રીમંત મહારાજા સા૦ની રાજ્યપ્રવૃત્તિનો ઉદ્દેશ અથવા સારામાં સારો અંશ કયો ? તો તેનો જવાબ આપવો મુશ્કેલ પડે. દરેક પોતપોતાના અભિપ્રાય પ્રમાણે જવાબ આપશે. કોઇને સુવ્યવસ્થિત રાજ્યબંધારણ ગમશે, કોઇને ન્યાય અને કારોબારી વહીવટ સારો લાગશે, કોઇને અત્યજોદ્ધાર ગમશે, કોઇને સમાજસુધારણા પ્રિય લાગશે; પરંતુ જો મને પૂછવામાં આવે તો નીચે જણાવેલી ત્રણ વસ્તુ તરફ હું પૂછનારનું ધ્યાન ખેંચું: એક સુધરાઇ અથવા ગ્રામપંચાયત, બીજું ફરજિયાત પ્રાથમિક કેળવણી અને ત્રીજું પુસ્તકાલયપ્રવૃત્તિ.

રાજ્યની બીજી પ્રવૃત્તિઓ રાજ્યવહીવટના કારોબાર તરફ લક્ષ આપીને રચાય છે. સમાજસુધારણાની રાજકીય પ્રવૃત્તિઓ ઊંઘતી પ્રજાને ઢંઢોળવાનું કામ કરે છે; પરંતુ પંચાયત, પ્રાથમિક કેળવણી અને પુસ્તકાલય પ્રજાને જાગ્રત કરે છે, પ્રજામાનસને પોષે છે અને પ્રજાને જીવાડે છે. એટલું જ નહિ પણ એ જાગૃતિ, પોષણ અને જીવન ટકાવવાની શક્તિ પ્રજામાં જ રહી છે એવું ભાન પ્રજાને કરાવી આપી એક સજીવનમંત્ર આ ત્રણ સંસ્થાઓ મારફત અપાય છે.

પ્રાથમિક કેળવણીની સફળતામાં રાજ્ય જેટલું કરી શકે તેટલું, અરે તેથી પણ વધારે પ્રજા કરી શકે અને પુસ્તકાલયપ્રવૃત્તિ માટે રાજા અને પ્રજા વચ્ચે ગાઢ સંપર્ક સધાય તો તે આવકારપાત્ર છે. જે પ્રવૃત્તિથી રાજા અને પ્રજાનું મિલન શક્ય બને તે પ્રવૃત્તિથી જ કરહમેશની ચિરંજીવ સફળતા પ્રાપ્ત થઇ શકે છે. અને આ પ્રવૃત્તિઓમાંની એક પ્રવૃત્તિ તે પુસ્તકાલયપ્રવૃત્તિ.

અમેરિકામાં થતું હતું તેમ હવા, અજવાળું અને પાણીની માફક જ સહેલાઇથી અને વિનામૂલ્યે લોકોને જ્ઞાન મળે તેવાં સાધનો ગામેગામ ઊભાં કરવાં તે આપણા શ્રીમંતનો ઉદ્દેશ તેવાં સાધનોમાં ફરજિયાત કેળવણી અને સાર્વજનિક પુસ્તકાલય મુખ્ય સ્થાન ધરાવે છે. આપણે ત્યાં પુસ્તકાલયની યોજના સને ૧૯૧૦ માં થઇ તે પછી લગભગ વીસ વર્ષના

ટૂંક સમયમાં વડોદરા રાજ્યમાં પુસ્તકાલયની પ્રગતિ જેટલી થઇ છે કે તેટલી પ્રગતિ વડોદરા રાજ્ય જેટલી વસ્તી અને વિસ્તારવાળા દુનિયા ઉપરના કોઇ પણ રાજ્યમાં થએલી નથી વ્યાજબી રીતે મગરૂર થવાનું કારણ મળે છે, કે આપણા શ્રીમંત મહારાજા સાહેબની આ ઉત્તમ રાજ્યનીતિ માટે માત્ર આપણા દેશમાં જ નહિ, પણ આખી પૃથ્વી પર જે ઠેકાણે પુસ્તકાલય સંબંધી ચર્ચા થાય છે ત્યાં ત્યાં તેમની પ્રશંસા થાય છે. અને તેમના દાખલાનું અનુકરણ કરવા આગ્રહપૂર્વક કહેવામાં આવે છે.

પુસ્તકાલયના સુંદર મકાનથી, પુસ્તકોના ઉત્તમોત્તમ સંગ્રહથી, વર્તમાનપત્રો અને માસિકોની મોટી સંખ્યાથી આપણે આપણા કાર્યને પાર પડેલું ન સમજતાં જ્ઞાનનો જે સૂર્ય પ્રથમ આ પ્રાચીન ભારતવર્ષમાં પૂર્ણ કલાથી પ્રકાશતો અને જે જ્ઞાનસૂર્ય યુરોપ અને અમેરિકામાં પ્રકાશ આપવા માંડયો છે તેમ જ જેનો પ્રકાશ ક્રમાનુસાર એશિયામાં આવવાની શરૂઆત થઇ ચૂકી છે તેમ જ્ઞાનસૂર્યનો પ્રકાશ આપણા કૃપાળુ મહારાજા સાહેબે ભગીરથ પ્રયત્ન વડે આપણા રાજ્યમાં લાવવા ઉદ્યોગ કર્યો છે; તેમાં દરેકે પોતાના માટે, ભવિષ્યની પ્રજા માટે અને જનસમાજના કલ્યાણ અર્થે સહાયકારી થવું જોઇએ.

ગ્રામપુસ્તકાલયની યોજના એ પોતે કરેલી ફરજિયાત કેળવણીની યોજનાનું એક કિંમતી અંગ છે, એમ કે. મહારાજા સાહેબ માનતા અને તેથી સ્વ. પૂજ્ય મોતીભાઇ સાહેબ રાજ્યના દરેક ગામે એક એક પુસ્તકાલય સ્થાપવાનો પ્રયત્ન કરે એવી આશા રાખતા. મહારાજા સાહેબની આ ઇચ્છા પૂજ્ય મોતીભાઇ સાહેબ જેવા સેવાભાવી મૂક લોકસેવકના હાથમાં સોંપાવાથી પાર પડેલી.



# મુક્ત સરસ્વતી

રેશમી કપડે બાંધેલી પંડિતોની પોથીઓમાંથી નીકળી સરસ્વતી આજની શાળાઓ અને પુસ્તકાલયોમાં આવી વિરાજમાન થઇ છે. સરસ્વતી કુમારિકા છે, સ્વતંત્ર છે, બંધનમુક્ત છે. તેને વળી પડદા–બંધન શાં ! ! એ જનાનખાનામાં ન હોય, એના ઉપર કોઇની માલકી ન હોય. પરંતુ પંડિતોએ જ્ઞાનની પોથીઓને રેશમી કપડે બાંધી અને પોતાની મિલકત બનાવી તેમને પટારાઓમાં બંધ કરી અને ઉપરથી ખંભાતી તાળાં લગાવ્યાં. આપણાં સાર્વજનિક પુસ્તકાલયોને મઠ મંદિર, વિહાર અને દેરાસરનાં ભોંયરાંમાં ખડકયાં. અને તેમને સાંકળો વાસી તાળાં દીધાં. સરસ્વતીને તાળામાં કેમ પુરાય ? સરસ્વતીને મંદિરે તાળું શું ? એ મહાદેવી તો પોથીઓ અને પટારાઓમાંથી બહાર ચાલી આવી. સરસ્વતીને સંતાડનારા એ વેદીઆ પંડિતોને આજ કોઇ ઓળખતું પણ નથી. અને એ જ - સરસ્વતી આજે હજારો અને લાખોગણો વિસ્તાર પામી જગતભરમાં રમી રહી છે. જેટલી આપણે તેને બાંધી તેટલું આપણે ખોયું. અને સાક્ષાત્ સરસ્વતીને ત્યજી દઇ આપણે તેની પથ્થરની મૂર્તિ સાથે માથું પછાડયું. એનો બદલો શો મળ્યો તે આપણે જોઇએ છીએ. સરસ્વતીની મૂર્તિને પૂજનારા, દિવાળીને દિવસે શારદાપૂજન કરી ચોપડા ઉપર કંકુ ચોખા છાંટનારા, ગ્રંથ

અથવા પુસ્તકને સોહમ્ કહી ઈશ્વરતુલ્ય માનનારા એવા આપણા હિન્દુસ્તાનની ચાલીસ કરોડની વસ્તીમાંથી અઠ્ઠાવીસ કરોડ માણસો તો પોતાની સહી પણ કરી શકતા નથી. છેલ્લી વસ્તી ગણતરીના આંકડા આપણી જ્ઞાનહીન દશાનો સચોટ પુરાવો છે. ફક્ત સહી કરી શકે એટલું જ ભણેલા કેવા હોય છે તે આપણાથી અજાણ્યું નથી. એવા ન ભણ્યા સરખા કહેવાતા ભણેલાઓને બાદ કરીએ તો હિંદમાં સો માણસે ફક્ત ચાર માણસ જ ભણેલા નીકળે ! સોએ છન્નું માણસો તો હજી ભણશે ત્યારે ! ! છતાં ભણેલાઓની સંખ્યા જોઈ આપણે ગભરાઈએ છીએ.

હિંદના સોમાંથી સો માણસો ભણેલા ન બનાવી શકાય ત્યાંસુધી આપણું સરસ્વતી-પૂજન અધુરું જ રહેવાનું અને તેટલે અંશે આપણે બીજા દેશો કરતાં ઊતરતાં જ રહેવાના. જો કે હાલમાં અપાતું શિક્ષણ ખામી ભરેલું છે, તે આપણે કબૂલ કરવું જોઈએ. એ ત્રુટિને લીધે આપણું ભણતર આપણને કારકુન કે ગુમાસ્તો જ બનાવે છે. ઉંચી જગ્યાઓ માટે ગોરા અને વિલાયત જઈ ભણી આવેલા દેશી માણસોની પસંદગી થતી હોવાથી આપણા દેશમાં ભણેલાઓ કારકુન કે શિરસ્તેદારથી ઉંચા જઈ શકતા નથી.

ભણીને નોકરી જ કરવી જોઈએ, એવી માન્યતાને લીધે આપણા ભણેલાઓ ભણતરને મોંઘું અને પોતાની જાતને સોંઘી બનાવી દે છે. નોકરી કરનાર કે ન કરનાર, વેપારી કે ખેડુત, શ્રીમંત કે ગરીબ, પુરુષ કે સ્ત્રી, યુવાન કે વૃદ્ધ સૌને જ્ઞાનની આવશ્યકતા તો છે જ. સૌએ શિક્ષિત થવું જોઈએ, એવી માન્યતા જાગ્રત ન થાય ત્યાંસુધી ભણતર અને પુસ્તકાલય તરફ ઉદાસીનતા અને અભાવ જ રહેવાનાં. માટે પુસ્તકાલય અને શાળા તરફ સદ્‌ભાવના કેળવવી જોઈએ.

નોકરીમાં જેમ ભણતર જરૂરી છે, તેમ જીવનની દરેક ઘડીએ જ્ઞાન અને શિક્ષણ ઉપયોગી અને જરૂરી છે. અભણ ખેડૂત કરતાં ભણેલો ખેડૂત હંમેશાં ચડિયાતો હોવો જોઈએ; અભણ વેપારી કરતાં શિક્ષિત અને જ્ઞાન મેળવેલો વેપારી જરૂર વધારે સારું કામ કરતો હોવો જોઈએ. પરંતુ જો કોઈ અભણ માણસ લક્ષાધિપતિ થાય તો આપણે ભણતર તરફ ચિડાઈ જઈએ છીએ અને ભણેલા બેકારો તરફ નજર નાખી ભણતર અને જ્ઞાનને વગોવવા તૈયાર થઈએ છીએ. પરંતુ પશ્ચિમના દેશો એટલે કે યુરોપ, અમેરિકા, રશિયા, વિલાયત વગેરે દેશોના વેપારીઓ, ત્યાંની પેઢીઓ, મુનીમો અને દલાલો, તેમના અભ્યાસનો અને તેમના જ્ઞાનનો આપણને ખ્યાલ હોતો નથી. માટે જ આપણે આપણા અભણ વેપારીને વખાણવા તૈયાર થઈએ છીએ. જ્ઞાન હંમેશાં દરેકને ઉંચે લઈ જાય છે. આનો અર્થ કોઈ એમ ન કરે કે બધા ખેડૂતો, દુકાનદારો, મજૂરો અને કારીગરોને ગ્રેજ્યુએટ બનાવવા; પરંતુ અક્ષરજ્ઞાન વ્યવહાર ચાલી શકે તેટલું પણ ગણિતનું જ્ઞાન અને પુસ્તકો—વર્તમાનપત્રો વાંચી દેશમાં તથા જગતમાં બનતા બનાવો સમજી શકે તેટલું ઇતિહાસ-ભૂગોળનું જ્ઞાન તો અવશ્ય તેમને મળવું જ જોઈએ. આટલું જ્ઞાન ન હોય તો તેને ભણેલો કે જ્ઞાની કહી શકાય નહિ. એટલા જ્ઞાન વગર ચાલે પણ નહિ.

# પુસ્તકાલય: જ્ઞાનની પરબ

કેળવણી આપવાનું મુખ્ય સાધન તે શાળા. પરંતુ શાળાનો અભ્યાસક્રમ પૂરો થયો એટલે પછી શાળા કોઇને સંઘરતી નથી. શાળામાં કરેલો અભ્યાસ વિસારે ન પડે, એ અભ્યાસ દૃઢ થાય અને જીવનભર ચાલુ રહે એવું સ્વયશિક્ષણનું સાધન પૂરું પાડવા માટે પુસ્તકાલયની યોજના. શાળાની સહચરી તે પુસ્તકશાળા, બન્ને એકબીજા વગર રહી શકે નહિ. શાળા ન હોય ત્યાં પુસ્તકાલય નિરર્થક, પુસ્તકાલય ન હોય ત્યાં શાળા પણ કાંઇ કામ આપી શકતી નથી. એકબીજાને પોષતી આ બન્ને સંસ્કારસંસ્થાઓ હવે સરસ્વતીનું નિવાસસ્થાન બની ગઇ છે. સરસ્વતીનાં દર્શન એ બન્ને દેવાલય ( શાળા અને પુસ્તકાલય )માં થાય તેમ છે. માટે જ શાળા પૂજ્ય અને શિક્ષક અથવા ગુરુ પૂજ્ય. અને માટે જ ગ્રંથાલય અને ગ્રંથપાલ કે ગ્રંથપ્રચારક પણ એટલો જ માનપાત્ર.

જ્ઞાનને પ્રજામાં વહેચવાનું કાર્ય આપણાં પુસ્તકાલયો કરે છે. પુસ્તકાલય પ્રજાને સીધી રીતે સ્પર્શે છે. માટે જ પુસ્તકાલયપ્રવૃત્તિ શ્રીમંત સરકારના રાજ્યઅમલનો એક પ્રોજ્જવલ અંશ છે. પુસ્તકાલય એટલે કેળવણીનું કવચ. શાળા અને પાઠશાળામાં અપાતી કેળવણીને જાળવી રાખવાનું કાર્ય તે કરે છે, પુસ્તકાલય વગર પ્રાથમિક કેળવણી તો નિષ્ફળ જ નીવડે. વળી શાળાઓ અને પાઠશાળાઓ વિદ્યાર્થીને અમુક ભૂમિકાએ પહોંચાડયા પછી તેને સંઘરતી નથી. પરંતુ પુસ્તકાલય તો વિદ્યાર્થીની જીવનભરની પાઠશાળા છે.

સાર્વજનિક પુસ્તકાલય અલ્પજ્ઞને પણ આવકાર આપે છે અને મહાન જ્ઞાનીનું પણ સ્વાગત કરે છે. તે અભ્યાસીના અભ્યાસને પોષે છે અને વાચનશોખીનોના શોખને પણ વિકસાવે છે.

એ એક મહાપવિત્ર અને પૂજનીય શારદા મંદિર છે. તેથી જ એ મંદિરની ગામેગામ અને મહોલ્લે મહોલ્લે જરૂર છે. પુસ્તકાલય અગર વાચનાલયના વિપુલ ઉપયોગ વગર આપણી બુદ્ધિ સંકુચિત બની જાય છે. દુનિયાના દેશો એકબીજા સાથે એટલા નિકટના પરિચયમાં આવી ગયા છે કે પરસ્પરના સાખપાડોશીઓ બની ગયા છે. આજે આ દેશોથી એકલસુરા એકદંડિયા મહેલની માફક એકલા રહી શકાય તેમ છે જ નહિ. માણસે જેમ પોતાના પાડોશીની ખબર રાખવી જોઇએ, તેમ દેશોએ પણ એકબીજા દેશની સંભાળ રાખવી જોઇએ. રશિયાએ પોતાની પંચવર્ષીય યોજના કેવી રીતે સફળ કરી, ફ્રાન્સ શા માટે સોનું સંઘરતું હતું, અમેરિકા હથિયારબંધીનો કેમ આગ્રહ કરે છે અને જાપાન શા માટે મંચુરિયા અને ચીનને ગળે ટૂંપો દેતું હતું, તેમ જ જર્મની પોતાની પાસેના નાનાં રાજ્યોને કેમ ગળી જાય છે— એ બધું આપણે જાણવાની જરૂર છે. તે જાણ્યા સિવાય આપણને નહિ ચાલે. એ બધા બનાવોની આપણા ઉપર સીધી કે આડકતરી રીતે ભારે અસર થાય છે, અને તેથી જ એ બધા આપણે પાસેના પાડોશીઓથી આપણે નિત્ય પરિચિત રહેવું જોઇએ. એટલું જ નહિ પરંતુ તેમના સંસ્કારો, તેમના વિચારો અને આચારો પણ આપણે જાણવા જોઇએ: આ બધું હવે આપણે માટે જરૂરી અને આવશ્યક છે. એ જરૂરનું જ્ઞાન પુસ્તકાલય વગર મેળવી

૪

શકાય તેમ નથી. પુસ્તકાલય વગરનું ગામ એટલે હોકાયંત્ર વગરનું વહાણ. જે પ્રજાને નિત્ય બનતા બનાવોની ખબર નથી તે પ્રજા આગળ વધી શકતી નથી. જે પ્રજા અભણ છે તે પ્રજા અંધકારમાં સબડે છે. ઉદારમાં ઉદાર રાજ્યબંધારણ તળે પણ અભણ પ્રજા તો બંધનમાં હોઈને ગુલામ સરખી જ છે. એ અજ્ઞાન અને અભણતાનું નિવારણ એ એકલો રાજધર્મ છે એમ નહિ, એ તો મહાપુણ્યનું કામ છે. આપણા ભાવનાશીલ શ્રીમંત સયાજીરાવે અજ્ઞાન દૂર કરવાનું પુણ્ય કાર્ય લાંબા વખતથી આદર્યું હતું અને તે કાર્ય આપણા હાલના મહારાજા સાહેબે સંપૂર્ણ ધગશથી ચાલુ રાખ્યું છે. પ્રાથમિક કેળવણી આપણે ત્યાં ફરજીઆત છે, એટલું જ નહિ પરંતુ મફત છે. જ્ઞાનનો દીપ ઘેર ઘેર પ્રગટે એવી તેમણે પ્રજાને સગવડ કરી આપી છે. એથી પણ આગળ વધીને કહીએ તો એ જ્ઞાનદીપ બુઝાય નહિ એટલા માટે પુસ્તકાલય ખાતું ખોલી એ દીપકને નિત્ય સતેજ રાખવાનાં પણ સાધનો કરી આપ્યાં છે. શ્રીમંત મહારાજા સાહેબે સ્થાપેલી આ પુસ્તકાલયપ્રવૃત્તિ આજે હિંદમાં જ નહિ પણ જગતભરમાં માનભર્યું સ્થાન ભોગવે છે.



# શાળા ત્યાં પુસ્તકાલય

ફરજિયાત અને મફત કેળવણીની યોજનાનુસાર સાર્વજનિક પુસ્તકાલયનું સ્થાન સ્થાયેલું છે. ન્યાયી કરવેરાના સિદ્ધાંતને અનુસરીને જાહેર પુસ્તકાલયના નિભાવ માટે કરવેરો નાખી શકાય. કરવેરો ભરનારને કાંઇ જ્ઞાન જોઇએ છીએ અને તેના ફાળાના પ્રમાણમાં તેને બદલો મળશે એવા હેતુથી કરવેરો લેવાવો જોઇએ નહિ. વળી સૌના લાભાર્થે આમજનતાને થોડું જ્ઞાન જોઇએ છીએ એ હેતુથી ધનવાનો પાસેથી દાન લેવામાં આવે તો તે સ્વીકારવામાં કોઇ પણ જાતનો વાંધો નથી.

બુદ્ધિમાન નાગરિકોની જરૂર દિવસે દિવસે વધતી જાય છે. આજે તો જાહેર સેવાના અને જાહેર જીવનના પ્રશ્નો વધુ ગૂંચવાતા જાય છે એવે વખતે તેવા બુદ્ધિમાન નાગરિકો નીપજાવવા ગામ, શહેર અને દરેક દેશ માટે પુસ્તકાલયો અનિવાર્ય છે. એટલે શાળાઓ અને સાર્વજનિક પુસ્તકાલયો સામાન્ય વર્ગના લોકો માટે ઉત્તમ પ્રકારે સ્થાપિત થવાં જોઇએ. શાળાના સાત આઠ વર્ષના ગાળામાં વિદ્યાર્થીને પોતાના આપમેળેના વ્યક્તિગત જીવનમાં ઉપયોગી થઇ પડે તેવું જ્ઞાન બહુ ઓછું મળે છે; એટલે એ ટુંકા સમયમાં મળેલા જ્ઞાન કરતાં વધુ માહિતી, સૂચનાઓ અને પ્રેરણા વિદ્યાર્થીને સાર્વજનિક પુસ્તકાલય મારફત મળવી જોઇએ અને તેથી પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રચાર જેમ બને તેમ વધુ પ્રમાણમાં કરવાની ખાસ જરૂર છે સાર્વજનિક પુસ્તકાલય શાળાનું પૂરક કાર્ય પૂરું કરવા હરહંમેશ તૈયાર રહે છે. બાલપણથી શરૂ કરેલું શાળાનું ભણતર ચાલુ રાખીને વૃદ્ધ યાને પ્રૌઢોને સાર્વજનિક પુસ્તકાલય મદદ કરે છે.

શાળા અને સાર્વજનિક પુસ્તકાલય બન્નેએ પરસ્પર હાથ મિલાવવા જોઇએ અને એક બીજાને સહાયરૂપ થવું જોઇએ. શાળાએ કેળવણીની શરૂઆત કરવી જોઇએ અને દરેક

બાબતમાં સાર્વજનિક પુસ્તકાલયનો વધુમાં વધુ ઉપયોગ કરીને આજીવન ટકે એવી પુસ્તકાલયમાં જવાની ટેવ પાડી બાળકોની કાર્યશક્તિને વિકસાવવી જોઇએ.

પુસ્તકાલયને વધુ કાર્યક્ષમ બનાવવા માટે વિદ્યાર્થીઓને આવકારી પુસ્તકાલયે શાળા સાથે સુંદર સંપર્ક સાધી સહકાર કેળવવો જોઇએ.

સાર્વજનિક અને ફરજિયાત કેળવણી આપવી એ આજે તો દરેક રાજ્યની અગત્યની ફરજ છે. સાર્વજનિક પુસ્તકાલય જેવી અનિવાર્ય અને ઉપયોગી સંસ્થામાં જરૂરી નાણાં માટે કોઇએ ના પાડવી જોઇએ નહિ. આવી ઉત્તમ દિશામાં ખર્ચાયેલું ધન હંમેશાં દેશના વધુ હિતમાં હોય છે. માટે જે ગામે પુસ્તકાલય ન હોય તે ગામ પોતાની કમનસીબી બતાવે છે.

બાળકોને વાચતાં અને સાહિત્યનો ઉપયોગ કરતાં શિખવવું એ શાળા, કૉલેજ કે વિદ્યાપીઠના શિક્ષણ તરીકેની ફરજ છે. જો કોઇ માણસ વાંચતો જ ન હોય તો તેને વાંચતાં શિખવવાથી શું લાભ ? જો બાળકને વધુ જ્ઞાન મેળવવાની પ્રેરણા આપવામાં ન આવતી હોય તો શાળાના રીતસરના અભ્યાસથી મગજ કસવાની શી જરૂર ? શાળા અને કૉલેજમાંથી જાગ્રત થયેલો, શિક્ષણ સાહિત્ય અને તત્ત્વજ્ઞાન માટેનો પ્રેમ શાળા છોડ્યા પછી એક ખૂણે સંતાઇ જતો હોય અને વધુ સંશોધન માટેનું જ્ઞાન અપાતું ન હોય તો શાળા અને કૉલેજો દ્વારા અપાતી કેળવણીની યોજના શું વિચારવંત છે ? દુનિયાના વિચારકો અને લેખકોએ સંઘરેલું જ્ઞાન સારાં પુસ્તકો સિવાય બીજી કઇ રીતે આગળ વધી શકવાનું કે વિકસી શકવાનું હતું ? એટલે જે ગામે શાળા હોય ત્યાં પુસ્તકાલય અવશ્ય હોવુંજ જોઇએ.



# પુસ્તકાલયનો કેળવણી સાથેનો સંબંધ

**આ**પણે જાણીએ છીએ કે સાર્વજનિક કેળવણીની યોજનાની બે શાખાઓ છે. તેમાંની એક શાખા શાળા છે અને બીજી પુસ્તકાલય. શાળા મારફત અપાતું છ કે સાત વર્ષ સુધીનું પ્રાથમિક શિક્ષણ બાળકને પોતાના ગામના ભાવિ નાગરિક બનાવવા માટે પૂરતું નથી હોતું. આ શિક્ષણ પૂરૂં કરવા સાર્વજનિક પુસ્તકાલયની સ્થાપનાની અને તેના સુવ્યવસ્થિત કારભાર અથવા વહીવટની ખાસ જરૂર છે. કેળવણીની આ બીજી યોજનાનું પરિણામ તવંગર તેમજ ગરીબ, શહેરી તથા ગામડિયા અને ખેડૂત તેમજ વેપારી સૌને સરખી રીતે લાભદાયક છે. અને તે પરથી ગામમાં સાર્વજનિક પુસ્તકાલયની અગત્ય જણાઇ આવી છે. પુસ્તકાલયની ઉપયોગિતા સૌને આશીર્વાદરૂપ છે. આપણા ગામના સામાન્ય વર્ગના તેમજ ગરીબ લોકોને સુધારવા અને તેમના જીવનનું ધોરણ ઊંચે લઇ જવા સાર્વજનિક પુસ્તકાલયને પ્રથમ પસંદગી અપાય છે.

શાળા અને પુસ્તકાલય એ એકબીજાનાં પૂરક છે. શાળા સિવાયનું પુસ્તકાલય નિરર્થક હોઇને પુસ્તકાલય સિવાયની શાળામાં કઇ ચોપ આવે નહિ. એટલે આપોઆપ આ

બે સંસ્થાઓ તો હોવી જરૂરી છે. અને તેમનો નિભાવ અને વહીવટ પણ સેવાભાવની દૃષ્ટિએ જ થવો જોઇએ.

પુસ્તકાલય અને શિક્ષણને અતિ નજીકનો સંબંધ છે. કોઇ વિદ્યાર્થી માધ્યમિક શાળાનું ભણતર પૂરૂં કરી ઉચ્ચ કેળવણી લેવા કૉલેજનો અભ્યાસ કરે તો પણ તેના માટે જાતે ભણવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. ત્યાં તેને પોતાની મેળે જ જ્ઞાન મેળવવાનું હોય છે. ત્યાં કોઇ શિક્ષક શિખવવા બેસતો નથી. વિદ્યાર્થીને જ્ઞાન મેળવવું હોય તો પુસ્તકો પોતાની જાતે મેળવે અને વાંચે. આ માટે તેને સાર્વજનિક પુસ્તકાલય ખૂબ ઉપયોગી થઇ પડે છે. આથી પણ આપણા પુસ્તકાલયમાં સારાં પુસ્તકો હોવાં જોઇએ, જેથી તે પુસ્તકો-વિદ્યાર્થીઓને ઉપયોગમાં આવે.

આપણા દેશમાં માધ્યમિક શાળાનો વિદ્યાર્થી કમાણી કરી શકતો નથી, અને તેથી વધુ જ્ઞાન મેળવવા શાળાઓ પણ અન્ય વિશિષ્ટ સાધનો વિદ્યાર્થીઓને પૂરાં પાડી શકતી નથી. એટલે ગરીબ વિદ્યાર્થીઓ માટે પોતાનું ભણતર શી રીતે ચાલુ રાખવું તે એક પ્રશ્ન થઇ પડે છે. તેમને છેવટે ભણવાનું છોડી દેવું પડે છે. તેમનું ભણતર ચાલુ રાખવા આપણા દેશમાં અને બીજા દેશોમાં પણ ઘણી સંસ્થાઓ કામ કરે છે. વાચનાલય, પુસ્તકાલય, સંગ્રહસ્થાન, લાંબી રજાઓમાં ચાલતા વર્ગો, રાત્રિશાળા, પત્રવ્યવહાર માટેના ખાસ વર્ગો વગેરે વગેરે ઘણી પ્રવૃત્તિઓ દ્વારા જ્ઞાન મેળવી શકાય છે. પરંતુ આ બધી સંસ્થાઓમાં વાચનાલય અને પુસ્તકાલય ઉત્તમ સંસ્થાઓ ગણાય છે. તે માટે સારૂં વાચન હોવું જોઇએ. આપણી પ્રાથમિક શાળાઓ વાંચતાં શિખવે છે, પરંતુ પછીથી સારૂં વાંચન પૂરૂં પાડવામાં આવે છે કે નહિ તેની દરકાર રાખવામાં આવતી નથી. વળી ખરાબ અને હલકી જાતની ચોપડીઓ ખૂબ સસ્તી અને હમલાબંધ હોય છે, એટલે જેમ આપણે આપણાં નાનાં બાળકોને શી રીતે ખાવું અને શું ખાવુ તે શીખવીએ પરંતુ તેમને સારો ખોરાક ન પૂરો પાડીએ તેવી રીતે પ્રાથમિક શાળામાં વિદ્યાર્થીઓને વાંચતાં શિખવવામાં આવે છે; પરંતુ સારૂં સાહિત્ય પૂરૂં પાડવામાં આવતું નથી.

પુસ્તકાલયના ઉપયોગ અંગે દરેકને માટે પ્રથમમાં પ્રથમ જરૂર વાચનશક્તિ છે. પણ તેનામાં સૌ પ્રથમ વાંચવાની ઉત્કંઠા જાગ્રત થયેલી હોવી જોઇએ અને તે પછી સારૂં વાંચવા માટે થોડી દોરવણી મળવી જોઇએ.

ॐ

# પુસ્તકાલય શું શિખવે છે ?

સાર્વજનિક પુસ્તકાલયનો મુખ્ય હેતુ બુદ્ધિ અને સમજશક્તિનો સમન્વય કરવાનો અને તેનો વિકાસ સાધવાનો છે. દુનિયાના ડાહ્યા અને હોંશિયાર માણસોના મગજનાં પરિણામ પુસ્તકાલયથી એકત્ર કરી શકાય છે. ગમે તે વખતે કહેલી ડહાપણની અને ચાતુરીની વાર્તાઓનો સંગ્રહ પુસ્તકાલય પોતાની દીવાલોપરનાં કબાટો દ્વારા કહી જાય છે. પુસ્તકાલયમાંથી દુનિયાના ગમે તે મહાન પુરૂષનું જીવનચરિત્ર આપણે મેળવી શકીએ છીએ અને તેને આપણા

જીવનમાં ઉતારી શકીએ છીએ મનુષ્ય ઉચ્ચ જીવન શી રીતે જીવી શકે તેનો બોધપાઠ પણ આપણે પુસ્તકાલય દ્વારા મેળવી શકીએ છીએ.

પુસ્તકાલય, અવલોકન કરનાર બુદ્ધિશાળી માણસના જેવું છે. તેમાં દરેક નવા આવનાર માણસને રમુજ અને ગમ્મત અને કંઇક જાણવા જેમ વસ્તુ આપવા તે હંમેશાં તૈયાર રહે છે. પુસ્તકાલય વિદ્યાર્થીઓના હાથમાં સારી સારી ચોપડીઓ મૂકે છે. અને તે સીતા, દ્રૌપદી કે દમયંતી વિષે કંઇક કહે છે, જ્યારે મહાભારત સરખા ઐતિહાસિક ગ્રંથો વંચાવી તમને સચેત રહેતા શીખવે છે. તે કયારેક આધુનિક વર્ણન આપે છે તો કયારેક પ્રાચીન ભારત દેશના ઇતિહાસનાં સુવર્ણાક્ષરે લખાયેલાં પૃષ્ઠો તમારી સમક્ષ ખુલ્લાં કરે છે. પુસ્તકાલયનાં પુસ્તકો મહાત્મા ગાંધીજી વિષે કંઇક કહે છે અથવા તો ગૌતમ બુદ્ધ વિષે કે ઇસુ ખ્રિસ્ત વિષે કંઇક કહે છે. આ સંસ્થા દ્વારા આપણને સ્વાશ્રયનો પાઠ શીખવાનો મળે છે. તેનાં પુસ્તકોનું જ્ઞાન આપણે મેળવી શકીએ છીએ. અને તે જ્ઞાનથી થતા ફાયદાનો લાભ પણ આપણે ઉઠાવી શકીએ છીએ. પુસ્તકાલયમાંથી આપણને સર્વ જાતનું જ્ઞાન મળે છે. નદીના પૂરનું વર્ણન પણ વાંચી શકીએ છીએ અથવા તો ઘર શી રીતે બનાવવું તેની યોજના પણ તેનાં પુસ્તકો દ્વારા આપણે જાણી શકીએ છીએ. આ રીતે બધી જ બાબતનું સર્વાંગ નિદર્શન આપણને પુસ્તકાલયમાથી મળી રહે છે.

તમે તમારા મિત્રો સાથે હિંદના જુદા જુદા ભાગ વિષે વાતો કરતા હો; તે દરમિયાન ધારો કે કોઇ એકાદ મિત્ર તમે જે શહેરમાં રહેતા હો તે શહેરનો કે ગામનો કંઇક ઇતિહાસ કહેવા માંડે તો તમને તેમા કેટલો રસ પડે ? અને તે ગામના સમાચાર સાંભળવા માટે તથા તે બાબતમા તમારા અનુભવ કહેવા માટે તમે પોતે કેટલી આતુરતા દાખવો છો તે જુઓ. હંમેશાં અન્ય દેશના ઇતિહાસ કરતાં સ્વદેશનો અને વળી પોતાના ગામનો ઇતિહાસ સાંભળતાં આપણને ખૂબ રસ પડે છે તે તો સીધી અને સરળ વાત છે. વળી પુસ્તકાલયમાંથી દરેક દેશનો અને દરેક ગામનો ઇતિહાસ જાણવાનો મળે છે એટલે એવું સાર્વદેશિક ઇતિહાસવિષયક જ્ઞાન મેળવવા માટે પુસ્તકાલય ખૂબ જરૂરી સંસ્થા છે.

બધે ફરતા રહેવાથી અને ચપળ રહેવાથી આપણને ઘણું શિખવાનું મળે છે. જેમ જેમ આપણે વધુ અને વધુ વસ્તુઓનું જ્ઞાન મેળવીએ છીએ, તેમ તેમ આપણો રસ વધતો જાય છે અને તે વધુ સંતોષકારક નીવડે છે. તથા ઘણી વાતો અને પ્રશ્નો પૂછવાનું મન થાય છે.

આ તો એક સાદો અને સરળ પાઠ છે. જો તમારે સારી તક મેળવવી હોય તો તમારે કંઇક શિખવું જોઇએ. તમને તમારા જૂના મિત્રોને મળવાનું ગમતું હશે. તમારૂં મન પણ તમારી જાણીતી વસ્તુઓ ફરી જાણવા પ્રેરાતું હશે, ભૂલાઇ ગયેલાં ઓળખાણ તાજાં કરવાનું પણ તમને પસંદ પડતું હશે, પરિચય અને મેળાપથી મળતો આનંદ અને પોતાના આચારવિચારવાળી મિત્રતા તાજી થવાથી થતી ખુશી અચૂક અને સહેલાઇથી મળે છે; પરંતુ જો તમારે તે આનંદ સારા પ્રમાણમાં જોઇતો હોય તો તમારે વધુ અને વધુ વસ્તુઓનું જ્ઞાન મેળવવું જોઇએ. જો તમારે સુખી થવું હોય તો કંઇક શિખો અને આ માટે સારામાં સારો રસ્તો સાર્વજનિક પુસ્તકાલય છે.

૬

# સાર્વજનિક પુસ્તકાલયનો સંદેશો

આજના વખતમાં આપણને સારા નાગરિકોની જરૂર છે. શાળા અને સાર્વજનિક પુસ્તકાલય એ બે એવાં સ્થાન છે, કે જેના દ્વારા સારા નાગરિકો તૈયાર થાય છે. એથી આપણે આવી સંસ્થાઓ પ્રત્યે સહાનુભૂતિ રાખવી જોઇએ અને તેના માટે કાર્યતત્પર પણ રહેવું જોઇએ. આપણા રાજ્યમાં અને આપણા દેશમાં આપણા ગામના રહેવાસીઓની જ માત્ર આપણને જરૂર નથી, પરંતુ જ્યાંથી મળે ત્યાંથી સેવાભાવી ધગશવાળા નાગરિકોની આપણને જરૂર છે. આપણા વડવાઓના જેવું રાજ્ય આપણે જોઇએ છીએ. તેથી આ પ્રવૃત્તિ માટે વગર આનાકાનીએ કામ કરવાની દરેક સહૃદયી નાગરિકની ફરજ છે.

આ રીતે વિસ્તારપૂર્વક જોતાં ગ્રંથપાલ એ નીતિ અને સદાચારની સંભાળ રાખનાર છે તથા સાચા નાગરિકો અને ભવિષ્યના દેશનેતાઓનો ઘડવૈયો છે. ગ્રંથપાલ પોતાની જવાબદારી હમેશાં સમજે છે અને તેણે તે સમજવી જ જોઇએ. સ્વતંત્રતા અને જવાબદારી એ બન્ને શબ્દો સરખા છે.

હાલના સાર્વજનિક પુસ્તકાલયનો પ્રચાર પુસ્તકો પૂરાં પાડવા, વાચનનો વિસ્તાર કરવા અને ઉચ્ચ સાહિત્ય પૂરું પાડવા માટે છે. પુસ્તકાલયની ઇચ્છા કોઇને મદદરૂપ થવાની છે, તેનો ઇરાદો સૂચના અને આનંદ આપવાનો છે. વળી બધાને જ્ઞાન આપવાનો તેનો હેતુ છે. કોઇ ને કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડવાની તેની આકાંક્ષા છે. આ પુસ્તકાલય પ્રચાર એ તો એક જુદા પ્રકારનો પ્રચાર છે. કારણ કે તે સાર્વજનિક પુસ્તકાલયની શક્યતાઓ જાણે છે અને આ શક્યતાઓને વધારવા તે પોતાથી બનતું બધું જ કરે છે..

સમાજને ટકાવી રાખવા માટેના પ્રયાસોમાં પુસ્તકાલયનો શાળા અને વિદ્યાપીઠ સાથેનો સંબંધ પુસ્તકાલય પ્રચારકોએ વધાર્યો છે અને વિકસાવ્યો છે. દરેક માણસની કેળવણી તેના જીવન સાથે સંકળાયેલી રહેતી હોઇને તેના જીવન સાથે ઓતપ્રોત રહે છે. વળી તે જ્ઞાન, કુટુંબ, ધંધો-રોજગાર, સરકાર, દેવળ, છાપખાનું, શાળા અને પુસ્તકાલય વગેરેની અસરોથી ચાલુ અને ચાલુ જ રહે છે. પુસ્તકાલય એ પક્ષપાતથી રહિત એવી સંસ્થા છે. અને તે દેવમંદિરો, મસ્જીદો અને દેવળોથી સ્વતંત્ર છે. ત્યાં કોઇપણ જાતનાં ધર્મનાં બંધન નથી, તે વર્તમાનપત્રો અને સામયિકોનું વાચન પૂરું પાડે છે. પુસ્તકાલય એ શાળાનું પૂરક અને વિશિષ્ટ અંગ છે. બાળકને શિક્ષણ આપવામાં તે મદદ કરે છે અને શાળા છોડયા પછી વિદ્યાર્થીનું ભણતર ચાલુ રાખવા માટેની સામગ્રી પુસ્તકાલય પૂરી પાડે છે. આ બધા પુસ્તકાલયના શાળા સાથેના અગત્યના સંબંધો છે.

શરૂઆતથી બાળકોને પુસ્તકોની કિંમત સમજતાં શિખવવું જોઇએ. પુસ્તકોમાં સુંદર ચિત્રો હોય છે તે જોતાં બાળક પોતાના બાળમંદિરમાંથી શિખે છે. અને માધ્યમિક શાળાઓમાં પણ તે જ્ઞાન ખૂબ ઉપયોગી નીવડે છે.

શાળાની માફક પુસ્તકાલય પણ સાર્વજનિક કેળવણીનો એક ભાગ છે. અને તે શાળા જેવી જ સંસ્થા ગણાય છે. નગી તેને તેટલા જ માનથી અને ઉદારતાથી નિભાવાય

છે, હાલનું પુસ્તકાલય શક્તિશાળી અને પ્રભાવશીલ હોવું જોઈએ. તે જનતાની સેવા કરે છે અને ભવિષ્યની સંસ્કૃતિને વિકસાવવા મૂંગા મોંએ મદદ કરે છે.

જો પુસ્તકાલય ન હોય તો વિદ્યાર્થી માટે શાળાનાં દ્વાર છેલ્લી વખત બંધ થાય છે ત્યારે તેની કેળવણીનો અંત આવે છે; પરંતુ પુસ્તકાલય હોય તો તેમ બનતું નથી. પુસ્તકાલયથી શાળાનાં બારણાં હરહંમેશ માટે ખુલ્લાં રહે છે અને સાચા શબ્દોમાં કહીએ તો પુસ્તકાલય એ તો લોકોની વિદ્યાપીઠ છે.

હાલના પુસ્તકાલય પ્રચારકો માને છે, કે પુસ્તકાલયનું ખરૂં કાર્ય લોકોની સેવા કરવાનું છે અને સાર્વજનિક પુસ્તકાલયની ઉપયોગિતા એ તેની સફળતાની ખરી કસોટી છે.



# પુસ્તકાલય : શારદા મંદિર

અત્યાર અગાઉ આપણે આપણાં દેવસ્થાનોને કેવી રીતે અપનાવતા હતા ? એ જ રીતે આ નવા યુગના સરસ્વતીમંદિરને આપણે અપનાવવું જોઈએ. દેવમંદિરને આપણે સ્વચ્છ, સુશોભિત અને પવિત્ર વાતાવરણવાળું રાખતા હતા. આપણું પુસ્તકાલય પણ સ્વચ્છ સુશોભિત અને પવિત્ર હોવું જ જોઈએ. પુસ્તકાલયની સહેજ પણ અસ્વચ્છતા એ અપરાધ છે.

દેવમંદિરોમાં આપણે નિત્ય જતા હતા. ઘણાને સવાર, બપોર અને સાંજ મંદિરમાં ગયા વગર ચાલતું નહિ દેવનાં દર્શન કરવા ઘણાં સ્ત્રીપુરુષો આતુર રહેતાં અને હાલમાં પણ રહે છે તો આપણે આપણા આ શારદામંદિર યાને પુસ્તકાલયમાં એકાદ વખત ન જઈ શકીએ ? પુસ્તકાલયનો સારામાં સારી રીતે લાભ લેવો હોય તો ચોવીસ કલાકમાંથી ઓછામાં ઓછો અડધો કલાક પણ એ પવિત્ર સરસ્વતી મંદિરમાં ( પુસ્તકાલયમાં ) જવાનો નિયમ રાખવો જોઈએ.

દેવમંદિરમાં આપણે અત્યંત પૂજ્ય ભાવથી જતા અને તેમાં આપણો ઇરાદો કલ્યાણ સાધવાનો હતો. એ વખતે આપણે વેરઝેર ભૂલી જતા. બે દુશ્મનોને પણ એક મંદિરમાં સ્થાન હતું. નવયુગના આપણા આ મહામંદિરમાં પણ આપણે પૂજ્યભાવથી નિત્ય જવું જોઈએ અને તે વખતે આપણે એકબીજાનાં વેરઝેર આ મંદિરના પગથિયા નીચે મૂકીને જ ઉપર જવું જોઈએ. પુસ્તકાલયમાં વેરઝેર અને દુશ્મનાવટને સ્થાન હોઈ શકે જ નહિ.

દેવમંદિરમાં જઈએ તો દેવનાં દર્શન કરવાં જ જોઈએ. પુસ્તકાલયમાં સરસ્વતીદેવી હંમેશાં વિરાજી રહી હોય છે. કોઈ મહાપુરુષનું જીવનચરિત્ર વાંચી વિચારીને આપણા જીવનમાં તેને ઉતારી આપણે આપણા જીવનને ઉન્નત કરી શકીએ છીએ. જગતમાં બનતા બનાવો આપણે પુસ્તકાલયમાં બેઠા બેઠા સાંભળી શકીએ છીએ. આ રીતે આપણા શારદામંદિરમાં વિરાજમાન એ સરસ્વતી દેવી આપણને દિવ્ય દૃષ્ટિ આપે છે.

વળી એક મહત્ત્વની વાતઃ દેવમંદિરમાં આપણે ખાલી હાથે જતા નથી. દેવ ભાવનાના

ભૂખ્યા છે. દેવી સરસ્વતી પણ ભાવનાની જ ભૂખી છે. શક્તિ અનુસાર પાઈ પૈસો મૂકવાની દરેકોઇ શ્રદ્ધાળુની ફરજ છે. ગાયકૂતરાને માટે ગ્રાસ કાઢીને જમનાર આપણે હિંદવાસીઓ દેવભાગ પણ જુદો કાઢીને જમીએ છીએ. અન્નદેવતાને જમાડયા સિવાય-જમનારને ગીતામાં ચોર કહ્યો છે. તો આપણે સરસ્વતીદેવી માટે કેટલો ભાગ જુદો કાઢીએ છીએ ? જ્ઞાનયજ્ઞમાં આપણે કેટલું દ્રવ્ય હોમ્યું, એ તમારી જાતને પૂછી જુઓ ! શક્તિ અનુસાર દેવભાગ જુદો ન કાઢયો હોય તો આપણે ચોર થઇએ છીએ, એ આપણે ભૂલવું ન જોઇએ. પુસ્તકાલયમાં આવનારે સરસ્વતીને ચરણે કાંઇ ને કાંઇ ભેટ તો મૂકવી જ જોઇએ. આપણે પ્રમાણિકપણે પુસ્તકાલય તરફ કંઇ ને કંઇ દાન કે ભેટ કરતા રહીએ તો ગામડે ગામડે પુસ્તકાલય સ્થાપવામાં જરાય મુશ્કેલી ન પડે.

આમ પુસ્તકાલયને દેવમંદિર તુલ્ય ગણી તેને સ્વચ્છ રાખીએ, તેમાં નિત્ય જઇએ-ભાવનાપૂર્વક જઇએ અને ત્યાં સરસ્વતીનું આરાધન કરીએ. ઉપરાંત, શક્તિ અનુસાર ભેટ ધરીએ તો પુસ્તકાલયનો આપણે સારી રીતે ઉપયોગ કર્યો ગણાય. શારદા મંદિરમાં બિરાજમાન એ સરસ્વતીને આપણે પૂજીએ નહિ તો એ દેવી રિસાઇ જાય, એની રીસના પરિણામે આપણે અજ્ઞાન રહીએ, અને અજ્ઞાનતાનું પરિણામ તો અધોગતિ છે.

વરસાદની મોસમમાં ધરતીમાંથી રોજબરોજ ફૂટતા ઝરણાની માફક આ પુસ્તકાલયના જ્ઞાનમંદિરમાં રોજ રોજ જ્ઞાનપ્રચારની અને લોકશિક્ષણની નવી નવી સરવાણીઓ ફૂટે છે.



# નિત્ય જાગ્રત પુસ્તકાલય

ગામડાંની ઉન્નતિનું એક મુખ્ય કેન્દ્ર તે પુસ્તકાલય. પુસ્તકાલય દ્વારા ગામના સંસ્કાર ઘડાય અને પ્રફુલ્લિત થાય. ગામડાંની શાળાઓ ફક્ત બાળકો અને વિદ્યાર્થીઓ માટે જ હોય છે; પરંતુ પુસ્તકાલયને એવી મર્યાદા હોતી નથી એનાં દ્વાર બાળક, યુવાન, અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ, ધનિક અને ગરીબ સૌને માટે ખુલ્લાં હોય છે. ગામના સંસ્કારનું માપ કાઢવું હોય તો ગામનું પુસ્તકાલય એ તેની પારાશીશી છે. જે ગામમાં પુસ્તકાલય ન હોય તે ગામ સંસ્કારહીન છે. જે ગામનું પુસ્તકાલય દરિદ્ર તે ગામના સંસ્કારો પણ દરિદ્ર. જે ગામનું પુસ્તકાલય ઝાકઝમાળ તે ગામના સંસ્કારો પણ દીપ્તિમાન. જે પુસ્તકાલયમાં જીવન ન હોય, જે પુસ્તકાલયમાં ધૂળ ખંખેરાતી ન હોય, જ્યાં ગ્રંથપાળોને ઊંઘવાની ફુરસદ મળતી હોય એ ગામના સંસ્કારો પણ સુસ્ત, ઊધરેટા અને હાસ્યજનક-દયાજનક ગણાય. પુસ્તકાલય માણસોથી ઊભરાતું રહેવું જોઇએ. ગ્રંથપાલ પુસ્તકો આપતાં થાકી જવો જોઇએ. વર્તમાનપત્રો અને સામયિકો વાંચવા માટે પડાપડી થવી જોઇએ. ગ્રંથો અને સામયિકો માટે જનતાની તૃષા દરરોજ વધતી જવી જોઇએ. પુસ્તકો ઝડપથી મેલાં થઇ ફાટવાં જોઇએ અને ફાટેલા એક પુસ્તકને બદલે નવાં બે પુસ્તકો કબાટમાં ગોઠવાઇ જવાં જોઇએ. ત્યાં બાળકો, યુવાનો અને વૃદ્ધો પરસ્પર જ્ઞાનવાર્તા કરતાં રહેવાં જોઇએ.

સ્ત્રીઓને માટે પણ અવરજવરની સગવડ હોવી જોઇએ. જરૂર હોય ત્યા બાલ પુસ્તકાલય અને મહિલા પુસ્તકાલય સ્થાપાવાં જોઇએ.

ગામને સંસ્કાર આપે, ગામના સંસ્કાર પોષે અને તે સંસ્કારોને વધારી જગતના સંસ્કારોની હરોલમાં લાવી મૂકે તે પુસ્તકાલયનો મહાન આદર્શ.

આપણે ત્યાં આવાં પુસ્તકાલય છે ? જો હોય તો આપણે પ્રગતિને માર્ગે ચઢી ચૂક્યા છીએ. પરંતુ જો ન હોય તો ? તો આપણે આપણું નિરીક્ષણ કરવું જોઇએ. આપણા કાર્યમાં આપણી કાર્યપદ્ધતિમાં કંઇક ખામી છે એમ આપણે સમજી જ લેવું જોઇએ. પરંતુ આપણે એટલે કોણ ? આપણે એટલે પુસ્તકાલય તરફ સહાનુભૂતિ ધરાવતી શિક્ષિત જનતા, પુસ્તકાલયનું કારોબારી મંડળ અને ગ્રંથપાલ. પુસ્તકાલય જીવંત ન હોય, પ્રગતિમાન ન હોય તો તેમાં આપણો જ દોષ છે. એ દોષને આપણે દૂર કરવો જોઇએ. ગ્રામ સંસ્કારના કેન્દ્ર તરીકે પુસ્તકાલયને જીવંત બનાવીએ અને જ્ઞાનની પરબનાં પાણી ગામની જનતાને પાઇએ એ આપણો નિર્મળ ધર્મ.

પુસ્તકાલયનું મહત્ત્વ કોઇથી અજાણ્યું નથી. પ્રજાની પ્રગતિ તેના સંસ્કારથી મપાય છે. તે સંસ્કારોનો પુસ્તકો સંગ્રહ કરે છે અને રક્ષે છે; તેથી એવાં પુસ્તકોનો સંગ્રહ એ આપણા સંસ્કારનો સંગ્રહ બની જાય છે પુસ્તકાલય એટલે પ્રજાસંસ્કારનો ભંડાર. પુસ્તકાલય દ્વારા પ્રજા ઉચ્ચ સંસ્કાર પામી શકે છે.



# મૂક સેવક સ્વ. શ્રી. મોતીભાઇ અમીન

આપણા કે. શ્રીમંત મહારાજ સયાજીરાવે સદ્ભાગ્યે પુસ્તકાલય પ્રવૃત્તિનું તંત્ર એક સાધુચરિત પુરુષના હાથમાં મૂક્યું હતું. એ પુરુષ ઓછામાં ઓછું બોલતા, અને વધારેમાં વધારે કાર્ય કરતા. સેવા કરીને મુખ બંધ રાખવાની ભવ્ય કલા એમણે હસ્તગત કરી હતી. અનેક સંસ્થાઓ તેમના પ્રયત્નથી જન્મ પામી છે. ઘણા યુવકો તેમની પાસેથી પ્રેરણા પામ્યા છે. એમને પડદા પાછળ જ રહેવું ગમતું. આ મહાન પુરુષની, મોતીભાઇ અમીન તરીકેની ઓળખાણ આપવાની ભાગ્યે જ જરૂર છે. ગુજરાતની તેમણે કયી કયી સેવાઓ મૂગે મોંએ કરી છે તે કહેવાનો આ પ્રસંગ નથી. માત્ર એટલું જ કહેવું બસ થશે, કે કે. શ્રીમંત મહારાજા સાહેબની પુસ્તકાલય પ્રવૃત્તિની યોજનાને જીવતી જાગતી રાખનાર તરીકે તેમનું નામ સદાયે યાદગાર રહેશે.

સ્વ. મોતીભાઇ અમીન સરખા ધૂની ફકીરની જહેમતને લીધે વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો દ્વારા અનેક જ્ઞાનપરબો મંડાઇ છે અને વ્યવસ્થિત પણ બની છે. પ્રાંતે પ્રાંતે પ્રાંત પુસ્તકાલય, મહાલે મહાલે મહાલ પુસ્તકાલય, કસ્બાઓમાં કસ્બા પુસ્તકાલય અને ગામડાંઓમાં ગ્રામ પુસ્તકાલયોની સુઘટિત યોજના તેમણે દાખલ કરી હતી. તેની વ્યવસ્થા કરવા માટે હાલમાં એમાં વિભાગીય મંડળો સ્થપાયાં છે. ગ્રામ, મહાલ, પ્રાંત અને રાજ્ય પુસ્તકાલયને લઇને સારી

રીતે સંકલિત થઇ ગયાં છે. ' જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય ' એ સિદ્ધાંત પણ ઘણે અંશે સ્વીકારાયો છે. આવી રીતે રાજ્ય તરફથી પ્રજાને સાધન સગવડ અને પ્રેરણા ઠીક ઠીક મળ્યાં છે. પ્રજા એનો ઉપયોગ કરે છે કે નહિ તે જોવાનું કાર્ય પ્રજાનું અને તેના આગેવાનોનું છે.

પૂજ્ય મોતીભાઇ સાહેબને તેમની વિદ્યાર્થી અવસ્થામાં વર્ગના નિત્ય અભ્યાસ ઉપરાંત બીજાં પુસ્તકો વાંચવાનું અને વિચારવાનું ખૂબ ગમતું. સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારનાં પુસ્તકો અને સરસ્વતીચંદ્ર જેવાં પુસ્તકો તેમણે વાંચ્યાં અને એમને થયું કે આવાં સારાં પુસ્તકો બીજા બધા વાંચે તો કેવું સારું ! આ તેમના વિદ્યાર્થીજીવનમાં રહેલા પુસ્તકો પ્રત્યેના પ્રેમનું બીજ.

જેને શોખ હોય છે તે તો સારાં પુસ્તકો વસાવે છે, પોતે વાંચે છે અને પોતાનાં મિત્રો સગાંવહાલાંને વંચાવે છે. પણ બીજાં અનેક માણસો એ પુસ્તકોનો જોઇએ તેવો ઉપયોગ કરતા નથી. જે લોકો ગાંઠના પૈસા ખર્ચીને પુસ્તકો ખરીદે છે, તે પુસ્તકોને નાણાંની જેમ ગોઠવીને કબાટને ખૂણે બેસી મૂકે છે, જરૂર પડયે પોતે જ આનો ઉપયોગ કરી શકે છે. કેટલાક વાચનના શોખીન હોય છે તે માગીતાગીને વાંચે છે અને પુસ્તક સારું લાગે તો તફડંચી કે ચોરી પણ કરી લે છે. આવે વખતે શું કર્યું હોય તો લોકો વિશેષ વાંચી શકે ? પુસ્તકોનો સારો ઉપયોગ શી રીતે થાય ? આ બધા તેમના બાળપણના વિચારો. આ વિચારોને તેમણે ભવિષ્યમાં અમલમાં મૂકયા પણ ખરા.

અખતરા ખાતર તેમણે પોતાના ગામ વસોમાં ' વિદ્યાર્થી પુસ્તકાલય ' શરૂ કર્યું. પંદર જ વર્ષની કાચી ઉંમરે અંગ્રેજી ત્રીજા ધોરણમાંથી જ કેટલી બધી સેવા કરવાની તમન્ના !

શરૂઆતમાં જ મોતીભાઇએ મિત્રો, કુંટુંબીઓ અને કેટલાક વાચનશોખીનો પાસેનાં પુસ્તકો ભેગાં કર્યાં. જુદા જુદા શોખીનોને હાથે ખરીદાયેલાં જુદાં જુદાં પુસ્તકો એટલે વિવિધ વાચનસામગ્રી. વાંચનારને એનાથી નવું નવું જાણવાનું મળ્યું. વાંચવાનું ખૂબ ચાલ્યું મંડળી જામી એક હેકાણે બધા ભેગા થાય. એક એક પુસ્તક બધા લઇ જાય. દરેક જણ લઇ જવામાં આવેલું પુસ્તક વાંચે. પુસ્તકમાંની વાત એક બીજાને કહે. આમ પુસ્તકો દ્વારા કેળવાયેલો વર્ગ પરસ્પર વધારે સંબંધમાં આવ્યો. વસોના સફળ અખતરા ઉપરથી તેમણે વડોદરાના પોતાના સ્થાપેલા ' ચરોતર એજ્યુકેશન હાઉસ ' નામના વિદ્યાર્થી-ગૃહમાં પણ તેમણે આ કામ આગળ ચલાવ્યું અને આમ મોતીભાઇએ મિત્રોમાં પુસ્તક-પ્રેમ પ્રગટાવ્યો.

દેશને માટે સાચા સેવકો પેદા કરવાની ને વાચનરસિયાઓને વિચારતા કરવાની સાચી જિજ્ઞાસા તેમણે તેમની નાની ઉંમરમાં જગાડી.

" સિંહના વીર સંતાને વાવ્યાં શુભ વિદ્યાલયો,
નિચોવી શક્તિ નિષ્કામે પાથર્યાં પુસ્તકાલયો. "

દુઃખ માત્રનું કારણ અજ્ઞાન છે. જ્ઞાન એ જ શક્તિ છે. જ્ઞાન મેળવવા, વધારવા અને ટકાવવા માટે શાળાઓની જેટલી જરૂર છે તેટલી જ જરૂર ગામેગામ મફત પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થાપવાની પણ છે. આ વાત ધ્યાનમાં રાખીને પૂજ્ય મોતીભાઇ સાહેબે ઘણાં મિત્રમંડળ પુસ્તકાલયો સ્થાપેલાં. એમની આ પ્રવૃત્તિની સચોટ છાપ કૈ. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના દિલ પર સને ૧૯૦૮ ની મુલાકાત વખતે પડેલી.

ભણેલું ભૂલી ન જવાય એ માટે મફત પુસ્તકાલય તો અવશ્ય હોવાં જ જોઇએ. ફરજિયાત કેળવણીની પૂર્તિરૂપ પુસ્તકાલય ન હોય તો કેળવણી પાછળ ખર્ચેલો પૈસો નકામો જ જવાનો, એવી ખાતરી અમેરિકાના પ્રવાસ દરમિયાન કૈ. મહારાજા સાહેબને થતાં પોતાના રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ કરવાનો દૃઢ વિચાર તેઓશ્રીએ કર્યો અને પૂજ્ય મોતીભાઇ સાહેબને પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક તરીકે નીમ્યા. સ્વ. મોતીભાઇની કામ કરવાની ધગશને લીધે પુસ્તકાલય ખાતાનું કામ ઘોડા વેગે ચાલવા માંડ્યું. વળી તેમણે ચરોતર વિદ્યાર્થીગૃહના છાત્રોની મદદ લઇને તેમને જાત અનુભવ આપીને પુસ્તકાલયોમાં રસ લેતા કર્યા. યુવાનો, વૃદ્ધો, બાળકો વગેરે સૌને તે સત્કારતા અને ઉત્તેજન આપતા. નિરાશ થયેલાને આશા આપતા અને સેવાભાવીઓને મિત્રરૂપ ગણતા. વૃદ્ધો અને યુવાનો વચ્ચે, શહેરી અને ગામડિયા વચ્ચે, અમલદાર અને બીન અમલદાર વચ્ચે તેઓ સાંકળરૂપ હતા.

'ગામડે ગામડે પુસ્તકાલયની પરબો શરૂ કરવી અને લોકોને જ્ઞાન-વાંચનનું અમૃત પાવું' બસ એજ ધૂન પુસ્તકાલય ખાતામાં આવ્યા પછી તેમને લાગી. પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ તેઓ ગાંડા બન્યા. તેમના સમયમાં વડોદરાના રાજમહેલનો ભવ્ય પુસ્તક સંગ્રહ માંડવી પાસે જૂના સરકારવાડાના મકાનમાં લાવી તેને વડોદરા રાજ્યની સેન્ટ્રલ લાયબ્રેરીના રૂપમાં ફેરવી નાખ્યો. અને વડોદરા શહેર સિવાયના પ્રદેશ માટે સાર્વજનિક પુસ્તકાલયની યોજના ઘડી કાઢી.

નોકરીનું કે બીનનોકરીનું સૌ કોઇ જાતનું લોકકલ્યાણનું કામ પોતે કરતા-કરાવતા છતાં યશ બીજાને આપતા. વડોદરા રાજ્યના ગામડે ગામડે પુસ્તકાલય કે વાચનાલય સ્થાપવાની જહેમત ઉઠાવનાર તેઓ પોતે જ હતા. કામ કરતાં જ્યાં જ્યાં અગવડ પડે ત્યાં ત્યાં રાતદહાડો વિચાર કરીને એ અજબ તોડ કાઢતા. પુસ્તકાલયોની તપાસણીમાં જે જે ખામીઓ જણાતી તે તરફ લાગતા-વળગતાઓનું હસતે હસતે ધ્યાન ખેંચતા અને સુધારી લેવાની સલાહ આપતા. પુસ્તકાલયમાં કામ કરનાર ગ્રંથપાલને મુશ્કેલીઓ પૂછતા અને તે મુશ્કેલીઓને દૂર કરવા બનતા પ્રયત્નો કરતા. ગ્રંથપાલ કે શિક્ષકને તેઓ કહેતા કે "ભાઇ, શિક્ષક શિક્ષકની જીંદગીમાંથી અથવા ગ્રંથપાલ ગ્રંથપાલની જીંદગીમાંથી હજારો રૂપિયા કમાઇને લક્ષાધિપતિ થવાનો નથી. તે કેળવણીની, પુસ્તકાલયની, દવાખાનાઓની કે અન્ય સાર્વજનિક મોટી મોટી સંસ્થાઓ સ્થાપી શકવાનો નથી કે તેમાં મોટી રકમોનું દાન દેઇ શકવાનો નથી. પણ તે તો પોતાને સોંપાયેલી બાળકોની મૂડીમાથી સાચા નાગરિકો

ગ્રંથપાલ આટલી સેવા કરે તો તે ઓછી નથી. પૈસાદારો પૈસા આપીને પણ જે સેવાનો લહાવો લે છે તેથી શ્રેષ્ઠ લહાવો આ સેવાથી થવાનો છે.

પૂ મોતીભાઇ સાહેબ કહેતા કે " હું તો એ પુસ્તકાલયને સારું ગણું કે જે પુસ્તકાલયનો લોક ખૂબ ઉપયોગ કરતા હોય. " જીવનચરિત્રોનું વાચન એમને ખૂબ પ્રિય હતું. જીવનચરિત્ર એટલે કૃત્રિમ વાતો કે કલ્પનાના તરંગો નહિ, પણ અનુભવોનો સંગ્રહ; માણસે કરેલું–કરી બતાવેલું કામ. સ્નેહીઓને અને વાચકમિત્રોને જીવનચરિત્રો વાંચવા, વિચારવા અને જીવનમાં ઉતારવા તેઓ ભલામણ કરતા.

લોકો સારાં પુસ્તકો વાંચે, અને જીવનને વધુ ચેતનવંતુ બનાવે એ માટે " શિષ્ટ વાચનની પરીક્ષા "ની યોજના જે હાલ પણ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ દ્વારા ચાલે છે તે એમની જ પ્રેરણાનું પરિણામ છે.



# પુસ્તકાલયના પિતા

વડોદરા રાજ્યનાં પંદરસો જેટલાં સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના મોટે ભાગે તેમની પ્રેરણાને આભારી છે. મોતીભાઇએ એક બાજુ પુસ્તકાલયો સ્થાપવા ગામેગામ ફરી લોકોને પ્રેરણા આપવા માંડી અને બીજી બાજુ પોતાને વતન વસોના પુસ્તકાલયને રાજ્યના પુસ્તકાલય ખાતાના આદર્શોની પ્રયોગશાળા બનાવી. વડોદરા ' સેન્ટ્રલ લાયબ્રેરી 'માં જે કંઈ સારું કે ઉપયોગી કામ થાય, ખાતાને માટે જે કંઇ નિયમો થાય તેનો અમલ તેમણે વસોમાં કરવા માંડયો અને પછી તે પ્રયોગ સફળ થવાથી આખા રાજ્યનાં પુસ્તકાલયો માટે પણ નિયમો ઘડી કાઢયા.

' પુસ્તકાલય એ લોકોનું વિશ્વવિદ્યાલય છે ' એ શ્રીમંત મહારાજા સાહેબનું સૂત્ર, લોકો પુસ્તકાલયનો ખાસે ઉપયોગ કરી સેનો લાભ ઉઠાવે એટલા પૂરતું જ ઉચ્ચારાયું હતું, પણ મોતીભાઇએ તો એ સૂત્રનો વિશાળ અર્થ કરી બતાવ્યો અને પુસ્તકાલયપ્રવૃત્તિને તેમણે સાચે જ લોકજીવન ખીલવવાની પાઠશાળા બનાવી દીધી. ખરેખર જ, પુસ્તકાલયપ્રવૃત્તિના તે આત્મા અને પ્રાણ હતા..

પુસ્તકાલય ખાતું લોકોને વધારે ને વધારે ઉપયોગી કેમ થઈ શકે તે માટે સ્વ. મોતીભાઇએ અનેક યોજનાઓ કરી છે. ઉપરાંત, તેમણે પોતાની જવાબદારી ઉપર પણ જનતાને અનેક સગવડો આપી હતી. પુસ્તકપ્રચાર એ એવો વિષય છે કે એમાં અનીતિને સ્થાન જ ન હોય. પુસ્તક કોઇ ચોરી જાય તે પણ એ વાંચવા માટે જ, એટલે ચોરાયેલું પુસ્તક પણ જ્યાં હશે ત્યાં વંચાશે જ, અને એ રીતે જ્ઞાનપ્રચારનો હેતુ સધાશે જ, એ સમજથી સ્વ. મોતીભાઇ અનેક અજાણ્યા વાચકોના જામીન થતા અને નિયમોના બન્ધનને લીધે કોઇની વાંચવાની તરસ છિપાવવામાં અંતરાય આવતો હોય તો તે દૂર કરી

આપતા. આવી જામીનગીરીથી તેમને વર્ષ આખરે કંઇક રકમ પણ જોડવી પડતી. તે વખતે તે એટલું જ બોલતા 'આટલી કિંમતે કેટલો બધો જ્ઞાન પ્રચાર થયો !'

એમના સંસર્ગથી વિદ્યાર્થીઓને વાંચવાનો નાદ લાગતો. આ માટે તેઓ અનેક યુક્તિઓ અજમાવતા. એને લગતી એક બે જાણવા જેવી છે.

પ્રથમ તો, વિદ્યાર્થીને જે પુસ્તક વાંચવા ભલામણ કરવાની હોય તે પોતે અગાઉથી વાંચી લેતા. પછી પ્રસંગ આવ્યે તેનો ઉલ્લેખ કરે અને તેનું પ્રશંસાયુક્ત વર્ણન કરે. આથી વિદ્યાર્થી પુસ્તક તરફ આકર્ષાય અને વાચવા માગે. લાયબ્રેરી પોતાના હાથમાં હોવાથી વિદ્યાર્થીની માગણી સહેલાઇથી સંતોષી શકાતી. આ રીતે એઓ વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવાનો શોખ લગાડતા.

આમ કરતાં તેમણે વિદ્યાર્થીઓને વર્તમાનપત્રો વાંચતા કર્યા. શરૂઆતમાં ચાલુ બનાવોની વાતો કરવા માંડી, પછી વાંચવા જેવા સમાચારો અને લેખો પર છાપામાં નિશાનીઓ કરવા માંડી. બે જાતની નિશાનીઓ થતીઃ લાલ અને ભૂરી. લાલ નિશાનીવાળું લખાણ વિદ્યાર્થીએ ફરજિયાત વાંચવાનું અને ભૂરી નિશાનીવાળું મરજી પડે તો વાંચવાનું. એ રીતે મેળવેલા જ્ઞાન ઉપર દર રવિવારે ચર્ચા કરવામાં આવતી અને વિદ્યાર્થીઓને વધુ જ્ઞાન અને સમાચાર મેળવવાનો રસ જાગતો. આ રીતે તેમણે વિદ્યાર્થીઓને જ્ઞાન મેળવવામાં રસ લેતા કરેલા.

આવા મૂંગા અને પરમ સેવક હવે આપણી પાસેથી ચાલી ગયા છે. તેમનું સ્મારક આપણે શું રાખીએ ? જે અનેકનાં જીવન તેમણે અજવાળ્યાં છે તે તેમનું જીવંત સ્મરણ છે. ધૂળમાંથી તેમણે રત્નો શોધ્યાં છે, તેમણે મગતરાંમાંથી માનવ સર્જ્યાં છે.

શ્રીયુત મોતીભાઈ મરણ પામ્યા છે ? ના, ના, પૂજ્ય મોતીભાઇ સાહેબ તો અમર છે !

❧

# પુસ્તકાલય અને સ્વાશ્રયનો સિદ્ધાંત

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા સ્વ૦ મોતીભાઇએ આપણને આધુનિક આદર્શો પ્રમાણે લોકહિતનાં કાર્યો કરવાની કળા ખીલવી બતાવી છે. જે રાજા કરી શકે તેથી વધુ ધારે તો પ્રજા કરી શકે. જે ધનવાનો કરી શકે તે ગરીબો પણ કરી શકે, અને જે સત્તાથી પણ ન થઇ શકે તે સેવાધર્મથી થઇ શકે છે, એ તેમણે આપણને સિદ્ધ કરી બતાવ્યું છે.

એમણે પુસ્તકાલયને ધર્મમંદિર જેટલું મહત્ત્વ આપ્યું છે, એ એનાં ધારાધોરણો અને વખતોવખત એમણે કાઢેલા હુકમો, સૂચનાઓ અને જાહેરાતોનો અભ્યાસ કરતાં જણાઇ આવે છે.

નવીન પુસ્તકાલય ઊભું કરવા માટે પ્રજાએ જ માગણી કરવી જોઇએ. એ માટે

ખર્ચનો ત્રીજો ભાગ પ્રજાએ જ આપવો જોઇએ અને પ્રજા તરીકે પોતાના હક્ક અને ફરજોનું ભાન સદા કાયમ રહે તે માટે પ્રજાએ જ તેનો વહીવટ કરવો જોઇએ-આ સ્વાશ્રયનો સિદ્ધાંત. એ સ્વાશ્રયના સિદ્ધાંતનું પાલન કરનાર પ્રજાને રાજ્યાશ્રયના બધા લાભો મળે છે, એ એની ખૂબી છે. એ રીતે રાજા પ્રજા વચ્ચે સહૃદય સહકાર ખીલે છે અને એકબીજાનો સંબંધ મજબૂત થાય છે, એ એનું મિષ્ટ ફળ છે.

પરંતુ રાજા અને પ્રજા બન્નેમાં અનેક વિસંવાદો રહેલા છે. પુસ્તકાલય એ વિસંવાદોનું ભોગ ન બને તે માટે એનાં ધારાધોરણોમાં ચીવટ રખાયેલી છે. દાખલા તરીકે પુસ્તકાલયમાં રાજ્યના અમલદારો ઉતારો કરી શકે નહિ, પુસ્તકાલય સાથે રાજ્યના અમલદારોનાં નામ જોડી શકાય નહિ. એવા એવા નિયમો કરેલા છે. તે સાથે પ્રજા તરફ લક્ષ આપીને એવા નિયમો કરેલા છે, કે પુસ્તકાલયનાં મકાનો ખાનગી ઉપયોગમાં લઇ શકાય નહિ. એનાં નાણાં ખાનગી ઇસમોને ઘેર જમા રાખી શકાય નહિ; એને અંગેની દુકાનો ચા બીડીનાં વ્યસનોને ઉત્તેજન આપે એવા વેપારને માટે ભાડે આપી શકાય નહિ. વગેરે વગેરે.

વળી પુસ્તકાલયની મુલાકાત લઇ કોઇ પણ અમલદાર કે પ્રતિષ્ઠિત ગૃહસ્થ એના સંચાલન સંબંધી ટીકા કે સૂચના કરી શકે છે. એમાં જ્ઞાનયુક્ત ગમ્મત આપનારી સાર્વજનિક પ્રવૃત્તિઓ ગોઠવી શકાય છે અને સભાઓ ભરી શકાય છે. ટુંકામાં, પુસ્તકાલય પ્રજાજીવન ખીલવવાનું કેન્દ્ર બને તે માટે લોકહિતની વિવિધ પ્રવૃત્તિઓ થવી જોઇએ, એવી અપેક્ષા–એવો આદર્શ રાખવામાં આવ્યો છે.



# પુસ્તકાલયમાં દેખાઇ આવતો સ્વતંત્રતાનો જુસ્સો

**સા**ર્વજનિક પુસ્તકાલયમાંથી દરેક જાતના કારીગરો, યંત્રવિદો અને મજૂરોને જોઇતી સંપૂર્ણ માહિતી મળી રહે છે. પુસ્તકાલયમાં સર્વ જાતનાં પુસ્તકો હોય છે. ત્યાંથી સર્વ કોઇ જ્ઞાન મેળવી શકે છે. બધાને માટે પુસ્તકાલય ખુલ્લું હોય છે. ત્યાં કોઇ પણ જાતનો ભેદભાવ રાખવામાં આવતો નથી, એટલે સાર્વજનિક પુસ્તકાલયના જેટલી સ્વતંત્રતા બીજે ભાગ્યે જ આપણે મેળવી શકીએ છીએ. ત્યાં બાળકથી માંડી વૃદ્ધ, બે ટંક ખાવા ન મળતું હોય તેવા ગરીબથી માંડી અબજોપતિ અને દરિદ્રનથી માંડી શાહુકાર વાણિયા સુધીનાં સર્વ કોટિનાં મનુષ્યો પુસ્તકાલયમાં આવી શકે છે અને તેનો ઉપયોગ કરી શકે છે.

આપણને હવે સારી આવડતવાળા અને અનુભવી માણસોની વધુ જરૂર પડતી જાય છે. અજ્ઞાન કરતાં જ્ઞાની માણસ આપણને વધુ પ્રિય લાગે છે અને આપણને તેની વધુ જરૂર પડતી લાગે છે. તો અજ્ઞાન લોકો પુસ્તકાલય દ્વારા થોડુંઘણું જ્ઞાન મેળવી શકે છે અને શિક્ષિત લોકોની હરોળમાં આવી શકે છે. આ રીતે પુસ્તકાલયની ઉપયોગિતા વધતી જ જાય છે.

સાર્વજનિક પુસ્તકાલયનાં પુસ્તકોમાંથી મેળવેલા આનંદ વડે આપણાં મન પ્રફુલ્લિત થાય છે, અને આળસથી આપણામાં પેસી ગયેલા ખરાબ વિચારો સિવાયના બીજા સારા

વિચારો મગજમાં દાખલ થાય છે. આપણા મનના ખરાબ વિચારો દૂર થાય છે અને એ રીતે આપણું ચારિત્ર્ય ખીલી ઉઠે છે. વળી જો પુસ્તકાલય જેવી સ્વતંત્ર સંસ્થામાં જવા માટે બાળક હંમેશાં ટેવાયેલો હોય તો તેના મગજમાંથી સંકુચિત અને કોમી વિચારો દૂર થાય છે અને સ્વતંત્રતાના આદર્શો તેની આંખ આગળ ખડા થાય છે. આ રીતે પુસ્તકાલયમાંથી બાળક સ્વતંત્રતાનો પાઠ શિખી શકે છે.

બાળકો સામાન્ય રીતે સ્વેચ્છાએ જ પુસ્તકાલયમાં આવે છે. તેમને કોઇ ત્યાં પરાણે ધકેલતું નથી કે મારી ઝુડીને પુસ્તકાલયમાં મોકલતું નથી. તેને જો એમ લાગે કે પોતાને જ્ઞાનની ભૂખ લાગી છે, કંઈક નવું જોવું-જાણવું છે અને તે જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે વાંચવાનાં પુસ્તકો ત્યાંથી લાવવાં જોઇએ તો તે આપમેળે પુસ્તકાલયમાં જાય છે. આમ અજાણતાં પણ તેમના જીવન ઉપર પુસ્તકાલયની સારી છાપ પડે છે. તેઓ તેમની જાતને આવકાર પામેલા અને માન અપાયેલા માને છે. આ રીતે પુસ્તકાલયથી સ્વમાનનું પાલન થાય છે અને તેનો વિકાસ થાય છે, ઉચ્ચ કેળવણી આપવાનું અને સારા નાગરિકો ઘડવાનું કાર્ય પુસ્તકાલયનું છે

પુસ્તકાલય બધાને માટે સર્વસામાન્ય ક્ષેત્ર છે. પુસ્તકાલયમાં દાખલ થવા માટે કોઇપણ જાતનું સામાજિક બંધન નથી. પુસ્તકાલયના દ્વાર હરહંમેશ માટે ખુલ્લાં હોય છે. પુસ્તકાલયમાં ગરીબ અને ધનવાન સૌ એકબીજાને સ્વતંત્ર રીતે મળી શકે છે. ત્યાં તેમની અમીરી કે ગરીબીને મહત્ત્વ અપાતું નથી.

અરે, આ જનતાની વિદ્યાપીઠમાં-સાર્વજનિક પુસ્તકાલયમાં-બુદ્ધિના ખજાનાવાળા શેઠો તરફ પણ પક્ષપાત કરવામાં આવતો નથી.

આ રીતે આદર્શ સાર્વજનિક પુસ્તકાલય સ્વતંત્રતાનો સાચો જુસ્સો પિછાની શકે છે અને એ પ્રમાણે આપણે આપણા દેશમા આવતા પરદેશીઓમાં તથા હિંદીઓમાં પણ સાર્વજનિક પુસ્તકાલય સ્વદેશાભિમાનનો પ્રવાહ રેડે છે અને તેમને સ્વદેશાભિમાની બનાવે છે.

ટૂંકમાં, સ્વતંત્રતા અને જવાબદારી એ શું વસ્તુ છે, તે આપણે સાર્વજનિક પુસ્તકાલયનો ઉપયોગ કરવાથી જાણી શકીએ છીએ.



# પુસ્તકાલય : પ્રાચીન સંસ્થા

જે દેશમાં રામાયણ, મહાભારત કે કુરાને શરીફ જેવા ગ્રંથોની પૂજા થાય છે તે દેશમાં ગ્રંથોના સંગ્રહ થયા સિવાય રહે જ નહિ આપણા દેશમાં પણ ઘણા પ્રાચીન સમયના ગ્રંથભંડારો જડી આવ્યા છે. ઋષિઓના આશ્રમો, સાધુઓના મઠો, જૈનોના ઉપાશ્રયો એ બધાં એક અગર બીજા સ્વરૂપે પુસ્તકાલય જ હતાં, એમ કહીએ તો તે અયુક્ત નહિ લેખાય. નેપાળ અને તિબેટના ગ્રંથભંડાર, પાટણ અને ખંભાતના પુસ્તકસંગ્રહ વગેરે આપણી જૂની

પુસ્તકાલયપ્રવૃત્તિની સાક્ષી પૂરે છે. પ્રાચીનકાળમાં આપણા રાજ્યકર્તાઓ વિદ્યાને ઉત્તેજન આપવાનો રાજ્યધર્મ બરાબર સમજતા હતા. વિક્રમ અને ભોજનાં નામ વિદ્યા માટે અમર થઇ ગયાં છે. એક એક શ્લોકના લાખ લાખ રૂપિયા આપતા હતા તે ઉપરથી ભોજ રાજાની વિદ્યોપાસના તો આપણે જરૂર જોઇ શકીએ છીએ. હેમચંદ્રના વ્યાકરણને હાથી ઉપર વાજતે ગાજતે ફેરવનાર ગૂર્જરનરેશ સિદ્ધરાજ ગ્રંથસંગ્રહ માટે કેટલો ઘેલો બનતો હશે તે આપણે સહેજે કલ્પી શકીએ તેમ છીએ. ટીપુ સુલતાનનું પુસ્તકાલય તેના મૃત્યુ પછી જ્યારે અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે તેમાં બે હજાર હસ્તલિખિત ગ્રંથો હતા.

આ બધી હકીકતો ઉપરથી આપણે જોઇએ છીએ કે પુસ્તકાલયની સંસ્થા જૂની અને પ્રાચીન છે. પુસ્તકાલય એ માત્ર રાજ્યની શોભા નહિ પણ જરૂરિયાત તરીકે ગણાય છે. ધનભંડારની માફક પુસ્તક ભંડારનું પણ જતન થવું જોઇએ. જેમ આપણે ધન ભેગું કરવાની મહત્ત્વાકાંક્ષા સેવીએ છીએ, તેમ પુસ્તકોના સંગ્રહ માટે પણ હોવું જોઈએ. પહેલાંના જમાનામાં પુસ્તકાલય માટે ઓરડાઓ અને ઇમારતો અલગ રાખવામાં આવતાં હતાં. રાજમહેલમાં પણ પુસ્તકાલયનું સ્થાન હોય અને સાધુના મઠમાં પણ તેનું સ્થાન હોય.

વળી માનવજીવનના કંઇ કંઇ પ્રસંગો અને કંઇ કંઇ લાગણીઓ પુસ્તકાલયમાં એકઠાં થયેલાં આપણે જોઇએ છીએ. પુસ્તકોનો સંગ્રહ કરવાની વૃત્તિ ઉપરાંત એ સંગ્રહને સાચવી રાખવાની અને તેને વધારવાની વૃત્તિ પણ આપણને પ્રાચીન કાળથી દેખાઇ આવે છે. એક રાજ્યના પુસ્તકાલયમાં એક લાખ હસ્તલિખિત પુસ્તકો હોય તો બીજું રાજ્ય પોતાના પુસ્તકાલયમાં બે લાખ પુસ્તકો વસાવે. પુસ્તકાલયોનાં તે વખતે વેચાણ પણ થતાં અને તેમની ભેટ બક્ષિસો પણ કરવામાં આવતી. પહેલાંના વખતમાં પુસ્તકાલયો સંગ્રહાયાં છે, દટાયાં છે, બળાયાં છે, લુંટાયાં છે અને ભેટરૂપે પણ અપાયાં છે. ખજાના તરીકે, વેચાણ તરીકે, લૂંટ તરીકે અને બક્ષિસ તરીકે પુસ્તકાલયે પ્રાચીન સંસ્કૃતિમાં પોતાનો ભાગ ભજવ્યો હતો. આપણા પૂર્વજોને પુસ્તકાલયની ભારે કિંમત હતી.

## પુસ્તકાલય–યુગ

પુસ્તકાલયનો યુગ શરૂ થઇ ચૂકયો છે અથવા તો પુસ્તકાલયના પૂજારીઓ શાળા–યુગ પછી પુસ્તકાલય–યુગ શરૂ કરવા મથી રહ્યા છે. એટલે પુસ્તકાલયનું સાહિત્ય હવે એકત્ર થવું જ જોઇએ.

પુસ્તકાલય એટલે એકલું મકાન જ નહિ તેમજ એકલો પુસ્તકોનો સંગ્રહ પણ નહિ આધુનિક પુસ્તકાલય પોતાના ઉચ્ચ આદર્શ સિદ્ધ કરે તે માટે એ જ્ઞાન અને શિક્ષણપ્રચારના સર્વ માર્ગો, યુક્તિઓ અને સાધનો તેમજ જરૂરિયાતો વિચારનારી અને બાળકો તેમજ વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષો, શિક્ષકો તથા વિદ્યાર્થીઓ અને ખેડૂતો તેમ જ કારીગરો, થોડું ભણેલા તેમજ બહુ ભણેલા આ સર્વ વર્ગની સેવા કરનારી સંસ્થા હોવી જોઇએ. પુસ્તકા-

ધ્યક્ષ–પુસ્તકાલયનો આત્મા જાગતો હોય તો પુસ્તકોની વ્યવસ્થા એવી સુંદર રાખે કે વાચકો હોંશે હોંશે પુસ્તકાલયમા જાય અને જોઇતું પુસ્તક વા જોઇતી માહિતી મેળવી શકે.

હાલનો યુગ ઘણો બદલાઇ ગયો છે. પહેલાંનો વખત અત્યારના વખત કરતાં ઘણો જુદો હતો. પહેલાંના વખતનું હાલમાં કંઈ નથી. કોઇ ઘરડા વૃદ્ધ પુરુષને જો તમે તેનાં બાળપણ વિષે કાંઇ પૂછશો અને પોતાના જમાના વિષે કાંઇ કહેવાનું કહેશો તો તે તમને પોતાનું દિલ ખોલી કહેશે, કે હાલનો જમાનો ઘણો બદલાઇ ગયો છે. પહેલાં જે ન હતું તેવું આજે ઘણું છે. પહેલાંના વખતમાં લખેલાં પુસ્તકોની નકલો મર્યાદિત અને ઓછી સંખ્યામાં હતી, જ્યારે આજે તો આપણે એક જ પુસ્તકની હજારો અને લાખો નકલો મેળવી શકીએ તેમ છીએ. પહેલાં છાપખાનું ન હતું, પુસ્તકો હાથે લખાતાં અને વંચાતાં. તે વખતે ફક્ત ચાર માણસો જ પુસ્તક વાંચે તેવી સ્થિતિ હતી તેને બદલે આજે ચાર હજાર કે ચાર લાખ માનવીઓને એક પુસ્તક વાંચવાની સગવડ થઇ છે. પુસ્તકો વાંચવા માટે પહેલાં આપણે રાજમહેલ કે મઠ મંદિરોમાં જવું પડતુ હતું, ત્યારે આજે આપણે ઘેર બેઠાં પુસ્તકો વાંચી શકીએ તેવી યોજના શક્ય થઇ છે. જૂના જમાનામાં વાચનના શોખીનોને સેંકડો ગાઉની મજલો કરવી પડતી હતી. આજે પોળ બહાર નીકળતાં વાચનનો શોખ ગરીબમાં ગરીબ પણ પૂરો પાડે એવી સ્થિતિ આવી છે. પહેલાં ગોરો માનવી કાળા માનવીને જુએ તો તેને વિસ્મય અને આશ્ચર્ય ઉત્પન્ન થતાં, આજે ગોરા અને કાળા, રાતા ને પીળા, બધા જ રંગના માનવીઓ એક બીજાની સાથે મળી શકે અને સંપર્ક સાધી શકે તેવો સમય આવ્યો છે એટલે ગોરાના સંસ્કાર કાળાએ ઝીલવા પડશે અને કાળાના સંસ્કાર ગોરાએ તેના જીવનમાં ઉતારવા પડશે. આ બધું પુસ્તકાલયની સંસ્થા મારફત સહેલાઇથી થઇ શકે તેમ છે. પુસ્તકાલયમાં દરેક જાતના અને દરેક કોમના મનુષ્યો આવે છે અને એક બીજાના સંસ્કારોની આપ–લે થઇ શકે છે, પુસ્તકાલયમાં સંસ્કારોની આપ–લે ઝડપથી થઇ શકે છે.

પહેલાંના જમાનામાં જ્ઞાનનો ઇજારો બ્રાહ્મણો પાસે હતો. જ્ઞાનને બ્રાહ્મણો પોતાનું કરી બેઠો હતા. પરંતુ હવે તો જ્ઞાન હરિજન પણ માગેછે. એટલે હવે જો બ્રાહ્મણને તેનું બ્રાહ્મણત્વ સાચવી રાખવું હોય તો તેણે જ્ઞાનરહિતને જ્ઞાન આપવું જ જોઇએ; નહિ કે પોતાની પાસે સંતાડી રાખવું. બ્રાહ્મણનો જ્ઞાનનો ઇજારો તૂટ્યો છે. કારણ કે જ્ઞાન એ એક રીતે સત્તા અને મિલ્કતની ચાવીરૂપ છે જ્ઞાન વિનાના મનુષ્યનું મનુષ્યત્વ સંપૂર્ણ રીતે ખીલતુ નથી. જ્ઞાનને હવે તાળા કુંચીમા પૂરી રખાય તેમ નથી. તેને તો ઘેર ઘેર લુંટાવવું પડશે. અને તેમ કરવા માટે પુસ્તકાલય બહુ મદદગાર થઇ પડશે. પુસ્તકાલય મારફત દરેક દરેક માનવીને જ્ઞાન પહોંચાડી શકાય છે.

# અંધકારમાંથી પ્રકાશમાં

હિંદનો ઉદ્ધાર એનાં ગામડાંમાં રહ્યો છે. ગામડાનો ઉદ્ધાર તેના સંસ્કારોમાં સમાયેલો છે. એ સંસ્કારોનું મુખ્ય કેન્દ્ર તે પુસ્તકાલય, પુસ્તકાલયનો સુકાની-ગ્રંથપાલ-જે ધંધે શિક્ષક ન હોવા છતાં તે એક મૂગો શિક્ષક છે. ગ્રામોન્નતિનો સંસ્કાર વિભાગ ગામ શાળા, શિક્ષક અને ગ્રંથપાલ વચ્ચે વહેંચાઇ ગયો છે. એની દોરવણી પ્રમાણે ગ્રામોન્નતિનું વહાણ આગળ ચાલશે.

એવા સેવાભાવી સુકાનીઓને ખોળી કાઢી તેના હાથમાં પુસ્તકાલયો મૂકવાં અને તે પુસ્તકાલયો બરોબર ચાલે એવી સગવડો કરી આપવી એ સૌનો ધર્મ છે. જ્યાં સુધી ગામડે ગામડે પુસ્તકાલય સ્થપાય નહિ ત્યાં સુધી આપણે આપણો ધર્મ ચૂકયા છીએ એની શરમ ભણેલાઓને, ધનવાનોને અને ગામના આગેવાનોને છે. આપણે હિંદનું ભલું ચાહતા હોઇએ, હિંદની ગ્રામજનતાનું ભલું ચાહતા હોઇએ તથા જો આપણે આપણું ભલું ચાહતા હોઇએ તો આપણે એક નિશ્ચય કરી લેવો જોઇએ કે, આપણો કોઇ પડોશી અજ્ઞાન ન રહે. જ્ઞાન વિસ્તારનું મુખ્ય સાધન પુસ્તકાલય. આપણે નિશ્ચય કરવો જોઇએ કે એક પણ ગામ પુસ્તકાલય વગરનું ન રહે.

પુસ્તકાલય એ જ્ઞાનની પરબ છે. એ પરબ બંધાવનાર, એ પરબ મંડાવનાર મહાપુણ્યનું કાર્ય કરે છે. ગામડે ગામડે એ જ્ઞાનની પરબ મંડાય તો આપણું કાર્ય સિદ્ધ થયું ગણાય. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ ' જ્ઞાન સરખું પવિત્ર બીજું કંઇ નથી. ' પશ્ચિમના દેશોની સંસ્કારી પ્રજા કહે છે કે " Knowledge is Power " ' જ્ઞાન એ મહાશક્તિ છે. ' એક મુસ્લિમ કવિ કહે છેઃ

' બત્તી માફક જ્ઞાનની પાછળ બળવું જોઇએ. '.

આપણે પ્રજાવાદી હોઇએ કે રાજાવાદી, આપણે પુરાતન સંસ્કારમાં માનતા હોઇએ કે નવીન સંસ્કારબળથી જીવનપલટો કરવાની આશા રાખતા હોઇએ, આપણે પૈસાદાર હોઇએ કે ગરીબ હોઇએ, સરકારી નોકર હોઇએ કે પ્રજાજન હોઇએ, છતાં એક પુસ્તકાલય-પ્રવૃત્તિ એવી છે કે જેમાં આપણે હાથમાં હાથ મિલાવી એકબીજાની સાથે ઉભા રહી જ્ઞાન-પ્રાપ્તિની હરિફાઇ સુખેથી કરી શકીએ.

સંસ્કૃતમાં એક સુભાષિત છે કે.—

' तमसो मा ज्योतिर्गमय । '

ગુજરાતીમાં પણ કહ્યું છે કેઃ

' ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા. '

આપણે જેમ જેમ આગળ વધીએ છીએ, તેમ તેમ પ્રકાશની જરૂર પણ વધતી જાય છે. એ પ્રકાશના વિસ્તારકાર્યમાં આપણે સહેજ પણ ઉપયોગી થઇ પડીશું તો આપણું જીવ્યું સાર્થક થશે.

પુસ્તકાલય એ પ્રકાશધામ છે, વાચનાલય એક જ્યોતિર્મંદિર છે. એ મંદિરો અને ધામો સ્થાપવાનો આપણો પરમ ધર્મ છે. અંધકારમાંથી પ્રકાશમાં જવાની જરૂર આજે પણ ઓછી નથી. માટે ગામેગામ પુસ્તકાલય સ્થાપવામાં વહેલામાં વહેલી તકે આપણે આપણાથી બનતું કરવું જોઇએ.



# પુસ્તકાલયથી થતા લાભ

પુસ્તકાલય એ મોજશોખ નથી, તે કંઇ માત્ર સુધરેલા માટે જ નથી, તેમ જ ફક્ત વિજ્ઞાનીઓ માટે પણ નથી. તે માત્રબુદ્ધિશાળી લોકો માટે નથી કે ફક્ત સાહિત્યકારો માટે પણ નથી. પુસ્તકાલય એ જાહેર જનતાના વિશાળ અને સાર્વજનિક લાભ માટે છે. પુસ્તકાલય લોકોની માનસિક પ્રગતિનો જમણો હાથ છે. પુસ્તકાલય એ એક વિશાળ ખેતર છે, કે જેમાં પરિપક્વ થયેલા સાક્ષરો પોતાની વિકસિતા શક્તિઓ દ્વારા અનુભવ મેળવે છે. અનેક ગરીબ છોકરા અને છોકરીઓ કે જેઓ શાળાનું શિક્ષણ મેળવી શકતાં નથી તેમની કેળવણી અને સંસ્કાર માટે પુસ્તકાલય એ એક સુંદરમાં સુંદર સાધન છે. એવા લોકોને જોઇતાં પુસ્તકો આપીને હરેક મનુષ્યના જીવનને સમૃદ્ધ બનાવવું અને વિકસાવવું એ પુસ્તકાલયનું એક સામાજિક સંસ્થા તરીકેનું કર્તવ્ય છે.

સાર્વજનિક પુસ્તકાલય મહત્ત્વાકાંક્ષી કારીગરોને ઉંચે ચઢવાની અને સારો અનુભવ મેળવવાની તક આપે છે. તેનાં કબાટોમાંથી ઉત્તમ અને છેલ્લામાં છેલ્લી બહાર પડેલી ચોપડીઓ જ્ઞાન મેળવવા માટે મળી શકે. કેળવણી ચાલુ રાખવા માટે વૃદ્ધ લોકોની અત્યારના જેટલી પ્રબળ મહેચ્છા આ અગાઉ જણાઇ નથી.

પુસ્તકાલય પ્રૌઢશિક્ષણના પ્રચાર માટે પોતાથી બનતું બધું જ કરે છે.

પુસ્તકાલય ભવિષ્ય માટે પ્રથમથી જ ધ્યાન આપે છે. વળી તે બાળકને તરછોડતું નથી. ગ્રંથપાલ શાળાના શિક્ષકને ઘણો મદદરૂપ થઇ પડે છે. વળી દરેક બાળકમાં જ્ઞાન મેળવવાની શક્તિ રહેલી હોય છે તે તો સર્વની જાણીતી વાત છે. પરંતુ એકી સાથે ઘણાં બાળકોને અપાતા શિક્ષણને લઇને તે શક્તિ ખીલતી નથી. એટલે ગ્રંથપાલના બુદ્ધિ અને ચાતુરીભર્યાં કામથી તે શક્તિ દીપી ઉઠે છે અને સંપૂર્ણ વિકાસ પામે છે. વૈજ્ઞાનિક શોધ, કળા, સાહિત્ય, ફિલસૂફી અને વેપાર માટે જ્ઞાન મેળવવાની આ શક્તિ ન કેળવાય તો સમાજને શું નુકશાન થાય છે તે આપણે નરી આંખે જોઇ શકતા નથી.

સ્ટીફન્સન અને ઍડીસન જેવા મહાન વિજ્ઞાનીઓએ જો પુસ્તકાલયનો ઉપયોગ કરવામાં અને તેમાંનાં પુસ્તકોમાંનું જ્ઞાન મેળવવામાં ઢીલ કરી હોત તો આપણે કદાચ અત્યારે સ્ટીમર, રેલવે, તાર-ટેલિફોન અને વિજળી ( Electricity )ની અસંખ્ય અજાયબીઓ વિનાના હોત. આ સૈકામાં વિજ્ઞાને જે પ્રગતિ કરી છે તે આપણે જો પુસ્તકાલયો ન હોય તો જાણી શકત નહિ.

મનુષ્યનું ફળદ્રુપ ભેજું જ્ઞાનના સંગ્રહનો બધી જ દિશામાં ઉપયોગ કરે છે અને તેનું પરિણામ નવી શોધ છે તે આપણે ભૂલવું જોઈએ નહિ. સૈકાઓ સુધીના અનુભવનો અને જ્ઞાનનો સંગ્રહ કરવો તે પુસ્તકાલયનું કર્તવ્ય છે. પુસ્તકાલય એ જ્ઞાનરૂપી ધનનો ખજાનો છે, કે જે ધન ગરીબ કે તવંગર સર્વ વાપરી શકે છે.

સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલે અને તેના સંચાલકોએ લોકોને પુસ્તકો છૂટથી આપવાં જોઈએ કે જેથી એ લોકો તે સાહિત્યની કદર કરી શકે અને તેનો બોધ પોતાના જીવનમાં ઉતારી શકે. વળી જે વાચનથી આપણને આનંદ મળે તે વાચન પૂરું પાડવાનું કાર્ય સાર્વજનિક પુસ્તકાલયનું છે. જે પુસ્તકો જલદી વાંચી શકાય અને જેનાથી વાચકને સારા વિચારો સ્ફૂરે તેમજ તેનું મન આનંદિત બને તેવાં પુસ્તકો સારાં ગણાય છે અને એવાં પુસ્તકોવાળું પુસ્તકાલય ઉત્તમ ગણાય છે.



# પુસ્તકાલય શું શું કરી શકે ?

પુસ્તકાલયની ઉપયોગિતા આપણે સૌ જાણીએ છીએ. સમાજ પ્રત્યેના, ગામ પ્રત્યેના અને પોતાના દેશ પ્રત્યેના તેના કર્તવ્ય તરફ આપણે ખાસ લક્ષ આપવું જોઈએ. હવે આપણે પુસ્તકાલયનું કર્તવ્ય શું છે તે જોઈએ.

(૧) શાળા છોડયા પછી દરેક વિદ્યાર્થી પુસ્તકાલય દ્વારા જ્ઞાન મેળવી શકે છે અને એ રીતે શાળામાં મેળવેલા શિક્ષણમાં પુસ્તકાલયથી વધારો થાય છે. ૧૪–૧૫ વર્ષની ઉંમરે છોડી દીધેલું ભણતર એનાથી ચાલુ રહે છે અને આ રીતે નાનપણમાં મેળવેલું અક્ષરજ્ઞાન લાંબા કાળ સુધી ભૂલી શકાતું નથી. એ જ રીતે પુસ્તકાલયથી પ્રૌઢ શિક્ષણ પદ્ધતિ જાળવી રખાય છે. પુસ્તકાલયનો ઉપયોગ વૃદ્ધ લોકો પણ કરી શકે છે.

(૨) હુન્નર ઉદ્યોગ જાણનાર, યંત્રશાસ્ત્રી અથવા કારીગર, સૌ કોઈ જેમને તેમના ધંધા વિષેના ખાસ જ્ઞાનની જરૂર હોય છે તેમને તે બાબતનાં પુસ્તકો અને ચોપાનિયાં પુસ્તકાલય દ્વારા પૂરાં પાડી શકાય છે. અને એ રીતે પોતાના શહેરનો તથા દેશનો ઉત્તમ પ્રગતિ પામે છે.

(૩) શિક્ષકોને, ખબરપત્રીઓને, તંત્રીઓને, કાયદા કાનુનીઓને, વકીલોને વગેરે સૌ કોઈને જોઈતી માહિતી પુસ્તકાલય પોતાનાં પુસ્તકો દ્વારા પૂરી પાડે છે.

(૪) પુસ્તકાલયનાં પુસ્તકો વાંચવાથી ઉચ્ચ પ્રકારનો વિશુદ્ધ આનંદ અને રમુજ મળે છે.

(૫) સાર્વજનિક પુસ્તકાલયમાં સમાજસુધારણાને લગતાં અન્ય સાધનોનો સમાવેશ કરી શકાય છે. પુસ્તકાલય દ્વારા પ્રોત્સાહન મેળવી દવાખાનું, સંગ્રહસ્થાન વગેરે સંસ્થાઓ સ્થાપી શકાય છે. પુસ્તકોમાંનું જ્ઞાન મેળવીને નવી શોધ કરવાની પ્રેરણા મળે છે. ધન પ્રાપ્ત થઈ શકે અને સમાજને ઊંચે લઈ જઈ શકાય તેવા ગુણો જેવા કે વેપાર, ચારિત્ર્ય વગેરે પુસ્તકાલયથી ખીલી શકે છે.

(૬) પુસ્તકાલય વડે કેળવણી સંપૂર્ણતાને પામે છે અને એ રીતે શાળાનાં કાર્યની કિંમત આંકી શકાય છે. શાળાના શિક્ષકોએ વિદ્યાર્થીઓને કેવા ભણાવ્યા છે, પાઠ્ય પુસ્તક સિવાયનાં બીજાં પુસ્તકો વાંચવાની ટેવ પાડી છે કે નહિ, અને શાળાનો અભ્યાસક્રમ યોગ્ય છે કે નહિ વગેરે જાણી શકાય છે.

(૭) બાળકો અને વિદ્યાર્થીઓ ઉચ્ચતર સાહિત્ય ઓળખે અને તેના પ્રત્યે આકર્ષાય તે માટેની સારામાં સારી તકો પુસ્તકાલય આપે છે. પુસ્તકાલય ન હોય તો આવી તક બહુ જ થોડાને મળે છે.

(૮) સાર્વજનિક પુસ્તકાલયને લીધે અશિષ્ટ સાહિત્યનું વેચાણ અને તેનું વાચન ઓછું થાય છે; અરે, બંધ પણ થાય છે. આ રીતે માનસિક અને નૈતિક તંદુરસ્તી કેળવાય છે.

(૯) પુસ્તકાલયને લીધે હરકોઇ વાચક પૈસાનો બચાવ કરવા પ્રેરાય છે. સામાન્ય બુદ્ધિથી જોતાં પણ આપણને લાગે છે, કે પુસ્તકાલયથી પુસ્તકો પાછળ થતો ખર્ચ ઓછો થઇ શકે છે. દરેક વાચક પોતાની મેળે અમુક પૈસાની ચોપડીઓ લાવે તેના કરતાં પુસ્તકાલય મારફત તેટલી જ કિંમતે તેનાથી હજારગણી ચોપડીઓનો લાભ લઇ શકે છે.

(૧૦) પુસ્તકાલયમાં બધી જ જાતના લોકો, ઠોઠ અને બુદ્ધિશાળી, ગરીબ અને પૈસાદાર, સુથાર અને લુહાર, વેપારી અને ખેડૂત વગેરે ન્યાતજાતના ભેદ સિવાય બધા જ આવી શકે છે.

(૧૧) પુસ્તકાલયથી પોતાના ગામનો બૌદ્ધિક વિકાસ સધાય છે તે આપણને પ્રત્યક્ષ માલુમ પડતું નથી, પરંતુ અમુક સમય બાદ તે ગામની પ્રગતિ જણાઇ આવે છે.

(૧૨) પુસ્તકાલયથી આપણું ગામ વસવાટ માટેનું એક આકર્ષક સ્થળ બને છે. લોકો ત્યાં આકર્ષાય છે અને એ રીતે આપણું ગામ હર્યું ભર્યું બને છે,



# પુસ્તકોનું મૂલ્યાંકન

શાળા પછીથી ચાલુ રહેતી કેળવણી પુસ્તકોના સદુપયોગ ઉપર આધાર રાખે છે. પરંતુ શાળામાં કયું પુસ્તક સારું અને કયું પુસ્તક અનિષ્ટ તે વિષે કાંઇ ત્યાં શિખવવામાં આવતું નથી. હાલની માધ્યમિક શાળાનો વિદ્યાર્થી 'સર્વજ્ઞાનસંગ્રહ ( Encyclopedia ) નામના પુસ્તકમાંથી પોતાને જોઇતો લેખ કેવી રીતે શોધી કાઢવો તે જાણતો હોતો નથી. વળી વ્યાખ્યા અને શબ્દો સિવાય શબ્દકોષ ( Dictionary ) બીજી કેટલી રીતે ઉપયોગી છે તે પણ તે જાણતો હોતો નથી.

'પુસ્તક એ ફક્ત પુસ્તક જ છે ' એ તેની ધારણા ખૂબ દયાજનક છે. અને પુસ્તકની તેને બિલકુલ કિંમત હોતી નથી. વળી વિદ્યાર્થી પુસ્તકમાં આપેલું વાક્ય બોલી શકે છે, પણ તે પુસ્તકનું નામ દેવાને અશક્તિમાન હોય છે. આ બતાવે છે તેની પુસ્તક પ્રત્યેની

લાગણી. પોતાને વેઠ વળગી હોય તેમ તે તેના ભણતર ખાતર એ પુસ્તક વાંચે છે, પરંતુ વખત જતાં એ પુસ્તકનું નામ પણ તેને યાદ રહેતું નથી. આ શું બતાવે છે ?

વિદ્યાર્થીને પોતાને જોઈતી માહિતી જ્યાંસુધી મળી રહે છે ત્યાંસુધી તેને પુસ્તકની ઉપયોગિતા માલૂમ પડતી નથી, પરંતુ જ્યારે તે તે પુસ્તકની અગત્ય જાણે છે ત્યારે તે ખૂબ આશ્ચર્ય પામે છે; તેથી વધુ તો જ્યારે તેને ખબર પડે છે કે પોતે મેળવેલી માહિતી માટે લેખકની અને પુસ્તકની કિંમત કરતાં તેને આવડવું જોઈએ ત્યારે તે ખૂબ નવાઈ પામે છે. માટે દરેક વિદ્યાર્થીને લેખકની કિંમત કરતાં આવડવું જોઈએ અને પુસ્તકનું મહત્ત્વ સમજતાં આવડવું જોઈએ. તેથી જો શાળાંત પુસ્તકાલયનો ગ્રંથપાલ ઉપર કહ્યા તે બે મુદ્દા (લેખકનું મૂલ્યાંકન અને પુસ્તકની અગત્ય)ની છાપ વિદ્યાર્થીઓના મન ઉપર સારી રીતે પાડી શકે તો તે પુસ્તકાલયનો હેતુ સફળ થયો કહી શકાય. તે પુસ્તકાલયને શિક્ષણ આપવાનાં સાધનોમાંનું એક સાધન ગણી શકાય.

સાર્વજનિક પુસ્તકાલય દિનપ્રતિદિન પ્રગતિ પામે અને લોકો તેમાં સાથ આપે તો જ પુસ્તકાલયની સફળતા લેખી શકાય. પુસ્તકાલય જેવી સંસ્થાઓ આનંદ પ્રમોદ માટે પોતાથી બનતું બધુંજ કરે છે. અને સ્થાનનો બહોળો ફેલાવો કરે છે. સાર્વજનિક પુસ્તકાલય છોકરા અને છોકરીઓમાં મહત્ત્વાકાંક્ષા અને ઉત્કંઠા પ્રેરે છે અને તેમને વિનાશને માર્ગે જતા અટકાવે છે. સાર્વજનિક પુસ્તકાલય એ એક કેન્દ્રિત ઘર છે, જ્યાં જુદા જુદા ધર્મના અને જુદા જુદા આચારવિચારના નાગરિકો ઉપયોગી કાર્ય માટે એક થાય છે.

આપણી શાળાઓના વિદ્યાર્થીઓને અભ્યાસ માટે ઉત્તેજન આપવા પુસ્તકાલયની જરૂર છે. પુસ્તકાલયથી તેમની વાચનકળા સંપૂર્ણ રીતે ખીલી ઉઠે છે અને તેઓ ભવિષ્યમાં પણ હરહંમેશ માટે સારી રીતે વાંચી શકે છે. સુપુપ્ત ( ગુપ્ત ) શક્તિવાળા છોકરા અને છોકરીઓને નવી શોધ કરવાની તક આપવા મજૂર વર્ગને અને કારીગરોને તેમના સાથીદારો શું કરે છે તે જણાવવા થાકેલાં સ્રીપુરુષોને રમુજી અને આનંદિત વાર્તાઓ કહેવા તેમ જ સર્વ જાતના લોકોને આરામના વખતમાં જ્ઞાન આપવા પુસ્તકાલયની ખાસ જરૂર છે.

અત્યારે પણ લોકોનું માનવું છે, કે ખરા દીલના વિચારથી, સારી ચોપડીઓ પ્રત્યેના સ્નેહથી અને ઉત્તમ પુસ્તકોના વાચનથી આવતું પરીણામ સારા શિક્ષકોની મદદ વડે વિદ્યાર્થીના મગજમાં ઠાંસેલા જ્ઞાન કરતાં વધુ ઉત્તમ નીવડે છે. શું વાંચવું તેના શિક્ષણ કરતાં કેવી રીતે વાંચવું તે શિક્ષણ ઓછું મહત્ત્વનું છે. કેવી રીતે વાંચવું અને લખવું તે શાળામાંથી શિખવાનું મળે છે, જ્યારે શું વાંચવું કયા પુસ્તકો વાંચવાં તે માટે પોતાના જ્ઞાનનો ઉપયોગ વિદ્યાર્થીને કરવાનો હોય છે. અને તે જ્ઞાન પુસ્તકાલય મારફત સારી રીતે મળી શકે છે. બાળક ને વાંચતાં શિખ્યા પછી તેના વાચન માટે સારાં પુસ્તકો પૂરાં પાડવાં જોઈએ અને તે વિદ્યાર્થીને સારાં પુસ્તકોનો કિંમત કરતાં શિખવવું જોઈએ.

# પુસ્તકાલયથી મળતો આનંદ

જે છોકરા અને છોકરીઓ સારી ચોપડીઓ ચાહે છે અને તેવાં સારાં પુસ્તકો વાંચવા માટે જેમને રસ છે તેમના માટે પુસ્તકાલય એ આનંદનો એક અખૂટ ખજાનો છે. માબાપના પ્રયત્નો સિવાય પુસ્તકાલયની મદદથી બાળકો ખરાબ તથા આળસુ છોકરાંથી દૂર રહે છે. તેઓ કુટેવો શિખતાં નથી. તેમને ઉપયોગી જ્ઞાન પુસ્તકાલય મારફત મળે છે તથા ઉચ્ચ અને ઉમદા વિચારો શીખવાના મળે છે. આ રીતે તેઓ ભવિષ્યમાં દેશના સારા નાગરિકો તરીકે આગળ આવે છે અને તેમનાં માબાપનું નામ અને કુળ શોભાવે છે. સાર્વજનિક પુસ્તકાલયનું આ એક ઉત્તમ પરિણામ છે.

આખા વર્ષમાં થઈને પુસ્તકાલયના નિભાવ માટે જેટલા પૈસા ખર્ચવા પડે તેનાથી વધુ પૈસા એક અઠવાડિયામાં મજૂરી કરતા ઘણા માણસો બીડી અને તમાકુ માટે ખર્ચે છે. તો આપણા તેજસ્વી સંતાનોના માનસિક વિકાસ અને કેળવણી શું બીડી અને તમાકુના પૈસા જેટલા સ્વાર્થત્યાગની બરાબર નથી ? તેટલો સ્વાર્થત્યાગ કરી ને શું પુસ્તકાલય ન નિભાવી શકાય ?

આપણે બધા ઇચ્છીએ છીએ કે આપણા બાળકોને આપણા કરતાં સારી તક અને સારા લાભ મળે અને આપણા જેટલી કડાકૂટ કરવી ન પડે. બાળકોને મદદ કરવા પુસ્તકાલય એક સારામાં સારી સંસ્થા છે. તો આપણે ઉત્સાહી બનીને પુસ્તકાલયપ્રચારની દરખાસ્તને એકત્રિત ટેકો આપીને આપણી જાતને, આપણા ગામને તથા આપણાં છોકરા છોકરીઓને મદદ કરવા તત્પર રહેવું જોઇએ અને તે માટે પુસ્તકાલય દ્વારા મળતો આનંદ તેમને આપવો જોઇએ.

આપણામાંના ઘણાની જીંદગી કંટાળાભરેલી અને શુષ્ક હોય છે. વળી જીવનનિર્વાહ માટે આપણે કાંઇ ને કાંઇ કામ તો કરવું જ પડે છે. તો આ કંટાળો નાબુદ કરવા માટે સારામાં સારો અને સહેલામાં સહેલો રસ્તો નવલકથા અથવા વાર્તાના વાચનદ્વારા આનંદ મળે છે. સારાં પુસ્તકોનો અને જે પુસ્તકાલયમાં તેવાં સારાં પુસ્તકો હોય તે પુસ્તકાલયનો મૂળ હેતુ આનંદ આપવાનો છે. જાહેર જનતાથી પોષાતી બીજી કોઇ પણ સંસ્થા કરતાં પુસ્તકાલય અને આનંદને ગાઢ સંબંધ હોવો જોઇએ. દરરોજના કાર્યથી જકડાયેલાં સ્રીપુરૂષોને આ દુઃખી દુનિયામાં લઇ જવાનો સંદેશો પુસ્તકાલય આપે છે. અને એ રીતે દરેકને આનંદ આપવાની પોતાની ઉમદા ફરજ પુસ્તકાલય બજાવે છે. માટે આપણા સમાજમાં પુસ્તકાલયનું સ્થાન ઘણું ઊંચું હોવું જોઇએ.

પુસ્તકાલયમાં વાચકોને લેખકોનો, કવિઓનો અને તેમણે તૈયાર કરેલી ચોપડીઓનો પરિચય થાય છે. પુસ્તકાલય એ આપણું તેમ જ લેખકોનું ઘર છે. વૃદ્ધ તેમ જ યુવાન, ગરીબ તથા ધનવાન, મૂર્ખ અને ડાહ્યા વગેરે બધાં જ ભેગા મળી શકે છે. ત્યાં આપણે નવા મિત્રોને મળી શકીએ છીએ અને તેમનું ડહાપણ અને ચતુરાઈ સાંભળીને આપણા આચાર–વિચારો કેળવાય છે. તેથી પણ વધુ આપણે આપણા જૂના મિત્રોનાં ઓળખાણ તાજાં કરી

શકીએ છીએ અને તેમને મળવાથી આપણા જીવનની સંકુચિત હદ વિસ્તાર પામે છે. નવા તેમજ જૂના બધા મિત્રો આપણને સારો આવકાર આપે છે અને આપણા ખબરઅંતર પૂછે છે તથા તેમના જીવનની સારી સારી વાનગીઓ આપે છે. આપણે પુસ્તકાલયમાં તેમની પાસે પાઠ શિખવા જતા નથી. પરંતુ તેમની સાથે થોડા કલાક રહી આનંદ મેળવવા જઇએ છીએ.

આ રીતે દરેક માનવીને ફક્ત અનાજ એકલાથી નહિ પરંતુ મહાન પુરુષોના વચનામૃતોથી ઉચ્ચ જીવન જીવવામાં મદદ કરવા પુસ્તકાલય પોતાની ઉચ્ચ અને ઉમદા ફરજ બજાવે છે. સારાં પુસ્તકો મારફત લોકોને ફક્ત સૂચના આપવા માટે નહિ, પરંતુ આનંદ આપવા માટે પુસ્તકાલય હોય છે અને હોવું પણ જોઇએ.



# પુસ્તકાલય પ્રચાર

પુસ્તકાલયપ્રચાર એટલે પુસ્તકાલયનો ફેલાવો, ગામેગામ પુસ્તકાલયો ઉભાં કરવા તે.

અત્યારે આપણી શાળાઓ ખૂબ કાર્ય કરે છે, પરંતુ છેવટે તો પ્રૌઢ લોકો એનાથી વંચિત રહી જાય છે. શાળાઓ બાળકો અને વિદ્યાર્થીઓને ભણાવે છે, કેળવે છે અને જ્ઞાન આપે છે, નહિ કે વૃદ્ધ કે પ્રૌઢ માનવીઓને. પ્રૌઢો શાળામાં જઇ શકતાં નથી અને ત્યાં યુવાનો સાથે સંપૂર્ણ રીતે હળીમળી શકતાં નથી. જ્યારે પુસ્તકાલય એ એવી સંસ્થા છે કે જ્યાં વૃદ્ધ યુવાન તથા બાળક એકબીજા સાથે સહેલાઇથી અને સ્વાભાવિકતાથી હળીમળી શકે છે.

સ્વચ્છંદી પ્રકૃતિને લઇને કે પછી કૌટુમ્બિક સંજોગોને લઇને ઘણાને ભણતર છોડી દેવું પડે છે અને બાળપણમાં મળતી કેળવણીનો ત્યાગ કરવો પડે છે. તેમને મોટા થયા પછી કેળવણીની જરૂર જણાય છે. આ માટે હવે રાત્રિશાળાઓ, પ્રૌઢશાળાઓ, વેપારી વર્ગો, પત્રવ્યવહાર માટેના ખાસ વર્ગો અને જાહેર ભાષણો છે. વૈજ્ઞાનિક શોધ માટે જુદા જુદા વર્ગો તથા અભ્યાસગૃહો હવે યોજાવા માંડયાં છે. આ બધી યોજનાઓનો મૂળ ઉદ્દેશ વૃદ્ધ તેમ જ યુવાન સર્વને જ્ઞાન આપવાનો છે. પરંતુ આ બધાથી વધુ શક્તિશાળી અને પ્રભાવવાળું તેમજ જલદીથી લાભ લઇ શકાય તેવું ફક્ત પુસ્તકાલય છે અને તે પણ તે સાર્વજનિક હોવું જોઇએ; તેને કાઇ પણ જાતનું બંધન હોવું જોઇએ નહિ. એટલે પુસ્તકાલય માટેનો પ્રચાર જેટલે અંશે વધુ થાય તેટલે અંશે આપણી અજ્ઞાનતા દૂર થઇ શકે.

માનસિક અને બૌદ્ધિક વિકાસ, વિનોદ તથા આનંદ અથવા દરદંમેશના ધંધામાં ઉપયોગી એવું વ્યાવહારિક જ્ઞાન અને માહિતી દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને આપવાનો પુસ્તકાલય પ્રચારનો હેતુ છે.

સાર્વજનિક પુસ્તકાલય એ હાલના સંગ્રહનગ્રસ્તને ઉત્સાહ આપનારી સંસ્થા છે. બીજી કાઇ પણ રીતે ન મળી શકે તેવો વ્યક્તિગત આનંદ સાર્વજનિક પુસ્તકાલયથી મળી રહે છે.

ખાનગી પુસ્તકાલયમાં મર્યાં પુસ્તકો માસિકો અને સામયિકો એક વખત વાંચ્યા

પછી પડી રહે છે તેને બદલે જો તે પુસ્તકો અને સામયિકો સાર્વજનિક પુસ્તકાલયમાં હોય તો તેનો લાભ દરેક જણ ઉઠાવી શકે અને કબાટમાં અકબંધ પડી ન રહે. માટે થોડી થોડી રકમનું એક ફંડ બનાવવાથી આપણે ઓછામાં ઓછી કિંમતે સારામાં સારૂં સાહિત્ય મેળવી શકીએ છીએ; અને બધાના લાભ માટે તે સાહિત્યનો ઉપયોગ થઇ શકે છે. ફંડની આ યોજનાથી આપણે પુસ્તકો અને માસિકો માટે વધુ પૈસા ખર્ચવા પડશે નહિ અને અવિચારીપણે કરેલી મૂર્ખાઇભરી ખરીદીથી નહિ વંચાતી ચોપડીઓ, કમિશન જેવા બીનજરૂરી વેપારીના નફા, વગેરે બચાવી શકીશું અને એ રીતે આખા પુસ્તકાલયનો ખર્ચ ઓછો કરી શકીશું.

સાર્વજનિક પુસ્તકાલય શહેરના તેમ જ તેની નજીકના ગામના લોકોને જ્ઞાન આપીને મદદ કરી શકે છે. ગામડાંની શાળામાં ચાલતાં પુસ્તકો બાળકોમાં વાંચવાનો રસ ઉત્પન્ન કરે છે, પરંતુ શાળા છોડયા પછી તે રસ પૂરો પાડવામાં આવતો નથી અને તે પુસ્તકો તેમ કરવા ઉપયોગી થઇ પડતાં નથી. તો આપણે ગામડાં અને શહેર વચ્ચે એક બીજાના લાભ માટે પરસ્પર સંબંધમાં આવવું જોઇએ અને એક અદ્યતન પુસ્તકાલય સ્થાયી રીતે નિભાવવું જોઇએ.

પુસ્તકાલયપ્રચાર ગામના જીવનધોરણને ઉંચે લઇ જવા માટે છે. ઉમદા, પ્રમાણિક અને ચારિત્ર્યશીલ વ્યક્તિઓનું વર્ણન કરતાં પુસ્તકો સમાજને પ્રગતિને માર્ગે લઇ જાય છે. માટે પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રચાર કરવો એ દરેક શિક્ષિત મનુષ્યનો ધર્મ છે.



# સાર્વજનિક પુસ્તકાલય : શ્રમજીવીની દષ્ટિએ

**સા**ર્વજનિક પુસ્તકાલય શ્રમજીવીઓ માટે તેમને આપી શકાય તેવું ઉચ્ચ અને મહત્ત્વનું વરદાન છે. સાર્વજનિક પુસ્તકાલય તેમને તત્ત્વવેત્તાની કક્ષાએ લઇ જાય છે. પરિણામે, ગરીબ અશક્ત એવું ચારિત્ર્યનું શિક્ષણ પણ, સાર્વજનિક 'પુસ્તકાલયથી સમજવા માટે ખુલ્લું થાય છે. પુસ્તકમાં સમાયેલા પ્રાચીનકાળના વિચારકો સાથે તે હાથ મિલાવી શકે છે. અથવા તો અગાઉના જમાનામાં કોણ કોણ તત્ત્વજ્ઞાની હતા, કયા કયા દેશનેતા હતા, કેવા કેવા જ્ઞાનીઓ હતા, અને કોણ કોણ આખી દુનિયામાં મહાન પુરુષ તરીકે આલેખાતું હતું તે પુસ્તકો મારફત જાણી શકાય છે. વળી સાધુસંતોએ અને આપણા દેશનેતાઓએ આપેલી શિખામણો અને યોજનાઓ પણ જાણવાની મળે છે. સાર્વજનિક પુસ્તકાલયમાં વગર પૈસે અને વગર કિંમતે પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવાની મજૂર જનતા માટે કોઇ પણ જાતની મનાઇ નથી. આપણા પુસ્તકાલયને જો સારાં પુસ્તકાલયોની ગણતરીમાં લાવવું હોય તો 'આપણું' પુસ્તકાલય શ્રમજીવીઓને નજર સામે રાખીને ચલાવવું જોઇએ. આપણું પુસ્તકાલય પૈસાદાર લોકોથી નિભાવાય છે તે વિચાર આપણે કાઢી નાખવો જોઇએ અને છેક ગરીબમાં ગરીબ મજુર પણ આપણા પુસ્તકાલયનો છૂટથી ઉપયોગ કરે તોજ આપણું કર્તવ્ય સાર્થક થયું ગણાય. પુસ્તકો આ દષ્ટિએજ ખરીદાવાં જોઇએ. મૂડીદારો

પોતાને પસંદ પડે તેવા અને પોતાને લગતાં પુસ્તકો ખરીદી શકે છે અને તેની ઉપર પોતાની માલિકી મેળવી શકે છે. પરંતુ ગરીબ મજુર લોકો તે પ્રમાણે કરી શકતા નથી. તેમને જ્યારે બે ટંકનું પૂરતું ખાવાનું મળતું ન હોય ત્યારે તેમને ઘેર પુસ્તકો વસાવવાની તો વાતજ શી રીતે થાય ? તેઓ પુસ્તકો પાછળ પૈસાજ શી રીતે ખર્ચી શકે ? માટે પુસ્તકાલય પૈસાદારને નજર સામે રાખીને નહિ પણ ગરીબ શ્રમજીવીની દૃષ્ટિએ સ્થપાવું અને ચલાવવું જોઇએ. આથી જ તે સાર્વજનિક હોવું જોઇએ. પૈસાદાર લોકો પાસે પડી રહેતાં સામાન્ય જ્ઞાન માટેનાં પુસ્તકો ગરીબનાં બાળકોને સાર્વજનિક પુસ્તકાલયમાંથી મળવાં જોઇએ, શાળાનું કામ સંપૂર્ણ કરાવવા માટે તે છોકરાંને આ જાતનાં પુસ્તકો વાંચવા પ્રેરવાં જોઇએ. હરકોઇ શ્રમજીવીને જ્ઞાન મેળવવા માટે ફક્ત પુસ્તકાલય ઉપર જ આધાર રાખવો પડે છે અને ત્યાંથી મળેલા જ્ઞાનને તે પોતાના કામમાં વાપરી શકે છે.

તો હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે શ્રમજીવીઓને આવી સુંદર તકો આપ્યા છતાં તેનો તે લાભ લેશે ? તેનો જવાબ એ છે, કે હા, એ લોકો જરૂર લાભ લેશે. શ્રમજીવીઓ સાથે સંપર્કમાં આવનારા અનુભવીઓએ ખાતરી કરી છે કે તે લોકોએ તેમની અને તેમના સાથીદારોની સ્થિતિ સુધારવા માટે દરેક તકનો લાભ લીધો છે. તેઓ વધુ ધીરજવાળા અને ખંતીલા રહેવાનું શીખ્યા છે, તેમ જ વિશ્વાસુ પણ બન્યા છે. તેમના કામના કલાકોમાં ઘટાડો પણ થયો છે. તેમના પગાર વધ્યા છે અને તેમનું કામ સહેલું કરવા યંત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેઓ સારાં મકાનોમાં રહેતાં શીખ્યા છે. તેમનું કુટુંબ સારી રીતે પોષાય છે અને તેમનાં બાળકોને સારું શિક્ષણ અપાય છે. તો એમની સ્થિતિમાં આ બધા ફેરફારો શાથી થયા ? તો આટલાં વર્ષોમાં તેમની પ્રગતિ શાથી ચાલુ રહી છે ? તેનો એક શબ્દમાં જવાબ આ છે–કેળવણી.

સાર્વજનિક પુસ્તકાલય જેવી સંસ્થાઓથી આ બધા ફેરફારો થવા શક્ય છે અને સાર્વજનિક પુસ્તકાલયે તેમાં મોટો ફાળો નોંધાવ્યો છે.



## જાતકેળવણી

જાતકેળવણી એટલે પોતે પોતાની મેળે કોઇની મદદ લીધા સિવાય જ્ઞાન મેળવવું તે. શાળામાં આ જાતની કેળવણી મળતી નથી. ત્યાં શિક્ષકની જરૂર પડે છે જ. પગભર થયેલા અને પોતાની મેળે જ્ઞાન મેળવી શકે તેવા વિદ્યાર્થીઓ શાળામાં આવતા જ નથી; કારણ કે શાળામાં હમેશાં નાની ઉંમરના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે આવે છે અને તેઓ શાળામાં આટલી નાની ઉમરે પોતાની મેળે જ્ઞાન મેળવી શકતા નથી. તો હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે શાળા છોડયા પછી તે કયા શિક્ષકની મદદ લે છે ? આનો જવાબ એ છે, કે શાળા છોડયા પછી તેમનામાં પોતાની મેળે જ્ઞાન મેળવવાની શક્તિ આવેલી હોય છે. અને તેઓ કોઇ પણ શિક્ષકની મદદ ન લેતાં ફક્ત પુસ્તકાલય જેવી સ્વતંત્ર સંસ્થાઓનો આશ્રો લે છે અને એ રીતે પોતાને જોઇતું જ્ઞાન મેળવે છે આમ પુસ્તકાલય જાતકેળવણીનો

સારામાં સારો પાઠ શિખવે છે. આ જ્ઞાન મેળવવા માટે પુસ્તકાલયમાં વર્તમાનપત્રો, પુસ્તકો, સામયિકો, ચોપાનીઆં વગેરેનો ઉપયોગ સારામાં સારી રીતે થવો જોઇએ. માટે દરેક વિદ્યાર્થીએ ઉપર જણાવેલાં સામયિકોમાંથી જલદી અને ચોકસાઇથી માહિતી મેળવવાની શક્તિ કેળવવી જોઇએ, અને તેને વિકસાવવી જોઇએ. શાળામાંથી પોપટીઆ જ્ઞાન સિવાય બહોળું જ્ઞાન મળતું નથી. પરંતુ તેની મદદથી વધુ જ્ઞાન મેળવવાની ઉત્તમ તક પુસ્તકાલય પૂરી પાડે છે. વળી જો શાળાની સાથે સાથે પુસ્તકાલયનો ઉપયોગ કરતાં વિદ્યાર્થીઓને શિખવ્યું હોય તો પુસ્તકાલયમાંથી મેળવેલા વધારાના જ્ઞાનથી શાળામાં શિખવા કરતાં લગભગ દરેક વિષયો સહેલા અને સરળ તેમજ રમુજ પડે તેવા બની જાય છે.

શાળામાં ચાલતાં પાઠ્ય પુસ્તકોથી વિદ્યાર્થીઓ જોઇતું જરૂરી જ્ઞાન મેળવી શકતા નથી. તો પુસ્તકાલયમાંથી પોતાના વિષયોને લગતાં પુસ્તકો મેળવીને વિદ્યાર્થીઓ પૂરતું જ્ઞાન મેળવી શકે છે અને દરેક વિષયમાં પાવરધા થઇ શકે છે.

વિદ્યાર્થીને પોતાના વિષયને લગતાં પુસ્તકો પુસ્તકાલયમાંથી શોધી કાઢતાં આવડવું જોઇએ. ધારો કે પોતાના પાઠ્ય પુસ્તકમાં મહાત્મા ગાંધીજી કે બીજા કોઇ દેશનેતાને લગતો વિષય આવતો હોય તો તે માટે તેણે તેમનાં જીવનચરિત્રો અને આત્મકથાઓ વાંચવી જોઇએ. અને એ રીતે પોતાને ઉપયોગી જ્ઞાન મેળવવું જોઇએ. વળી જો તે રીતે પણ સંપૂર્ણ જ્ઞાન ન મળી શકે તેમ હોય તો તે વિદ્યાર્થીને સર્વજ્ઞાનસંગ્રહ ( Encyclopedia )નો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. અને પોતાને જરૂરી લેખ તે પુસ્તકમાંથી શોધી કાઢવો જોઇએ. શાળામાં જીવનચરિત્રો આત્મકથાઓ કે સર્વજ્ઞાનસંગ્રહનાં પુસ્તકો હોતાં નથી, તેથી વિદ્યાર્થીઓ માટે પુસ્તકાલયમાં જઇ પુસ્તકો મેળવ્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી. પુસ્તકાલય વિદ્યાર્થીઓ માટે ઘણી જ ઉપયોગી અને જરૂરી સંસ્થા છે.

એકી સાથે ઘણા વિદ્યાર્થીઓને કોઇ વિષય માટે સંપૂર્ણ જ્ઞાન મેળવવાની ટેવ ટૂંક સમયમાં શાળાનો શિક્ષક પાડી શકે નહિ. શિક્ષકની સૂચનાથી બધા જ વિદ્યાર્થીઓ પુસ્તકાલયમાં જવાની ટેવ પાડી શકે નહિ. પરંતુ એકી સાથે એક બે વિદ્યાર્થીઓને તો જરૂર તેની અસર થાય અને પછીથી તે વિદ્યાર્થીઓ બીજા વિદ્યાર્થીઓ ઉપર પુસ્તકાલયની સારી છાપ પાડી તેમને જરૂર પુસ્તકાલયમાં લાવી સ્વશિક્ષણનો લાભ આપી શકે.

પુસ્તકાલયમાં વિદ્યાર્થીઓ એકલા જ નહિ પણ યુવકો, પ્રૌઢો અને વૃદ્ધો પોતાની મેળે જ્ઞાન મેળવી શકે છે.

## પુસ્તકહીન જગત

પુસ્તક ન વાંચનારને પુસ્તકથી પડતી ખોટ જણાતી નથી. જેમ ખોરાકની તંગીને લીધે પેટ અને શરીર દુબળું પડી જાય છે, તેમ પુસ્તકોની ખોટને લઇને આપણું મગજ પણ નબળું પડી જાય છે. આ વસ્તુ પુસ્તક વિનાનો માણસ જાણી શકતો નથી. તેની ઉપર

કલ્પનાનો અને સુવિચારોનો ભૂખમરો લદાયેલો હોય છે, તેની તેને ખબર હોતી નથી. તેનામાં સારા વિચારો સ્ફૂરી શકતા નથી. વળી પુસ્તકો પ્રત્યેના તિરસ્કારથી આપણા માનસિક જીવનનું પરાવર્તન થાય છે-અર્થાત્ આપણું ચારિત્ર્ય કેવું છે તે જણાઇ આવે છે.

તોપણ ઘણાં સ્ત્રી પુરુષો હાલ પણ પુસ્તકોમાંથી જ્ઞાન ગ્રહણ કરતાં નથી અને ગાઢ અંધકારમાં રહેવાનું પસંદ કરે છે. જ્યારે સાર્વજનિક પુસ્તકાલય તરફથી છૂટથી પુસ્તકો મળતાં હોય તો તેનો ઉપયોગ કરવા હરહંમેશ તત્પર રહેવું જોઇએ.

ધનવાનોની આલીશાન મહેલાતો તમે જોઇ છે ? કદાચ તમને તેમાં જવાનો પ્રસંગ મળે ત્યારે ત્યાં કેટલાં અને કયી જાતનાં પુસ્તકો તમોને જોવાનાં મળે છે તે તપાસ કરજો. તેમનાં મકાનો ઘણું ખરું પુસ્તકો સિવાયનાં જ હોય છે. જો કે દરેક નિયમમાં અપવાદ હોય છે અને તે રીતે બુદ્ધિશાળી ધનવાનો કદાચ પોતાની બુદ્ધિના ઉપયોગપૂર્વક સારાં પુસ્તકો વસાવતા હશે પરંતુ મોટાભાગે શેઠીઆઓની દૃષ્ટિએ જોતાં તેમના મકાનમાં પુસ્તકો હોતાં નથી. અને જો હોય તો તે ભેટપુસ્તકો જ હોય છે. તે ભેટપુસ્તકો પૂંઠા ઉપરની શોભા માટેનાં જ હોય છે. તે પુસ્તકો માટે તેઓને પૈસા ખર્ચવા પડતા નથી. અને તે પુસ્તકો તેની અંદરનું સાહિત્ય ઉપયોગમાં લેવાય તે દૃષ્ટિએ ભેટ અપાતાં નથી. વળી ત્યાં કોઇ પ્રકાશકે અર્પણ કરેલાં પુસ્તકો સિવાય બીજાં પુસ્તકો માલુમ પડતાં નથી. ઉચ્ચ અને ઉમદા વિચારો અને સંસ્કારને હાનિ પહોંચાડે તેવાં હલકી જાતનાં ચોપાનિયાં અને વાર્તાસંગ્રહો એવા લોકો ખરીદે છે અને વાંચે છે. વળી તે માણસો ગુન્હા, અકસ્માત, ડીટેકટીવ વાતો, નોટીસો, સોનાચાંદી અને શેરના ભાવ તથા જાહેરખબરો માટે નિત્ય નિયમિત વર્તમાનપત્રો વાંચે પરંતુ તેટલું સારૂં છે કે તેમાં પ્રવાસ વિષે, નવીન શોધ વિષે અથવા બીજા સારા સમાચાર પણ આપેલા હોય છે, કે જેથી તેમનાં મગજ નબળાં ન પડી જાય.

આ દુનિયામાં જો કોઇ અક્ષર, શબ્દ કે પુસ્તક ન હોય તો કેવું ? આવો વાતાવરણમા તમારી શી સ્થિતિ થાય ? તે વિચારો. ભગવાન બુદ્ધ, હજરત મહંમદ પેગંબર, છત્રપતિ શિવાજી અથવા અકબર વિષે કંઇપણ જાણવાનું ન હોય તો શું થાય ? આપણા વડવાઓએ કહેલો અને પિતાઓએ યાદ રાખેલો, અર્ધસત્તાવાર એવો થોડા ઘણા ઇતિહાસ સિવાય પુસ્તકો વિના આપણે કંઇપણ જાણી શકીએ નહિ. એક બાજુ દુકાળથી દબાયેલી દુનિયાનો વિચાર કરો અને તેવી જ રીતે પુસ્તકો વિનાની દુનિયાનો પણ વિચાર કરો. આવી અન્નહીન અને પુસ્તકહીન દુનિયાની કલ્પનાથી શું તમને ધ્રુજારી નથી આવતી ?

ૐ

# પુસ્તકાલયની ચારિત્ર્ય ઉપર અસર

સાર્વજનિક પુસ્તકાલય એ છેલ્લા અડધા સૈકાનું મુફળ છે. આનો અર્થ એ નથી કે પહેલાં આપણે ત્યાં પુસ્તકાલય ન હતાં. પુસ્તકાલયો તો હતાં જ, પણ હાલના સ્વરૂપે નહિ. તેમનું ઓળખાણ પુસ્તકાલય તરીકે અપાતું નહિ

ચારિત્ર્ય ઉપર સારી છાપ પાડી શકે અને સંસ્કાર પાડી શકે તેવી કેળવણીની સંસ્થાઓમાં સાર્વજનિક પુસ્તકાલયથી વધુ સારી સંસ્થા બીજી કોઇ પણ નથી. વ્યાખ્યાનો, અભ્યાસવર્ગો, વૈજ્ઞાનિક સંઘ, સાહિત્ય સંઘ વગેરે બધી જાતનાં મંડળો અને તેવી બધી સંસ્થાઓ સાર્વજનિક પુસ્તકાલયની શાખાઓ કહીએ તો ખોટું નથી. સાર્વજનિક પુસ્તકાલયમાં ભેગું કરેલું આપણું સાહિત્ય ચિરંજીવ અને અમર છે.

સારાં પુસ્તકાલય વ્યક્તિગત ચારિત્ર્ય ખીલવવામાં ખૂબ અસરકારક નીવડે છે. પુસ્તકાલયમાં જવાને ટેવાયેલો અને તેનાં પુસ્તકો વાંચીને જ્ઞાન મેળવતો માણસ તેના મિત્રોથી અને સાથીદારોથી ફક્ત જાણીતો થાય છે, એટલું જ નહિ પણ એક સારા આગેવાન અને નાગરિક તરીકે આગળ આવે છે. ચારિત્ર્ય એ આપણી કિંમતી થાપણ છે. તેને સાચવવા કે વધારવા કોઇ શિક્ષક રાખવામાં આવતો નથી, અને તેમ થઇ શકે પણ નહિ. આપણે આપણા સંસ્કાર આપણા સમાજમાં અને વાતાવરણમાં રહી સારી રીતે કેળવી શકીએ છીએ. તેના માટે કોઇ શાળા નથી; સિવાય કે પુસ્તકાલય.

પુસ્તકાલયનાં પુસ્તકો દ્વારા આપણે આપણું ચારિત્ર્ય સારી રીતે ખીલવી શકીએ છીએ. અનેક ચોપડીઓ સારા બુદ્ધિશાળી લેખકોએ લખેલી હોય છે, તે લેખકો સુધરેલા અને સંસ્કારી હોય છે. તેઓ તેમના સત્ય વિચારો પુસ્તકો દ્વારા દર્શાવે છે અને આપણા જીવનના ભેદ આપણને જણાવવા શક્તિમાન થાય છે. તે આપણા કરતાં વધુ જાણકાર હોઇ આપણા દરેક કાર્યમાં તેઓ આપણને વધુ મદદરૂપ નીવડે છે. આથી તેમની સાથે પરિચયમાં આવવું તે એક સારી વસ્તુ છે. તેમણે લખેલાં પુસ્તકો વાંચીને અને તેમાં આપેલા સદ્બોધને જીવનમાં ઉતારીને આપણે પુસ્તકાલયપ્રવૃત્તિમાં આપણો ઉત્સાહ બતાવી શકીએ છીએ અને તેમની માફક સંસ્કારી બનવાનો પ્રયત્ન કરીએ તો પુસ્તકાલયનો હેતુ સફળ થયો કહી શકાય.

પુસ્તકાલય દ્વારા બાળકોને, પડોશીઓને અરે, ગરીબોને ભાવનાશાળી સંસ્કારી મનુષ્યોની ઓળખાણ થઇ શકે છે અને જે લોકો સાંભળવાને આતુર હોય તેમને જો તેઓ કંઇક બે શબ્દો કહે અને તેનો અમલ થાય તો આપણું પુસ્તકાલય સફળ થયું માની શકાય. અને તે રીતે થોડી સામાન્ય બુદ્ધિ અને થોડા સંસ્કાર રેડી શકીએ.

ગરીબ અને તરછોડાયેલા લોકોની ઝૂંપડીએ પહોંચવા માટે અને તેમને કંઇક શિખામણ આપવા માટે સાર્વજનિક પુસ્તકાલય એક અમૂલ્ય સાધન છે. સારાં પુસ્તકો તેમની જ્ઞાનરૂપી તરસ છિપાવે છે અને આનંદ આપે છે. એ રીતે પુસ્તકો વાચકના ગાઢ પરિચયમાં આવે છે અને તે પુસ્તકો દ્વારા તે પોતાના નૂતન વિચારોને વેગવાન બનાવી શકે છે, આદર્શો ઘડી શકે છે અને સહાનુભૂતિ તથા વિશ્વાસ ઉત્પન્ન કરી શકે છે. મિત્ર વિનાનો મનુષ્ય પુસ્તકાલયની મદદથી મિત્રો મેળવી શકે છે. અને આ મિત્રોથી તેને કંઇક જાણવાનું મળે છે. પુસ્તકાલયથી હમેશાં સારા મિત્રોની સોબત થાય છે અને તે રીતે આપણા સંસ્કાર ઘડાય છે.

આ રીતે પુસ્તકાલય દરેકને સંસ્કારી અને ચારિત્ર્યશીલ બનાવવા પોતાનાથી બનતું બધું જ કરે છે.

(૮) પચાસેક ચોપડીઓ સમાઇ શકે તેવી ફરતા પુસ્તકાલયની પેટીઓ સાર્વજનિક પુસ્તકાલય તરફથી તૈયાર કરાવવામાં આવે છે અને વિદ્યાર્થીઓ પોતાને ઘેર પુસ્તકો વાંચી શકે તે માટે નિશાળમાં અથવા શિક્ષકોને ઘેર તે પેટીઓ રાખવા માટે મોકલવામાં આવે છે. ઉપર જણાવેલી યોજનાઓનો અમલ જે પુસ્તકાલયમાં થતો હોય તે પુસ્તકાલય સારું ગણાય છે.

પુસ્તકાલયપ્રવૃત્તિ એ યુવકોનું જ ક્ષેત્ર છે. પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રચાર યુવકો ધારે તો તેમના દ્વારા સહેલાઇથી થઇ શકે તેમ છે અને યુવકોને સેવાધર્મનો રંગ લગાડવાનું તેમ જ સાર્વજનિક પ્રવૃત્તિઓના વહીવટની તાલિમ આપવાનું પુસ્તકાલયપ્રવૃત્તિ એક સરળ અને સૌથી સરસ સાધન છે. આમ આ પ્રવૃત્તિનો પ્રારંભ યુવકો દ્વારા થઇ શકે તો એનું સંચાલન અને સફળતા શિક્ષકો દ્વારા પામી શકાય છે.

જ્યારે કોઇ વિદ્યાર્થી વિજ્ઞાન, કળા, યંત્રશાસ્ત્ર કે રાજનીતિ વિષે પુસ્તકો વાંચે છે ત્યારે તેનામાં પ્રેરણા જાગ્રત થાય છે. અને વાર્તાઓ તથા નવલકથાઓ વાંચવાનું છોડી દઇ તે તેની નવી ઇચ્છાઓ સંતોષવા પુસ્તકાલયમાં જાય છે. હાલમાં પુસ્તકાલયની માગણી વધતી જ જાય છે. આ ઉપરથી આપણે તેની જરૂરિયાત જોઇ શકીએ છીએ. હાલના વખતમાં વિજળી, ટેલીફોન, સાયકલ, મોટર, રેલવે, એરોપ્લેન, વાયરલેસ, રેડીઓ તથા સામાજિક, રાજકીય અને આર્થિક પ્રશ્નોની છણાવટ કરતાં પુસ્તકો ઉમેરાતાં જાય છે. અને તેમ છતાં તે પુસ્તકો આપણી માગણીને સંતોષી શકતાં નથી. દુનિયામાં દિનપરદિન નવા નવા વિષયો વધતા જાય છે અને નવી ચોપડીઓ દર વર્ષે છાપખાનામાંથી નીકળતી જાય છે

આપણા વંશજોએ શાળા અને દેવમંદિરોનાં બીજ રોપ્યાં છે અને આ બે ભૂમિકા ઉપર દરેક દેશ દૃઢતાથી ઉભી શકે છે. દેશ જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તેના ઔદ્યોગિક, આર્થિક અને રાજકીય પ્રશ્નો વધતા જાય છે અને તેની નિર્ભયતા તેમ જ અખંડતા માટે તેને બહોળા જ્ઞાનની તથા સદાચાર અને નીતિના નિયમોની જરૂર છે. પુસ્તકાલય પોતાનું કાર્ય શાળાના સહકારથી કરે છે અને વિદ્યાર્થીના શાળામાં મેળવેલા જ્ઞાનને બમણું કરે છે. વળી પ્રૌઢ માણસોને તેણે ગુમાવેલી અથવા તેના બાલ્યજીવનમાં નહિ મેળવેલી તકો મેળવવા આપણું સાર્વજનિક પુસ્તકાલય શક્તિમાન બનાવે છે. દરેક મનુષ્યની શાળાંત કેળવણીના ખર્ચના દસમા ભાગથી ઓછા ખર્ચે પુસ્તકાલયપ્રવૃત્તિ નિભાવી શકાય છે.

અભ્યાસમાં અને પ્રવાસમાં પણ સાર્વજનિક પુસ્તકાલયનાં પુસ્તકો બહુ કિંમતી અને ઉપયોગી થઇ પડે છે. વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓનો સારામાં સારો ઉપયોગ કરવા માટે એક સારી યોજના ઘડવી જોઇએ. અને તે માટે મંથપાસે ઉદ્યમી અને જેમને આરામ લેવા માટે પણ ફુરસદ નથી તેવા હોંશિયાર વિદ્યાર્થીઓને આનંદ આપવો જોઇએ, વળી તેમણે આપણા દેશની રસભરી દંતકથાઓ વિદ્યાર્થીઓને કહેવી જોઇએ. કુદરતમાં શું શું ચાલી રહ્યું છે અને અમુક વખતે શું થશે વગેરે વગેરે કુદરતનો સર્વ ઇતિહાસ જાણવા અને તેનું જ્ઞાન મેળવવા માટે વિદ્યાર્થીઓ બહુ આતુર હોય છે. સાર્વજનિક પુસ્તકાલય મારફત તેઓ તેમની આવી આતુરતા સંતોષી શકે છે, પૂરી પાડી શકે છે.

પુસ્તકાલયમાં વિદ્યાર્થીઓ ઉત્સાહથી અભ્યાસ કરી શકે છે, દેશપરદેશના સમાચારો જાણી શકે છે, મહાન નેતાઓ અને લેખકોના વિચારો જાણી શકે છે, અને એ સર્વથી રંગાયેલા શિક્ષકોના સહવાસમાં રહી અનેક સ્વપ્નસૃષ્ટિઓ રચવાની તક મેળવી શકે છે. વિદ્યાર્થીઓને આનંદ સાથે જ્ઞાન મળે, મેળવેલું જ્ઞાન પરિપક્વ થાય અને અભ્યાસની ઉણપો દૂર થાય તે માટે પુસ્તકાલય ખૂબ મદદગાર નીવડે છે.

*

## શિક્ષકોને—

પ્રજાની પ્રગતિ સાધવા માટે પુસ્તકાલય દ્વારા જ્ઞાનપ્રચાર બહોળા પ્રમાણમાં થવાની જરૂર છે. એ કાર્ય શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો કે વાચનાલયો કાઢવાથી થઇ શકે છે. આપણે તેવી પુસ્તકાલય કે વાચનાલયની સંસ્થાને શોભાની સંસ્થા રાખવાની નથી, પણ ઉપયોગી બનાવવાની છે. એટલે મોટા ગામમાં પુસ્તકાલય તો અવશ્ય હોવું જ જોઇએ અને વાચનાલય પણ; જ્યારે નાનાં ગામોએ જ્યાં પુસ્તકાલય ન નિભાવી શકાય તેમ હોય અથવા તો તે ગામના લોકો એની એટલી અગત્ય સમજ્યા ન હોય ત્યાં વાચનાલય હોવું જોઇએ; એટલે નાનાં ગામોમાં પણ વાચનાલયની ખાસ જરૂર છે.

શિક્ષકો અત્યારસુધી પુસ્તકાલય-પ્રવૃત્તિને લગતું બધળું કામ સેવાભાવે કરતા આવ્યા છે. શિક્ષકો, પોતાને માથે તે ફરજ લદાઇ છે તેવી ક્ષુદ્ર ભાવનાથી પ્રેરાઇને નહિ પણ એ કામ પવિત્ર છે એમ સમજીને કરતા રહે એમાં જ તેમની શોભા છે. ઘણાં નાનાં ગામોમાં જ્યાં પુસ્તકાલયને પોતાનું સ્વતંત્ર મકાન હોતું નથી તેવે સ્થળે ત્યાંની શાળામાં પુસ્તકાલયનું કામકાજ થાય છે અને તે પણ શિક્ષકો દ્વારાજ. ગ્રંથપાલનું કામ શિક્ષકોને કરવાનું હોય છે. શિક્ષકોએ આ પ્રવૃત્તિમાં આજસુધી જે સાથ આપ્યો છે, જે ઉત્કટ પ્રયત્ન અને ત્યાગભાવના દર્શાવ્યાં છે તેનો વિચાર કરતાં દરેકનું શિર ખરે જ આદરથી તેમના પ્રત્યે આપોઆપ ઝૂકી જવું જોઇએ. પુસ્તકાલયની કામગીરી એ લોકસેવા છે. એ સેવા કરીને પુણ્ય સધાય છે. એ સેવા કર્યાનો દાખલો અધિકારીવર્ગ તરફથી મળવાનો સંભવ ઓછો છે, બલ્કે નથી જ. ઊલટું કોઇ વાર ઠપકો મળવાનો પણ સંભવ ખરો. તથાપિ અમે તે સ્થિતિમાં પણ આપણે સેવા કરીએ છીએ; તેવી રીતે પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થાપના અને પ્રગતિ સાથેનો શિક્ષકવર્ગનો સંબંધ જોતાં અમે તે સ્થિતિમાં પણ તેની સેવા કર્યે જવાનો શિક્ષક બંધુઓનો ધર્મ છે. શિક્ષકો એ કામ કરવાનો જે દહાડે ઇન્કાર કરશે તે દહાડે આ પુસ્તકાલયપ્રવૃત્તિનાં દ્વાર બંધ જ થઇ જશે. શિક્ષકોએ ભૂતકાળમાં એ સેવા કરી છે, અત્યારે કરે છે અને એ જ રીતે ભવિષ્યમાં કરતા રહેશે.

ટૂંકમાં, ફરજ વધુ જ લદાયે જાય છે એમ ન ગણતાં પુસ્તકાલયપ્રવૃત્તિનાં સાફલ્યને માટે પોતાનું સેવાકાર્ય હંમેશાં આમળ ને આગળ ધપાવ્યે રાખવું જોઇએ.

આ બાબતમાં પૂજ્ય મોતીભાઇ સાહેબે પુસ્તકાલયનો વહીવટ કરનાર [ કોને

પુસ્તકાલયના ઉપયોગ બાબત કેટલાક-હક્ક આપ્યા અને તેમને જ્ઞાન મળે તે માટે શિષ્ટ વાચનની પરીક્ષાઓમાં બેસવાની પ્રેરણા પણ આપેલી. ઘણાને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આજીવન સભ્ય બનાવી જ્ઞાનનું ઝરણું એમને ઘેર કાયમને માટે વહેતું કર્યું અને ઉત્સાહી શિક્ષકોને માટે વધુ જ્ઞાન, અનુભવ અને પ્રેરણા મળે તે માટે પ્રવાસે જવાની, વિદ્વાનોના પરિચયમાં આવવાની, નવી નવી સંસ્થાઓ જોવાની, સારાં સારાં પુસ્તકો વાંચવાની વગેરે તકો અને બીજી મદદો આપી-અપાવી. આમ અનેક પ્રયત્નો કરીને શિક્ષકો પુસ્તકાલયપ્રવૃત્તિ તથા શાળાઓને ખરા દિલથી ચાહતા થાય તેવું વાતાવરણ એમણે ઉભું કરેલું.

આ બધું જોતાં શિક્ષક બંધુઓએ શાળા અને પુસ્તકાલય પ્રત્યેનું પોતાનું સેવાકાર્ય હરહમેશ કર્યા કરવું જોઇએ, અને એ રીતે લોકોને જ્ઞાનનું દાન આપવું જોઇએ.



# સાચો ગ્રંથપાલ

ગ્રામ પુસ્તકાલયો મોટે ભાગે શિક્ષકો જ ચલાવે છે. હાલમાં શિક્ષકોની સ્થિતિ કઢંગી છે છતાં શિક્ષક એ નવયુગનો ઘડનાર સંસ્કારદાતા છે તે કોઇએ ભૂલવાનું નથી. આપણે શિક્ષકની કે ગ્રંથપાલની ઠેકડી કરીએ છતાં ગ્રામજનતાનાં બાળકોનું માનસ એ શિક્ષકે કે ગ્રંથપાલે જ ઘડવાનું છે, એ આપણાથી વિસરાય તેમ નથી. ભવિષ્યના નાગરિકો અને આગેવાનો શાળાના શિક્ષકની અસર નીચે ઘડાય છે. શાળા અને પુસ્તકાલય એ સંસ્કારકેન્દ્ર છે. જગતમાં રાજા વગર, સેનાપતિ વગર કે મુત્સદ્દી વગર ચાલશે, પરંતુ શિક્ષક વગર નહિ ચાલી શકે. શિક્ષક વગરનો સમાજ ન જ હોઇ શકે.

શિક્ષકવર્ગ એટલે ભણેલો વર્ગ. એટલું જ નહિ પરંતુ ભણતર વધારનારો વર્ગ. તેમાં પુસ્તકાલયના ગ્રંથપાલ પણ આવી જાય છે. તે ગ્રામજનતામાં જ્ઞાનદીપ લઇ ઘૂમનાર સંસ્કારનેતા છે. આખા જગતમાં શિક્ષક અને ગ્રંથપાલ પાસેથી વધારેમાં વધારે કામ લેવામાં આવે છે અને તેનો તેને ઓછામાં ઓછો બદલો અપાય છે. હંમેશાં શિક્ષકો ગરીબ જ રહેતા આવ્યા છે. ગરીબી એ સંસ્કાર અને વિદ્યાની સગી બહેન છે. હાલનાં ગ્રામપુસ્તકાલયોનું કાર્ય શિક્ષકો સિવાય બીજું કોઇ કરે તેવી પરિસ્થિતિ હજી ઊભી થઇ નથી. એટલે ગ્રામ પુસ્તકાલયની વ્યવસ્થા શિક્ષકો પાસે રહે એ યોગ્ય જ છે.

એટલે ગામડાઓમાં શિક્ષકના હાથમાં જ પુસ્તક અને પુસ્તકાલય શોભે અથવા દીપે. ગ્રંથપાલ પણ એક શિક્ષક છે. સારા શિક્ષકની માફક સારો ગ્રંથપાલ કોણ? કડવું મોં કરી નછૂટકે, છણકાતો, પુસ્તકો આપે આપે એનું નામ ગ્રંથપાલ નહિ. ગ્રંથપાલ તો એ જ કે જેને પુસ્તકો વહાલાં હોય, ગ્રંથાલય અથવા પુસ્તકાલય વહાલું હોય, જે વાચકોની અભિરુચિને ઓળખે, વાચકના મનને સમજે અને વાચકને દોરે, ન વાંચનારને તે વાંચતો કરે અને વાંચનારને તે આકર્ષી રાખે; જે વાચકો-પુસ્તકોના આત્માને ઓળખે

અને વાચકોના આત્મા સાથે તેનું ઐક્ય સાધી આપે. જે બાળક સાથે બાળક બનીને તેનું મન પ્રફુલ્લિત કરે, જે યુવકની સાથે યુવક બની-તેને વાચનમાં રસ લગાડે અને કલ્પનાને ઝોલે ચઢાવે, જે વૃદ્ધની સાથે વૃદ્ધ બની અનુભવ, ડહાપણ અને જ્ઞાનનો ખજાનો ખોલી આપે. ગ્રંથપાલ આમ એક મહાન શિક્ષક છે. તેનામાં સેવાભાવ ન હોય તો તે યંત્રરૂપ બની જાય. પશ્ચિમના દેશોમાં તો ગ્રંથપાલનું સ્થાન કૉલેજના પ્રોફેસર જેટલું માનભર્યું છે.

હવે પુસ્તકાલયની વ્યવસ્થા કેવી હોવી જોઈએ તેનો આપણે વિચાર કરીએ. પુસ્તકાલય અને વાચનાલય કેવાં બાંધવાં, પુસ્તકો કેમ પસંદ કરવાં, અને કેમ ગોઠવવાં, તેનું વર્ગીકરણ કયા ધોરણે કરવું, વર્તમાનપત્રો માટે કેવી વ્યવસ્થા કરવી, પુસ્તકો કેમ આપવાં અને કેવી રીતે પાછાં લેવાં, એ બધી વિગતો એવી ઝીણવટથી ચર્ચાઈ છે કે પુસ્તકાલયની વ્યવસ્થા બદલ જુદા જુદા નિષ્ણાતોએ જુદી જુદી પદ્ધતિઓ રજૂ કરી છે. આપણા વડોદરા રાજ્યમાં પણ વિશિષ્ટતાભરેલી પદ્ધતિ છે જ. પરંતુ આપણે બધે જ એવી એક સુંદર વિકાસ પામેલી વ્યવસ્થાની આજ ને આજ જરૂર નથી. આજ તો આપણે એટલું જાણવું બસ થશે કે પુસ્તકાલયના વ્યવસ્થાપકનો દરજ્જો સુધરેલા દેશોમાં ઘણો ઊંચો છે. એ વ્યવસ્થાપકોમાં ઘણા પંડિતો, સાક્ષરો, અને સંસ્કારનેતાઓ હોય છે. વ્યવસ્થા પણ એટલી ઊંચી કક્ષાએ પહોંચી ગઈ છે, કે ત્યાંનાં કેટલાંક પુસ્તકાલયોમાં તો ચાવી દાબ્યે માગ્યું પુસ્તક આપોઆપ હાથમાં આવી જાય છે.

## વાચકોને—

તમોને ઘણી વાર પુસ્તકો મેળવવામાં મુશ્કેલી નડે છે ત્યારે તમે કાં તો ખાલી હાથે, અગર બીજું ગમે તે પુસ્તક લઈ ચાલ્યા જાઓ છો. કારણ, સારાં પુસ્તકો ગ્રન્થાલયમાં છે જ નહિ એમ તમે માનો છો, અગર હોય છે તો તે ગ્રન્થાલયમાં કામ કરનારના સંબંધીઓ–પરિચિતો લઈ જાય છે એવું માનો છો. કદાચ જોઈતું પુસ્તક મેળવવામાં કોઈ ગ્રંથપાલની સહાય લેવા તમો ન પણ ઇચ્છતા હો. કારણ, તેઓ પોતાના કામમાં રોકાયલા હોય અને તમે જાઓ તો તેઓ એમ કહે કે, " જોતા નથી હું કામમાં છું. પુસ્તક જોઈતું હોય તો કબાટમાં અગર ઘોડા ઉપર જુઓ, ત્યાં હશે તો મળશે, નહિ તો નહિ મળે. " એવો તમને સંદેહ થાય છે. બીજું, પુસ્તકો સંબંધે તમો તેમના કરતાં વિશેષ માહિતી ધરાવો છો એવું પણ તમે માનતા હો. ઉપરના વિચારો તમે શબ્દોથી વ્યક્ત નથી કરતા, પણ તે તમારા મનમાં જરૂર ઘોળાતા હોય છે. એકાદ પ્રસંગે તમો તે ગ્રંથપાલને આનંદમાં જુઓ છો ત્યારે તમારા મનની વાત કહી પણ નાખો છો, કે આ ગ્રન્થાલયની પદ્ધતિથી તમે કેટલા નાખુશ છો ! આ ઉપરથી જ્યારે ગ્રંથપાલ પૂછે કે તમારે કયાં પુસ્તકો જોઈતાં હતાં અને કયાં ન મળી શકયાં ? ત્યારે તમે પુસ્તકોનાં નામ જણાવો છો ત્યારે તે પુસ્તકો ગ્રન્થાલયમાં હોવા છતાંય તમને ન મળ્યાં તે જાણી આશ્ચર્ય પામે છે.

આ પરિસ્થિતિ કેવળ અસંતોષકારક છે તેમ અસ્થાને પણ છે, નજીવી છે અને નાહક

ઉપર ચશ્માં ચઢાવેલાં હોવા છતાં જેમ એક વૃદ્ધ તેને શોધવા ફાંફાં મારે તેના જેવી હાસ્યાસ્પદ પણ છે !

ત્યારે આ પ્રશ્નનો ઉકેલ શો ? ઉકેલ એ જ, કે તમારે ગ્રંથપાલ પાસે વિનાસંકોચે પહોંચી જવું. ગ્રંથાલયનાં સાધનોનો વધારેમાં વધારે ઉપયોગ કરવામાં સહાય માટે તેઓ મોજુદ હોય છે. અલબત્ત, તે પણ માણસ છે. તેને બીજાં પણ કામ કરવાનાં હોય છે. કોઇ વાર કામમાં ગુંથાયો હોય ત્યારે તમને નાસીપાસ કરે તેવો ઉત્તર આપ્યો પણ હોય. છતાં ગ્રંથાલયના કાર્યકરોને જેમ જેમ ગ્રંથાપાલત્વ અને વિવેક એ બે પર્યાય શબ્દો છે તેવું ભાન થતું જાય છે, તેમ તેમ આવા પ્રસંગો જવલ્લે જ બનશે એવી ખાતરી રાખશો.

બીજું, તમારે ગ્રંથસૂચિનો પણ ઉપયોગ કરવો જોઇએ. એ શોભાનાં નહિ પણ ઘણાં ઉપયોગી સાધનો છે. તમે જે પુસ્તક શોધતા હો તે કબાટમાં ન મળે તેનાં પણ કેટલાંક કારણો છેઃ (૧) કાં તો તે પુસ્તકાલયમાં જ ન હોય, (૨) કોઇ વાચક લઇ ગયા હોય, (૩) બીજા કોઇ કબાટમાં ભૂલથી મુકાઇ ગયું હોય અગર (૪) બીજાં પુસ્તકોનું થાય છે તેમ અદૃશ્ય થઇ ગયું હોય–ચોરાઇ ગયું હોય. આપણા પુસ્તકાલયમાં અમુક પુસ્તક છે કે નહિ તે કબાટમાં ફાંફાં મારવાથી ન જણાય, પણ સૂચિપત્રોમાં જોવાથી માલમ પડે છે. દરેક પુસ્તકાલયમાં પુસ્તકોના કર્તાની સૂચિ સંપૂર્ણ હોય છે. આ સૂચિમાં દર્શાવેલું પુસ્તક ગ્રંથાલયમાં હોવું જ જોઇએ અને ગ્રંથાલયમાં હોય એટલે તે પુસ્તક 'તમને મોડામાં મોડું' એક પખવાડિયામાં મળવું જ જોઇએ. આ માટે તમારે ગ્રંથપાલને ખબર આપી રાખવી જોઇએ. એટલે નિયમ પ્રમાણે એક પખવાડિયામાં ગ્રંથપાલ તમને એ પુસ્તક મેળવી આપવા તજવીજ કરશે.

ટૂંકમાં, અમુક પુસ્તક શોધવા માટે તમારે

( ૧ ) તે પુસ્તક ગ્રંથાલયમાં છે કે નહિ તે જાણવા કર્તાની સૂચિ જોવી

( ૨ ) તે પુસ્તકાલયમાં છે એમ નક્કી થાય તો તેનો ક્રમાંક લખી લઇ જે કબાટમાં તે અંક નિર્દિષ્ટ કરેલો હોય ત્યાં પહોંચી જવું.

( ૩ ) કબાટમાં તે પુસ્તક ન જણાય તો અનામત પત્રક ઉપર પુસ્તકનું નામ લખી તમારી સહી કરીને ગ્રંથપાલને આપવું. એટલે દસ પંદર દિવસમાં ગ્રંથપાલ એ પુસ્તક તમને મેળવી આપશે.

( ૪ ) મૂંગે મોઢે ચાલ્યા ન જતાં ગ્રંથાલયની કોઇપણ વ્યક્તિને તમારી મૂંઝવણથી વાકેફ કરવી જોઇએ.



# પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રગતિના સિદ્ધાંતો

પુસ્તકાલયના વહીવટના નિયમોમાં સ્થળ અને સંજોગોને લઇને થોડો ફેરફાર કરવામાં આવ્યો છે, પરંતુ એ નિયમોની પાછળના સિદ્ધાંતો રાજા–પ્રજા બન્નેનું કલ્યાણ સાધનારા હોઇ જાણવા જેવા છે.

આ નિયમોનું અહીં વર્ણન કરવું જરૂરી નથી; કારણ કે "પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ" નામના આકાર ગ્રંથમાં એ બધા જ નિયમો સમાવાયેલા છે, પરંતુ તે નિયમોનો હેતુ યાને ઉદ્દેશ શું છે તે આપણે જાણવું જોઇએ. આ નિયમોનો મુખ્ય હેતુ એ છે, કે એને અનુસરીને પુસ્તકાલયો અને તેને અંગેની પ્રવૃત્તિઓ સાર્વજનિક અને મફત છે. તેનો વહીવટ સાર્વજનિક હિતને લક્ષમાં રાખી કરવામાં આવે છે. સામાન્ય ધોરણ એવું છે, કે પોતાના ગામમાં પુસ્તકાલય જોઇતું હોય તો ગામલોકોએ તે માટે અરજી કરવી જોઇએ. અરજી સાથે લોકો જેટલા રૂપિયા આપે તેટલી સરકારમદદ મળે અને બીજી તેટલી પ્રાંત પંચાયતની મળે. પુસ્તકાલયનું મકાન, તેનું બંધારણ વગેરે રાજ્યના ખાતાની દેખરેખ અને દોરવણીથી તૈયાર થાય, અને તેનો વહીવટ ગામલોકોએ નિમેલી વ્યવસ્થાપક સમિતિ કરે. એ વહીવટ ઉપર સરકારી ખાતાની દેખરેખ અને અંકુશ ખરાં, પણ જ્યાંસુધી લોકો સાર્વજનિક હિત સાચવીને ઠરેલા ધારાધોરણ પ્રમાણે કામ કરે ત્યાંસુધી સરકારી અંકુશ તેમને નડે નહિ અને તેથી હંમેશ બધાને લાભ થાય.

વળી એ ઉપરાંત રાજ્યના પુસ્તકાલય ખાતાના અમલદારો રાજ્યના દરેક સાર્વજનિક પુસ્તકાલયની મુલાકાત (Visit) લઇ શકે છે અને ગ્રંથપાલને ધમકીથી નહિ પણ શાન્તિથી સમજ પાડી યોગ્ય સલાહ આપવા હંમેશાં તત્પરતા દાખવતા રહે છે. નાનાં ગામડાંમાં જ્યાં પુસ્તકાલયનું મકાન અલગ ન હોય ત્યાં શાળામાં પુસ્તકાલય પ્રવૃત્તિ ચલાવાય છે અને તે માટે શાળાધિકારી અગર વિભાગ શાળાધિકારી પણ તે પુસ્તકાલયોની મુલાકાત લે છે. આ રીતે પુસ્તકાલય પ્રવૃત્તિ માટે રાજ્ય પણ પોતાનો બનતો ફાળો આપે છે.

આપણી પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રગતિ માટેના થોડા સિદ્ધાંતો આ નીચે આપવામાં આવ્યા છે તે ખૂબ લક્ષમાં રાખવા જેવા છે.

(૧) પુસ્તકાલયપ્રવૃત્તિ માટે સરકાર શરૂઆત કરે તેવી રાહ જોવી જોઇએ નહિ. પરંતુ આવાં પરોપકારી કાર્યોમાં પોતાના ગામના સ્થાનિક નેતાઓએ શરૂઆત કરવી જોઇએ. અને પુસ્તકાલય સ્થાપી તેને સ્થાયી બનાવવા પ્રયત્નો કરવા જોઇએ.

(૨) પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ ઇચ્છનારાઓએ જ્યાંથી મદદ મળે ત્યાંથી તે મેળવવા તેમણે હંમેશ તત્પર રહેવું જોઇએ; પછી તે મદદ સરકાર, લોકલ બોર્ડ, જાહેર મંડળ કે ખાનગી સદ્‌ગૃહસ્થ, એક વ્યક્તિ કે વધારે વ્યક્તિઓ-ગમે તે હોય.

(૩) જાહેર મદદ મેળવવાની જે જે રીતો પોતાને સ્થળ અને પરિસ્થિતિને અનુકૂળ હોય-દાખલા તરીકે-ઘેર ઘેર ફરી ઉઘરાણું કરવું, લવાજમ લેવું, દાન મેળવવું, લગ્ન પ્રસંગે બક્ષિસ મેળવવી કે ગામનાં કે બીજાં જાહેર ફંડોમાંથી હિસ્સો મેળવવો-તે તે બધી રીતોનો કુનેહથી લાભ લેવો જોઇએ.

(૪) જો દાતાઓ તરફથી યોગ્ય રકમ મળે તો પુસ્તકાલયો કે વાચનાલયો સાથે દાતાઓનાં નામ જોડવામાં કાંઇ હરકત નથી.

(૫) નવો છોડ નવી ધરતીમાં ઉગાડવા માટે જેમ ઘણાં વર્ષો સુધી ધીરજ અને ખંત રાખવાં પડે છે, તેમ પુસ્તકાલયપ્રવૃત્તિ માટે પણ સમજવું.

(૬) જે ગામમાં શાળા હોય તે ગામમાં, છોકરા છોકરીઓ તથા ગામનાં મોટી ઉંમરનાં માણસો ભણેલું ભૂલી જઇ નિરક્ષર ન બની જાય તે માટે પુસ્તકાલય હોવુંજ જોઇએ.

(૭) જે વ્યક્તિને પ્રભુમાં તથા પોતાના સેવાધર્મમાં શ્રદ્ધા હોય તેણે પોતાના કાર્યમાં છેવટે સફળતા મળવા સંબંધી શંકા કે ભયસ્થાન સેવવું ન જોઇએ. પરંતુ પોતાનું કાર્ય આગળ અને આગળ ધપાવ્યે રાખવું જોઇએ. તેણે સફળતાની આશા કુદરતને સોંપી દેવી જોઇએ.

# પુસ્તકાલયનો નિભાવ

બધી વસ્તુઓમાં નાણું એ મુખ્ય બાબત છે. કોઇપણ સંસ્થા સ્થાપવા કે તેને વ્યવસ્થિત રીતે ચલાવવા માટે પહેલી જરૂર પૈસાની પડે છે તો આપણા સાર્વજનિક પુસ્તકાલય માટેનું ફંડ ક્યાંથી અને કેવી રીતે મળે છે અને ભવિષ્યમાં તે નાણાં કેવી રીતે મેળવવાં તે આપણે જાણવું જોઇએ. મંદિર, મસ્જિદ કે મહાદેવ જેવી ધાર્મિક સંસ્થા માટે અથવા તો કેળવણી માટેની શાળાઓ, કોલેજો જેવી સંસ્થા માટે પણ વેપારી અથવા કોઇ શેઠિયા પાસેથી ઉઘરાવેલી અનિયમિત રકમ તથા સદ્‌ગૃહસ્થો તરફથી મળેલા દાન ઉપર આધાર રાખવો પડે છે. પુસ્તકાલય અંગે પણ પુસ્તકો, માસિકો, છાપાં, મકાન દુરસ્તી, ફર્નિચર તથા ગ્રંથપાલ અને નોકરોનો પગાર, આ બધો ખર્ચ થાય તે સ્વાભાવિક છે; પરંતુ તે ખર્ચ માટે જોઇતાં નાણાં ક્યાંથી મેળવવાં તે એક પ્રશ્ન છે. તેના ઉત્તરમાં જણાવી શકાય, કે કરવેરા પદ્ધતિ પર આધાર રાખતું પુસ્તકાલય સારી રીતે નિભાવી શકાય છે, અને તેનું સંચાલન સારી જવાબદારી ભર્યું હોવાથી તે પુસ્તકાલય ઉત્તમ ગણાય છે. તો તે કરપદ્ધતિ ક્યારે દાખલ થવી જોઇએ ? આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ માટે શરૂઆતમાં નાનાં ગામડાંમા લોકો ઉપર કર નાખવામાં આવે અને તે રીતે સાર્વજનિક પુસ્તકાલય નિભાવવામાં આવે તે શું ઇચ્છનીય છે ? ઉત્તર. ના. પુસ્તકાલયની સ્થાપના વખતે લોકો ઉપર કર નાખવામાં આવવો જોઇએ નહિ. ઘણા માને છે કે પુસ્તકાલય સ્થાપવા માટે શરૂઆતમાં આ એક જ રસ્તો છે. પરંતુ તે શરૂઆતમાં નહિ હોતાં પુસ્તકાલય કાયમી બને ત્યારપછી જ કરવેરા પર આધાર રાખતું સાર્વજનિક પુસ્તકાલય ઉત્તમ ગણાય છે.

તો પુસ્તકાલય સ્થાપવા માટે શરૂઆતમાં નાણાં ક્યાંથી મેળવી શકાય ? પુસ્તકાલય સાથે કોઇ દાતાનું નામ જોડવાની શરતે કોઇ દાતા તરફથી યોગ્ય રકમ મળે તો તે સ્વીકારવા કોઇ જાતનો વાંધો નથી. અને તે રકમ રાજ્યના ખાતા તરફ મોકલવાથી તેટલી સરકાર અને તેટલી પ્રાંત પંચાયત મદદ મળી શકે છે. અને તે કુલ રકમથી મકાન બંધાવી શકાય છે હવે તેના સંચાલનનો પ્રશ્ન ઊભો થાય છે. તે માટે લોકમદદ એકઠી કરવી જોઇએ. અને તે પ્રમાણે સરકાર અને પ્રાંત પંચાયત મદદ મેળવી પુસ્તકાલય સારી રીતે ચલાવી શકાય છે. પરંતુ લોકમદદ કેવી રીતે મેળવવી ? તે માટે અમેરિકા, ઇંગ્લાંડ જેવા પુસ્તકાલય માટે જાણીતા દેશોમાં કરવેરા પદ્ધતિ સ્વીકારાયેલી છે. આમ છતાં જો તે પદ્ધતિનો અમલ તાત્કાલિક ન કરી શકીએ તો બીજી રીત એ છે કે ગામલોકો તરફથી દાન લેતા રહેવું અને જેમ બને તેમ વધુ માણસોને આપણા પુસ્તકાલયના સભ્યો બનાવવા. વળી ઉઘરાણું કરવું તે પણ એક સારી યોજના છે. આ રીતે અમે તે યોજનાનો અમલ કરી લોકમદદ કરવી જોઇએ. પુસ્તકાલયની સ્થાપના પછી એક જ માણસ પાસેથી દાન લેવા કરતાં ગામના

બધા જ માણસો પાસેથી ઓછામાં ઓછો રકમનું પણ દાન લેવું જોઇએ, કે જેથી સૌ કોઇ પુસ્તકાલયનો ઉપયોગ ઉત્સાહથી કરી શકે અને કોઇને કોઇની મહેરબાની સ્વીકારવી પડે નહિ. ગરીબો પાસે આપણે આ દાનની ઇચ્છા રાખવી જોઇએ નહિ. અને તેમને છૂટથી પુસ્તકાલયનો લાભ લેવા દેવો જોઇએ.

વળી દરેક વાચકે નોંધી રાખવું જોઇએ કે સરકાર તરફથી અપાતી મદદ એ એક પ્રેરણા અને ઉત્સાહ આપવા પૂરતી જ છે. ખરી રીતે તો આવી સંસ્કારી પ્રવૃત્તિ નિભાવી લેવાની ફરજ સ્થાનિક પ્રજાની છે. તમામ સુધરેલા દેશોમાં સાર્વજનિક પુસ્તકાલયો મફત હોય છે તે કાં તો કોઇ દાનવીરના પ્રતાપે અથવા તો સ્થાનિક સમિતિઓ પોતે અમુક પ્રકારના પુસ્તકાલયના કર દ્વારા અગર પોતાના ગામની સુધરાઇઓ દ્વારા ચલાવાય છે. તેમાં સરકારની કાંઇ ખાસ મદદ હોતી નથી. પરંતુ સરકાર માત્ર આવાં પુસ્તકાલયો નિભાવવાની ફરજિયાત ફરજ ગામ લોકો પર નાખે છે.



## પુસ્તકાલય માટે કરપદ્ધતિ હોવી જોઇએ?

અહીં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સાર્વજનિક પુસ્તકાલય માટે કરપદ્ધતિ હોવી જોઇએ કે નહિ ? તેના ખુલાસામાં મારો નમ્ર અભિપ્રાય એવો છે, કે પુસ્તકાલયની સ્થાપના વખતે કરવેરો લેવાવો જોઇએ નહિ. પરંતુ તે સ્થાયી થાય ત્યારપછી ક્રમશઃ કરવેરો દાખલ કરી શકાય. આ પદ્ધતિ સાર્વજનિક પુસ્તકાલય માટે હિતકારક છે; કારણ કે

(૧) આવા વેરાથી પુસ્તકાલય સાર્વજનિક બને છે. પુસ્તકાલયનો હેતુ શાળા જેવો જ છે. સમાજના માનસિક જીવનને સમૃદ્ધ કરવું અને તેને વધારવું તે તેમનો ઉદ્દેશો છે; તેથી તે શાળાની માફક નિભાવવું જોઇએ. માધ્યમિક શાળામાં જેમ દરેક વિદ્યાર્થી પાસે ફી લેવામાં આવે છે, તેમ પુસ્તકાલયમાં પણ હોવું જોઇએ; કારણ કે હાલમાં તો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને રાજ્ય તરફથી મદદ મળે છે એટલે કાંઇ વાંધો આવતો નથી; પરંતુ જ્યારે તે મદદ બંધ થઇ જાય તે વખતે પુસ્તકાલય કઇ મદદ ઉપર નભી શકે ? એટલે ભવિષ્યને ખાતર પણ શાળાની માફક કરવેરો પદ્ધતિ હોવી જોઇએ. જેમ શાળામાં ગરીબ વિદ્યાર્થીઓ માટે ફીની માફી હોય છે, તેમ પુસ્તકાલય માટે પણ ગરીબ લોકો પાસેથી આપણે આર્થિક સહાયની આશા રાખવી જોઇએ નહિ. શાળાઓને જેમ સરકાર તરફથી ગ્રાન્ટ ( મદદ ) મળે છે, તેમ આપણા પુસ્તકાલ ને પણ સરકાર મદદ મળે છે; એટલે તે શાળાની માફક જ નિભાવવું જોઇએ.

(૨) સ્થાનિક કરવેરાથી નિભાવાતું પુસ્તકાલય ધર્માદા સંસ્થા મટી જાય છે અને આ રીતે પુસ્તકાલય ઉપર બધાની માલિકી અને હક્ક રહે છે. જ્યારે હું ખાનગી દાનથી નિભાવાતા પુસ્તકાલયનાં પુસ્તકો વાપરું છું, ત્યારે મારે કોઇ દાતાની મહેરબાની પર આધાર રાખવો પડે છે. પરંતુ જ્યારે હું કરથી નિભાવાતા પુસ્તકાલયનો ઉપયોગ કરું છું, ત્યારે હું મારા હક્કનું જે છે તે વાપરું છું. આ રીતે કરપદ્ધતિથી કર ભરનાર દરેક માણસોમાં સ્વતંત્રતાની સ્વમાનની અને સમાનતાની લાગણીનો ફેલાવો થાય છે. પુસ્તકાલય આપણા

સર્વને માટે છે, તેવો આદર્શ આપણે કેળવી શકીએ છીએ અને તેનો લેવાય તેટલો લાભ લેવા આપણે તત્પર બનીએ છીએ.

(૩) જરૂરી પૈસા ભેગા કરવા કરપદ્ધતિ સહેલામાં સહેલી રીત છે. મનોરંજન કાર્યક્રમથી તેમ જ ફાળા વગેરેથી જેટલા રૂપિયા એકઠા થઈ શકે તેથી પણ વધુ રકમ સાર્વજનિક કરવેરાથી એકઠા કરી શકાય છે. આ કર તેના ભરનારને બહુ બોજારૂપ લાગતો નથી. પોતાની સ્થિતિ પ્રમાણે આપી શકે તે રીતે કર લેવામાં આવે છે. એટલે પૈસાદાર કે ગરીબ કોઇને પણ તે બોજારૂપ થઇ પડતો નથી.

(૪) આટલી નાની રકમ ભરીને જ્ઞાન મેળવવાનો આટલો મોટો બદલો લોકો મેળવી શકે તે માટે કરપદ્ધતિ સિવાય બીજી સહેલી અને સરળ યોજના નથી. દા. ત. ધારો કે આપણા ગામમાં ૪૦૦૦ માણસની વસ્તી છે અને રૂ. ૫૦૦ પુસ્તકાલય માટે ભેગા કરવાના છે તો સરાસરી દરેકને ભાગ બે આના આવે. હવે કોઇ ગરીબ માણસ તે પૈસા ન ભરી શકે તેમ હોય તો તેના બદલામાં પૈસાદાર પાસેથી વધુ લવાજમ લેવામાં આવે. એટલે એકંદરે આ રીત સહેલી અને સારામાં સારી છે.

(૫) આ પદ્ધતિથી આપણું પુસ્તકાલય ભવ્ય બને છે અને તેનું માન પણ વધે છે. પુસ્તકાલય માટે ધર્માદા ખાનગી દાન માગવાથી પુસ્તકાલયથી પડતી છાપ ઓછી થતી જાય છે, જ્યારે કરપદ્ધતિથી આમ બનતું નથી.

(૬) મજૂર કરેલો કરવેરો પુસ્તકાલયને માટે ચોકકસ અને નિયમિત છે, તેથી પુસ્તકાલયની પ્રગતિ માટે તેના સંચાલકો ખંત અને ઉત્સાહથી કામ કરી શકે છે, જ્યારે દાનથી મળતી અચોકકસ આવકથી આમ કરવું મુશ્કેલ પડે છે.

આ રીતે તત્કાળ પૂરતું નહિ તો ભવિષ્યમાં જ્યારે સરકાર મદદ ન પણ મળે ત્યારે આ કરપદ્ધતિ બહુ ઉપયોગી નીવડશે



# પુસ્તકાલયો અને રાજ્યાશ્રય

**આ**પણે આપણા વડોદરા રાજ્યમાં બધાં પુસ્તકાલયો અને વાચનાલયો કેવી રીતે ચાલે છે તે તપાસીએ તો માલૂમ પડશે, કે પુસ્તકાલયનો વહીવટ અથવા કારભાર ગામલોક જ કરે છે, અને તેમને ફક્ત રાજ્યના ખાતાની સલાહ જ લેવાની હોય છે. ગામલોકો વ્યવસ્થાપક મંડળ રચે છે અને તેમની પાસેથી લોકમદદ એકઠી કરે છે તે લોકમદદના પ્રમાણમાં રાજ્ય પોતાની સરકાર મદદ આપે છે અને પ્રાંત પંચાયત મદદ અપાવે છે. આ મદદો મેળવવાથી આપણું પુસ્તકાલય સરકારી બની જતું નથી. સરકાર કાંઇ તે પુસ્તકાલય ઉંચકી જતી નથી. આપણું પુસ્તકાલય તો આપણા ગામમાં જ રહે છે અને તેનો કારભાર પણ આપણા ગામલોકોએ જ કરવાનો રહે છે. આપણે ફક્ત રાજ્યના ખાતાની સલાહ જ લેવાની હોય છે તો સરકારની મદદનો લાભ કેમ ન લેવો ? વળી સરકાર સાથેના સહકારથી આપણે નીચે પ્રમાણેના ઘણા ફાયદાઓ પ્રાપ્ત કરી શકીએ છીએ.

(૧) આપણા પુસ્તકાલયના નિભાવ માટે ખૂટતી રકમ આ મદદ મળવાથી મળી રહે

છે. રાજ્યાશ્રય પામતા સાર્વજનિક પુસ્તકાલયને દરવર્ષે નક્કી થતી આવક મળે છે. તે આવક રાજ્યની આવકના વધારાથી વધે છે. આ મદદ લેવાથી આપણને કાંઇ ગેરફાયદો થતો નથી, ઉલટું ખાતાના વ્યવસ્થાપકો અને સલાહકારો પાસેથી સલાહનો અલભ્ય લાભ મળે છે.

(૨) પુસ્તકાલયની સંસ્થાને પુસ્તકાલયદિન કાર્યક્રમ ફાળાપદ્ધતિ કે ઉઘરાણાં દ્વારા નાણાં મળે છે. વળી રાજ્યની આ મદદ વર્ષની શરૂઆતમાં નક્કી થતી હોવાથી પુસ્તકાલયના સંચાલકો ભવિષ્ય માટેની યોજનાઓ ઘડી શકે છે અને કરકસરપૂર્વક પુસ્તકાલયનો કારભાર ચલાવી શકે છે.

(૩) રાજ્યની દોરવણી નીચે ચાલતું પુસ્તકાલય લોકોની માલિકીનું ગણાય છે. અને તેઓ પોતાની માલિકીની આવી સંસ્થામાં વધુ રસ લે છે.

(૪) પુસ્તકાલય એ ધર્માદાની સંસ્થા નથી, તેમ તે મોજમજાહ માટે પણ નથી. પરંતુ તે એક જરૂરિયાત છે. તેથી શાળા અને સાર્વજનિક રસ્તાની માફક પુસ્તકાલયની દેખરેખ રાજ્યના ખાતા તરફથી થવી જરૂરી છે.

(૫) પુસ્તકાલયની સંસ્થા અમુક વર્ષો માટે જ હોતી નથી. તે તો નિત્ય માટેની સંસ્થા છે એટલે કેટલાંક સરકારી પ્રકાશનો વગર કિંમતે પણ મળી શકે છે. વળી ઘણાં પુસ્તકો ઓછી કિંમતે પણ મળી શકે છે. એટલે ખાનગી પુસ્તકાલયને નહિ મળતો આવો લાભ રાજ્યાશ્રિત-પુસ્તકાલયને મળી શકે છે.

(૬) મનોરંજન કાર્યક્રમની નિષ્ફળતાથી કે ફાળો ઉઘરાવવાની અશક્તિથી ગ્રંથપાલ અને તેના સંચાલકોના કાર્યમાં ઘણી ડખલ થાય છે અને તે વખતે પુસ્તકાલય કેમ કરીને નિભાવવું તે ગૂંચવણ ઉભી થાય છે; પરંતુ રાજ્યાશ્રયથી તેમ થતું નથી. થોડેઘણે અંશે અટકે છે.

(૭) શાળાઓ, સુધરાઇઓ તથા બીજી પ્રજાકીય સંસ્થાઓ અને સરકારી સંસ્થાઓ વચ્ચે ગાઢ અને વ્યવસ્થિત સંગઠન હોય છે તો પુસ્તકાલય જેવી સંસ્કારી સંસ્થા અને રાજ્યના ખાતા વચ્ચે પણ ગાઢ સંબંધ હોવો જોઇએ. એટલે પુસ્તકાલય રાજ્યના આશ્રય નીચે ચાલે તેમાં તેનું હિત છે.

(૮) રાજ્યનાં આ બાબતનાં ખાતાંઓ સલાહ આપવા માટે હરહંમેશ તૈયાર હોય છે. તેઓ નિષ્પક્ષપાતપણે સર્વને લાભદાયી સલાહ આપે છે. તો એવા નિષ્ણાતો પાસેથી સલાહ લેવાનો લાભ કેમ ન લેવો ?

(૯) છેલ્લે, આપણા સાર્વજનિક પુસ્તકાલયમાં બધા જ લોકો રસ લેતા હોય છે તેમ જ આર્થિક મદદ માટે ઉદારતા દાખવતા હોય છે. એટલે આપણું પુસ્તકાલય હંમેશાં સાર્વજનિક હોવું જોઇએ અને તેની ઉપર રાજ્યના ખાતાની દેખરેખ હોવી જોઇએ.

*

આ પ્રમાણે આપણે અનેક દાખલાદલીલોપૂર્વક જોયું કે, પુસ્તકાલય એ આજની જનતાની અનિવાર્ય અગત્ય છે. આપણા ગામમાં અન્ય સાર્વજનિક પ્રવૃત્તિઓ કદાચ નહિ ચાલતી હોય તો તે જુદી વાત છે, પરંતુ પુસ્તકાલય તો અવશ્ય હોવું જ જોઇએ.

આવું માનસિક અને સાંસ્કારિક પ્રવૃત્તિના અનિવાર્ય કેન્દ્રસ્થાનરૂપ પુસ્તકાલય જ્યાં ન હોય ત્યાં તે સ્થાપવાની અગત્ય હવે ભાગ્યેજ કોઇને સમજાવવી પડે તેમ છે.

આપણે એ દિવસ જોવાની દૃઢ આકાંક્ષા સેવીએ કે હિંદના ગામડે ગામડે આ સંસ્કારકેન્દ્રો જનતા દ્વારા ઉભાં કરાઇ જનતા જનાર્દનને તેના અનેકશઃ લાભો મળતા રહે.

જાહેરાત નં. ૪

# વિષય

## પુસ્તકાલયો અને શાળાઓ સિવાય ખાનગી ગૃહસ્થોને ફરતા પુસ્તકાલયની પેટીઓ મળવા બાબત

મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના ફરતા પુસ્તકાલયની પેટીઓનો દિવસે દિવસે બહોળો ઉપયોગ થતો જોવામાં આવે છે. રાજ્યની શાળાઓ તથા પુસ્તકાલયો તેનો લાભ લે છે જ; પરંતુ શાળાશિક્ષક પુસ્તકાલયના મંત્રી તેનો લાભ ગામના બધા જ ઇસમોને આપવા પહોંચી વળી શકતા નથી, જેથી કેટલાક ખાનગી ગૃહસ્થો તરફથી અને વડોદરા રાજ્ય સાથે જોડાયેલા સંયોજિત પ્રદેશમાં વસતા લોકો તરફથી ફરતા પુસ્તકાલયની પેટીઓ માટે માગણીઓ વખતોવખત આવે છે. પરંતુ જોખમદારીના સવાલને લઇને આવા ખાનગી ગૃહસ્થોને સ્વતંત્ર રીતે તેનો લાભ છૂટથી મળી શકતો નથી. આ અડચણ દૂર થઇ ફરતા પુસ્તકાલયનો લાભ વડોદરા રાજ્ય અને સંયોજિત પ્રદેશના તમામ ઇસમોને યથેચ્છ મળે તે માટે એવી યોજના કરવામાં આવે છે કે, વડોદરા રાજ્યના અગર સંયોજિત પ્રદેશના કોઇ પણ ગૃહસ્થ નીચે બતાવેલા નમૂના પ્રમાણેની અરજી જે તે પ્રાંત અથવા તાલુકા કે ગામના નજીકના અવલકારકુન વહીવટદાર દરજ્જાના સરકારી અમલદારની જવાબદારીની સહી કરાવી મોકલી આપશે તો તેમને ફરતા પુસ્તકાલયની પેટી મોકલી આપવામાં આવશે.

આશા છે કે સાર્વજનિક કામ કરનાર યુવકો અને સદ્‌ગૃહસ્થો ઉપરની હકીકત ધ્યાનમાં લઇ, જવાબદારી સ્વીકારી પોતાના ગામના લોકોને વાચનનો લાભ આપવા બનતો પ્રયત્ન કરશે.

પુસ્તકાલય ખાતું<br>ફરતા પુસ્તકાલય શાખા<br>વડોદરા, તા. ૧૯-૪-૪૭

ઉ. મો. પરેલ.<br>અ. વ્યવસ્થાપક.<br>પુસ્તકાલય ખાતું વડોદરા.

[ નમુનો સામેના પૃષ્ઠ પર છે. ]

# નમુનો

રા. રા. મદદનીશ વ્યવસ્થાપક,
મધ્યવર્તી પુસ્તકાલય, ફરતા પુસ્તકાલય શાખા,
પોસ્ટ બોક્સ નં. ૧૫–વડોદરા

હું નીચે સહી કરનાર (પૂરું નામ) ______________________
રહેવાસી ______________ ઠેકાણું ______________ ધંધો ______________ નાની અરજ એ છે જે, આપ સાં. તરફથી મળતી ફરતા પુસ્તકાલયની પેટીનો લાભ લેવા હું ઇંતેજાર છું તો એક પેટી મને મળવા મે. થશે.

જે પેટી મને આપવામાં આવશે તેનો ઠરેલા નિયમ મુજબ હું લાભ લઇશ, તેમ જ મારા મહોલ્લાના આડોશી પાડોશીને તથા ગામના ઇતર લોકોને પૂરેપૂરો લાભ આપીશ. તે પેટીનાં પુસ્તકો તથા પેટીને લગતાં તમામ સાધનોની જોખમદારી હું સ્વીકારું છું. એટલે પેટી, પુસ્તકો અને તેને લગતું કોઇપણ સાધન ખોવાય અગર તેને નુકશાન થાય તેની આપ સા. તરફથી ઠરાવવામાં આવે તે કિંમત હું ભરી આપીશ.

ફરતા પુસ્તકાલયની પેટી ઠરેલી મુદતે પરત કરીશ તથા ઠરેલી મુદતે તેનું નિવેદન મોકલી આપીશ.

ફરતા પુસ્તકાલયની પેટી જેમને આપવામાં આવી હશે તેને મુદત થયે પરત કરવામાં મારાથી ઢીલ થાય તો તેની ઉઘરાણી બદલ જે ખર્ચ થશે તે આપવા હું બંધાઉં છું.

સહી ______________________

હું નીચે સહી કરનાર ______________________ રહેવાસી ______________ ધંધો ______________ [illegible] હું ઓળખું છું. એમને આપવામાં આવેલી પેટી અથવા પુસ્તકોને કાંઇ નુકશાન થશે તો તે ભરી આપશે. એ પ્રમાણે કરવામાં જો તેમના તરફથી કસુર થશે તો તે થયેલા નુકસાનની જવાબદારી હું સ્વીકારું છું.

# અમારી એજન્સીનાં પુસ્તકો

## જીવન ચરિત્ર

મો. ન અમીન, જીવન અને કાર્ય ૨-૮-૦
માલવીયાજી સાથે ત્રીસ દિવસ ૩-૦-૦
કુમારી હેલન  રસૂલભાઈ વોરા ૦-૨-૦
ક્રીસ્ટોફર કોલમ્બસ ,, ૦-૬-૦
જીવનસંભારણાં (શારદા મહેતા) ૨-૮-૦

## કાવ્ય સંગ્રહ

પ્રભાત પ્રાર્થનામાળા ૨-૦-૦
ફુલવેણી  મૂળજીભાઈ શાહ ૧-૪-૦
રણુરસિયાના રાસ ,, ૦-૬-૦
રાસનિકુંજ ,, ૦-૧૨-૦
રાસપદ્મ ,, ૧-૮-૦
રાસકૌમુદી ,, ૧-૮-૦
તારાનાં તેજ ,, ૦-૮-૦
બાલ વીણા ,, ૦-૧૨-૦
સ્મૃતિ નિકુંજ ,, ૦-૮-૦
પૂજારણ ,, ૦ ૧૦-૦
ચાંદરણા  પ્ર જિ. મહેતા ૦-૮-૦

## નાટક

સુગદર્શન  મૂળજીભાઈ શાહ ૧-૪-૦
મછા ભૂત ,, ૦-૮-૦
અ. સૌ. કુમારી યશવંત પંડ્યા ૧-૦-૦
મદન મંદિર ,, ૦-૧૦ ૦
જવનિકા  રેખા કાર્યાલય ૦-૧૨-૦
હંસી (નાટક)  બી. પી. વૈદ્ય ૧-૦-૦

## વાર્તા—નવલકથા

નિરંજના  મૂળજીભાઈ શાહ ૨-૦-૦
ત્રિનેત્ર ,, ૨-૦-૦
ફૂલછાબ  કે. હ શેઠ ૨-૦-૦
જાતકકથાઓ  ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કુમાર વીરસેન ભા. ૩ ,, ૦-૬-૦
રામસિંહ રાઠોડ ,, ૦-૬-૦

## આકર ગ્રંથો

બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા ૧-૨ ૨-૨-૦
જૂની ગુજરાતી ભાષા ૧-૧૨-૦

## ઇતર

ગ્રામચિત્રો  ઈશ્વર પેટલીકર ૨-૮-૦
આબુનો પ્રવાસ  મૂ. શાહ ૦-૪-૦

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
પો. બો. ૧૦ વડોદરા

છે. રાજ્યાશ્રય પામતા સાર્વજનિક પુસ્તકાલયને દરવર્ષે નક્કી થતી આવક મળે છે તે આવક રાજ્યની આવકના વધારાથી વધે છે. આ મદદ લેવાથી આપણને કાંઇ ગેરફાયદો થતો નથી, ઉલટું ખાતાના વ્યવસ્થાપકો અને સલાહકારો પાસેથી સલાહનો અલભ્ય લાભ મળે છે.

(૨) પુસ્તકાલયની સંસ્થાને પુસ્તકાલયદિન કાર્યક્રમ ફાળાપદ્ધતિ કે ઉઘરાણાં દ્વારા નાણાં મળે છે. વળી રાજ્યની આ મદદ વર્ષની શરૂઆતમાં નક્કી થતી હોવાથી પુસ્તકાલયના સંચાલકો ભવિષ્ય માટેની યોજનાઓ ઘડી શકે છે અને કરકસરપૂર્વક પુસ્તકાલયનો કારભાર ચલાવી શકે છે.

(૩) રાજ્યની દોરવણી નીચે ચાલતું પુસ્તકાલય લોકોની માલિકીનું ગણાય છે. અને તેઓ પોતાની માલિકીની આવી સંસ્થામાં વધુ રસ લે છે.

(૪) પુસ્તકાલય એ ધર્માદાની સંસ્થા નથી, તેમ તે મોજમજાહ માટે પણ નથી. પરંતુ તે એક જરૂરિયાત છે. તેથી શાળા અને સાર્વજનિક રસ્તાની માફક પુસ્તકાલયની દેખરેખ રાજ્યના ખાતા તરફથી થવી જરૂરી છે.

(૫) પુસ્તકાલયની સંસ્થા અમુક વર્ષો માટે જ હોતી નથી. તે તો નિત્ય માટેની સંસ્થા છે એટલે કેટલાંક સરકારી પ્રકાશનો વગર કિંમતે પણ મળી શકે છે. વળી ઘણાં પુસ્તકો ઓછી કિંમતે પણ મળી શકે છે. એટલે ખાનગી પુસ્તકાલયને નહિ મળતો આવો લાભ રાજ્યાશ્રિત પુસ્તકાલયને મળી શકે છે.

(૬) મનોરંજન કાર્યક્રમની નિષ્ફળતાથી કે ફાળો ઉઘરાવવાની અશક્તિથી ગ્રંથપાલ અને તેના સંચાલકોના કામમાં ઘણી ડખલ થાય છે અને તે વખતે પુસ્તકાલય કેમ કરીને નિભાવવું તે ગૂંચવણ ઉભી થાય છે; પરંતુ રાજ્યાશ્રયથી તેમ થતું નથી. થોડેઘણે અંશે અટકે છે.

(૭) શાળાઓ, સુધરાઇઓ તથા બીજી પ્રજાકીય સંસ્થાઓ અને સરકારી સંસ્થાઓ વચ્ચે ગાઢ અને વ્યવસ્થિત સંગઠન હોય છે તો પુસ્તકાલય જેવી સંસ્કારી સંસ્થા અને રાજ્યના ખાતા વચ્ચે પણ ગાઢ સંબંધ હોવો જોઇએ. એટલે પુસ્તકાલય રાજ્યના આશ્રય નીચે ચાલે તેમાં તેનું હિત છે.

(૮) રાજ્યનાં આ બાબતનાં ખાતાંઓ સલાહ આપવા માટે હરહંમેશ તૈયાર હોય છે. તેઓ નિષ્પક્ષપાતપણે સર્વને લાભદાયી સલાહ આપે છે. તો એવા નિષ્ણાતો પાસેથી સલાહ લેવાનો લાભ કેમ ન લેવો ?

(૯) છેલ્લે, આપણા સાર્વજનિક પુસ્તકાલયમાં બધા જ લોકો રસ લેતા હોય છે તેમ જ આર્થિક મદદ માટે ઉદારતા દાખવતા હોય છે; એટલે આપણું પુસ્તકાલય હંમેશાં સાર્વજનિક હોવું જોઇએ અને તેની ઉપર રાજ્યના ખાતાની દેખરેખ હોવી જોઇએ.

*

આ પ્રમાણે આપણે અનેક દાખલાદલીલોપૂર્વક જોયું કે, પુસ્તકાલય એ આજની જનતાની અનિવાર્ય અગત્ય છે. આપણા ગામમાં અન્ય સાર્વજનિક પ્રવૃત્તિઓ કદાચ નહિ ચાલતી હોય તો તે જુદી વાત છે, પરંતુ પુસ્તકાલય તો અવશ્ય હોવું જ જોઇએ.

આવું માનસિક અને સાંસ્કારિક પ્રવૃત્તિના અનિવાર્ય કેન્દ્રસ્થાનરૂપ પુસ્તકાલય જ્યાં ન હોય ત્યાં તે સ્થાપવાની અગત્ય હવે ભાગ્યેજ કોઇને સમજાવવી પડે તેમ છે.

આપણે એ દિવસ જોવાની દૃઢ આકાંક્ષા સેવીએ કે હિંદના ગામડે ગામડે આ સંસ્કારકેન્દ્રો જનતા દ્વારા ઉભાં કરાઇ જનતા જનાર્દનને તેના અનેકશઃ લાભો મળતા રહે.

જાહેરાત નં. ૪

# વિષય

## પુસ્તકાલયો અને શાળાઓ સિવાય ખાનગી ગૃહસ્થોને ફરતા પુસ્તકાલયની પેટીઓ મળવા બાબત

મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના ફરતા પુસ્તકાલયની પેટીઓનો દિવસે દિવસે બહોળો ઉપયોગ થતો જોવામાં આવે છે. રાજ્યની શાળાઓ તથા પુસ્તકાલયો તેનો લાભ લે છે જ; પરંતુ શાળાશિક્ષક પુસ્તકાલયના મંત્રી તેનો લાભ ગામના બધા જ ઇસમોને આપવા પહોંચી વળી શકતા નથી, જેથી કેટલાક ખાનગી ગૃહસ્થો તરફથી અને વડોદરા રાજ્ય સાથે જોડાયેલા સંયોજિત પ્રદેશમાં વસતા લોકો તરફથી ફરતા પુસ્તકાલયની પેટીઓ માટે માગણીઓ વખતોવખત આવે છે. પરંતુ જોખમદારીના સવાલને લઇને આવા ખાનગી ગૃહસ્થોને સ્વતંત્ર રીતે તેનો લાભ છૂટથી મળી શકતો નથી. આ અડચણ દૂર થઇ ફરતા પુસ્તકાલયનો લાભ વડોદરા રાજ્ય અને સંયોજિત પ્રદેશના તમામ ઇસમોને યથેચ્છ મળે તે માટે એવી યોજના કરવામાં આવે છે કે, વડોદરા રાજ્યના અગર સંયોજિત પ્રદેશના કોઇ પણ ગૃહસ્થ નીચે બતાવેલા નમૂના પ્રમાણેની અરજી જે તે પ્રાંત અથવા તાલુકા કે ગામના નંબરના અવલકારકુન વહીવટદાર દરજ્જાના સરકારી અમલદારની જવાબદારીની સહી કરાવી મોકલી આપશે તો તેમને ફરતા પુસ્તકાલયની પેટી મોકલી આપવામાં આવશે.

આશા છે કે સાર્વજનિક કામ કરનાર યુવકો અને સદ્‌ગૃહસ્થો ઉપરની હકીકત ધ્યાનમાં લઇ, જવાબદારી સ્વીકારી પોતાના ગામના લોકોને વાચનનો લાભ આપવા બનતો પ્રયત્ન કરશે.

પુસ્તકાલય ખાતું<br>ફરતા પુસ્તકાલય શાખા<br>વડોદરા, તા. ૧૯–૪–૪૭

ઉ. મો. પટેલ<br>અ. વ્યવસ્થાપક<br>પુસ્તકાલય ખાતું વડોદરો.

[ નમૂનો સામેના પૃષ્ઠ પર છે. ]

## નમુનો

રા. રા. મદદનીશ વ્યવસ્થાપક,
મધ્યવર્તી પુસ્તકાલય, ફરતા પુસ્તકાલય શાખા,
પોસ્ટ બોક્સ નં. ૧૫–વડોદરા

હું નીચે સહી કરનાર ( પૂરૂં નામ ) ________________
રહેવાસી ____________ ઠેકાણું ____________ ધંધો ____________ નાની અરજ એ છે જે, આપ સા. તરફથી મળતી ફરતા પુસ્તકાલયની પેટીનો લાભ લેવા હું ઈંતેજાર છું તો એક પેટી મને મળવા મે. થશે.

જે પેટી મને આપવામાં આવશે તેનો ઠરેલા નિયમ મુજબ હું લાભ લઈશ, તેમ જ મારા મહોલ્લાના આડોશી પાડોશીને તથા ગામના ઇતર લોકોને પૂરેપૂરો લાભ આપીશ. તે પેટીનાં પુસ્તકો તથા પેટીને લગતાં તમામ સાધનોની જોખમદારી હું સ્વીકારૂં છું. એટલે પેટી, પુસ્તકો અને તેને લગતું કોઈપણ સાધન ખોવાય અગર તેને નુકશાન થાય તેની આપ સા. તરફથી ઠરાવવામાં આવે તે કિંમત હું ભરી આપીશ.

ફરતા પુસ્તકાલયની પેટી ઠરેલી મુદતે પરત કરીશ તથા ઠરેલી મુદતે તેનું નિવેદન મોકલી આપીશ.

ફરતા પુસ્તકાલયની પેટી જેમને આપવામાં આવી હશે તેને મુદત થયે પરત કરવામાં મારાથી ઢીલ થાય તો તેની ઉપરાણી બદલ જે ખર્ચ થશે તે આપવા હું બંધાઉં છું.

સહી ________________

હું નીચે સહી કરનાર ________________ રહેવાસી ____________ ધંધો ____________ આથી ખાત્રી આપું છું કે, ઇસમ મજકુરને હું ઓળખું છું. એમને આપવામાં આવેલી પેટી અથવા પુસ્તકોને કાંઈ નુકશાન થશે તો તે ભરી આપશે; એ પ્રમાણે કરવામાં જો તેમના તરફથી કસુર થશે તો તે થયેલા નુકસાનની જવાબદારી હું સ્વીકારૂં છું.

સહી ________________

મરત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | જુન-૧૯૪૭ | અંક ૧૮ મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

હિંદના શ્રેષ્ઠ ગ્રંથો મહાભારત, રામાયણ, નળદમયંતી અને શાકુંતલના અરબ્બી ભાષાંતરની હસ્તપ્રતો દરિયામાર્ગે બ્રિટનથી પેલેસ્ટાઇન મોકલવામાં આવી છે.

પ્રખ્યાત આરબ વિદ્વાન તથા કવિ પ્રો. વાહિદ બુરતાનીની લગભગ ચાળીસ વર્ષની મહેનતનું આ પરિણામ છે. તે બ્રિટિશ સંગ્રહસ્થાનમાં સંશોધન ચલાવી રહેલ હતા. તે હવાઇ માર્ગે પેલેસ્ટાઇન ગયા છે.

સલામતી ખાતર પ્રો. બુરતાનીએ હસ્તપ્રત દરિયા વાટે મોકલી છે. હસ્તપ્રતોમાં બુરતાનીએ લખેલ 'મેન્યુઅલ ઑફ હિંદુ માઇથોલૉજી 'નો પણ સમાવેશ થાય છે.

★

માત્ર છ પેન્સની કિંમતે પ્રગટ થએલ 'પિલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ 'ની પહેલી આવૃત્તિની નકલ તાજેતરમાં સોધબીને ત્યાં ૬,૮૦૦ પૌંડની કિંમતે વેચવામાં આવી હતી.

★

શ્રી. પરમહંસ યોગાનંદે પોતાની આત્મકથા 'એક યોગીની આત્મકથા' ( ઑટોબાયોગ્રાફી ઑફ એ યોગી )ના શીર્ષક હેઠળ ન્યુયૉર્કમાં ફિલોસોફિકલ પબ્લિશર્સ દ્વારા પ્રગટ કરાવી છે. આ પુસ્તકમાં એમણે બ્રહ્મ સાથે એકતા સાધવા માટેની પોતાની સાધનાની કથા લખી છે. સાડા પાંચસો પાનાંના આ પુસ્તકની કિંમત સાડાત્રણ ડૉલર અથવા હિંદ માટે દશ રૂપિયા છે.

★

જ્યોર્જ બર્નાર્ડ શૉ સેંટ લોરેન્સમાં આયરં ખાતેની સ્રી પોસ્ટ માસ્તર મિસ જીરએલા લીથ પાસેથી પાંચથી છ પૌંડની પોસ્ટની ટિકિટો નિયમિત મંગાવે છે. મિસ લિથને નવાઇ લાગી કે શૉ વારંવાર મને લેખિત ઑર્ડર શા માટે મોકલે છે? જવાબ મળ્યો કે 'આની ફરિયાદ તમે શા માટે કરો છો? મારાં મૃત્યુ પછી તમે તે ઑર્ડર ત્રણું પેન્સ લેખે વેચી શકશો.'

જીરએલાએ કહ્યું 'ખરેખર, તમે જીવતા છો ત્યારે પણ હું દરેકના દશ શિલિંગ ઉપજાવું છું.'

*દક્ષિણ-આફ્રિકાના પી. ઇ. એન. કેન્દ્રે દક્ષિણ આફ્રિકાવાસીઓએ લખેલ પુસ્તકનું એક પ્રદર્શન, દક્ષિણ આફ્રિકાગૃહ, ટ્રફાલ્ગર સ્કવેરમાં ભર્યું હતું. ૧૧ મી ફેબ્રુઆરીએ શહેનશાહ બાનુ તે ખુલ્લું મૂકવાનાં હતાં. બે હજાર પુસ્તકો પ્રદર્શનમાં મૂકવામાં આવ્યાં હતાં તેમાંનાં ઘણાં ખરાં અંગ્રેજી અથવા આફ્રિકાન્સ ભાષામાં હતાં. પરંતુ બહુ જ થોડાં એક અગર બીજી બાંટુ ભાષામાં લખેલાં હતાં. આ પ્રદર્શનમાં બાલસાહિત્યથી માંડીને વિજ્ઞાનનાં પાઠ્યપુસ્તકોનો સમાવેશ થતો હતો.



*આવતે વર્ષે દરભંગા (મિથિલા)માં ભરવામાં આવનાર અખિલ હિંદ પૌર્વાત્ય પરિષદમાં પંડિતો પહેલીજ વાર વિભાગવાર મળશે અને સંસ્કૃતમાં લેખો તથા નિબંધો વાંચીને તેની ચર્ચા કરશે. ઓછામાં ઓછા પાંચ વિષયો પર શાસ્ત્રાર્થ કરવાની તેમજ સંસ્કૃત, મૈથિલી, ઉર્દૂ તથા હિંદીમાં કવિ સંમેલન ભરવાની અને સંસ્કૃત, મૈથિલી તથા હિંદીમાં નાટ્યપ્રયોગો કરવાની દરખાસ્ત થઇ છે.



સિંધના આગલા મુસ્લીમ લીગવાદી જી. એમ. સૈયદ હવે પાર્લામેન્ટરી પ્રવૃત્તિમાંથી મુક્ત થયેલ હોઇ પોતાની આત્મકથાને બહારી રહ્યા છે. તેની આત્મકથાનું નામ ' સ્વાયત્ત શાસનના મારા પ્રયોગો ' રહેશે. પત્રવ્યવહારના અસંખ્ય ઉતારાઓથી આ પુસ્તક ભરચક થશે.



હિટલરની રાજકીય સંહિતા ' મીન કામ્ફ ' હજુ પણ જર્મનીમાં વેચાઇ રહેલ છે તેવા ખબર તે દેશના યુનાઇટેડ સ્ટેટ્સના પ્રદેશમાંથી મળ્યા છે. કાળા બજારમાં તેની કિંમત ૫૦ પૌંડ ઉપજે છે. સત્તાવાળાઓ વેચાનરને શોધી કાઢવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે. આ પુસ્તક માટે માપબંધીના કાગળો વાપરનાર મુદ્રકોને પણ તે શોધી રહ્યા છે.



હિંદના નિવૃત્ત થયેલ વાઇસરોય લોર્ડ વેવલને લશ્કરમાં ' એંશી પુસ્તકવાળા વેવલ ' તરીકે ઓળખવામાં આવતા, કેમકે તે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં પોતાનું પુસ્તકાલય સાથે ફેરવતા હતા. તેણે પોતે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તે પૈકી ' લોર્ડ એલેન્બરીનું જીવનવૃત્તાંત ' ( બે ભાગ ) ખૂબ જાણીતું છે. ' લશ્કરી વડપણ ' સંબંધી તેના નિબંધો તે વર્ગનાં પુસ્તકોમાં શ્રેષ્ઠ ગણાય છે. ૧૯૪૪ માં તેણે કાવ્યોનું એક પુસ્તક પ્રગટ કર્યું હતું. તેનું નામ તેણે ' અધર મેન્સ ફ્લાવર્સ ' રાખ્યું હતું.



સાડાત્રણસો વર્ષો પહેલાં સ્પેનના રાજા બીજા ફિલિપે અમલમાં મૂકેલ 'સેન્સરશિપ' તથા સ્પેનના છેલ્લા આંતર્યુદ્ધે અમેરિકાના કોંગ્રેસ પુસ્તકાલયમાં એક વિરલ પ્રાચીન પુસ્તકની પ્રાપ્તિ કરાવી છે.

ફિલિપાઇન ટાપુઓમાં ૧૫૯૪માં ગયેલ સ્પેનિશ મિશનરીઓએ લખેલા પુસ્તક ' ડૉક્ટ્રિના ક્રિશ્ચિયાના ' ની લાકડાના બ્લોકો વડે શેતુરના કાગળ પર છાપેલી આ નકલ વર્ષોને કારણે બટકણી થઇ ગઇ છે.

ડોંગ્રેસના ગ્રંથપાળ લ્યુથર એચ. ઇવાન્સને ફિલાડેલ્ફિયાના વિરલ વસ્તુ સંગ્રાહક લેસિંગ જે. રોસનવાલ્ડે આ પુસ્તક આપતાં જણાવ્યું હતું, કે ત્રણુ સેંદી કરતાં વધારે વંખતથી આ પુસ્તક અદશ્ય થઇ ગયું હતું.

રોસનવાલ્ડે જણાવ્યું કે ' મિશનરીઓએ આ પુસ્તકની નકલ રાજા ફિલિપને મોકલી હતી, કેમકે તે સમયમાં એવો નિયમ હતો કે પોતાની પ્રજાનાં બધાં પુસ્તકો છાપવા માટે સ્પેનના રાજાને રજા આપવી પડતી હતી.

તે પુસ્તક શાહી દફતરમાં મૂકવામાં આવ્યું હતું. ત્યાર પછી તે અદશ્ય થઇ ગયું હતું. વિદ્વાનોએ મનિલાથી બર્લિન તથા ઇટલિથી ચીલી સુધી તેની શોધ ચલાવી હતી.

ન્યુયૉર્કનાં વિરલ પુસ્તકોના એક સંગ્રાહક વિલિયમ એચ. રોબને પેરિસમાં ગયે વર્ષે પુસ્તક મળી આવતાં તેણે અટકળ કરી, કે ૧૯૩૦ ના સ્પેનના યુદ્ધમાં તે પુસ્તક ચોરાઇને છૂપી રીતે ફ્રાન્સમાં આવેલ હોવું જોઇએ.

પુસ્તકના નામનો અર્થ ' ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો ' થાય છે. તેમાં પ્રભુની પ્રાર્થના દશ આજ્ઞાઓ વગેરે છે. ફિલિપાઇનમાં પ્રગટ થયેલ તે પહેલુંજ પુસ્તક હતું.

ઇવાન્સે જણાવ્યું કે, યુનાઇટેડ સ્ટેટસ, દક્ષિણ અમેરિકા તથા પરદેશો ખાતે પુસ્તકાલયોમાં મફત વહેંચવા માટે પુસ્તકની ૨૫૦૦ નકલો છાપવામાં આવશે.



તુલસીકૃત રામાયણ તથા શાકુંતલનું જ્યૉર્જિયન ભાષામાં ભાષાંતર કરવાનું કાર્ય જ્યૉર્જિયાના વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક અબોબેલિયાનીએ માથે લીધું. એશિયન પરિષદમાં તે પ્રતિનિધિ તરીકે આવ્યા હતા.

પ્રાધ્યાપકના જણાવવા મુજબ, તેમને મૂળ પાઠવાળી નકલો ન મળવાથી ભાષાંતરમાં તેમને ઠીક મુશ્કેલી અનુભવવી પડી હતી. હવે તો મૂળ પાઠ તથા ભાષાંતરવાળી નકલો તેમને મળી જવાથી, ભાષાંતરનું કાર્ય સંતોષકારક થશે.



૧૯ એપ્રિલે ખુલ્લા મુકાયેલ નવા પૂર્વ હોલ્બર્ન પુસ્તકાલયની એ વિશિષ્ટતા છે કે તેમાં એક ' અભ્યાસવિભાગ ' રાખવામાં આવેલ છે. ત્યાં આકરગ્રંથો રાખવામાં આવ્યા છે. વિદ્વાનો ઘરની જંજાળોથી દૂર રહી અહીં ઘેર થતું કામ કરી શકશે. ત્યાં ૨૦,૦૦૦ કરતાં વધારે પુસ્તકો મળી શકશે. આમાં પાંચ ભાષાઓના સાહિત્યનાં પુસ્તકોનો સમાવેશ થાય છે.

બૉમ્બ*મેલ બે દુકાનોમાંથી તૈયાર કરવામાં આવેલ આ પુસ્તકાલય ચર્ચામંડળ, આમોદ્દ્ર્કોન તથા બીજી તેવી પ્રવૃત્તિઓ માટે સગવડ પૂરી પાડશે.

—છોટાલાલ માનસિંગ કામદાર

આ લેખમાંની * નિશાનીવાળી નોંધ ' મન્ડિયર પી. ઇ. એન. 'માંથી લીધેલી છે.

# જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો

મુંદ યાદદાસ્તનો જાણે મને શાપ છે; કદાચ એ મારું સદ્ભાગ્ય પણ હોય. મારી ખાસિયત છે કે, એનું એ જ પુસ્તક હું ફરી ફરીને પહેલાના જ રસથી વાંચી જઇ શકું, જાણે કે પહેલાં મેં કદી વાંચ્યું જ ન હોય. આમ છતાં, યાદ રહેલાં પુસ્તકોની યાદીમાં હું ઠીક ઠીક પુસ્તકો ગણાવી શકું, એમ રખેને મને મારાં માનીતાં પુસ્તકોની મારી યાદી વાચકને આશ્ચર્યચકિત કરી મૂકે એ બીકે હું પ્રથમથી જ કહી દઉં કે, મેં કદી નિશાળ કે કૉલેજમાં જઇ કોઇ જાતની એવી રીતસરની કેળવણી લીધી જ નથી. અગિયાર વર્ષની ઉંમરે હું પરણી, ને સત્તર વર્ષની ઉંમરે હું માતા બની. સંજોગોએ મને બહુ ભાષાભાષી બનાવી દીધી છે. હું જાણે પુસ્તકોના જ વાતાવરણમાં રહું છું, એમ પણ તમે મારા વિશે કહી શકો. હું જાણે પુસ્તકો માટે જ છું, એના જ વાતાવરણમાં છું, તો પણ સદાયે પુસ્તકોની જ દુનિયાનુ હું પ્રાણી છું; એમ તો ન કહેવાય. મારાં બે સંતાનો પાઠ્યપુસ્તકો, માર્ગદર્શિકાઓ ને લોકપ્રિય માસિકોના પૂરમાં વહે છે, જ્યારે મારા પતિ, પ્રાધ્યાપક ઉપરાંત લેખક ને બીજાંય ફાવે તે ક્ષેત્રો ખેડનાર હોઇને, કાયમ પુસ્તકોથી વીંટળાયેલા રહે છે. મારા પક્ષે, ખાસ કઇ આયોજન અથવા ખાસ કંઇ મહેનત વિના, હું તામિલ, અંગ્રેજી, કન્નડ ને મરાઠી પુસ્તકો સુખે વાંચી શકું છું.

સૌ પહેલાં પુસ્તકો મેં તામિલમાં જ વાંચ્યાં; કારણ કે તામિલ મારી માતૃભાષા છે. મેં કહ્યું તેમ સદ્ભાગ્યે મને ન ગમતાં પુસ્તકો મારે પરાણે વાંચવાં પડ્યાં નથી; કારણ કે પરીક્ષાઓ મારે દેવાની ન હતી. શરૂથી તે અંત સુધી મને જેમ ફાવતું તે વાંચતી; વસ્તુવિધાન, પાત્રાલેખન, શૈલી ઇ૦ ની દરકાર કર્યા વગર પણ, રાજમ આયરની 'કમલામ્મલ' જેવી નવલકથા એક વાર વાચ્યા પછી ભૂલવી શકય નથી. મેં એ ઘણી વાર વાંચી છે; તો પણ, એને જ્યારે ફરી વાચું છું ત્યારે પહેલી વાર વાંચવાનો આનંદ હજુ પણ મને મળ્યા વગર રહેતો નથી. રંગા રાજુની જાસૂસકથાઓએ મને બહુ આનંદ આપ્યો; ને અલબત્ત, 'રાજામ્મલ' મને ખૂબ ખૂબ ગમે છે, ને એ કથાઓ અચ્છી તરેહથી મને યાદ છે. સમ્માન્દમ્નાં નાટકો, 'કલ્કી'ની નવલિકાઓ, 'વિનોદ રસમંજરી'માના નિબંધો, ને કલ્યાણસુંદર સુદાલિયરની તેટલી કૃતિઓ. એ બધાંએ મને બહુ આનંદ આપ્યો છે. પણ, મને યાદ રહેલા પુસ્તકોમા, 'કમલામ્મલ' હજુ ઉત્તમ સ્થાને વિરાજે છે. 'કમલામ્બલ' નાં કર્તા રાજમ આયર બહુ નાની ઉંમરે અવસાન પામ્યા, તો પણ 'કમલામ્મલ' રૂપે એ એમની અમર કૃતિ મૂકતા ગયા છે. તામિલ, અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યમાં રત રહીને, રાજમ આયરે ઘણાં રસપ્રદ મૂળોમાંથી પ્રેરણા પીધી. તદુપરાત, રાજમ આયર માનવતાવાદી વિનોદી ને જ્ઞાનવૃદ્ધ યોગી હતા 'કમલામ્મલ' એના નક્કર, હાસ્યરસભરપૂર-ને અર્થપ્રદ પાત્રાલેખનમાં એકદમ ચડી જાય છે; એનાં વર્ણનો ચિત્તાકર્ષક ને અવિસ્મરણીય છે; ને એનું કાવ્ય સદા આકર્ષી રહે એવુ ઉચ્ચ કોટિનું છે. આધુનિક તામિલ સાહિત્ય ઘણી યશપૂર્ણ નવલકથાઓ માટે ગર્વ લઇ શકે એમ છે; પણ, 'કમલામ્મલ' તો જેમ કદાચ એ સૌથી પહેલી નવલકથા છે તેમ ખરેખાત એ સૌથી ઉત્તમ નવલકથા પણ છે. તાજેતરની તામિલ-

નવલોમાં હું કૃતજ્ઞતાપૂર્વક કુમુદિની ' દિવાન મહાલ ' અને શંકરરામની ' પાર્વતી 'ને યાદ કરું છું.

મેં કન્નડ વાંચવાનું તો આડેધડ શરૂ કરેલું. પહેલાં તો મારે લિપિ સાથે થોડું ઝઘડવું પડેલું, પણ પછી તો એની સાથે હું ઠીક ઠીક પરિચિત થઇ ગઇ. મેં વાલ્મીકિ રામાયણના કન્નડ ભાષાંતરમાં ઝંપલાવ્યું. રામાયણની વાત તો હું પહેલેથી જાણતી જ હતી, એટલે કન્નડ ભાષાંતર વાંચતાં મને બહુ મુશ્કેલીઓ ન નડી. હું એક પછી એક કાંડ વાંચતી હતી, ને મારાં સાસુજી સાંભળતાં હતાં. મારાં સાસુજીએ અભિપ્રાય આપ્યોઃ ' કન્નડ તો ખરેખર તામિલ જ છે. સંસ્કૃતના વાઘા પહેરીને થોડીક તામિલથી જુદી પડી છે. ' પછીથી મેં કન્નડ નવલકથાઓ, નવલિકાઓ, નિબંધો, જીવન ચરિત્રો વ. વ. થોડે થોડે વાંચ્યાં. થોડીક નવલિકાઓએ મને ખૂબ હચમચાવી મૂકી, ખાસ કરીને, માસ્તી વેંકટેસાની નવલિકાઓએ માસ્તીની ' મસુ મદી ' નિઃશંક દુનિયાની મહાન નવલિકાઓ માંહેની એક છે, એવું મારા પતિનું કહેવું છે, ને મને લાગે છે કે, તેઓ ખરા છે. પુત્તપ્પાની ' કનૂરુ સબ્બામ્મા હેગ્ગાદથી, ' ગોકાકની ' જન નાયક ' ( સામાજિક કરુણિકા ), કરન્તની ' મરાલી માણ્ણિગ ' અને કૈલાસમની ' તોલ્લુ ગાટ્ટી ' પણ મને સાંભરે છે. અનુક્રમે ' Anna Keranba ' ને ' A Passge to India ' નાં સંક્ષિપ્ત ભાષાંતરોએ પણ મારા પર ન ભૂંસાય એવી છાપ પાડી છે.

એક મહારાષ્ટ્રીય કુટુંબની મૈત્રીએ મને હળવા ને નૈસર્ગિક આધુનિક મરાઠી વાર્તાસાહિત્યમાં ને નાટકોમાં પ્રવેશ કરાવ્યો. નાગરી લિપિની મારી પરિચિતતાએ મને આ બાબતમાં વધારે સરળતા કરી આપી. પહેલાં, હરિનારાયણ આપ્ટેની ઐતિહાસિક અને ઇતર નવલકથાઓની શાળોપયોગી સંક્ષિપ્ત આવૃત્તિઓ મેં વાંચી. નવલોએ મને જકડી લીધી. જે પુસ્તકોને હું સાથેસાથ સંભારું છું તેમાં ' મિ ' ( Me ) ને હું પક્ષપાત વગર સ્થાન આપી શકું. હરિ નારાયણ આપ્ટેની હળદાર નવલકથાઓ ગૌરવશાળી ભૂતકાળને ખડો કરે છે, ને એમને ફરી ફરી વાંચવી ને યાદ રાખવી એ જ શિક્ષણના એક ભાગ જેવું છે. હરિનારાયણ આપ્ટેની સામાજિક નવલકથાઓએ પણ મારા પર બહુ અસર કરી, ને ' ભયંકર દિવ્ય ' જેવી નવલને તો હું નહિ ભૂલી શકું. એ પછી તો, મેં સંખ્યાબંધ મરાઠી નવલો ને નાટકો વાંચ્યાં છે. ખાંડેકરની ' દોન ધ્રુવ ' હજી પણ બહુ યાદ આવે છે.

છેલ્લે હું અંગ્રેજી ઉપર આવું. કિશોર વયમાં મારી મેળાએ ઘેર બેઠાં થોડું ઘણું અંગ્રેજી શીખવા માંડ્યું, ને પાછળથી નિરાશ થઇ છોડી દીધું. થોડાં વર્ષ પહેલાં, વળી પાછું શરૂ કર્યું, ને એમાં સારી સફળતા મળી. થોડાક પૂર્વ-વાચન પછી મેં જોયું કે, આધુનિક અંગ્રેજી નાટકો મારા માટે વાંચવાં બહુ સરળ છે. બારી ( Barrie )નું ' એડમિરેબલ ક્રિચ્ટન 'ને આનંદ સાથે ફરી ફરી વાંચ્યું, ને જે પુસ્તકો મને યાદ રહી ગયાં છે તેમાં એનો સમાવેશ કરી શકું. પછી ' ક્વૉલિટી સ્ટ્રીટ ' ('Quality Street') પર મેં હાથ અજમાવ્યો. એ પણ મને એટલું જ ચિત્તાકર્ષક જણાયું. એનો કર્તા ફીએબે ( Phoebe ) સાહિત્યમાં મારા માનીતા લેખકોમાંનો એક છે. જે બીજાં આધુનિક

નાટકો મને રમતાં રમતાં યાદ રહી ગયાં છે તેમાં હું હેરોલ્ડ ચેપીનનું ' ઇલેન ' ( ' Elaine ' ), ગૅલ્સવર્ધીનું સિલ્વર બૉક્સ, મિલ્નેનું ' ડૉવર રોડ ' ને આર્નોલ્ડ બેનેટનું ' માઇલસ્ટોન 'ની હું ગણના કરું છું. ઇબ્સનને પણ મેં અંગ્રેજીમાં વાંચ્યો ને ' ડોલ્સ હાઉસ ' ( ' ઢીંગલી ઘર ' ) ને ' ઘોસ્ટ્સ ' ( ભૂત )નાં હૂબહૂ સંસ્મરણો મારી યાદદાસ્તમાં પડ્યાં છે. ' ઘોસ્ટ્સ 'નું અંતિમ દૃશ્ય દયાહીન અને ભયંકર છે. ઘણી વાર જ્યારે ઊગતા સૂર્યને હું જોઉં છું ત્યારે એકાએક ઓસ્વાલ્ડ ( ' ઘોસ્ટ્સ 'નું એક પાત્ર )ના શબ્દો–' માતા, મને સૂરજ દે ! '–મારા આખા દેહમાં ઝણઝણાટી ઉપજાવે છે. બીજી બાજુ, ચેખોવનાં એથી વધુ હળવાં મંગલાંત નાટકો–ઉદાહરણ તરીકે, ' ધ પ્રપોઝલ '–કૃતજ્ઞતાસહ હસતાં હસતાં યાદ રહી ગયાં છે. શેક્સપિયરનાં નાટકો પણ હું વાંચી ગઇ છું, ને ' ઓથેલો ', હેમ્લેટ ', અને ' મિડસમર નાઇટ્સ ડ્રીમ ' મને સારી પેઠે સાંભરે છે.

અંગ્રેજી ભાષાની નવલોમાં, મને હાર્ડીની ' Mayor of Casterbridge ' યાદ છે. એ કંઇ વાંચવે સુખદ વાર્તા નહોતી, પણ અંત સુધી મારે ..વાંચવી જ પડી. સરેરાશ અંગ્રેજી નવલના ઢંગ જોઇ હું ગભરાઇ જાઉં છું, ને સામાન્ય રીતે અંગ્રેજી નવલ કરતાં તામિલ નવલની હું વધુ પસંદગી કરું છું. ગમે તેમ પણ, જે ખરેખર સરસ પુસ્તક છે તે લિન યુ ટાંગની ' એ વિન્ડ ઇન ધ સ્ટૉર્મ 'નો મારે ઇશારો કરવો જોઇએ. એ નવલ યુદ્ધજર્જરિત ચીનનું હૂબહૂ ને યાદગાર ચિત્ર આપે છે, ને એમાં મુખ્ય પાત્રો સહાનુભૂતિપૂર્વક આલેખાયલાં છે. તાજેતરમાં તો હુમાયુન કબિરની ' મેન ઍન્ડ રિવર્સ ' વાંચ્યું છું, ને મને ખાતરી છે કે, મારાં યાદગાર પુસ્તકોમાં એ સ્થાન પામશે જ.*

મૂળ લેખિકા : શ્રીમતી ' પદ્માસની '
અનુવાદક : ' શિવમ્ સુંદરમ્ '

---

# મારી દીપ્તિ !

: અંજની :

વ્યોમમહીં જલતો કો તારો
રડતો'તો એકલ નોધારો
" તેજ ણતાવા ક્યાં છે આરો
અનંતની મધ્યે ? "

" અહીં વ્યોમે સ્વર્ગંગ વહે છે
સૂર્ય ચંદ્ર દિનરાત સૂહે છે
મારી દીપ્તિ કોણ જુએ છે
અનંતની મધ્યે ? "

હરીન્દ્ર દવે

---

* ( ' Indian Review 'ના અંગ્રેજી ઉપરથી )

## લેખક થવું છે ?

આજ સવારથી જ, મારું દિલ કૈંક વ્યગ્ર હતું. અને ક્યારે સાંજ પડે અને ક્યારે બહાર નીકળું એમ થતું. અને હજુ ' ચાર ' ' પાંચ ' ન વાગે ત્યાં તો હું ઘર બહાર નીકળી પડ્યો. સામાન્ય નિયમ મુજબ મારાં પગલાં ' પાર્ક ' બાજુ જ વળ્યાં. દુર્ભાગ્યે આજે દરેક બાંકડાઓ ઉપર કોઇ બેઠું હતું, પરંતુ મારી નજર એક જરા દૂરના બાંકડા ઉપર ગઇ. ત્યાં એક ભાઇ કોઇ અજબ રસિકતાથી કૈંક લખે જતા હતા. તેની બાજુમાં બીજું કોઇ હતું નહિ એટલે આપણે ત્યાં જ જમાવ્યું, પણ મારા બેસવાથી તે મહાશય ચમકી ઉઠયા ને પૂછ્યું " તમે સાહિત્યરસિક છો ? "

" હા, થોડો ઘણો રસ ખરો " મેં જવાબ આપ્યો.

" તો...ઠીક " તેમને કોઇ નિરાંત થઇ હોય તેમ તેમણે કહ્યું, " હું કોઇ બીનસાહિત્યરસિક જોડે બેસતો પણ નથી."

" એમ ! ત્યારે તો તમે સાહિત્યના ઉપાસક હશો ? "

" હા, મેં શારદા માતાની જેટલી દૃઢ તથા એકનિષ્ઠ સેવા કરી છે તેટલી દૃઢ અને એકનિષ્ઠ સેવા હજુ સુધી કોઇ સાક્ષરે નહિં કરી હોય. " તેમણે ગર્વથી કહ્યું.

એમાં મેં આશ્ચર્ય દાખવ્યું.

" હા, તંત્રીઓ ઉપર ' બુક પોસ્ટ ' ઉપર ' બુક પોસ્ટ ' મોકલું, ટિકિટો બીડું, જવાબી પત્તાં લખું છું; છતાં લગભગ બધાં જ લખાણો અસ્વીકૃત થાય અને આવા વિપત્તિ-ગ્રસ્ત વાતાવરણમાં પણ મેં શારદા માતાની અવિરામ સેવા કરેલી. છે ગુર્જરીમાં મારા સરખો કોઈ સાહિત્યસેવક ? " તેમણે પૂછ્યું.

" આપ કયા નામથી લખો છો ? "

" નામ ! ના, ના, છટ્, એવી કીર્તિનો મને મોહ નથી. "

" આપનાં પુસ્તકો..."

" પુસ્તકો ! થોડા વખત પહેલાં મેં એક પુસ્તક પ્રગટ કરેલું, પરંતુ ગુર્જરીના વાચકોમાં ગુણગ્રાહકતાનો અભાવ હોવાથી તેની બધી જ નકલો મિત્રોને ભેટ આપી દીધી. "

આવા સમર્થ ( ! ) લેખક પાસેથી સાહિત્ય માટેના માર્ગદર્શનની કોને આશા ન થાય ! મેં માર્ગદર્શનની પૃચ્છા કરી અને તેમણે વિના વિરોધે માર્ગદર્શન આપવાનું કબૂલ્યું કર્યું. ખરેખર, મહાન માણસો નિઃસ્પૃહજ હોય છે ! !

" બોલો " તેમણે કહ્યું, " તમારે કેવા લેખક થવું છે ? મુન્શી જેવા કે રમણલાલ જેવા ? બોલો, કાકા સાહેબ જેવા કે મહાત્માજી જેવા ? તમે કહો તેવી કક્ષાના લેખક બનવાનું માર્ગદર્શન આપું. "

## મુનશી :
### શ્રેષ્ઠ નવલકથાકાર

આપણા સાહિત્યમાં એમની અસર વર્ષો સુધી ચાલુ રહેશે. મારી દૃષ્ટિએ તો ગુજરાતના Masses આમવર્ગ માટે લખનારા તેઓ પહેલા નવલકથાકાર છે. ગુજરાતી ભાષાને જે ઝોક ગાંધીજીએ આપ્યો છે તેને સૌથી વધુ વફાદારીપૂર્વક ઝીલીને સંસ્કૃત સાહિત્યની અસરને Mass-Form આમવર્ગી સ્વરૂપમાં સફળતાપૂર્વક રજૂ કરનાર તેઓ એકજ છે. મુનશી એક એવા લેખક છે કે હું એમનું લખાણ ગમે તેટલું વાંચ વાંચ કરૂં તોયે મારી વાંચવાની વૃત્તિ ઉત્તરોત્તર વધતી જ જાય છે. એમના મર્જનોની ગુણવત્તા બાજુએ મૂકો તો પણ એમા જે થડકાર મારતી ચેતનાશક્તિ છે તે અપૂર્વ છે. મુનશી કદીયે ખલાસ થઇ શકશે નહિ મુનશી હયાત છે ત્યાં સુધી ગુજરાતના શ્રેષ્ઠ નવલકથાકાર કોણ છે એવો સવાલ કરવો એ જ હાસ્યાસ્પદ નહિ તો હેતુ વગરની ચર્ચા ઊભી કરવા સમાન છે. એમનાં તમામ લખાણોની પાછળ એક પ્રકારની Missionary Zeal રહેલી છે આજે કોઇ મુનશીને અભિમાની કહેતુ હોય તો હું તો એમજ કહું કે તમે એના જેવી ચોપડીઓ લખી શકતા હો તો તમેયે અભિમાની ભલે થતા મારી જીંદગીની તો એ(ી) એક મહત્ત્વાકાંક્ષા છે કે હું એક પણ નવલકથા મુનશી જેવી લખું તો મારૂં જીવન સાર્થક થયું હું માનીશ મારી આખી જિંદગી પછી ભલે એ કાર્ય માટે ખપી જતી હોય

—શ્રી. ગુણવંતરાય આચાર્ય.



<u>શ્રી. મુનશીના મુખે</u>

# ગુર્જર સાહિત્યનું મૂલ્યાંકન

ગુજરાતી સાહિત્યમાં મારા પ્રવેશને ૨૫-૩૧ વર્ષ થયાં છે. મારી સાહિત્યિક કારકિર્દીની શરૂઆત મારી કમળા અને બીજી વાતોથી થઇ છે, એ પછી સાહિત્યમાં બે યુગો પ્રવર્તી ગયા. પણ હું જોઇ શકયો છું કે સાહિત્ય માટેના મારા જે આદર્શો છે તે ગુજરાતને પચી શકયા નથી.

આપણું સાહિત્ય કે જીવન સંતોષકારક દેખાતાં નથી. હું એમ માનું છું કે સાહિત્યથી જીવનમાં રસ, સૌંદર્ય આદિ મૂર્તિમંત થાય તો જ એ ખરૂં સાહિત્ય થાય. જ્યાં એક ને એક ઘાટીએ આપણે ચાલ્યા જઇએ ને લખ્યા જઇએ ત્યાં સુધી સાહિત્યનો ઉત્કર્ષ નથી. પ્રતિષ્ઠા માટે આપણે લખીએ એ પણ સાહિત્ય નથી: જો કે આ વિધાન કોઇ સ્વીકારતું નથી એ કબૂલ કરૂં છું.

### સાહિત્ય એટલે શું ?

સાહિત્ય એટલે શું ? એને વિષે જુદા જુદા ખ્યાલો પ્રવર્તે છે. અમે લખવું શરૂં કર્યું ત્યારે એમ કહેવાતું કે બાપદીકરી સાથે બેસીને વાંચી શકે એ જ સાહિત્ય. મને દુઃખ છે કે હું એવું ન લખી શકયો. ૧૯૧૫-૧૬ માં 'મેં મારી કામચલાઉ ધર્મપત્ની' લખી ત્યારે મારા પર ટીકાની ઝડીઓ વરસી હતી. મારી કલમ કેમ ન ભાંગી ગઇ, હાથ કેમ ન ચોંટી ગયો વગેરે કંઇ, કંઇ મારે સાંભળવું પડ્યું.

### આ પ્રગતિ ?

હવે નવો યુગ શરૂ થયો છે. એ પ્રગતિશીલ સાહિત્ય સર્જે છે 'પચાસ વરસ સુધી અમે લખ્યું તે સાહિત્ય જ નહોતુ-હજામત હતી.' હવે પરભાષા ને શૈલીનાં અનુકરણ અને વાર્તાઓના અનુવાદ પ્રગતિશીલ સાહિત્યમાં ખપે છે.

### ભંગડીની બંગડી

એ પ્રગતિવાદમાં એક નવો પવન ફુંકાયો: દેશ, કાળના પ્રવાહને અનુરૂપ સાહિત્ય લખવાનો. હરિજન ચળવળ વખતે એક ભાઇએ ભંગડીની બંગડી ઉપર કવિતા

લખેલી. બ્રાહ્મણ વાણીઆ કે ઇતર કોમની સ્ત્રીની નહિ પણ ભંગડીની બંગડી પર કવિતા લખવાનું પ્રયોજન ! ચાલુ વાતાવરણને રુચે એવા પ્રાસંગિક સાહિત્યથી પ્રતિષ્ઠા વહેલી મળે એ જ.

### એ પ્રચારસાહિત્ય કહેવાય

મારા સાહિત્ય વિષે એક ટીકા એ થાય છે કે હું શહેરની જ વાતો લખું છું, ને ગામડાની નહિ. પણ હું શહેરમાં રહું છું ને શહેરની વાત જાણું તો પછી ગામડાની વાત લખું શી રીતે? ગામડાની વાત લખવા જતાં તો હું શહેરની છોકરીને જ ગામડામાં ગોઠવી દઉં અને એ સાહિત્ય શુદ્ધ સાહિત્ય નહિ પણ પ્રચારસાહિત્ય.

શુદ્ધ સાહિત્ય ચંચળ નથી. દરેક યુગમાં એનું સ્વરૂપ ભલે ચંચળ દેખાય. પણ એનો આત્મા તો સનાતન જ છે.

### શુદ્ધ સાહિત્યનું એક ઉદાહરણ

શુદ્ધ સાહિત્યનો એક દાખલો આપું. ૨૫૦૦ વર્ષ પહેલાં ગ્રીસમાં એક સ્ત્રી થઇ ગઇ. સેફો એનું નામ. એણે લખેલાં કાવ્યો તો નષ્ટ પામ્યાં છે. પણ કેટલાક પથ્થર પર કોતરેલાં કે એવી રીતે અર્ધાં પર્ધાં મળે છે. પણ એ કાવ્યોમાં સેફોએ જે ભાવ ગુંથ્યા છે તે આજે પણ હરેક વાંચનાર અનુભવી જાણે છે. આપણે ત્યાં મીરાંબાઇ એવાં હતાં. મીરાં ને સેફો જેવાં તો અનેક દષ્ટાંત મળે.

### કાલીદાસનું શાકુંતલ

કાલીદાસનું શાકુંતલ લઇએ, ૧૫૦૦ વરસ પર એ લખાયું. ગુપ્ત સમ્રાટોના શાસનકાળ દરમિયાન કાલીદાસે એક સ્ત્રીનું જે સુંદર વર્ણન આપ્યું તે વાંચીને ગેટે મુગ્ધ બન્યો હતો. જર્મનો ને અમેરિકન, ચીના ને હિંદી જે એ વાંચે છે તે એના સૌંદર્ય પર મુગ્ધ થાય છે. કવિએ એમાં સનાતનસ્ત્રીની સરસતા–સૌંદર્યમૂર્તિ ઘડી છે. એ સરસતા સદા અમર છે.

### અને ભાગવત

ભાગવતમાં કૃષ્ણનું બાળક, શિષ્ય, મલ્લ, રાજા, મિત્ર વગેરે તરીકે જે વર્ણન જોવા મળે છે તે સકલગુણસંપન્ન માનવની મૂર્તિ ઘડે છે. માનવીમાં વસતા દરેકે દરેક ભાવનાં એમાં દર્શન થાય છે. ભાગવત એથી જ લોકપ્રિય છે ને નિરંતર વંચાય છે. ભાગવતમાં શ્રીકૃષ્ણના મૃત્યુનું વર્ણન છે. જીવનમાં કૃતકૃત્યતા માણી નિરાંતે જાને મરી શકાય છે, એ કેવો સુંદર આદર્શ છે! ભાગવતે કૃષ્ણમૂર્તિ દ્વારા આપણા હૈયામાં સરસતા સાચવી રાખી છે. આપણા સંગીતવિધાયકો કહે કેઃ

કૃષ્ણ બીન ગાના કયા !
ઔર લૂણ બીન ખાના કયા ?

શુદ્ધ સાહિત્યને ચંચળ તત્ત્વો સાથે સંબંધ નથી. મારે ગામડાની ગોરી ને કાઠિયાવાડનો ડાયરો જ લખવો ને શહેરી વાતો ન લખવી, એ વાજબી નથી; એ તો નાટકી છે, સરસતાને ગમે તે વાઘા પહેરાવો.

## મારું દુર્ભાગ્ય

મારું દુર્ભાગ્ય છે કે હું ગુજરાતી હૃદયોને હસાવી શક્યો નથી. આપણે સરસતા ભોગવીએ તો આપણે પાપ કરી નાખીએ છીએ એવું આપણા ધર્મગુરૂઓ વગેરેએ આપણા પર ઠસાવી દીધું છે. ગાંધીજી તેમજ ઘણાએ મને એવું કહ્યું છે કે આવું તે શું લખ્યું ? ૧૯૧૮ માં મેં પૃથ્વીવલ્લભ લખ્યું ત્યારે હું સારો લેખક છું એ ખ્યાલ નહોતો. એની હવે તો અઢાર આવૃત્તિ પણ થઇ છે, અનેક પરભાષામાં એના અનુવાદ થયા છે ને નાટક પણ થયાં છે. એ જે વાંચે છે તે કહે છે: ચોપડી તો બહુ સરસ, પણ આવી કયાં લખી ?

## એ શરમ વાજબી નથી.

પણ હું એમાં કંઇ ખોટું માનતો નથી. જે વસ્તુ આપણને આનંદ આપે તે વસ્તુથી આપણે શરમાઇએ એ વાજબી નથી. આ દુનિયાને બદલે બીજી દુનિયાનો વિચાર કરનાર જ આમ કરે. એમણે તો કહ્યું છે કે: પરનારી પ્રત્યક્ષ રાક્ષસી !

## આ, ગુજરાતીઓ !

ગુજરાતીઓ પૈસા પેદા કરવામાં પાવરધા છે. એનામાં શૂરવીરતા કેટલી ! ૧૨૯૯ પછી કોઇએ તલવાર ઝાલી હોય તો મને ખબર નથી. એમ જ વિદ્વત્તા વિષે છે. એનો આપણે ત્યા અભાવ છે. કવિ–લેખકની કંઈ કિંમત નથી. એના તરફ તુચ્છ નજરે જોવાય છે.

## નાટક સરસ પણ–

આપણી રસદૃષ્ટિનો એક તાજો જ દાખલો છે. મુંબઇમાં મારું નાટક ભજવાયું ત્યારે એક મિત્રે મને કહ્યું: "તમારું નાટક તો ખૂબ સરસ, પણ ભૈ, હું મારી છોકરીને સાથે લઇ ગયો'તો. તે એવું કે અમે નીચેથી ઊંચુ જ ન જોઇ શકયાં !:"

મેં કહ્યુ : "તમને કોણે કહ્યું'તું કે છોકરીને લઇને જજો. પત્નીને લઇને જવું'તું ને !"

## પ્રતિષ્ઠાનો હાઉ

સાહિત્ય ખરેખર માનવતાની તાદૃશ મૂર્તિ ખડી કરે છે. એને આડંબર કે પ્રતિષ્ઠાનું આવરણ છાય ત્યારે એ ન બની શકે. પ્રતિષ્ઠાનો હાઉ આપણા જીવનમાં આનંદ લેતાં રોકે છે. એનાં કેટલાંક કારણો છે. ગયે વરસે ૧૪ મી સદીનાં ઐતિહાસિક જૂનાં ચિત્રો જોવા મળ્યાં હતાં. એ ચિત્રોમા કોઈ સ્ત્રીએ માથે ઓઢયું નહોતું. આજે પણ મદ્રાસમાં એમ જ છે. ત્યાં દિવસમાં ત્રણ વખત વેણી ગુંથાય છે.

રસવૃત્તિ જીવનમાં સર્વમાન્ય હોય છે. આપણા પહેરવેશમાં એની ઊણપ વરતાય છે. પુરુષોનો પહેરવેશ જુઓ ! કેવો બેડોળ, શરીરની એકે રેખામાં સૌંદર્યની દૃષ્ટિ જ નથી. એમ જ સ્ત્રીઓનું છે. સ્ત્રીઓ જે જે કપડાં પહેરે છે તેથી હું તેને કોથી જોડે સરખાવું છું. એ કપડામાંથી નથી છટા નીતરતી, નથી ઝપાટાબંધ ચાલી શકાતું, નથી ટેનીસ રમી શકાતું. એમાં સુરેખતા ય નથી. હા, જાડા થઇએ ત્યારે બરાબર કોથી દડો દેખાય.

## વાચનવૃત્તિનો અભાવ

હું ગોરે આપણી ભાષા દ્વારા શિક્ષણ અપાય એની તરફેણમાં છું. પણ સારામાં

સારા સાહિત્ય વિના આપણે ચલાવી શકીએ એ દશામાં નથી. ગુજરાતમાં આજે ગેટે, હોમર કે શેક્સપીઅરને કેટલાયે વાંચ્યા છે ?

હિંદ સ્વતંત્ર થાય છે. સ્વાતંત્ર્ય વસ્તુ એવી નથી કે વારસાથી મળે. મળ્યા પછી એ સાચવવી પડશે; માત્ર રાજકીય સંરક્ષણથી નહિ. જીવનનું રહસ્ય–સૌંદર્ય શીખવું પડશે એ નહિ. જગતની સારામાં સારી સાહિત્યકૃતિનો અભ્યાસ ન કરો તો સરસતા ન સમજાય.

## જગતસાહિત્યમાં ભાગવત

મીરાં ને સેડોની મેં સરખામણી કરી છે. ભાગવતની સરસતા બતાવી છે. જગતના ઉત્તમ સાહિત્યમાં ભાગવતનું પણ સ્થાન છે. જગતસાહિત્યની બારેક સુંદર કૃતિઓમાં ઇંગ્લેંડે બે, ફ્રાંસ, ગ્રીસ, ઇટલી વગેરે એ એક–એક કૃતિ આપી છે, પણ હિંદે ચારપાંચ આપી છે. રામાયણ, મહાભારત, ભાગવત, ચંડીદાસ, મીરાં, નરસિંહનાં કાવ્યો; એ સાહિત્યમાં ઉચ્ચ સ્થાને છે. જ્યાં સુધી તમારામાં રસવૃત્તિ ન હોય ત્યાં સુધી તમે સમર્થ સાહિત્યસ્વામીઓની કૃતિને કસોટીએ ચડાવી ન શકો અને તેના સૌંદર્યનું પાન ન કરી શકો. શાકુંતલ પ્રાધ્યાપક પાસે ભણતી વખતે એના શ્લોકના અન્વય, અર્થ વગેરે દ્વારા એની સરસતા રસિકતા પ્રાધ્યાપક પાસેથી નહિ પણ કવિના પગ આગળ બેસીને માણી શકાય છે

## વારંવાર વાંચો.

એક સુંદર પુસ્તકને વારંવાર વાંચવાથી રસિકતા કેળવાય છે, એથી જીવન ઘડાય છે, પણ માત્ર વાંચનથી એ નહિ બને. એનું રટણ કરવું જોઇએ. એથી જ આપણને સ્વાધ્યાય કરવાનું કહેવામાં આવે છે. ગ્લેડસ્ટને ઇલીયડ હજારોવાર વાંચ્યું હતું. ગીતા વાંચનાર અનેક વખત એ વાંચે છે. પણ માત્ર વાંચન નહિ, એનું રટણમનન જરૂરી છે. નેપોલીઅનનું સમગ્ર જીવન પ્લુટાર્કના ચરિત્રના વાંચન મનનથી ઘડાયું હતું.

## ગાંધીજી અને ગીતા

ગાંધીજીનો દાખલો લઇએ. એ નાની–નજીવી વાતોમાં પણ, હસવામાં પણ જાણે ગીતાનું જ કોઈ તત્ત્વ ઉચ્ચારતા લાગે છે. એ એમના ગીતામનનને કારણે છે. અર્વાચીન કેળવણીએ જન્માવેલો માત્ર વાચનનો શોખ નિરર્થક છે. કોઇ પણ એકાદબે શિષ્ટ સરસ પુસ્તકો પસંદ કરી તેના વાચન મનન દ્વારા માનસિક દષ્ટિ પણ કેળવવી જોઇએ. એથી સાહિત્યિક દષ્ટિ પણ કેળવાય ને શક્તિ હશે તો સાહિત્યસર્જન પણ થઇ શકશે. તેમ નહિ હોય તો પણ સાહિત્ય સમજી તો શકાશે જ. તેની સરસતા, તેના સૌંદર્યનો ઉપભોગ તો થઇ જ શકશે.

ગુજરાતમાં સાહિત્યિક રસ નથી. જ્યાં સુધી એ આવે નહિ ત્યાં સુધી આપણું સાહિત્ય ઉજ્જવળ નહિ થાય.

## મૂલ્યપરિવર્તનની જરૂર

હવે મૂલ્યપરિવર્તનની જરૂર છે. સૌંદર્યની પૂજા ન થાય તો જીવન ન સુધરે. જીવન તો કષ્ટ, દર્દ–વેદનાભર્યું હોય છે, પણ સાહિત્ય એને સરસતાભર્યું બનાવે છે.

## જગતસાહિત્યનો અભ્યાસ કરજો.

ગુજરાતની ઉગતી ને નવી પેઢી કેવળ ગુજરાતી સાહિત્ય નહિ, પણ જગતસાહિત્યનો અભ્યાસ કરે એ જરૂરી છે. છેલ્લાં ૩૦–૪૦ વર્ષમાં ગુજરાતી સાહિત્યે જે પ્રગતિ કરી છે એટલી અલબત્ત કોઇ પણ ભારતવર્ષી સાહિત્યે નથી કરી. એથી ગુજરાતી સાહિત્ય હિંદમાં અગ્રસ્થાને છે. ઊર્મિગીતોમાં ન્હાનાલાલ કે બ. ક. ઠા જેવું સર્જન કોઇ પણ સાહિત્યમાં નથી; પણ બીજાં કેટલાંક ક્ષેત્રો નબળાં છે.

## આપણી રંગભૂમિ

એમાં રંગભૂમિ મુખ્ય છે આપણી રંગભૂમિ પર હજી તોપબંદુકના ધડાકા ભડાકા થાય છે. અર્થવિહીન હાસ્ય રજૂ થાય છે. ગુજરાતી સમાજનો માનસિક વિકાસ નથી થયો તેથી તે નાટકમાં રસ લઇ શકતો નથી. દૃશ્ય નાટક કરતાં કફોડી દશા શ્રાવ્ય નાટકની છે. નાટક વાંચવાનો કોઇને રસ નથી. કારણ, નાટકનું પાત્રાલેખન પાત્રોની ઉક્તિ પરથી કલ્પવાનું હોય છે. એ કલ્પના જ આપણામાં નથી. એનું કારણ રસિકતાનો અભાવ છે.

આપણી કલ્પનામાં સર્જનતત્ત્વ નથી. મરાઠી રંગભૂમિ આપણા કરતા ખૂબ જ આગળ વધી ગઇ છે. રસિકતાના વિકાસ આડે રાજકારણ આવે છે. આપણા ઘણા સાહિત્યકારો રાજકારણમાં પડયા છે. જો સર્વાંગસુંદર જીવન જીવવું હોય તો રસિકતા કેળવ્યેજ છુટકો.

## હીણી રસિકતા

આપણી હીણી રસિકતાનાં ઉપહાસભર્યાં અનેક દૃષ્ટાંત જોવા મળે છે. આપણાં મંદિરોના સ્તંભ, કમાડ, દિવાલ આદિ પર પ્રાચીન યુગનાં સુંદર શિલ્પ, મનોહર રેખાંકનો જોવા મળે છે. પણ ગુજરાતીઓ આરસની એ કોતરણી–કારીગરીની સુંદરતા નષ્ટ કરવામાં પોતાના પૈસા વાપરે છે, જાજરૂની ચકચકતી ટાઇલ્સથી એ મંદિરની દિવાલોને મઢાવે છે ને બાપદાદાનું કે કોઈનું નામ અમર કરે છે ! આ છે ગુજરાતી રસિકતા !

## વીરતા ભુંસાઈ ગઈ છે.

ગુજરાતીઓની વીરતા ભુંસાઈ ગઇ છે. ગાંધીજીએ આપણે પણ વીર બની શકીએ છીએ એવું ભાન કરાવ્યું છે. એ જ સ્થિતિ રસિકતાની છે. પૈસા દ્વારા પ્રતિષ્ઠા અંકાય છે. મારવાડીઓ પૈસા કેમ ભેગા કરવા તે માટે જાણીતા છે. ગુજરાતીઓ પણ એના પડોશી હોઇ એ ગુણ એમનામાં પણ છે.

## આપણો આદર્શ

ગુજરાતી સાહિત્યમાં શુદ્ધ સાહિત્યની સેવા, તેના પ્રત્યે પ્રેમ ઓછાં થાય છે; એ દુઃખદ વાત છે. આપણે આદર્શ તો એ જ રાખવો રહ્યો કે જીવનમાંથી બને એટલો આનંદ રસ, સરસતા આપણે ખેંચી શકીએ. એ માટે શિષ્ટ સાહિત્યનું વાચન, મનન, રટણ નિદિધ્યાસન કરીએ. આશા છે કે સામાન્ય ગુજરાતીમાં પણ સાહિત્યપ્રેમ ખીલે, એ સરસતા જીવનમાં ઉતારે, ગુજરાતીની અસ્મિતા પ્રગટાવે ને રસવૃત્તિમાં વિકાસ સાધે.

—શ્રી. કનૈયાલાલ મા. મુનશી

[ સુરત ખાતે નર્મદ સાહિત્યસભાના આશ્રયે આપેલ એક વ્યાખ્યાન ]

# અભ્યાસમંડળ અને વાચનપ્રવૃત્તિ

સુવ્યવસ્થિત ચાલતું અભ્યાસમંડળ એ કોઈ પણ પુસ્તકાલય-પ્રવૃત્તિનું એક સર્વશ્રેષ્ઠ ફળ જરૂર કહી શકાય. દરેક પુસ્તકાલયનાં જીવનમાં એક વખત વસંત જરૂર આવે છે અને એ પુષ્પોના પમરાટ પછી આવાં ફળોનાં દર્શન સુલભ બનતાં જાય છે.

અભ્યાસનાં સાધનો તો અનેક છે; પણ વાચન એ એનું મુખ્ય સાધન. લેખન, વક્તૃત્વ અને શ્રવણની પ્રવૃત્તિઓ એ તો વાચનની પૂરવણીરૂપ. વાચન કે શ્રવણ એ ક્રમમાં પહેલાં અને પછી જ વક્તૃત્વ કે લેખન; એ જ અભ્યાસનો સ્વાભાવિક ક્રમ છે.

અભ્યાસની વાચનેતર પ્રવૃત્તિઓ વાચનરૂપી મુખ્ય ઝરામાંથી જ પૂરવઠો મેળવી વહેતી હોય એમાં કશું અકુદરતી નથી. એમ જ એ તો હોય. ફાલતી ફૂલતી પુસ્તકાલય-પ્રવૃત્તિ એ એની મુખ્ય સાબિતી છે. પુસ્તકાલય એ જ તો એ વાચનઝરાની ભૂમિકા.

જેમ શ્રવણ દ્વારા તેમ જ વાચન દ્વારા વિચારો મેળવી શકાય છે. ભાષાનું બીજું કાર્ય છે વિચારો વ્યક્ત કરવાનું અને તે લેખન અને ભાષણ દ્વારા થઈ શકે છે.

વાચન અને અભ્યાસ મંડળો અનેક રીતે ઉપકારક બને છે. વાચન અભ્યાસની વિપુલ સામગ્રી મેળવી આપે છે, કંટાળાજનક પળોને આનંદભરી બનાવે છે, સાહિત્યનો શોખ ખીલવે છે, હૃદયની રસપારખુ તંત્રીઓને ઝણઝણાવી મૂકે છે, જગતસંસ્કારના સરવરમાં ડુબકી દેવરાવી તેનાં મોજાંઓ સાથે રમણે ચડાવે છે.

વાંચતાં શીખ્યા હોય પણ વાંચતા નથી તેવાને પુસ્તકાલય વાંચવાની સામગ્રી પૂરી પાડે છે અને અભ્યાસમંડળ તેમને વાંચતા કરી સાચા અર્થમાં વાચક બનાવે છે.

વાચનના પ્રકાર બે : મહાન ગદ્ય કે પદ્યનું શબ્દ-સંગીત માણવું, તેના શબ્દપટ નીચે વહેતો રસ પારખવો હોય અથવા સામે જ શ્રોતાસમૂહ હોય ને જે વાચન કરવાનું હોય, જેમાં અર્થ અને ઊર્મિ સાથે વહે તે મુખવાચન; અને વિચારપ્રાપ્તિ માટેનું વાચન તે મનવાચન.

અભ્યાસાર્થીને માટે ક્રમમાં પહેલું આવે મનવાચન અને પછી મુખવાચન. મન અને આંખોનો સંબંધ સીધો મગજ સાથે જોડી દેવાનો હોય છે. હોઠ જીભ તેમાં અંતરાયરૂપ ન બનવા જોઈએ. હોઠ બીડાયલા જ રહે અને હોઠમાં છુપાયલી જીભનો ગુપ્ત સળવળાટ પણ શાંત જ રહે. આમ બને ત્યારે જ મનની એકાગ્રતા સિદ્ધ થાય અને તો જ ખરું મનવાચન કર્યું કહેવાય. એકાગ્ર મન-વાચન એ સાચી વિચારપ્રાપ્તિ માટે પૂર્વશરતરૂપ છે, અમુક વખતમાં વધુમાં વધુ પાનાં વધુ સમજપૂર્વક વાંચવા માટે મન-વાચનનો જ આશ્રય લેવો ઘટે.

વાચનના વિકાસ કે અવરોધને અસર પહોંચાડનારી અનેક બાબતો છે. મુખ્યત્વે આટલી

ગણાવી શકાય.—મહાવરો, વાંચેલું પચવવાની શક્તિ, વાચનનો તાત્કાલીન હેતુ, વાચનનું વસ્તુ, આંખ–અવાજનું અંતર, ધ્યાનનું કેન્દ્રિકરણ, સમયમર્યાદા, આંખોનું હલનચલન; વાચનની પુનઃક્રિયામાં જતો વખત, શબ્દ લંબાઇ, બીબાં, શબ્દહીન એક જ નજરે આંખમાં સમાતા શબ્દો, વાચન દરમ્યાન ઓછો અને નિયમિત વિસામો.

અવિગત ને સવિગત એવા બે વધુ વિભાગો પણ વાચનના પાડવામાં આવે છે. વસ્તુજ્ઞાન માટે અવિગત વાચન અને વિષય–જ્ઞાન માટે સવિગત વાચન. અવિગત વાચન ઉપરછલી રીતે વાચ્ય વસ્તુનું વલણ જાણી લેવા પૂરતું હોય છે, જ્યારે સવિગત વાચન ઊંડા અભ્યાસ માટે છે. આ બન્નેનું પણ મનવાચન અને મુખવાચન થઈ શકે છે.

સમૂહમાં મુખવાચન કરવાનું હોય ત્યારે તે વિષયનું પ્રભુત્વ અગાઉથી જ મેળવી લેવાનું હોય છે. શ્રોતાઓની ઊર્મિમાં ઉછાળા લાવી મૂકે, કર્તાના હેતુની સાચી રજુઆત કરી શકે, કર્તાના વ્યક્તિત્વનું ચિત્ર શ્રોતાઓનો સમક્ષ દોરી શકે તે સાચું મુખવાચન. આવું પરિણામ લાવવા માટે કયા શબ્દો પર ભાર મૂકવો, કયાં અવાજ બદલવો, કયાં ગતિની વધઘટ કરવી તેનો બરાબર ખ્યાલ વાચકને હોવો જોઇએ. ઉપરાંત શુદ્ધ ઉચ્ચાર, યોગ્ય રીતે શબ્દો છૂટા પાડવા, શબ્દ–સંગીતની જમાવટ કરવી આ સર્વની પણ ઓછી કિંમત નથી.

શ્રોતાઓની સમક્ષ આવું મુખવાચન કરતાં પહેલાં પૂર્વતૈયારીરૂપે એક કે વધુ એકાંતમાં મુખવાચન કરી જવું જોઇએ. અને તે વખતે ઉપલી સર્વ બાબતોનો વિચાર કરી લેવો જોઇએ; આમ બને તો સમૂહ સમક્ષ વાંચનાર વધુ સારૂં પરિણામ મેળવી શકશે; મુખવાચનની પૂર્વતૈયારીમાં ગયેલી એકેએક ક્ષણ તેનું વળતર આપી રહેશે; વાચકની મહેનત ઊગી નીકળેલી જણાશે અને કંઇ ઉત્પાદક મહેનત કર્યાનો તેને સંતોષ મળશે.

અભ્યાસ મંડળો આવા મુખવાચન માટે સરસ વાતાવરણ પૂરૂં પાડે છે. ઉપરાંત અભ્યાસ વધારવાને પ્રેરક બળ નીવડવામાં અને વાચનપ્રવૃત્તિને સુવ્યવસ્થિત બનાવવામાં સહાયભૂત પણ બની રહે છે.*

—લાભશંકર આણંદજી રાવળ

* શ્રી. થલાલા અભ્યાસ મંડળના હસ્તલિખિત મુખપત્ર ' સ્વાધ્યાય ' ના અંક ૪ માંથી.

## શિષ્ટવાચનની ૨૫મી પરીક્ષા માટેના

# 'દીનબંધુ' પુસ્તકમાંથી થોડીક વાનગી

વાત એમ હતી કે એન્ડ્રુઝ સા૦ નાં બાના નામ ઉપર કાંઈક પૈસા ટકા હતા. એ વીલનો મુખ્ય ટ્રસ્ટી ભારે દુષ્ટ નીકળ્યો. તેણે સટ્ટાની રમતમાં માતાની તમામ મિલ્કત ગુમાવી દીધી. આથી પિતાને ઘણો આઘાત લાગ્યો.

તે કહેવા લાગ્યા કે 'મારો કોઈ દુશ્મન આવી રીતે વિશ્વાસઘાત કરે તો હું એ સહન કરી શકત, પરંતુ આ કામ તેં—મારા ઓળખીતાએ કર્યું કે જેના ઉપર મારો અધિક વિશ્વાસ હતો.' આટલું બોલતાં બોલતાંમાં તો એમની આંખમાં આંસુ આવી ગયાં. માતા પણ આથી ઘણાં દુઃખી થયાં.

થોડી વાર મૌન છવાયા બાદ બધાંએ ભારે હૈયે પ્રાર્થના કરી કેઃ "હે પ્રભુ! મારા મિત્રે જે અપરાધ કર્યો છે તે બદલ તેને માફ કરજે! એના હૃદયમાં એવી પ્રેરણા કરજે કે તે પોતાની ભૂલને સમજીને પશ્ચાત્તાપ કરે, અને ઊંચામાં ઊંચી રીતે પોતાની જિંદગી પૂરી કરે!"

આવું ધાર્મિક ને ઉચ્ચ જીવન ગાળનાર માતાપિતાની આ પ્રાર્થના 'દીનબંધુ'ના હૈયામાં એટલી બધી સોંસરી ઊતરી ગઈ કે પોતાનું કૉલેજજીવન સમાપ્ત થતાં તરતજ તેમણે ઈંગ્લેંડની ઉત્તરે આવેલા સંડરલૅન્ડ નામના એક મોટા શહેરમાં દીનદુઃખીઓની સેવા કરવાનું આરંભ્યું.

આ શહેર ભારે ધમાલિયું. એમાં મુખ્ય ઉદ્યોગ વહાણ બનાવવાનો. શરીર થાકી જાય તેટલી મહેનત ત્યાં મજૂરો કરે. અને પછી એ થાક ઊતારવા દારૂ ઢીંચે. આમ બધી રીતે ખુવાર થાય. આપણે પોતે પણ એવી પરિસ્થિતિમાં આવી પડીએ તો દારૂનો સહારો લેતા જરૂર થઈ જઈએ, એવો ખુલ્લો એકરાર કરી, દારૂડીઆઓમાં પણ કેટલી બધી માનવતા રહેલી હોય છે એ તેમણે પોતાના સંખ્યાબંધ અનુભવોથી પુરવાર કરી બતાવ્યું છે.

ત્યારબાદ તેમણે લંડનની દક્ષિણપૂર્વમાં આવેલ વાલવર્થ નામના સ્થળે આ સેવાનું કામ આગળ લંબાવ્યું. ત્યાં તેઓ દર રવિવારે એક વર્ગ રાખતા. આ વર્ગમાં આવનારાઓ ખાસ કરીને ખિસ્સાકાતરૂ, ચોર ને ઉઠાઉગીરો જ હતા. એના લોકોમાં ઊંડે ઊંડે માનવતાની જ્યોત જલતી હોય છે, માત્ર જો એને સહેજ સંકોરવામાં આવે તો એ પાછી પ્રદીપ્ત થાય છે, એ હકીકતને પોતાના થોકબંધ અનુભવોથી સિદ્ધિ અપાવી છે.

*

ગરીબની સાથે ગરીબ બની રહેવાના આ ચાર વરસના ગાળામાં તેમનું શરીર છેક જ કથળી ગયું. એટલે ડૉક્ટરી સલાહથી નિરૂપાયે કેમ્બ્રીજમાં અધ્યાપકની નોકરી સ્વીકારવી પડી.

ત્યાંથી થોડા જ વખતમાં તેઓ વિલાયતના મિશનવાળા તરફથી ખ્રિસ્તી ધર્મોપદેશક

તરીકે હિંદ આવી પહોંચ્યા. હિંદની ભૂમિ ઉપર પગ મૂકતાં જ અહીંના પ્રકૃતિસૌંદર્યે એમના મન ઉપર જે છાપ પાડી તેનું વર્ણન કરતાં તે લખે છેઃ

" હિંદની ભૂમિએ પોતાના સૌંદર્ય વડે મારું હૈયું જીતી લીધું છે. રાતનું આકાશ મને ખૂબ જ સુંદર જણાય છે. જ્યારે હું હિંદ બહાર જાઉં છું ત્યારે મને થાય છે કે જેમ બને તેમ વેળાસર હિંદ પાછો ફરું. આનું કારણ હિંદના પ્રકૃતિસૌંદર્ય પરત્વેનો મારો ગાઢ પ્રેમ જ છે. "

આ દરમ્યાન તેમણે દિલ્હીની સ્ટીવન્સ કૉલેજમાં અધ્યાપક તરીકે કામ કરવું શરૂ કર્યું. આ વખતે એમના ન્યાયપ્રિય સ્વભાવનો પરચો સૌ કોઈને થાય તેવો એક પ્રસંગ બન્યોઃ

વાત એમ હતી કે આ કૉલેજના પ્રિન્સિપાલ અંગ્રેજ હતા, જે વિલાયત ચાલ્યા ગયા હતા. તે જગા પૂરવાની હતી. સંચાલકોએ કોઈ અંગ્રેજને જ એ જગા આપવાની છે. અને એન્ડ્રુઝને તે જગા સ્વીકારવાનો પોતાનો આગ્રહ બતાવ્યો.

દીનબંધુએ ધસીને ના પાડી. એમણે એ પણ સ્પષ્ટ કર્યું, કે શ્રી. રુદ્ર જે આ કૉલેજમાં વીસ વરસથી અધ્યાપક તરીકે કામ કરે છે ને જેમને આ કામનો જબરો અનુભવ છે તેમને જ આ જગો આપવી જોઈએ. એક હિંદી હોવાથી તેમનો આ હક્ક ડૂબાડી, મારા જેવા નવા સવાને ખોટું ઉત્તેજન આપવું એ આપણે માટે લાંછનરૂપ છે.
સંચાલકોએ જણાવ્યું.

"આપ નવાસવા હો તેની ચિંતા નહિ. માત્ર આપ અંગ્રેજ છો એટલું જ બસ છે."

આથી તો ન્યાયપ્રિય દીનબંધુ ખરેખર ઉકળી ગયા અને એમણે સાફ જણાવી દીધું કે ' જો તમારો એવો જ વિચાર હોય તો હું તે જરાપણ સાંખી લેવાનો નથી, હું એનો પૂરતો વિરોધ કરીશ. અને એની શરૂઆત માટે મારું અધ્યાપક તરીકેનું પણ રાજીનામું આપી દઈશ. '

સંચાલકો તો આ સાંભળતાં ડઘાઈ જ ગયા. અને એક અંગ્રેજ હોવા છતાં પણ રંગભેદથી પર એવા આ માનવતાના પૂજારી આગળ છેવટે તેમણે નમતું મૂકવું પડ્યું.

તેમના વ્યક્તિત્વનો ખ્યાલ આપતો આવો જ બીજો પ્રસંગ તેવામાં બન્યો. એન્ડ્રુઝ સાહેબની જેમ મિ. સ્ટોક્સ પણ હિંદમાં અંગ્રેજ પાદરી તરીકે કામ કરતા હતા. એ વખતે ખ્રિસ્તીઓનો ખ્યાલ એવો હતો કે પાદરીઓ અવિવાહિત રહી સાધુમય જીવન ગાળે તો તેની સારી અસર થાય ને ઘણા હિંદીઓ ખ્રિસ્તી બને. મિ. સ્ટોક્સની ઉંમર ૨૫ વર્ષની હતી. તેમણે લગ્ન વિષે દીનબંધુની સલાહ પૂછી. દીનબંધુએ તો તરત જ લગ્ન કરી લેવા જણાવ્યું અને મિ સ્ટોક્સ આ અનુમોદન મળતાં એક હિંદી બાળા સાથે લગ્ન કરી બેઠા આથી મિશનરી લોકો ભારે છેડાઈ પડયા. અને યુરોપિયન મિત્રોએ પણ દીનબંધુને ઊધડા લઈ નાખ્યા.

પણ એથી તો ઉલટું એમણે વધારે જોરશોરથી જાહેર કર્યું કે વિવાહિત જીવન જ સ્વાભાવિક ને સ્વાસ્થ્યજનક છે. અવિવાહિત રહેવાથી તેમણે પોતે પણ ઘણું ગુમાવ્યું હોય એમ તેમને લાગે છે. તે પણ જણાવ્યું તથા અવિવાહિતો, વિવાહિત કરતાં વધારે પવિત્ર હોય છે એવી માન્યતાનું પણ તેમણે ખંડન કર્યું.

પોતાના વિચારોને નીડરતાથી રજૂ કરવામાં તે જેમ એક્કા હતા તેમ વિચાર, વાણી અને વર્તનનો સુમેળ સાધવામાં પણ તેઓ પ્રથમ પંક્તિના પુરુષ હતા. હૃદયની સચ્ચાઈ એમની વાણીમાં એવી રીતે ટપકતી કે ભલભલા નિષ્ઠુરોનાં હૈયાં પણ પલટાઈ જતાં ને પરિણામે વિરોધીઓનો વિરોધ ઓગળી જતો.

ફિજીની કુલીપ્રથા અંગે પોતાના હૃદયની સચ્ચાઈ દર્શાવતું આબાદ ઉદ્બોધન એમણે અમદાવાદની જનતા આગળ કરેલું યાદ આવે છે:

" ગુજરાતની માતાઓ અને સજ્જનો ! કુલીપ્રથાનો આ સવાલ ફક્ત વ્યાપારી સ્વાર્થનો જ સવાલ નથી, આર્થિક લાભ યા ટોટાનો જ સવાલ નથી, બલ્કે આ પ્રશ્ન સ્ત્રીઓના સતીત્વનો છે, સ્ત્રીઓની ઇજ્જતનો છે, ભોળાં ભોળાં નાનાં બાળકોની રક્ષાનો છે, મનુષ્યોની સ્વતંત્રતાનો છે. "

આગળ વધતાં પતનનું રહસ્ય તેઓ વર્ણવે છે:

" ત્યાં હિંદમાં જનાર નવીન કુટુંબમાંના પતિને કહેવામાં આવે છે કે તારી અર્ધાંગનાને બીજા પુરુષ સાથે દુષ્ટ જીવન ગાળવા મોકલવી પડશે; કેમકે અહીં કેટલાય ધણિયાણીઓ વગરના છે. ફિજીમાં આવો રિવાજ જ છે. શરૂઆતમાં જો કોઈ ' હા ' ' ના ' કહે તો તેને કહેવામાં આવે છે કે આ હિન્દુસ્તાન નથી, ફિજી છે ફિજી ! ભાઈ ફિજીમાં તો એમ જ કરવું પડશે. "

માનવતાનું દેવાળું પોકારનાર આ કારમી પ્રથાની નાગચૂડમાંથી જ્યારે હિંદને છોડાવ્યું ત્યારેજ તેમનો આત્મા જંપ્યો.

આવી જ રીતે દક્ષિણ આફ્રિકામાં પૂજ્ય ગાંધીજી સાથે; મલાયા, આસામ, સીલોન વગેરે સ્થળોએ મજૂરોની મદદમાં, પંજાબના અત્યાચારોમાં ને ખિલાફતની ચળવળમાં; રેલવે હડતાળમાં ને સ્વામી દયાનંદના સિદ્ધાંતની બાબતના વિરોધના પડકારમાં;—આવી આવી તો અનેક બાબતોમાં તેમણે સ્થળે સ્થળે ને પ્રસંગે પ્રસંગે જીવને સાટે હંમેશાં માનવતાનું રક્ષણ કર્યું છે.

ઉપરાંત એક રજપૂતનો કિસ્સો, ફિજીની અનાથ બહેનની વીતકકથા, પંજાબના શીખ જમીનદારની કરુણ કથની, ભાઈ પરમાનંદની દર્દભરી જીવનગાથા, મિસિસ ડૅાકની સેવાભાવના, ' ૧૮૫૭માં ભારત ' એ પુસ્તક વિષે જડબાતોડ જવાબો તથા બીજા ઘણા પ્રસંગો વાંચતાં પૂ. ગાંધીજીએ તેમને આપેલું ' દીનબંધુ ' ના બીરૂદનું રહસ્ય સહેજે પ્રતીત થઇ રહે છે. તથા સ્વ. ગોખલેજી અને માલવીયાજી, સ્વ. ટાગોર અને ' બડાદાદા ', મિ. રુદ્ર ને પીયર્સન તથા પૂ. મહાત્માજી અને તેમના માતાપિતા સાથેના અનેક પ્રસંગો વાંચતાં આપણને તેમની પ્રખર કાર્યશક્તિનો પરચો થાય છે.

અંગ્રેજોએ તાકીદે હિંદમાંથી ચાલ્યા જવું જોઇએ, એમના પૂરેપૂરી રીતે ખસ્યા બાદજ હિંદનો જયવારો છે, એવું એક અંગ્રેજ તરીકે શોધી, વિચારી, પૂરવાર કરીને બતાવનાર તથા એ પાપના પ્રાયશ્ચિત્તરૂપે આખી જીંદગી હિંદની સેવામાં હિંદી બનીને વીતાવનાર એ ઇસુનો સાચો અનુયાયી તા. ૫–૪–૪૦ ના રોજ આપણી પાસેથી અદૃશ્ય થઈ ગયો.

ધન્ય હો એ મહાપુરૂષને ! રવિશંકર મ. ઠાકર



૧. છીએ તેજ ઠીક—લેખક: શ્રી. કનૈયાલાલ મા. મુનશી; પ્રકાશક: પદ્મ પ્રકાશન લિ. મુંબઈ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૧૮, મૂલ્ય રૂા. ૨–૮–૦.

આ એક ત્રણઅંકી નાટક છે. મુંબઈ અમદાવાદમાં જાહેરમાં ભજવાયું પણ છે. લોકોને પુસ્તકના નામ ઉપરથી હકીકત જાણવાની સહેજે જિજ્ઞાસા થાય તેમ છે. એમાં આવતાં પ્રધાન પાત્રો જિતેન્દ્ર અને ઉર્વશી બન્નેને સ્નેહ થાય છે. જ્યાં સુધી બન્નેનો આત્મા એક ન થાય ત્યાં સુધી તેઓ પરણવા ઇચ્છતાં નથી. આત્માની એકતા એટલે એકનો આત્મા બીજામાં વસે. આત્માની એકતા કરવા બન્ને શંકર ભગવાનની પ્રાર્થના કરે છે. ત્યાં અચાનક એક સાધુ આવે છે અને તેમને પ્રાર્થના ફળવાની આશિષ આપે છે. ઉર્વશીનો આત્મા જિતેન્દ્રમાં દાખલ થાય છે અને જિતેન્દ્રનો ઉર્વશીમાં–શરીરરચના પણ બદલાઇ જાય છે. ઉર્વશી પુરૂષ જેમ ચાલે છે, જિતેન્દ્રમાં સ્ત્રીભાવ પેદા થાય છે. વારે વારે છાતી ઉપર વસ્ત્ર ઢાકવા પ્રયત્ન કરે છે. આ જ સ્થિતિમાં બન્ને પરણી જાય છે.

બન્ને જણુ આ પ્રમાણે શરીરપરિવર્તન પામવાથી આખરે અકળાય છે. બેમાંથી એકેય નથી રહેતાં પુરૂષ કે નથી રહેતાં સ્ત્રી. બન્ને મરવા તૈયાર થાય છે. હતાં એવાં બનાવી દેવા હૃદયપૂર્વક શંકરની પ્રાર્થના કરે છે અગાઉ આશીર્વાદ આપી ગયેલા એ જ સાધુ આવે છે અને હતાં એવાં મૂળ સ્વરૂપના જિતેન્દ્ર-ઉર્વશીને બનાવી દે છે.

ઉર્વશી મૂળ સ્વરૂપમા આવ્યા પછી કહે છે, " અમને સ્વતંત્રતા જોઇએ છે. પુરૂષભાવે નહિ, સ્ત્રીભાવે. " " છીએ તેજ ઠીક. "

નાટક સુંદર છે. વાંચવા જેવુ અને ભજવવા જેવું હોઇને આપણા સાહિત્યમાં નવીન ભાત પાડે છે. આજના વર્તમાન યુગના યુવાનવર્ગને ધડો લેવા જેવું છે.

૨. શિખરિણી—લેખક શ્રી. ચંદ્રવદન મહેતા; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૭૯; મૂલ્ય રૂા. ૧–૮–૦.

આ પણ ત્રણ અંકી નાટક છે. ધવલ, કલંકી અને શાર્દુલ, આ ત્રણ લંગોટીઆ મિત્રો છે. ધવલ અને કલંકી પરણેલા છે. ધવલની પત્નીનું નામ શિખરિણી છે. ધવલ અને શિખરિણીને ડૉકટરો એવો અભિપ્રાય આપે છે કે તેમના લોહીનો મેળ થતો નહિ હોવાથી સંતાન થશે નહિ. ધવલનો મિત્ર શાર્દૂલ ધૂની છે. શિખરિણી શાર્દૂલની માતા જેમ સંભાળ રાખે છે. કલંકી શિખરિણી પાસે હલકી માગણી કરે છે.–તેને પોતાના બાળકની માતા બનવા કહે છે. શિખરિણી ધૂત્કારે છે. ધૂની શાર્દૂલ એક વાર શિખરિણી પાસે પોતના બાળકની માગણી કરે છે. શિખરિણી કબૂલે છે, માતા બને છે. શાર્દૂલ એક દિવસ એનું એ બાળક લેવા આવે છે. ધૂની શાર્દૂલ બાળક લીધા સિવાય ઘર છોડી ચાલ્યો જાય છે.

સમાજમાં શું ખરાબ છે એનું પ્રદર્શન કરવાનું હોય નહિ. શું સારૂં હોવું જોઇએ

એ પ્રજા સમક્ષ મુકાવું જોઇએ. આજનાં નાટક સિનેમા નોવેલો, નીતિનું ધોરણ સાચવવામાં કેમ જાણે બિલકુલ બેદરકાર છે. જેને જે ફાવે તે રજુ કરે છે. અમને લાગે છે કે આ નાટકના લેખકને નીતિનાં બંધનો જેવું ભાગ્યે જ હશે. નીતિનો ઇજારો રાખનારની તેઓ માફી માગી લે છે. નીતિના ધોરણે જ સમાજની રચના થયેલી છે. નાટકના લેખકને નીતિની પડી નથી તો પછી સમાજે આવાં નાટકો વાંચી શા માટે નીતિભ્રષ્ટતાસૂચક મંતવ્યો મગજમાં દાખલ કરીને બરબાદી વહોરવી! શાર્દૂલ પ્રત્યે શિખરિણી માતૃવત્સલપ્રેમ બતાવી હેત રાખે છે, પછી એ જ પાત્રો મારફત લેખક વ્યભિચારનું દર્શન કરાવે છે. લેખક આ પ્રસંગને વળી પૌરાણિક કથા સાથે સરખાવતાં પણ ચૂકતા નથી.

ધવલ જેવા ત્રિસત્વ પુરૂષ આજના સમાજમાં ઘણા મળી આવશે. પુરૂષાર્થી સમાજ કેવો હોવો જોઇએ એની રચનાત્મક સૂચના પુસ્તકો દ્વારા રજુ થવી જોઇએ.

આવાં નાટકો દ્વારા જનતા સમક્ષ રજૂ થતાં નીતિના પતનને માર્ગે દોરી જતાં મંતવ્યો સામે અમારો નમ્ર વિરોધ વ્યક્ત કરીએ છીએ. અને એટલે જ આ નાટક વાંચવા કોઇને અમો ભલામણ કરતા નથી.

**૩. हिन्दुस्तानी कहानी-संग्रह भा. १**—સંપાદક ગિરિરાજ કિશોર, પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ, પૃષ્ઠ ૭૨, કિંમત રૂા. ૦–૪–૦

હિન્દુસ્તાની પરીક્ષા બીજી માટે આ પુસ્તક અભ્યાસક્રમમાં મૂકેલું છે. હિંદી ભાષા સમજતાં વાર લાગે એમ આપણે માનીએ છીએ, પરંતુ હિન્દુસ્તાની ભાષા તો એ છે કે જે સૌ કોઇ સહેલાઇથી વાંચી લખી શકે. ઉત્તમ લેખકોની આઠ વાર્તાઓ એમાં આપેલી છે. ઉર્દૂ લિપિ એક અઠવાડિયામાં શીખી શકાય છે. આ પુસ્તક ઉર્દૂ લિપિમાં પણ આ સંસ્થા તરફથી છપાયલું છે, જેની કિંમત રૂા. ૦–૪–૦ છે. રાષ્ટ્રપ્રેમી સૌ કોઇ આ પુસ્તકો વાંચે અને એનો અભ્યાસ કરે.

વિ૦ પ્રસાદ

**૪. માનવી ખંડિયેરો**—ભાષાન્તરકારોઃ શ્રી. કાકા સાહેબ કાલેલકર અને શ્રી. કિશોરલાલ મશરૂવાળા. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, ૭+૨૪, મૂલ્ય રૂ. ૨–૮–૦

ગુજરાતી ભાષાના સમર્થ લેખકોના હાથે ભાષાન્તર થયેલું આ પુસ્તક Who Walk Alone નામના અંગ્રેજીમાં લખાયેલા પુસ્તકનું ભાષાન્તર છે. ફિલિપ્પાઇન ટાપુમાં અમેરિકા અને સ્પેન વચ્ચે જે યુદ્ધ થયેલું તેમાં ગયેલા અમેરિકન સૈનિકો પૈકી મી. નેડ નામના એક સૈનિકની આ જીવનકથા છે. મી નેડને યુદ્ધમાંથી પાછા ફર્યા બાદ કોઢ (રક્તપિત્ત) રોગની યુદ્ધસેવાના બદલ પ્રસાદી મળેલી હતી. રક્તત્તિયા તરીકે સમાજમાં, ગૃહજીવનમાં અને સંસારમાં એને જે સંગ્રામ ખેલવો પડયો તેનું આબેહૂબ વર્ણન પુસ્તકમાં ખડું થાય છે. પુસ્તકની આખીએ રચના એક નવલકથા જેવી છે. એકંદરે આખું પુસ્તક એક આદર્શ રસમય અને ઉચ્ચ કોટીની સામગ્રી આપે છે. પુસ્તકાલયોમાં એ વસાવવા લાયક છે.

**૫. બળતાં પાણી**—લેખકઃ પ્રશાંત; પ્રકાશકઃ જીવન સાહિત્ય મંદિર–મુંબઇ. પૃષ્ઠ ૨૪૦+૨૨, પૂઠું કાર્ડ બોર્ડનું, મૂલ્ય રૂ. ૩–૪–૦

જુદી જુદી બાવીસ નવલિકાઓનો આ સંગ્રહ છે. વાર્તાઓ આજના યુગને અનુરૂપ

[ સંધાણ પૃ. ૮૨૯ને છેડે ]



## ભારતી સાહિત્ય સંઘ તરફનાં પુસ્તકો

૧ કાળચક્ર—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨-૦-૦
૨ કલાચિંતન—લેખક. શ્રી. રવિશંકર રાવળ; મૂલ્ય રૂા. ૩-૮-૦
૩ આતિથ્ય—લેખકઃ શ્રી. ઉમાશંકર જોષી, મૂલ્ય રૂા. ૩ ૦-૦
૪ સત્તાવનની કત્લેઆમ—મૂળ લેખક શ્રી. ચિંતામણુ વિનાયક વૈદ્ય; અનુવાદકઃ શ્રી. વિજયશંકર મંછારામ ભટ્ટ; મૂલ્ય રૂા. ૨-૮-૦
૫ દક્ષિણ ભારતના તીર્થધામો—લેખક શ્રી. શાન્તિલાલ જીવણલાલ ગાંધી; મૂલ્ય ૨-૦-૦
૬ વકતા કેમ થવાય ?—લેખક શ્રી. સતીશચંદ્ર પ્ર. દેસાઈ; મૂલ્ય રૂા. ૨-૮-૦
૭ જ્વાલા—અનુવાદકઃ શ્રી. મહેન્દ્ર મેઘાણી; મૂલ્ય રૂા. ૩-૮-૦
૮ છેલ્લું પ્રયાણ—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨-૪-૦
૯ વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો—લેખકઃ શ્રી. પદ્મકાન્ત ર. શાહ; મૂલ્ય રૂા. ૨-૮-૦
૧૦ શિખરિણી—લેખક શ્રી. ચંદ્રવદન મહેતા; મૂલ્ય રૂા ૧-૮-૦

## ગાંડીવ સાહિત્ય મંદિર-સુરત તરફથી

૧૧ વિષચક્ર—લેખક. શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ; મૂલ્ય રૂા. ૪-૮-૦
૧૨ પાનનાં બીડાં—લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે; મૂલ્ય રૂા. ૩-૦-૦

## જીવન સાહિત્ય મંદિર-અમદાવાદ તરફથી

૧૩ રવિશંકર મહારાજ—લેખક. શ્રી. પુરાતન બુચ; મૂલ્ય રૂા ૧-૮-૦
૧૪ લગ્ન એક સમસ્યા—(આવૃત્તિ ચોથી) લેખકઃ શ્રી. સોપાન; મૂલ્ય રૂા. ૨-૮-૦

## કમલ પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧૫ સીતાવનવાસ—મૂળ લેખકઃ શ્રી. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર; અનુ૦ શ્રી. રમણલાલ સોની; મૂલ્ય ૧-૪-૦
૧૬ ભારતની વીરાંગનાઓ—લેખકઃ શ્રી રામનારાયણ નાગરદાસ પાઠક; મૂલ્ય રૂા. ૧-૪-૦
૧૭ શકુન્તલા—મૂળ લેખક અને અનુવાદકઃ ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૧-૪-૦
૧૮ મહારાજ થયા પહેલાં—લેખકઃ શ્રી. બમનભાઈ મહેતા; મૂલ્ય રૂા. ૨-૦-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૯ રસુજનો રાજા—લેખકઃ શ્રી. " એકાર " પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. મૂલ્ય રૂા. ૩-૦-૦

૨૦ પ્રેયસી-ભા. ૧-૨—રૂપાંતરકાર: ભ્રમરલાલ હિરાલાલ બદામી; પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય બન્ને ભાગના રૂા. ૬-૦-૦

૨૧ રાષ્ટ્રવીણા—લેખક: શ્રી. ગજેન્દ્ર પંડયા; પ્રકાશક: ગોવિંદલાલ ત્ર્યંબકલાલ ત્રિવેદી; વડોદરા. મૂલ્ય રૂા. ૨-૦-૦

૨૨ સંજીવન સન્દેશ—લેખક: પ્રકાશક: શ્રી. નટવરલાલ સેવકલાલ પરીખ; સહકારી સંજીવન સમાજ લિ. અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૦-૦

૨૩ આંખ સુધારવા માટેના કુદરતી ઉપાય—લેખક: ડૉ. આર એસ. અગ્રવાલ; પ્રાપ્તિસ્થાન: યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત. મૂલ્ય ૦-૮-૦

૨૪ માતાનું ઋણ—( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ) લેખક: શ્રી. જદુભાઇ મહેતા; પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય બન્ને ભાગના રૂા. ૫-૦-૦

૨૫ સ્વ. ઝવેરચંદ મેઘાણી—લેખક: અંબાલાલ ન. શાહ; પ્રકાશક ઉપર પ્રમાણે. રૂા. ૦-૬-૦

૨૬ ચક્રવાક – લેખક: શ્રી. અનામી; પ્રકાશક: પટવા એજ્યુકેશનલ પબ્લીશિંગ કંપની, વડોદરા. મૂલ્ય ૨-૮-૦

૨૭ રમણ મહર્ષિ—લેખક: શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. વકીલ. પ્રકાશક: ભક્તિમાર્ગ કાર્યાલય સલાપસ રોડ, અમદાવાદ. મૂલ્ય ૦-૪-૦

૨૮ લોકસાહિત્યનું સમાલોચન—વ્યાખ્યાતા: શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: મુંબઇ યુનિવર્સિટી, મુંબઇ. મૂલ્ય રૂા. ૨-૪-૦

૨૯ એકલવીર—લેખક: શ્રી. ચુનીલાલ વ. શાહ; પ્રકાશક: પ્રજાબંધુ પ્રિં. પ્રેસ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૩-૮-૦

૩૦ અક્કલ અજમાવો – લેખક: શ્રી. ધનંજય રમણલાલ શાહ; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કું. મુંબઇ-૨. મૂલ્ય રૂા. ૨-૧૨-૦

૩૧ પથ્થરોનો સોદાગર—મૂળ લેખક: શ્રી. 'સુદર્શન'; અનુવાદકો. 'મિસ્કીન', શ્રી. ધીરુભાઇ ચાનપુરા; પ્રકાશક: વોરા એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨.

૩૨ **Towards Increased Cloth Production—By: Vadilal Lallubhai Shah; ( M. L. A. Central ); Publishers: Padmaja Publications, Baroda, Price Rs. 3/-**

---

[ અનુસંધાન પૃ. ૮૨૫નું ]

બંધબેસતી અને અનુકૂળ આવે તેવી છે. આજના યુવાનોના હાથમાં આ પુસ્તક મૂકવા જેવું હોઇ પુસ્તકાલયોમાં ભલે વસાવાય.

૬. કાયદે-આઝમ—અનુવાદક પ્રકાશક: ઇમામુદ્દીન દરગાહવાળા-નવસારી. પૃષ્ઠ ૩૦, પૂઠું કાચું, કિંમત ૧૦ આના.

મુસ્લીમ લિગના સરનશીન જનાબ જીના સાહેબનું આ જીવનવૃત્તાંત છે. પુસ્તિકા નાની છે, પરંતુ તેમાં ઘણી ઘણી વાતોને મોટી મોટી બનાવી આમાં સમાવી દીધી છે. પુસ્તકમાં જનાબ જીનાને સાહેબને ખૂબ ખૂબ વખાણ્યા છે અને કોઇ કોઇ જગ્યાએ અન્ય નેતાઓને ઉતરતા બતાવવા પ્રયત્નો થયા છે. જીવનચરિત્ર જાણવાની દષ્ટિએ પુસ્તક ઠીક છે.

ચિ. પ્ર.



વ. રા. પુ. મંડળે

**પુસ્તકોની મેળવણી માટે**—સાર્વજનિક પુસ્તકાલયનાં પુસ્તકોની વાર્ષિક મેળવણી માટે છાપેલા અનુક્રમ નંબર ૧થી ૧૦,૦૦૦ની ચોપડીઓ પુ. સ. સ. મંડળમાં તૈયાર મળે છે. જે પુસ્તકાલયને જરૂર હોય તે વહેલી તકે મંડળમાંથી મંગાવી લે. કિંમત માટે સાત આનાની પોસ્ટની ટીકીટ મંડળમાં મોકલવી.

**શિષ્ટવાચનની પરીક્ષા**—તા. ૨૨મી જુને લેવા ઠરેલી શિષ્ટવાચનની ૨૫ મી પરીક્ષા તા. ૨૦મી જુલાઈએ લેવાનું રાખ્યું છે, તેની નોંધ લેવા લાગતા વળગતાઓને વિનંતિ. તા. ૨૦મી જુલાઈએ ચોક્કસ લેવાશે. આશા રાખીએ છીએ કે આ વધેલી મુદતનો લાભ ઈચ્છુક ઉમેદવારો હજી પણ લેશે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—મે મહિનામાં લેવા ઠરેલી આ પરીક્ષા ઠરેલી નિયત લેવાઈ ગઈ છે. પરિણામ આવતે અંકે બહાર પડશે.

**નવસારી મહાલ પુસ્તકાલય મંડળ**—તરફથી નવસારી મહાલના વિદ્યાર્થીઓ માટે "ગુજરાતના સેવકો" નામના પુસ્તકની શિષ્ટવાચનની પરીક્ષા રખાઈ છે અને તેની તા. ૭–૭–૪૭ની રાખવામાં આવી છે તો આ પરીક્ષામાં બેસવાની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીઓએ પોતપોતાની શાળા મારફત નીચેના સરનામે પોતાની ઉમેદવારી નોંધાવવા વિનંતિ.

મંત્રી, નવસારી મહાલ પુ. મંડળ C/o સયાજી વૈભવ લાઇબ્રેરી, નવસારી.

**ઠલેગામ મહાલ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચનની પરીક્ષા**—તા ૨૯–૬–૪૭ના રોજ "ગુજરાતના સેવકો" નામના પુસ્તકની રાખવામાં આવી છે. આ અંગેની ખબર મળેથી તેમાં જણાવ્યા પ્રમાણે અમલ કરવા વિનંતિ છે.

**શિનોર મહાલ પુ૦ મંડળ તરફથી શિષ્ટવાચનની પરીક્ષા**—કસ્બાના વિદ્યાર્થીઓ માટે તા. ૨૨–૬–૪૭ને રવિવારના રોજ રાખવામાં આવેલી છે. તે જ પ્રમાણે તાલુકાના ગામોના વિદ્યાર્થીઓ માટે તા. ૨૯–૬–૪૭ ને રવિવારના રોજ રાખવામાં આવેલી છે. એ માટે "ગુજરાતના સેવકો" પુસ્તક પસંદ કરવામાં આવેલું છે.

પુસ્તકાલયોને મદદ

**સા. પુ. ખોરજના ડાભોડા** (તા. કડી)ને ૭) પોપટભાઇ ગણેશભાઇ ડાભી, ૭) કરમણભાઇ લાભાઇ ચૌહાણ, ૭) કુબેરભાઇ અક્ષુભાઇ ચૌહાણ, ૭) હઠીભાઇ કરમણભાઇ પરમાર, ) વીરાભાઇ નારણભાઇ, ૭) કમાભાઇ કાંધાભાઇ, ૧૪) ગરારભાઇ હઠીભાઇ, ૭) કમાભાઇ ધાભાઇ, ૭) જયમલભાઇ જેઠાભાઇ દોડીયા, ૧૪) ડાભી જેઠાભાઇ કરમણભાઇ, ૭) પોપટભાઇ ગણેશભાઇ, ૭) ભાવસીંગભાઈ જયમલભાઇ.

**સા. પુ. સેજપુર** (તા. સાવલી)ને કારવણના પા. લલ્લુભાઇ જેશિંગભાઇ તરફથી . ૧૦૧).

**સા. પુ. વાલમ** (તા. વિસનગર)ને ૧૫) શ્રી. નાગરભાઇ ન. પટેલ-વાલમ, ૧૧) મૂલચંદભાઇ કલ્યાણભાઇ-મણુંદ, ૬) શકરાભાઇ મોરારભાઇ-નારદીપુર, પા. હરિભાઇ મ. પટેલ-વાલમ, ૫) ત્રિભોવન હિરાચંદ-મોટીદાઉ, ૫) પ્રભુદાસ આશાભાઇ, મણુંદ.

**સા. પુ. પીલવાઇ** (તા. વિજાપુર)ને ૨૧) શેઠ સાંકળચંદ છગનલાલ-વસાઇ, ૫૦) શા. ગોરધનદાસ વિઠ્ઠલદાસ-વસાઇ, ૧૧) શા. હરિવલ્લભ હરગોવન-વસાઇ, ૧૫) શા. જીવરામ હાથીભાઇ-વસાઇ, ૧૧) શા. દેવિદાસ મગનલાલ-માણસા, ૧૧) શા. મજલાલ રણછોડ-વસાઇ, ૧૮) શા. ધનજીભાઇ અમીચંદ-માણસા, ૧૧) શા. પુંજીરામ જમજીવન-માણસા, ૧૧) શા. નરોત્તમ પુંજીરામ-માણસા, ૧૧) કોઠારી મણિલાલ-માણસા, ૨૧) શા. નારણદાસ કેવળદાસ-માણસા, ૧૧) શા. બળદેવ ધનજીભાઇ-બિલોદ્રા, ૬) શા. ચુનીલાલ માનચંદ-ચરાડા, ૫) ચાવડા પરતાપજી નાથુજી-વસાઇ, ૫) ચાવડા અમથાજી પુંજાજી-વસાઇ, ૫) ચાવડા ભારથાજી સંધાજી-રંગપુર, ૩૧) શેઠ સાંકળચંદ દામોદર-માણસા, ૨૫) શેઠ વાડીલાલ મણિલાલ-માણસા, ૧૧) શા. વ્રજલાલ જુમખરામ-માણસા, ૫) જાની ચુનીલાલ દામોદર-મહેસાણા, ૫) ચાવડા રામજી અમથાજી-વસાઇ, ૧૧) શા. વલ્લભદાસ *વિઠ્ઠલદાસ-માણસા.*

**સા. પુ. પામોલ** ( તા. વિજાપુર ) રૂ. ૫) ચોધરી જેઠાજી મોતીજી, ૫) ચોધરી જીવરાજ અહેચરજી રે. ચરાડા, ૧૦) ચો. અહેચરભાઇ અભેરાજ, ૫) ચો. લવજીભાઇ મોતીજી, ૫) ચો. વેલજી સવજી, ૪) ચો. શંભુજી કેશાજી, ૪) ચો. માનજી રેવાજી.

**ઇન્દુમતી સા. પુ. મેથી** ( તા. કરજણ ) ને ૧૦) પા. મોતીભાઇ નરોતમભાઇ-સુરાશામળ, ૪૧) પા. નરોતમભાઇ બેચરભાઇ-પદમલા, ૧૧) પા. જેઠાભાઇ નારણભાઇ વડોદરા.

**સા. પુ. છઠીઆરડા** (તા. મહેસાણા)ને ૫) શેઠ મોહનલાલ પુંજીરામ, ૫) શેઠ ત્રીકમલાલ શિવલાલ, ૫) ઘાંચી રણછોડદાસ ઉમેદરામ-છઠીઆરડા, ૫) પા. કામરાજ ભાઇચંદ-ભાન્ડુ, ૨૧) રાવળ રવિશંકર વિશ્વનાથ-છઠીઆરડા, ૩) ઓઝા હીરા કચરા-છઠીઆરડા.

**સા. પુ. આનંદી** (તા. શિનોર) ને ૫) પા. ઝવેરભાઇ રાયજીભાઇ-કણજેઠા, ૫) પા. ઝવેરભાઇ ગોવિંદભાઇ-ઉતરાજ, ૧૧) પા. ભવાનભાઇ કસ્સનભાઇ-સુલતાનપુરા,

૩૧) પા. વિઠ્ઠલભાઈ લલ્લુભાઈ-કારવણ, ૩૧) પા. રાવજીભાઈ નરસિંહભાઈ-વડોદરા, ૨૧) પા. મંગળભાઈ મૂળજીભાઈ-શોભાનપુરા, ૧૫) પા. મોતીભાઈ નરોતમદાસ-તુંડાવ (સાવલી), ૨૫) પા. મોતીભાઈ ધૂળાભાઈ-સીસવા, ૨૫) પા. રેવનદાસ લાલદાસ-રાણીયા.

**શ્રી સયાજી શ્વેતોત્સવ સા. પુ. શિનોર**—૧૧) દાંડીઆપુરાના અંબાલાલભાઈ રામદાસ, ૫) પા. દેશાઈભાઈ રણછોડજી-મંડાળા, ૩) શા. ચિમનલાલ છગનલાલ-શિનોર, ૧૧) ડૉ. પનાલાલ હરિલાલ-શિનોર, ૩) પંડયા રમણલાલ નાગેશ્વર-ડભોઈ, ૫) શા. મણિલાલ લલ્લુભાઈ-શિનોર, ૫) પંડયા રમેશચંદ્ર લાભશંકર-શિનોર, ૫) શા. ભોગીલાલ મણિલાલ શિનોર, ૫) શા. મોતીલાલ ભોગીલાલ-શિનોર, ૫) પંડયા તોલાશંકર સદાશિવ, ૫) દવે શાન્તિલાલ ચંદુલાલ-શિનોર, ૫) દવે દિનકરલાલ નટવરલાલ-શિનોર, ૧૧) પટેલ જોઈતાભાઈ ખોડાભાઈ-શિનોર, ૧૧) પ્રભુદાસ હરિભાઈ-સરભાણ, ૧૧) મથુરભાઈ બહેચરભાઈ-સાધી, ૫) શા. ચિમનલાલ પ્રાણજીવનદાસ-શિનોર, ૧૫) પટેલ વરધભાઈ નરસિંહભાઈ, ૫) રા. રા. કાન્તિલાલ ઓચ્છવલાલ.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલે માહે મે માસમાં નવસારી પ્રાંતના પલસાણા મહાલનાં તેમ જ વ્યારા મહાલનાં નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમ જ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે.—

**માહે મે માસમાં, વ્યારા મહાલનાં** (૧) વાંસકુઈ, (૨) કટાસવાણ, (૩) કલકવા, (૪) ધાણી, (૫) ખેડા; **મહુવા મહાલનાં** (૬) શેખપુર, (૭) કુંમરી, (૮) મઢવરીયા, (૯) વહેવન, (૧૦) કોસ, (૧૧) અનાવલ, (૧૨) લસણપુર, (૧૩) ઉમરા, (૧૪) કરચેલા, (૧૫) સાબા, (૧૬) વલવાડા, (૧૭) બુટવાડા, (૧૮) ગુણસવેલ, (૧૯) વાંસકુઈ, (૨૦) બામણીઆ, (૨૧) કરમલીયા, (૨૨) બારતાડ, (૨૩) ઝેરવાવરા, (૨૪) વેલણપુર, (૨૫) ધડોઈ, (૨૬) દેદવાસણ, (૨૭) ખરવાણ, (૨૮) બીલખડી, (૨૯) આમચક, (૩૦) રાણત, (૩૧) ઓંડચ, (૩૨) અમરોલી, (૩૩) કાન્હી. કામગીરી દિન ૨૩.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઈઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી**
સહમંત્રી,
વ. રા. પુ. મંડળ.

# સામયિક ચિંતન

## શિક્ષકો પ્રત્યે—

હું તમને પૂછું છું કે શિક્ષકોનો સમાજમાં જે દરજ્જો છે તેમાં કંઇ ફેરફાર થયો એમ તો મજૂરો પણ હડતાળ પાડી વધારે મજૂરી મેળવે છે ને? હિંદુઓમાં ગુરુઓ ને મુસલમાનોમાં મોલવીઓ તાલીમ આપતા હતા. એ લોકોનો જે દરજ્જો હતો તે તમારો છે ? ના, નથી; શિક્ષકનું ગામમાં જે માન હોવું જોઈએ તે આજે નથી. એ હોય તો તમારે આ ઉપાધિમાં ન પડવું પડે. કારણ, આપણે જાણીએ છીએ કે અસલ ઓછું મળતું હતું છતાં માનમરતબો ઘણો હતો. એટલા પર બેસીને તેઓ ભણાવતા હતા. એકાદશી જાય ત્યારે બારસને દિવસે શિક્ષકને સીધું મોકલવાની તૈયારી થાય. એમાં ઘી, આટો, દાળ, ચોખા એ બધી પૂરી વસ્તુઓ ને તે પણ શિક્ષકના કુટુંબને ચાલે એટલી, એક વિદ્યાર્થીને ત્યાંથી નહિ પણ ઘણાને ત્યાંથી મોકલાતી. વિદ્યાર્થીને ત્યાં કાંઇ પ્રસંગ હોય—વિવાહ હોય—ત્યારે પણ શિક્ષકોને અપાતું. કંઈ માગવા જવું પડતું નહોતું.

જેમ મજૂર હડતાળ પર ઊતરે ને બે પાંચ રૂપિયા મેળવે તેમ તમો પણ લઇ શકો છો. એ તો એક કારખાનાની અંદર પડયા હો એવું થયું. શું એવા જ પ્રકારના શિક્ષકો તમો થવા માગો છો ? તમે આ આશ્રમમાં આવ્યા છો, તે ત્રણ મહિનાના આ વર્ગમાં ઉદ્યોગનું કેટલું શિક્ષણ લઈ શકવાના હતા ? સૂતરનો ધાગો કાઢયે કામ નહિ પતે. આશ્રમમાં કંઈ શીખવાનું હોય તો તે સમાજસેવાનું કામ છે. ને અહીં તમે દિલની સફાઈ—દિલની શુદ્ધિ કરી શકો છો. એ વસ્તુ તમે મેળવી શકો છો. સમાજમાં તમારું સ્થાન જેવું હોવું જોઇએ તેવું મેળવવાનો તમારે પ્રયત્ન કરવો જોઇએ. ગામમાં જે તમારો પહેલાં દરજ્જો હતો તે તમારે મેળવવો જોઈએ. ગામમાં કોઈ પણ સવાલમાં આંટીઘૂંટી પડતી તો તે ઉકેલવાને શિક્ષકની સલાહ લેવાતી હતી. કોઈ ખટપટનું કામ હોય તો તલાટીની ને લાંચ રુશ્વતનું કામ હોય તો મુખીની સલાહ લેવાતી હતી. આમ આ ત્રણ ગામના ધણી હતા, તેમાં શિક્ષકની સાચામાં સાચી પ્રતિષ્ઠા, માન અને ઇજ્જત હતાં.

તમને દુઃખ નહિ લાગે તો મારે કહેવું જોઇએ કે આજે શિક્ષકોમાં ભણાવવાની વૃત્તિ નથી. તેઓ વેઠિયા જેવું કામ કરે છે, વેઠ ઉતારે છે. એનો અર્થ એ નથી કે બધા જ શિક્ષકો એવું કરે છે.

### ચણતરની ચાવી

પણ સમાજ કંટાળેલો છે. એક બે મહિના તમે કામ નહિ કરો—હડતાલે ચડો—તેથી લોકો ગાળ દેશે. તે જાણે છે, કે હવે એમાં પડીએ એમાં સાર નથી. લોકોને શિક્ષકની પરવા

નથી. એ બધું બન્યું છે તે વસ્તુ સ્વતંત્ર હિંદમાં ન થવી જોઇએ. આ સ્વતંત્ર હિંદના ચણતરની ચાવી તમારાં હાથમાં છે. કામ બધું નવેસરથી કરવાનું છે. આજ સુધી એ ગુલામીની ચાવી હતી. હવે સ્વતંત્ર હિંદને અનુકૂળ તમારે મેળવવાની છે. સમાજમાં દરજ્જો-માન વધે એ પ્રમાણે તમારે વર્તવાનું છે. ગામનાં સુખદુઃખમાં તમારે ભાગ લેવો જોઇએ. ગામના એકેએક માણસને તમે જાણતા હોવા જોઇએ. વિદ્યાર્થીનાં માબાપ કોણ છે, છોકરાંનાં માબાપ કોણ છે, એ બધું તમારી નજરબહાર ન રહેવું જોઇએ. બે પાંચ કલાક નિશાળમાં વિદ્યાર્થીને ભણાવવામાં બધું આવી જતું નથી. એ તો મેં કહ્યું તેમ કારખાનામાં આઠ કલાક કામ કરવાનું, તેવું થયું. કારખાનામાં મુકાદમ હાજરી લે છે. તમારે ત્યાં પણ કોઈ વાર ઇન્સપેક્ટર આવે અને તે પણ તમારામાંના જ હોય છે. હું નજર ખુલ્લી રાખીને અને કાન પણ ખુલ્લા રાખીને ફરું છું. એટલે મને બધી ખબર પડી જાય છે. મજૂર તો કારખાનું બંધ કરીને ચોવીસ કે અડતાલીસ કલાકમાં ફેંસલો મેળવી શકે છે. પણ તમારી સમાજને દરકાર નથી.

એથી કરીને સમાજના દબાણથી કંઈ તમારો પગાર વધ્યો નથી. સમાજ તો બેદરકાર છે, એને તમારી કંઈ પડી નથી. મજૂર કરતાં તમારો પગાર ઓછો છે, એ હું કહું છું. પણ મજૂર તો મજૂરી કરીને મેળવે છે. અને તમારે જે બાળકોને આપવાનું તે તમે આપતા નથી ને પૈસા શેના માંગો છો, એમ સમાજ પૂછે છે. તે ન પૂછે એટલું પરિવર્તન કરવાની તમારામાં શક્તિ હોવી જોઇએ. આ દેશ ભિખારીમાં ભિખારી થઈ ગયો છો. એના રસ્તા, જુઓ. દવાખાનાં, કૂવા, તળાવ—કોઈપણ વસ્તુ જુઓ. ભાંગ્યાતૂટ્યા છે. એમાં તમારો કોઈ દોષ કાઢતું નથી. પણ તમારે જુદી દૃષ્ટિથી જોવાની જરૂર છે. માટે તમે અહીં આવી પડ્યા છો તો વિચાર કરજો કે આ આશ્રમ શું છે? એનો ઇતિહાસ શું છે? અહીં કોણ માણસો છે? હિંદુસ્તાનમાં એવું કોણ આવ્યું જેથી હિંદુસ્તાનમાં ઘર ઘરમાં રેંટિયા દાખલ થયા? ભુલાઈ ગએલુ સર્જન કોણે કર્યું? આશ્રમના માણસો કોણ છે? ક્યારે નીકળ્યા? તેમણે ઓલેજ કેમ છોડી? લડાઇઓ ચાલી તેમાં એમણે શું કર્યું? જેલમાં કેટલી વખત અને કેમ ગયા? આસપાસમાં બીજા કયા કયા આશ્રમો છે? ત્યાં કોણ આવ્યા ને કોણ ગયા? એ બધું તમે જાણી લો. એકલું સૂતર કાંતવાનું તમે તમારી વૃદ્ધ માતા પાસેથી અમર ખાતા મારફત પણ શીખી શકો છો, એટલે મગજમાં જગ્યા ખાલી હોય તો તેમાં આ ઉદ્યોગની પાછળ જે ભાવના છે તે ભરો.

તમને હડતાલ પર જવાનું કારણ પૂછનો નથી. તમને શું કહું? તમારી હડતાળની કોઈ કદર કરતું નથી. મુંબઈમાં મોટરબસ અને ટ્રામની હડતાળ પડી. જે વાહનનો ઉપયોગ શહેરીઓ કરે છે, તેના વિના ભારે મુશ્કેલી પડે છે. ઘણા વરસથી એક જબરજસ્ત કંપની એ ચલાવે છે. નફો પણ ઠીક કરે છે. અંગ્રેજ એનો મેનેજર છે. એમાં હવે હડતાળનો પવન વાયો છે. ડ્રાઇવરોએ સંગઠન કર્યું છે. અરે, પહેલાં તો આવું સંગઠન ન કરવા દેતા. આવું થતાં કપારનાએ જેલમાં પૂરી દેતા ને કરતા તેને નોકરીમાંથી દૂર કરી દેતા. હવે લોકના મનમાંથી આવો બધો ડર નીકળી ગયો ને કોંગ્રેસની સરકાર છે એટલે ઘેર બેઠાં જખ મારીને પૈસા આપી જશે, એમ દરેક માણસને થયું છે. ને વાત એટલે સુધી પહોંચી છે કે સમાજને

જે સંસ્થા ઉપયોગી છે તેમાં પણ હડતાળનો પવન ચાલ્યો છે. તાર, ટપાલ, રેલવે એ કોઈ વેપાર નથી. એમાં નફો મળે તો લોકને મળે છે, એટલે ટેકસ લોકો પર ઓછો પડે છે. એમાં પણ હડતાળ ચાલે એવું કેમ શીખ્યા ? એનાં બે કારણ છે : મહેનત–મજૂરી કરે છે તેને જેટલું મળવું જોઈએ તેટલું મળતું નથી. રૂપિયાની કિંમત છ આના થઈ ગઈ કે એની કિંમત ઘટી ગઈ છે અને અનાજ તેમ જ જીવનની જરૂરિયાતની વસ્તુઓની કિંમત વધી છે. લડાઈમાં હિન્દુસ્તાનને સરકારે સારી પેઠે લૂંટયું. મજૂરોને ઠીક પૈસા આપવા માંડયા. ને પૈસા એટલે શું ? નાશિકમાં છપાયલી નોટો. નોટોનો ફુગાવો હવે વધી ગયો એટલે હજાર રૂપિયાની નોટ પાછી ખેંચી લીધી. એમ અનેક પ્રકારની તરકીબ કરી છે. પણ એ થાળે પડયું નથી. લડાઈ પછી આર્થિક બગાડ થયો છે તે જેવો તેવો નથી. એ વખતે આર્થિક મુશ્કેલીમાં લોકોને દુઃખ પડતું હશે, હડતાળિયાઓને પડતું હશે, હડતાળ પડાવનારને પડવાનું નથી.

પણ સૌથી અગત્યની વાત એ છે કે, સહેલી રીતે લોકના આગેવાન થવું હોય તો હડતાળ પડાવવી જોઈએ ! વધારેમાં વધારે માગણી કરાવે એ સૌથી મોટો નેતા ! પણ તમે કાંઈ કામદાર કે મજૂર નથી. નેતા શિક્ષકવર્ગના હોવા જોઈએ. તેણે વિચાર કરવો જોઈએ. પાંચ–દશ–પંદર રૂપિયા ગ્રેડ વધે એ ઠીક છે, પણ એ જ આપણું ધ્યેય ન હોવું જોઈએ.

તમારે એક જ દિશામાં મગજ ચલાવવાનું નથી. કોલસા ખાણમાંથી કેવી રીતે કાઢવા, લાકડું કેવી રીતે બાળવું, એટલું જ જાણો એ તમારે માટે બસ નથી. તમારે તો બાળકના મગજ પર કામ કરવાનું છે. તમારે લાંબી નજર ચલાવવાની છે.

એનો અર્થ એમ નથી કે તમારાં દુઃખ નથી. તમને શિક્ષકોને કહ્યું કે એક મહિના પછી પ્રજાના પ્રતિનિધિ આવે છે તેમને તમારું દુઃખ સંભળાવો, તેમની લાગણી સંપાદન કરો, હડતાળ પર શું કરવા જાઓ ? સીધો રસ્તો છોડી આડે રસ્તે શું કામ જાઓ ? પેલી સરકાર બે વરસ જતે તો પણ તમને દમડી પરખાવતે નહિ. મુંબઈમાં મેં હડતાળીઆઓને કહ્યું કે આ બધા રાજ ચલાવનારા મામૂલી નથી. એમ હોય તો તમને જ રાજ ન આપી દઈએ ? ચલાવો રાજ. સારું છે કે એ સમજી ગયા ને હડતાળ ખુલી ગઈ. પણ ચાર અઠવાડિયાંનો પગાર કોણ આપશે હવે ? તમને તો ખેર સાહેબ જેવા મળી ગયા. તેમણે તમને પગાર આપી દીધો. હું શિક્ષક હોઉં તો કહું કે મને પગાર લેવાનો અધિકાર નથી. મેં ભણાવ્યું નથી તો પૈસા કેમ લઉં ?

પોસ્ટમેનો હડતાળ પર જવાના હતા ત્યારે તેઓ કહેઃ પગાર અપાવો. મેં કહ્યુંઃ જવું હોય તો જાઓ, પગાર નહિ મળે. ત્યારે સમજો કે આ સમાજનું તંત્ર છે, કાંઈ કારખાનું નથી, જેમાંથી કંઈ પેદા કરવાનું હોય. સમાજમાં દરજ્જો એ કિંમતી વસ્તુ છે. તેથી તે મેળવવાનો પ્રયત્ન તમારે કરવો જોઈએ.

પણ શિક્ષકમાં શિસ્તપાલનની ભાવના હતી તે નીકળી ગઈ છે. હડતાળને પરિણામે એમ બને જ છે. મિલવાળા પણ ખૂબ બૂમ મારે છે, કે હડતાળ પડી ત્યારથી મજૂરો કામ

બરાબર કરતા નથી દરેક હડતાળને અંતે શિસ્તની ભાવના તૂટતી જાય છે. એ એક પ્રકારનો રોગ છે. વિલાયતમાં એમ નથી. યુરોપ, અમેરિકા બધે હડતાળ પડે છે, પણ ત્યાંના માણસમા વફાદારીની ભાવના છે. હડતાળ કાંઈ રોજ પાડતા નથી. કોઈ વાર પાડે પણ વ્યવસ્થિત પાડે છે.

આજે સરકારના તંત્રમાં જે શિક્ષકો છે તે પહેલાંના કરતાં ચોથા ભાગનું કામ કરે છે. સરકારે પે કમિશન નીમ્યું છે. કોને કેટલા પગાર આપવા તેનો તે વિચાર કરશે. પણ એ તો કરોડો રૂપિયાનો મામલો થયો. લડાઈમાં સરકારે ખૂબ માણસો ભરી દીધા છે. હવે લડાઈ બંધ પડી. પણ કાઢવાની વાત ન થાય ! એક માણસને કાઢવામાં આવે તો હડતાળ ! એક તરફ પગારવધારો માંગવો ને બીજી તરફ આવું. એ પૈસા શું વિલાયતથી આવવાના છે ? હિંદુસ્તાનમાં લોકોને એક આદત પડી ગઈ છે કે ધારેલું કંઈ ન થયું તો કહેશે આ તો મૂડીવાદી છે. જો કોઈ હડતાળ પડે તો કહે છે કે કોંગ્રેસ મૂડીવાદીનો પક્ષ કરે છે. મૂડીવાદી અહીં કેટલા છે ? હિંદમાં જેટલો બોજો પડે છે તે બધો સામાન્ય માનવી પર પડે છે. મૂડીવાદી તો બચી જાય છે ને તેને બચી જતાં આવડે છે. અમે તેમ તે રસ્તો કાઢી લે છે. એટલે સરકાર ચલાવનારા સામાન્ય માણસો આપણા પોતાના જ છે. એક તો પગારવધારાની માગણી કરો, બીજું ચારગણું માણસો, ને વળી ' ગો સ્લો ' એ નવી જાતનું સૂત્ર-' કામ ઓછું કરો. ' સરકારના તંત્રને પક્ષાઘાત કરવો છે, તેમાંથી ક્રાંતિ થશે તે પછી નવી રચના થશે ! લોકને ડર છે કે, હડતાળની વિરુદ્ધ કાંઈ કહીશું તો લોકમાં અપ્રિય થઈ પડીશું. પણ જે માણસ અપ્રિય કહે છે તે અપ્રિય સાંભળી પણ શકે છે. મેં વર્ણવી તે વાત આખા સમાજમાં પથરાયેલી છે.

તમારી હડતાળ તો ગઈ એ બધું ભૂલી જવું જોઈએ. એ સંગઠનની મારે મન કંઈ કિંમત નથી. જો કંઈ કિંમત અપાવશે તો તે આગેવાન અપાવશે. જે સમાજ અને શિક્ષક પર અસર પાડશે તે જ ગુરુ કહેવાશે. બેપાંચ રૂપિયા મેળવી આપ્યે કંઈ આમ થોડું જ થઈ શકવાનું છે ? એમ તો ટ્રામવાળા ને મોટર ડ્રાઈવરો પણ મેળવી શકે છે. બાકી તો તમને ને સરકારને પોસાતું હશે તો થાકોને બંદોબસ્ત કરશે. તેથી મુંબઈમાં મે કહ્યું કે તમે ડ્રાઈવરોને તાબે થાઓ તેના કરતા રાજ આપી દો. પંદરસો માણસો મુંબઈનો કબજો કરીને બેસે તો પછી રહ્યું શું ? લોકો તંગ આવી જાય પછી ચલાવીને કરવું શું ? તમે શિક્ષકો હડતાળને ભૂલી જજો. તેનાં પરિણામ માઠા આવે છે.

માબાપો ફરિયાદ કરે છે કે શિક્ષકો કંઈ શીખવતા નથી. માટે તમારો જે સમાજમાં આદર હતો તે પાછો આવવો જોઈએ. અહીં જે શિક્ષક ભાઈબહેનો છે તેમને મેં અપ્રિય વાતો સંભળાવી છે. તે અપ્રિય લાગે તો પણ હજમ કરવાનો પ્રયત્ન કરજો. *

—સરદાર વલ્લભભાઈ પટેલ

[ " હરિજનબંધુ "માંથી ]

* તા. ૧૭-૪-'૪૭ ના રોજ બારડોલીના સ્વરાજ આશ્રમમાં શિક્ષક ભાઈબહેનોને ઉદ્દેશીને આપેલું પ્રવચન.

# નવસારી : સંશોધનનું વણખેડાએલું ક્ષેત્ર

પવનની પાંખે નવસારીની ચોતરફના પ્રદેશના ભૂતકાળની ભીતરમાં ડોકીઉં કરી લેવાનું કામ મુશ્કેલ છે; તેમ છતાં આજના વાયુવાર્તાલાપમાં દક્ષિણ ગુજરાતના નવસારીની આસપાસના કેટલાક ભાગોના સંશોધનનો સાર રજૂ કરતાં પહેલી નજર પૂર્ણા અને મીંઢોળા નદીઓ વચ્ચે આવેલા હાલના સરોણા અને સિસોદરા ગામો પર પડે છે. એ વિભાગની ગોરાટ, પાણાવાળી ચુનાના કાંકરા મિશ્રિત અને કાળી માટીનાં પડોના ઢાંકણથી પથરાયેલી ધરતી તથા નદીકાંઠાના કરાડાઓએ ભૂતકાળની અદ્દભુત સામગ્રીઓ પોતાના પેટાળમાં સાચવી રાખી છે.

નવસારીથી ઈશાનમાં લગભગ અગીઆર માઈલ દૂર આવેલા સિસોદરાની ધરતી અને કણાવ ગામ પાસેનાં મીંઢોળા નદીના કરાડાઓમાંથી મળેલી પથ્થરની છરી જેવાં નાનાં અને બીજી જાતનાં પથ્થરનાં હથિયારો ઉત્તર પાષાણયુગનાં માનવીઓના વિસામા આ નદીતટ અને તેની આસપાસમાં થતા હોવાની શાખ પૂરે છે.

તે જ મુજબ સિસોદરા ગામના ગભાણીયા વગાના નામથી ઓળખાતા વોકળામાં ચોમાસાનાં વહેતાં પાણીએ એકઠા કરેલા, હાથથી થાપેલા, અને સૂર્યની ગરમીએ સૂકવેલાં માટીનાં વાસણોના ટુકડાઓ માનવજાતની પ્રારંભયુગની બનાવટોની એંધાણી આપે છે. પથ્થરના ટુકડાને એક બાજુથી ઘસીને તે પર સૂચક રેખાઓ કોતરવામાં આવી હોય એવા ટુકડા પણ આ સ્થળમાંથી મળી આવ્યા છે. ઘણા પુરાણા કાળમાં લોખંડ ગાળવાનો ઉદ્યોગ આ સ્થળે સારા પ્રમાણમાં ચાલતો હશે. આ વગામાં આવેલાં ખેતરોમાં લોખંડના કીટાઓના જંગી વિસ્તાર પથરાએલા છે.

આ, ઇતિહાસકાળ પહેલાંની અને ઇતિહાસના સંધાનકાળની હજારો વર્ષ પૂર્વની સામગ્રીઓ પર નજર ફેરવી આગળ ચાલતાં આ સ્થળમાં ગુપ્તકાલિન ઈંટોથી થએલા બાંધકામના નમૂના જોવા મળે છે. આ ઉપરાંત માટીનાં વાસણો પર ઇનેમલના જેવા ચળકાટ મારતાં પડ ચઢાવેલાં વાસણોના ભંગારના ટુકડાઓ, ખાસ જાતના શંખુઓના ભંગાર, બચ્ચાંઓનાં માટીનાં રમકડાંઓ, નાની માટીની મૂર્તિઓ, પથ્થરનાં વાસણોના ટુકડાઓ વગેરે પુષ્કળ પ્રમાણમાં પથરાએલું મળી આવે છે.

પૂર્ણા નદીના કાંઠા નજીક આવેલા સરોણા ગામથી સિસોદરા અને ત્યાંથી બારડોલી તાલુકાના મલેકપુર અને પલસાણા તાલુકાનાં કણાવ ગામ પાસેની મીંઢોળા નદી વચ્ચેનું સાધી લીટીએ અંતર છ માઇલ કરતાં વધારે નથી. પુરાતન અવશેષોની નજરે આ છ માઇલની સળંગ પટીને છૂટી પાડી શકાય એમ નથી.

સરોણા ગામના પાદરમાં કપિલેશ્વરનું પ્રસિદ્ધ સ્થાન આવેલું છે. આ શિવાલયની સામે જ એક નાનકડા કુંડ સરખું તળાવ છે, પણ તે પુરાઇ ગયેલું છે અને બાજુમાં વાવ છે. આ શિવાલય લાલ ગેરૂઆ પથ્થરનું બાંધેલું છે. એ શિવાલય પણ પ્રાચીન શિલ્પનો એક નાનકડો નમૂનો છે. શિવાલયના ગોખોમાં રુદ્રના જુદા જુદા સ્વરૂપની કોત-

રેલી મૂર્તિઓ અને ઘુમ્મટની અંદરના ભાગમાં કાળે કરી ઝાંખાં પડેલાં ચિત્રો ખાસ ધ્યાન ખેંચનારાં છે.

પણ આ બધા કરતાં આ સ્થળ માટે મહત્ત્વની બીના તો એ છે કે આજથી એક હજાર વર્ષ ઉપર ત્યાં એક બૌદ્ધ વિદ્યાપીઠ હોવાના પુરાવા મળ્યા છે. કામ્પિલ્ય વિહારના નામથી પ્રસિદ્ધ થયેલા એ સ્થાનના નિભાવ માટે રાષ્ટ્રકૂટ રાજાઓએ આપેલાં દાનનાં તામ્રપત્રો મળ્યાં છે, અને તે ઉપરાંત સિસોદરામાંથી બૌદ્ધકાલિન લખાણવાળી માટીની તખ્તી તથા બુદ્ધની મૂર્તિઓને ચરણે ભક્તિના ચિહ્ન તરીકે ધરવામાં આવતા માટીના તથા પથ્થરના લપેટાઓ પણ મળેલા છે. આ બધા પરથી એમ જણાય છે, કે તામ્રપત્રોમાં જે કામ્પિલ્ય વિહારનાં વર્ણન મળે છે, તે સરોણા અને સિસોદરા ગામોથી માંડી મહેશ્પુર ગામ નજીકની નાની ટેકરીઓ સુધીના વિશાળ વિસ્તારમાં ફેલાયલો હશે.

આ સ્થળમાં પંચમાર્કના તાંબા અને ક્ષત્રપ રાજ્ય કાળના ચાંદીના જૂજ સિક્કા પણ મળી આવ્યા છે. એ બધું આ વિભાગના પ્રાચીન ઇતિહાસની યાદ આપે છે.

સિસોદરા અને સરોણા વિભાગમાં નજર ફેરવી નવસારીની આસપાસના બીજા સ્થળોની ગણના કરતાં પહેલાં એટલું જણાવી દેવું જરૂરી છે કે મહાભારતમાંના વનપર્વમાં સહદેવની વિજયયાત્રાના માર્ગના વર્ણન પરથી એટલું તો ચોખ્ખું જ તરી આવે છે કે સંજયંતી હાલના સંજાણથી માંડી પૂર્ણા અને મીંઢોળા વચ્ચેના પ્રદેશમાં એ કાળે પણ આબાદી હતી. અને એકછત્રી સમ્રાટ બનવા માટે આ પ્રદેશમાં આવેલી રાજસત્તાને પણ નસાડવાની જરૂર હતી એટલી ગણનાપાત્ર શક્તિ આ સ્થળમાં હતી. આટલો ઉલ્લેખ કરી ભૂતકાળની ભીતરમાં આ પ્રદેશ પર નજર ફેરવતાં નવસારીની ગણના કરવી જરૂરી છે.

સાહસિક અને દીલાવર પારસી કોમના ઇરાન છોડયા પછીના મોટા વિસામાનું આ શહેર પણ લગભગ બે હજાર વર્ષની પોતાની હયાતી દફતરે નોંધાવે છે. ઇસુની સદીની શરૂઆતમાં ટોલેમી અને ગ્રીસના સાગરના સોદાગરોના દફતરે પશ્ચિમ ગુજરાતના બંદરો તરીકે એ નોંધાયું. ઇશુની આઠમી સદીમાં દક્ષિણના વાતપીના બળવાન ચાલુક્યોની રાજ્યસત્તા નીચે લાટમંડળનું તે પાટનગર બન્યું અને ત્યારથી ચાલુક્યોની એક શાખાની સ્વતંત્ર રાજધાની પણ બન્યું આ લાટેશ્વરના બળવાન બાહુઓએ સિંધ વિજય કરી મુલક સર કરવા નીકળેલા અને દક્ષિણ સુધી કૂચ કરી વાતપીની ચાલુક્ય સત્તાને ઝીંકી કાઢવા ધસતા આવતા આરબ સેનાપતિને નવસારી પાસેના જંગમાં સજ્જડ શિકસ્ત આપી પાછા વાળ્યાના પુરાવા તામ્રપત્રમાંથી મળે છે.

ગુજરાતની સોલંકી રાજસત્તાના કીર્તિયુગમાં લાટના અંગના દંડનાયકો પણ નવસારીમાં રહી દક્ષિણ ગુજરાત પર શાસન ચલાવતા હતા.

મહમદ તુગલકના રાજ્ય અમલનો જામે મસીદમાંનો અને શહેનશાહ શાહજહાંના સમયનો દુધીયા તળાવની મસીદમાંનો લેખ મુસ્લીમ અને મોગલ સત્તાના સમયમાં નવસારીમાં કેવા ધનાઢય માણસો વસતા હતા એનું સ્મરણ કરાવે છે.

ઇસુની બારમી સદીથી માંડી ઓગણીસમી સદી સુધીમાં બારેક શિલાલેખો નવસારી-

ના ઇતિહાસની સાંકળને જોડે છે. આ ઉપરાંત પુરાતન મૂર્તિઓ અને સુંદર કોતરકામવાળા સ્થંભો વિ. શિલ્પાકૃતિઓ તો વિશાળ પાયા પર નવસારી અને તેની આજુબાજુનાં ગામો સુધી પથરાએલી જોવામાં આવે છે. આ મૂર્તિઓમાં શિવલિંગો, શિવની ત્રણ મુખવાળી મૂર્તિઓ, શક્તિની દશ ભુજાવાળી મૂર્તિઓ, વિષ્ણુ અને બ્રહ્માની મૂર્તિઓ, નાગદેવી અને અન્ય નાના દેવો, મુરલીધર વગેરેની મૂર્તિઓનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. આમ હિન્દુ ધર્મ પંથોની સાથે સાથે જૈન ધર્મના શિલ્પોની અદ્ભુત પુરાતન મૂર્તિઓ પણ મળી આવી છે. રાષ્ટ્રકૂટ રાજા કર્ક સુવર્ણવર્ષના ઈસુની નવમી સદીના નવસારીના જૈન દેરાસરને અપાયેલા એક દાનપત્ર પરથી આજથી એક હજાર વર્ષ પર હિંદુ ધર્મ પંથોની સાથે જૈન ધર્મના વિકાસનું એક ધામ નવસારી હોવાનો પુરાવો મળે છે.

પણ આ ઉપરાંત નવસારીની ધરતી પર વિવિધ ધર્મસંપ્રદાયોની સુમેળભરી ગૂંથણી થએલી જોવામાં આવે છે. ઇસ્લામના ઓલીઆ ખલીફા અબુબકરની ઓલાદમાં ઉતરી આવેલા નસરૂદીન મકદુમ સાહેબની દરગાહ અને સૈયદ સાદાત સાહેબનું સતપંથી સંપ્રદાયનું ધામ, સને ૧૪૮૫માં નવસારીમાં પારસીઓએ કરેલી આતશબહેરામની સ્થાપના એ સૌ આ સુમેળની શાખ પૂરે છે. આમ વિવિધ મતપંથના સુમેળ સાથે નવસારીના મહાજનોએ પણ એ મેળમાં રંગોળી પૂરી છે. શહેનશાહ અકબરના દરબારમાં નવસારીના વડા દસ્તુરજી સાહેબ મહેરજી રાણાને આદરભર્યું સ્થાન મળેલું અને તેમણે શાહી નવાજેશની સનંદ મેળવેલી. નવસારીના હિંદુઓમાંથી કેટલાક ફારસીના સારા અભ્યાસી હતા અને ફારસી ભાષામાં જ્યોતિષના બે ગ્રંથ અહીં લખાયલા, તે જ મુજબ મુસ્લીમ વિદ્વાન આબાદ અલ્લા ફૈજુલ્લાએ સન ૧૭૩૧ માં નળદમયંતી આખ્યાનને ફારસી કવિતામાં ' નુરંગે દમુન નળ ' નામથી ઉતાર્યું. સન ૧૪૧૫માં પારસી ધર્મપુસ્તકોને ગુજરાતી ભાષામાં ઉતારનાર રાણા કામદીન સંસ્કૃતના અભ્યાસી લેખાતા અને સન ૧૬૦૦માં મોબેદ કૈકોબાદ સંજાણાએ ' કિસ્સે સંજાણ 'ના જાણીતા ગ્રંથની રચના કરી. આ રીતે ધર્મ સાથે નવસારીમાં સાંસ્કૃતિક મેળ જામ્યો હતો.

દોરડી ખાનદાનના હિંદના દાદાની ખ્યાતિ પામનાર સ્વર્ગસ્થ દાદાભાઈ નવરોજજી, એક સાધારણ ઘરમાં જન્મ લઇ વ્યાપારી આલમમાં અગ્રસ્થાન મેળવનાર, સખાવતી નર સર જમશેદજી જીજીભાઇ અને સર ટાટાનાં વતન હોવાનું ગૌરવ નવસારી લઇ શકે છે.

મુસ્લીમ અને મોગલ સત્તાના સમયમાં કાપડના વણાટનું નવસારી મોટું કેન્દ્ર હતું. સુરતની બંદરી ખ્યાતિના સમયમાં નવસારી, શુશી જંગમાંથી અને બાસ્તાના કાપડના મોટા ઉત્પાદન માટે તે ચીજોની વખાર ગણાતું. નવસારીની આજુબાજુનાં ગામોમાં પણ વણાટનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચાલતો અને " દોઢી તો કંબેલની" એ કહેવત બની ગઇ છે. આમ કાપડ સાથે હાથ બનાવટના કાગળ અને અત્તર બનાવવાનો ઉદ્યોગ પણ મોટા પાયા પર ચાલતા હોવાનું જણાય છે. આ ઉપરાંત માટીનાં વાસણો પણ ઇનેમલના જેવા ચળકાટ મારતાં પડો ચઢાવેલાં વાસણોના પુષ્કળ ભંગાર મળી આવે છે. આ જાતનાં કેટલાંક વાસણો પર તો લગભગ એક દોરા જેટલું જાડું અને કાચના જેવું નીતરું રંગીન પડ ચઢાવેલું મળી આવે છે. તાપી કાંઠાના ઐતિહાસિક કામરેજની ઉત્તરના તડકેશ્વર અને

ગાંગરોળ તાલુકાના ખડીએર વસરાવીથી માંડી દક્ષિણના ચીખલી પાસેના ધરલધરા સુધીના વિશાળ ભાગમાં આ પ્રકારનાં વાસણોના પુષ્કળ ભંડાર મળે છે. એ પરથી લાગે છે કે જૂના સમયમાં માટીના બેનમૂન વાસણો બનાવવાના ઉદ્યોગ દક્ષિણ ગુજરાતના ઘણા મોટા ભાગોમાં ચાલતા હશે. નવસારીના કોટના ટેકરેથી નીકળેલી માટીની એક પુરાતની કોઠી વડોદરાના મ્યુઝિયમમાં સંઘરાયેલી છે.

નવસારી પાસેના ગણદેવી ગામેથી દક્ષિણના કદંબરાજ વંશનો એક શિલાલેખ મળી આવ્યો છે. એ ખૂબ જ સૂચક છે. જૂના વખતમાં અહીં કાપડના રંગાટ અને વણાટનો ધંધો ધમધોકાર ચાલતો અને તે જોવા તથા શીખવા માટે ડચ અને અંગ્રેજ કંપનીના માણસો નવસારી, ગણદેવીમાં આવી રહ્યાની નોંધો મળે છે.

બીલીમોરાની બંને બાજુએ આવેલી અંબિકા કાવેરી અને ખરેડાની ખાડીઓમાં વહાણ બાંધવાનો ઉદ્યોગ ચાલતો. પારસીઓની વાડીયા અટક આ ધંધા સાથેના તેમના સંબંધની સૂચક છે.

મરોલી પાસેના નડોદ ગામની ખોડિયાર માતાને ખોળે વડની છાયા નીચે ગોઠવાયેલા મોટી સંખ્યાના પાળીઆઓ કોઇ અજ્ઞાત જંગની કુરબાનીનું સ્મરણ કરાવે છે. અને તે જ મુજબ તેના વારામવગામાંથી નીકળતી ગુપ્ત સમયની ઇંટો એના ટેકરાઓના સંશોધનની જરૂરત સૂચવે છે. નવસારીમાંથી પણ ગુપ્તકાલિન ઇંટો મળી આવે છે.

વિક્રમની બારમી સદીના દક્ષિણના ચાલુક્યોની એક શાખાએ નવસારી પ્રાંતના વ્યારા તાલુકાના મંગળપુરી ગામે નવીન રાજસત્તા સ્થાપી હતી. આ મંગળપુરી તે હાલનું ગંગળીઆ ગામ. વ્યારા તાલુકાનું આ મંગળપુરી અને વસંતપુર એ બે ગામોમાં આ રાજ્યસત્તાની રાજધાની રહી છે. મુસ્લિમ અને મરાઠા રાજઅમલમાં વસંતપુર બીસનપુર તરીકે ઓળખાવા લાગ્યું. ગાયકવાડોની સત્તાની શરૂઆતમાં પણ પરગણાના મુખ્ય ગામ તરીકેનું તેનું મહત્ત્વ હતું, પણ હવે તો એ બેસનીયા તરીકે ઓળખાય છે. તેની નજીકમાં આવેલા બાલપુરના પુરાતની શિવાલય અને જળકુંડોની પાસેનો શિલાલેખ હજુ પણ વસંતપુરના નામની યાદ આપે છે. એ રાજવંશના કિરરાજ નામના રાજાના રાજ્ય અમલમાં એમના બાઇ કુંભદેવે વિક્રમ સંવત ૧૩૭૩ માં ધવલનગરીમાં આદિદેવની મૂર્તિનું પ્રતિષ્ઠાન કર્યાના ત્રણ શિલાલેખો મળી આવ્યા છે.

ચાલુક્યોના આદિદેવ વિષ્ણુના એક અવતાર તરીકે મનાતા વરાહ છે. એટલે કુંભદેવે ધવલનગરીમાં આ વરાહની મૂર્તિનું પ્રતિષ્ઠાન કર્યાનું ફલિત થાય છે.

નવસારીથી મુંબઇ જવાના રાજમાર્ગ પર નવસારીથી લગભગ અઢાર માઇલ દૂર ધોલધરા નામની એક નાની નદી આવે છે. એ ધોલધરાની ખાડી તરીકે ઓળખાય છે અને મડધી ગોએક માઇલની અંદરના ભાગમાં બેરોલિયા કરીને એક ગામ આવેલું છે. આ સ્થળો સુરત જીલ્લાના ચીખલી તાલુકામાં આવેલાં છે. આ ધોલધરાની ખાડીને કાંઠે રાજબેસણાના નામથી ઓળખાતો એક ટેકરો છે. તેની નજીકમાં કુંભદેવ સ્થાપિત આદિદેવની આકૃતિ અને ધવલનગરીના ઉલ્લેખવાળા બે શિલાલેખોને રાની પ્રજાએ પોતાની દેવી બનાવી સિંદૂરના થર ચડાવી જમીનમાં દાટી રાખ્યા છે.

અને ત્રીજો લેખ અશુદેવીના મંદિરમાં છે. પારોની બોરોલિયા ગામની આસપાસમાં ધવલનગરી નામે એક વિશાળ શહેર હતું, એવી દંતકથાને કુંભદેવના શિલાલેખો અને આ વિભાગના ખેતરોમાંથી દૂર દૂર સુધી ફેલાયલા માટીનાં વાસણો વગેરેના અવશેષો પરથી પુષ્ટિ મળે છે.

આમ નવસારીની નજીકમાં પુરાતની સમૃદ્ધિઓની એંધાણી જોતા ભૂતકાળની ભીતરમાં ફેરવેલી ઉતાવળી નજર સંકેલતા પહેલાં જણાવી લેવું જરૂરી છે કે, પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો અને અન્ય સાધનોથી એટલું સાબીત થાય છે કે આ વિભાગમાં આજે પણ ૫૦૦ થી ૨૦૦૦ કરતાં વધુ વર્ષો ઉપરના લગભગ દોઢસો ગામો મોજુદ છે.*

—શ્રી. મણિભાઇ દ્વિવેદી.

---

# સૂચન અથવા વિચારશક્તિ

આપણા મનુષ્ય-અસ્તિત્વના ઇતિહાસમાં શરીર અને મનનો વૈજ્ઞાનિક—શાસ્ત્રીય—અભ્યાસ, એ પ્રમાણમાં આધુનિક બીના છે. જૂના કાળમાં શારીરિક અગર માનસિક રોગ એ દેવી કે દાનવી કોપ મનાતો હતો. વખતના વહેણ સાથે શાસ્ત્રીય તત્ત્વ વૃદ્ધિ પામ્યાં અને આજે શારીરિક અને માનસિક બિમારીના દાકતરો અને શાસ્ત્રીય સલાહકારો એ સામાન્ય હકીકત બની ગયા છે, છતાં પણ ઘણા જૂના સમયથી અમુક એવી ઘટનાઓ ચાલી આવે છે અને હજી પણ ચાલે છે કે જેના સત્યાસત્યની શોધ કરવાની ફુરસદ કે સગવડ ભાગ્યે જ કોઇને હોય છે. વૈજ્ઞાનિક કેળવણી અને માનસવાળા માણસો આ વસ્તુઓને હસી કાઢે છે; અજાણ અને ગંભીર માણસોને તેમાં એવી અખૂટ શ્રદ્ધા હોય છે કે એક યા બીજી રીતે તેઓ તેને સત્ય જ માને છે અને જ્યારે પરિણામ તેમની માન્યતા વિરુદ્ધ આવે છે ત્યારે ક્રિયાની રીતમાં ખામી માની સંતોષ લે છે: જ્યારે મધ્યમ વર્ગના અધંશ્રદ્ધ માણસો આ બીના પ્રત્યે કંઇ કુતૂહલ અને ઉદાસીનતામિશ્ર લાગણી સેવે છે, પણ તે વિષે કાંઈ કરતા નથી. આ પ્રકારની ઘટનાઓનું જૂનું સ્વરૂપ સામાજિક મહાયજ્ઞો, વિવિધ પ્રકારના ક્રિયાકાંડો, પિશાચસાધનાઓ, મેલા દેવોને ભોગ ચડાવવા, " દેવી કોપ " ઉતરેલ વ્યક્તિઓનો ભોગ-રૂપે નાશ કરવો વગેરે બનાવોમાં જોઈ શકાશે. આજે પણ આ વસ્તુઓ થોડા વધતા અંશે દરેક દેશમાં ચાલુ છે.

### મહાયજ્ઞો અને મંત્રો

થોડા વખત પહેલાં જ મુંબઈમાં વિશ્વશાંતિ માટે યજ્ઞ થયો હતો. મંત્ર, કુંડળ, ચક્ર અને તાવીજોથી મનોવાંછનાઓ પૂરી કરાવી આપવાની જાહેર ખબરો આજે પણ છાપાંઓમાં જોઈ શકાય છે. થોડાંએક વર્ષ પહેલાં જામનગર શહેરમાં બાટલીનાં પાણી આપી દરેક રોગ સુધારી આપનાર એક " ચમત્કારિક " વ્યક્તિનો મેળાવડો મહોટો પ્રચાર થયો હતો કે તેના પરિણામે રેલ્વેને સ્પેશ્યલ ગાડીઓ દોડાવવી પડી હતી. આ ગાંડા

* " ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ "માંથી.

કાઠિયાવાડમાં બાટલીઓનો દુષ્કાળ પડ્યો હતો. અમદાવાદ તેમ જ ગુજરાતમાં બીજી બે ત્રણ જગ્યાએ કોઈ 'કૃષ્ણ' અને 'નટવર'ના આધુનિક અવતારોએ સ્થાનિક સમાજની સ્ત્રીઓ—જેમાં કહેવાય છે કે અંગ્રેજી કૉલેજમાં ભણતી વિદ્યાર્થિનીઓ પણ હતી—ઉપર એટલું બધું પ્રભુત્વ જમાવ્યું હતું કે તેમને પોતાનો 'અવતાર' સંકેલી લેવાની સરકારને ફરજ પાડવી પડી હતી. હવે આમાં વિશિષ્ટતા તે આવી ઘટનાઓ આજે પણ બને છે એમાં નથી. જેટલી ઘણી વખત થોડાઘણા અંશે કહેવામાં આવતાં શારીરિક, માનસિક ફાયદા, સુધારા કે ફેરફાર સફળ થાય છે એની છે. શાસ્ત્રીય વલણવાળા મનુષ્યો આને અકસ્માત કહે છે અને અજ્ઞાન મનુષ્યો તેને માનેલ ચમત્કારી શક્તિની સાબિતી માને છે. હકીકત એ છે કે આમાંની બધી નહિ તો ઘણીએક બીનાઓ વિચારશક્તિનાં એ જ સિદ્ધાંત પરથી સમજી શકાય તેમ છે; અને આમાં તે બીનાઓની સફળતા તેમ જ નિષ્ફળતા એમ બન્નેનાં કારણ મળી આવે છે.

## સૂચન અને શક્તિ

આ વિચારશક્તિનો સિદ્ધાંત આધુનિક માનસશાસ્ત્રકારોએ માન્ય કરેલ છે એ સિદ્ધાંતની વ્યાખ્યા એમ આપી શકાય કે, દરેક વ્યક્તિગત વિચારની વૃત્તિ સફળ થવા પ્રત્યે જ હોય છે. એટલે કે જે વિષે વિચાર હોય તે વિષયમાં પરિણમવા પ્રત્યે હોય છે. વિચાર આ પ્રમાણે સફળ ન થાય ત્યારે તેનાં કારણો બે જાતનાં હોઈ શકે—(૧) વિરુદ્ધ અથવા અસંગત વિચારોની શક્તિ અથવા (૨) બહારના (ભૌતિક) સંયોગોની અનુકૂળતાનો અભાવ.

અહિં સફળતા માટે આપણે એક નવો શબ્દ દાખલ કરીએ—સૂચન. આપણા કાર્યના વિષય માટે સૂચન એટલે વિચારનું ફળીભૂત થવું અથવા સફળતામાં પરિણમવું. તે સહેજે જોઈ શકાશે કે સૂચનનો શાસ્ત્રીય અર્થ તે સામાન્ય વાર્તાલાપમાં તેનો અર્થ જણાવવું અગર સૂચના કરવી એમ કહીએ છીએ તેથી તદ્દન જુદો છે.

## વિચારના પ્રકાર

વિચારના વિષય ત્રણ પ્રકારના મુખ્યત્વે હોઈ શકે. વિચારપ્રધાન અને કાર્યપ્રધાન—સૂચનની વ્યાખ્યા આ ત્રણ પ્રકારમા નીચે પ્રમાણે કહી શકાયઃ

(૧) કોઇ પણ વિચાર વિષેનો વિચારની વૃત્તિ તે ( પહેલા ) વિચારમાં પરિણમવા પ્રત્યે હોય છે.

(૨) કોઇ પણ લાગણી વિષેના વિચારની વૃત્તિ લાગણીમાં પરિણમવા પ્રત્યે હોય છે.

(૩) કોઇ પણ કાર્ય યા ફેરફાર વિષેનો વિચારની વૃત્તિ તે કાર્ય યા ફેરફારના પરિણમવા પ્રત્યે હોય છે.

ઉપર પ્રમાણે વિષય પ્રમાણે સૂચનના ત્રણ વર્ગો પાડી શકાય અને તેમને અનુક્રમે વિચારપ્રધાન સૂચન, લાગણીપ્રધાન સૂચન, અને કાર્યપ્રધાન સૂચન, એવાં નામ આપી શકાય.

## ફળીભૂત સૂચનના દાખલા

અહિં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે વિચારની આ શક્તિ વિચારનારના વિચાર, લાગણી, શરીર અને શરીરિક કાર્યો પર જ સીધી રીતે હોય છે. તે સિવાયની અસર તો આડકતરી જ હોઇ શકે.

સૂચન ફળીભૂત થવાનો દાખલો લઇએ. એક સો ફુટ લાંબુ અને એક ફુટ પહોળું પાટિયું જમીન પર મૂક્યું હોય તો કોઈ પણ માણસ તેના પર સહેલાઇથી ચાલી જાય, પણ એ જ પાટિયું પોણોસો ફુટના માચડા પર મૂકો અને કોઈ પણ માણસને તે પર ચાલવાનું કહો તો તે પડશેજ. કારણ? પડવાની બીક સાથે 'પડવાનો' વિચાર મનમાં મૂળ કરી જવાય છે, અને તે ફળીભૂત થાય છે. અનુભવથી જોતાં સાચી એક વસ્તુ ધ્યાન ખેંચે તેવી છે; ઉંચે રાખેલ પાટિયા પર ચાલનાર માણસ ન પડવા માટે જેમ વિશેષ પ્રયત્ન કરશે, તેમ તે જલદીથી અને વધારે ચોક્કસાઇથી પડશે.

## અન્ય ઉદાહરણો

રોજીંદા અનુભવમાંથી પણ સૂચનના ઘણા દાખલા મળી આવે છે. કોઇના આવવાની આતુરતાથી રાહ જોતા હોઇએ તો તે વ્યક્તિ આવે તે પહેલાં કેટલીએ વાર તેનો બોલવાનો અથવા પગરવનો અવાજ સાંભળ્યાની ભ્રાંતિ થાય છે. ટેલિફોનની રાહ જોતા હોઇએ તો ટેલિફોનની ઘંટડી ખરેખર વાગે તે પહેલાં કેટલીક વાર જાણે ટેલિફોનની ઘંટડી વાગી ઉઠી એમ લાગે છે. સાયકલ શીખનાર માણસને સાયકલ પર બેસી રસ્તામાં પથ્થર જોઈ તે સાથે અથડાવવાની બીક લાગે ત્યારે જાણે તે પથ્થર એ જ નિશાન હોય એટલી ચોક્કસાઇથી પથ્થર સાથે અથડાઈ પડે છે! પોતે માંદા રહેતા હોઇને બહુ મોટા દાક્તરોને ભારે ફી આપી તબીબી સારવાર કરાવવામાં ગર્વ લેનાર શ્રીમંતો સાચેસાચ જ માંદા રહેતા લાગે છે.

જે માણસો ઉમદા વિચાર અને આચારના દાખલા ખ્યાલમાં રાખે છે, કોઈ મહાપુરુષનાં જીવનકાર્ય પરથી અથવા ધાર્મિક ગ્રંથ કે સામાજિક વિચારશ્રેણી પરથી–તેમના વિચારોનું રટણ કરીને કરીને ઉંચી કક્ષાએ જવા પ્રેરાય રહે છે. કોઈ આનંદદાયક પ્રસંગ અથવા ઊર્મિનો ખ્યાલ કરતાં શરીર અને મન બન્ને પ્રફુલ્લિત બની જાય છે.–વ્યાયામપ્રિય લોકો એમ માને છે કે વ્યાયામ કરતી વખતે આરસામાં શારીરિક સુધારાની ક્રિયાઓ જોવાથી વ્યાયામનો ફાયદો વિશેષ થાય છે. છેલ્લા ત્રણ દાખલા અનુક્રમે વિચારપ્રધાન, લાગણીપ્રધાન અને કાર્યપ્રધાન સૂચનના છે.

## સૂચન અને પરસૂચન

સૂચનના મુખ્ય બે ભાગ પાડી શકાય: એક તો એ કે બીજાએ જણાવેલા વિચાર ફળીભૂત થાય તો અને બીજો પોતાનો જ વિચાર ફળીભૂત થાય તે. પહેલા ભાગને આપણે પરસૂચન અને બીજા ભાગને સ્વસૂચન કહી શકીએ. સ્વસૂચનના પણ બે ભાગ પડશે: એક એની જાતે ઉદ્ભવેલું સ્વસૂચન અને ઇચ્છા થવા ધારણાથી ઉદ્ભવેલું સ્વસૂચન: પહેલું તાત્કાલિક સ્વસૂચન અને ધારણીય સ્વસૂચન કહી શકાય.

## " સૂચન " ના નિયમો

સૂચન ફળીભૂત ક્યારે થાય ? ઉપરોક્ત પાટિયા પર ચાલવાનો દાખલો લઇએ તો તેમાં ત્રણ વસ્તુ માલૂમ પડે છેઃ ( ૧ ) ફળીભૂત થનાર વિચાર પર તાત્કાલિક ધ્યાન કેન્દ્રિત થયું છે. ( ૨ ) તે સાથે ભયની પ્રબળ લાગણી સંકળાયેલી છે અને ( ૩ ) જેમ જેમ પડવાના પ્રયાસ નિષ્ફળ નિવડે છે. આ ઉપરથી જોઈ શકાશે કે ' સૂચન ' ના આ ત્રણ મુખ્ય નિયમો છે. તેમને અનુક્રમે ધ્યાનનો નિયમ, લાગણીનો નિયમ અને વિરૂદ્ધ પ્રયાસના નિયમના ગેરફાયદા વિના ઉઠાવવો જોઇએ. આપણે જ્યારે એક વસ્તુ પર ધ્યાન કેન્દ્રિત કરવાનો પ્રયાસ કરીએ છીએ ત્યારે એ વસ્તુ અને તે ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાનો પ્રયાસ એ બન્ને વસ્તુ પર ધ્યાન રહે છે. અને તેથી આ બન્ને નિયમો અમલમાં આવે છે, આનું પરિણામ એ આવે છે કે ધ્યાનમાં નિયમ પ્રમાણે ધ્યાનથી જે બનવું જોઇએ, તે તે માટેના પ્રયાસના ખ્યાલથી ખોવાય છે.

## લક્ષકેન્દ્રિત સ્થિતિ

વિરુદ્ધ પ્રયાસના નિયમ મુજબ, આથી આપણે એક એવી સ્થિતિ પ્રાપ્ત કરવી રહી કે જેમા ધ્યાન કેન્દ્રિત થાય, પણ તે માટેના પ્રયાસની લાગણીનો અભાવ હોય. વસ્તુના સ્વરૂપ પરથી જોઇ શકાય છે કે આ સ્થિતિ એ ધ્યાન અને આરામનું મિશ્રણ થશે. બીજી રીતે કહીએ તો આ સ્થિતિ ધ્યાન અને આરામની સપાટીઓનાં સંગમસ્થાનની ધરી-રૂપ છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા મન શરીર બન્નેને આરામની સ્થિતિએ મૂકવા જોઇએ. બને તેટલા એકાંતમા, શરીર ફાવે તેવી સ્થિતિમા મૂકી શરીરનું અણુએ અણુ ઢીલું મૂકી દેવું જોઇએ. અને મન પરનો સામાન્ય કાબુ છોડી દઇને મનને છુટું મૂકી દેવું જોઇએ. પછી સૂચન માટેના વિચાર પર ધ્યાન કેન્દ્રિત કરવાથી સૂચનની સફળતા માટેની આ યોગ્ય સ્થિતિ પ્રાપ્ત થશે. આ સ્થિતિમાં માનસિક દૃષ્ટિ ક્ષેત્રમાં સૂચનનો વિચાર જ પ્રાધાન્ય ભોગવે છે. અને તેથી વિરૂદ્ધ કે અસંગત વિચારોનો અભાવ રહે છે. આ સ્થિતિને ધારણા કહી શકાય અને તેથીજ આ જાતના સ્વસૂચનને ધારણીય સ્વસૂચન કહ્યું છે.

## સૂચનની સ્થિતિનો સમય

રાત્રે સૂતી વખતે નિદ્રાધીન થતાં પહેલાં અને સવારે ઉઠતી વખતે પુરેપુરી જાગ્રત અવસ્થામાં આવતાં પહેલા ધારણાની સ્થિતિ કુદરતી રીતે આવે છે. બન્ને સમય સૂચન માટે બહુ અનુકૂળ છે. સારા માણસો શુભ કાર્યોના મનો ઘણું ખરૂં આ વખતે રટે છે અને ધાર્મિક વૃત્તિવાળા મનુષ્યો વિશેષ કરીને આ વખતે જ પ્રાર્થના કરે છે, એ તો સામાન્ય અનુભવની હકીકત છે. અહીં ઇચ્છાશક્તિ અને વિચારશક્તિનો ભેદ ખ્યાલમાં રાખવાની જરૂર છે. ઇચ્છાશક્તિમાં કોઇ વસ્તુ, કાર્ય અથવા પરિણામ પર ધ્યાન કેન્દ્રિત થયું હોય છે અને તેમાં આગામી અંતરાયો કે વિઘ્નો પર વિજય મેળવવાનો ખ્યાલ હોય ઇચ્છાશક્તિની અજમાયશમાં ધ્યાન ઇચ્છાની મતલબ અને તેની અડચણો એમ બન્ને ઉપર કેન્દ્રિત થાય છે અને ધ્યાનનો નિયમ અને વિરુદ્ધ પ્રયાસનો નિયમ બન્ને કાર્યમાં આવવાથી

પરિણામમાં સફળતા મળતી નથી. દારૂ, સિગારેટ વગેરેનાં વ્યસનો છોડવાની પ્રબળ ઇચ્છા દર્શાવનારાઓને મળતી નિષ્ફળતાના ઘણાખરા દાખલા આ કક્ષામાં આવે છે. સૂચનની શક્તિ તે ઇચ્છાશક્તિ નહિ, પણ વિચારશક્તિ-વિચારની સફળતામાં પરિણમવાની વૃત્તિ જ છે.

## હિપ્નોટિઝમ

હવે આપણે પરસૂચન શું છે તે જોઈએ. પરસૂચનમાં સૂચન સ્વીકારનાર અને સૂચન કરનાર વ્યક્તિઓ જુદી જુદી હોય છે. એક વ્યક્તિ સૂચન કરે છે અને બીજી વ્યક્તિ તે સૂચન સ્વીકારે છે. પરસૂચનમાં પણ જે વ્યક્તિમાં સૂચનવિચાર ફળીભૂત થવાનો છે અથવા કરવાનો છે એટલે કે વિચાર તેના વિષયમાં પરિણામ પામવાનો છે, તેણે સૂચન સ્વીકારવું જોઈએ. બીજી રીતે કહીએ તો વિચારને માન્ય કરી પોતાના મનરૂપી ક્ષેત્રમાં ઉગવા દેવો જોઈએ. આ પ્રમાણે સૂચનીય વ્યક્તિ સૂચન ન સ્વીકારે તો સૂચન સફળ ન થાય. કારણ કે સૂચનનો વિચાર મનમાં સ્થાયી થયો જ નથી, પણ મન તેથી વિરૂદ્ધ અથવા અસંગત વિચારોના કબજામાં છે. આના ઘણા દાખલા હિપ્નોટિઝમ, તથા મેસ્મેરીઝમમાં આવે છે કે, જ્યાં સૂચન આવે છે કે જ્યાં સૂચન ફળીભૂત નથી, એટલું જ નહિ પણ જો સૂચન તે વ્યક્તિના મૂળભૂત વ્યક્તિત્વથી જ વિરૂધ્ધ હોય તો તે વ્યક્તિ તેનો સદંતર વિરોધ કરી ઉઠે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે પરસૂચન અને સ્વસૂચન બન્નેમાં વિચારરૂપી બીજ યોગ્ય માનસક્ષેત્રમાં વાવવાથી તેમાંથી પરિણામરૂપી ફળ ઉગી નીકળે છે; એટલે કે આ બધામાં શક્તિ તો વિચારની જ છે. સફળ વાવેતર માટે જમીન જેમ ખેડપાણીથી યોગ્ય બનાવવી પડે છે, તેમ સફળ સૂચન માટે મનને ધારણાસ્થિતિમાં મૂકવું પડે છે.

સ્વસૂચન અને પરસૂચનમાં ધારણાસ્થિતિમાં થોડો ફેર હોય છે. સ્વસૂચનની સ્થિતિ એવી છે કે જેમાં આરામની સ્થિતિમાં ધ્યાન અમુક વિચાર વસ્તુ કે પરિણામ ઉપર કેન્દ્રિત થયું હોય છે, જ્યારે પરસૂચનમાં ધ્યાન એક વ્યક્તિ સૂચન કરનાર પર કેન્દ્રિત થયું હોય છે. આ રીતે જ્યાં સૂચનવનાર વ્યક્તિ પર ધ્યાન પૂરતા પ્રમાણમાં કેન્દ્રિત થયું હોય તે સ્થિતિને હિપ્નોટીઝમ કહેવામાં આવે છે.

## શ્રદ્ધા અને આસ્થા

આ પરથી જણાશે કે હિપ્નોટિઝમથી, જંતરથી, ભુવા ધુણાવવાથી, પીર યા દેવની માનતા માનવાથી તથા બીજી ઘણી રીતે જે શારીરિક યા માનસિક સુધારા કરવામાં આવે છે તે પરસૂચનના પ્રકાર જ છે. અલબત્ત, સૂચનની રીતમાં ફેર હોય છે; હિપ્નોટિઝમમાં સૂચન એક વ્યક્તિ તરફથી બીજી વ્યક્તિને સીધું કરવામાં આવે છે, જ્યારે બીજી રીતમાં ચોક્કસ પ્રકારની કાર્યસરણીથી દરદી પાસે સુધારાની વસ્તુ સુધારક માગી લે છે. શ્રદ્ધા યા આસ્થા ઈશ્વરી શક્તિનો દાવો કરી સુધારાના "ચમત્કાર" કરનાર લોકો પણ આ શ્રદ્ધા માગી લે છે, જેને શ્રદ્ધા હશે તે જ સારા થશે, બાકી આમાં ઘણા કિસ્સા સારા થાય છે, અને ઘણા નથી પણ થતા. કારણ એટલું જ કે જ્યાં કોઇ પણ જાતની શ્રદ્ધા છે ત્યાં જ સૂચનનો વિચાર વિરોધ વિના [illegible]

તેથી બરાબર મૂળ પકડી શકે છે. શંકા આવે એટલે મનમાં તે વિચારનું પ્રાધાન્ય બેસતું નથી. એટલે સૂચન માટે જ જરૂરી ભૂમિકા બદલાઈ જાય છે. એટલે આ દરેકમાં મૂળ શકિત એક જ છે વિચારશકિત !

## પ્રાર્થના અને પ્રગતિ

હવે આપણે ઉપરના નિયમો પ્રાર્થનાના વિષયને લગાડીએ. એક વસ્તુ તો ચોખ્ખી જણાય છે કે પ્રાર્થનાને એક સૂચન ગણી શકાય અને તેમાં રહેલ વિચાર પ્રાર્થનાના શ્રદ્ધાતત્ત્વ અંગે, ઈશ્વર અથવા ખુદાના નામે મનથી માન્ય થાય છે, અને એ રીતે સફળતામાં પરિણમે છે. અહીં એક બીજી હકીકત ધ્યાન ખેંચે એવી છે. સીધી યા આડકતરી રીતે પ્રાર્થના કરનાર અથવા શ્રદ્ધાળુ જનોના મોટે ભાગે સામાન્ય રીતે, બે વિભાગ પાડી શકાય: એક વિભાગની પ્રાર્થના કે શ્રદ્ધાનું મંતવ્ય એવું હોય છે કે પરમાત્મા તેમના પ્રત્યે માયાળુ છે અને તેમને સંતોષ પૂરતું ઘણું આપ્યું છે અને આપશે, જ્યારે બીજા વિભાગની શ્રદ્ધા યા પ્રાર્થનાનું મંતવ્ય એવું હોય છે કે આ સંસાર તો માયાવી છે અને તેથી તેમને સંસારિક અથવા ઐહિક પ્રગતિની કાંઇ આકાંક્ષા નથી, પણ માત્ર માનસિક કે આધ્યાત્મિક શાંતિ જ જોઇએ છે.

## આધ્યાત્મિક શ્રદ્ધા

પહેલા વર્ગની શ્રદ્ધા વ્યવહારૂ કહી શકાય, જ્યારે બીજા પ્રકારની શ્રદ્ધા આત્મિક છે. રોજીંદા અનુભવોનું અવલોકન કરતાં જોઇ શકાશે કે પહેલા વર્ગના માણસો શરીરે સારાં નિરોગી અને બીજી રીતે સુખી તથા સંતોષી હોય અને તેમની રીતે ક્ષેત્રમાં તેમની ઐહિક પ્રગતિ ચાલુ જ રહે છે. જ્યારે બીજા વર્ગના માણસોમાં માનસિક કે આધ્યાત્મિક શાંતિ જ વિશેષ હોય છે, પણ શરીરપ્રકૃતિ અથવા ઐહિક પ્રગતિ ધ્યાન ખેંચે તેવી હોતી નથી. ઉપરના વિચારસૂચનના નિયમો લાગુ પાડીએ તો આ પરિણામ કુદરતી જ જણાશે, કારણ કે પહેલા વર્ગમાં સૂચનનો વિચાર પ્રગતિક છે અને બીજામાં સ્થાપી ઐહિક દૃષ્ટિએ છે અને તેથી પરિણામ પણ તે પ્રમાણે જ હોય

## જીવનના અનુભવો

નિયમો પરથી ઉતરતું આ પરિણામ જીવનના અનુભવ સાથે આ પ્રમાણે મળે છે, તે આ નિયમોની સચોટતાની સાબિતી છે આ ઉપરથી જણાશે કે, પ્રાર્થનામાં જે જેવું અને જે પ્રકારનું માગે અને ઇચ્છે તે પ્રકારનું ફળ તેને વિવિધ, પ્રમાણમાં મળે પણ છે. તે એક શરતે જ. અને તે શરત એ શ્રદ્ધા !

આ ઉપરથી જણાશે કે આ પ્રકારના ઘણા ચિત્રવિચિત્ર જણાતા બનાવોનું મૂળ તે વિચારશકિત જ છે. ઋષિમુનિઓ, સાધુસંત, મુત્સદ્દીઓ, લોકનાયકો અને હીપ્નોટીસ્ટો એ બધા આજ શકિતનો ઉપયોગ કરે છે. અને દરેક વ્યકિત પણ એ શકિતનો ઉપયોગ જુદી જુદી રીતે વધતી-ઓછી અંશે પોતાની પ્રગતિ માટે કરી શકે, ઉપયોગમાં આવે તે શકિતનું નામ ધારણા !

( ન્યુ નાન્સી સ્કૂલના પ્રખ્યાત ડૉ. એમિલ કુના સિદ્ધાન્તો પરથી )

## સૂચના નં. ૮ સને ૪૬–૪૭

## વિષય

### શાળામાંથી ઉઠી ગયેલા બાળકોની યાદી રાખવા બાબત

ઉપરના વિષય સંબંધે રાજ્યનાં સઘળાં સાર્વજનિક પુસ્તકાલયોએ ઉઠી ગયેલા બાળકોની પાંચ વર્ષની યાદીઓ રાખવા તથા કોઈ શાળામાંથી યાદી ન આવે તો મંગાવી લેવા તજવીજ કરવા અને પુસ્તકનોંધવહીમાં "બાળકનો ઉઠી ગયાનો વર્ગ" એ નામનું એક ખાનું વધારવા તથા પુસ્તક આપતી વખતે સદરહુ કોષ્ટક પૂરવા વહીવટ રાખવા બદલ વટહુકમ નં. ૧૧ તા. ૬–૨–૩૪નો થયેલો છે; છતાં તે પ્રમાણે પુસ્તકાલયો તરફથી તજવીજ થતી હોવાનું જણાતું નથી. માટે ફરીથી આ સૂચનાથી વિનંતિ કરવામાં આવે છે કે, ઉપરની બાબતનો અમલ કરવાની જેમણે તેમણે ખાસ નોંધ લેવી. સાર્વજનિક પુસ્તકાલયનો હેતુ પ્રાથમિક શિક્ષણમાં કેળવાયલું જ્ઞાન તાજુ રહે અને ભણેલું ભૂલી ન જાય તે હેતુથી ઉપરની યોજના કરેલી છે, અને તેને બર લાવવાનું કામ શિક્ષક ભાઈઓનું છે. એ શિક્ષકોમાં પ્રેરણા વધુ પ્રમાણમાં મળે તો તે માટે રા. મહાલ શાળાધિકારી સાહેબો જ્યાં પોતાનો મુકામ થાય ત્યાં આવા વિદ્યાર્થીઓને પુસ્તક વાંચવા મળે, એવા સક્રિય પ્રયાસો કરશે એવી અમે ખાસ આશા રાખીએ છીએ.

વડોદરા,
તા. ૨૪–૪–૪૭

પ્ર. શં. પરળીકર
આ. મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૯ સને ૧૯૪૬–૪૭

## વિષય

### મહેસાણા પ્રાન્તનાં ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ બાબત

ચાલુ સાલે મહેસાણા પ્રાંતનાં નીચે જણાવેલાં ગ્રામપુસ્તકાલયોને તેમનાં અંદાજપત્રો અત્રે મંજુરી માટે આવેલાં અને પંચાયત મદદની રકમમાં સવડ હોવાના કારણે તેમને પંચાયતમદદ મંજૂર કરવામાં આવી છે. સદર પુસ્તકાલયોનાં અંદાજપત્રો પરત કરેલાં છે. એટલે તેમને પંચાયત મદદ મળ્યાની માહિતી મળી હશે જ. પરંતુ હજુ સુધી તેમના તરફથી લોકમદદનાં નાણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલાયેલાં નથી એમ અમારા જાણવામાં આવ્યું છે. સબબ સદર પુસ્તકાલયોના મંત્રીઓને આથી જણાવવામાં આવે છે કે સાલે જુન ૧૯૪૭ ની આખર સુધીમાં તેમણે લોકમદદનાં નાણાં મંડળ તરફ સત્વરે મોકલી આપવા તજવીજ કરવી. જો તેમ નહિ થાય તો મંજૂર કરેલી મદદ નિરૂપાયે નામંજૂર કરવી પડશે.

| | | | |
|---|---|---|---|
| ૧ ધનીઓલ | તા. હદેગામ | ૪ અલદેસણ | કડી |
| ૨ ધણુપ | ,, | ૫ ઇન્દ્રાડ | ,, |
| ૩ વાઘરુપુર | આતરસુંબા | ૬ હાજીપુર | કલોલ |

| | | | |
|---|---|---|---|
| ૭ ડાભલા | વિજાપુર | ૧૯ મલેકપુર | ખેરાળુ |
| ૮ નવા સંઘપુર | ,, | ૨૦ શોભાસણ | ,, |
| ૯ પડુસમા | ,, | ૨૧ બાળીપુર | ,, |
| ૧૦ ઇભરામપુરા | ,, | ૨૨ ચાડા | ,, |
| ૧૧ નવા રામપુર | ,, | ૨૩ મઢાસણ | ,, |
| ૧૨ ગોઠવા | વિસનગર | ૨૪ રૂવાવી | પાટણ |
| ૧૩ ધામણવા | ,, | ૨૫ ચંદ્રુમણા | ,, |
| ૧૪ સીડોસણા | મહેસાણા | ૨૬ દુધારામપુરા | ,, |
| ૧૫ ચંડાળજ | સિદ્ધપુર | ૨૭ કાલરી | ચાણસ્મા |
| ૧૬ ગાંગલાસણ | ,, | ૨૮ ટાઠોદી | ,, |
| ૧૭ રસુલપુર | ,, | ૨૯ કારોડા | ,, |
| ૧૮ કરણપુર | ,, | ૩૦ હરસોલી | ડભોડા |

વડોદરા,
તા. ૧૦-૬-૪૭

प्र. खं. परळीकर
આ. મદદ. વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૦ સને ૧૯૪૬-૪૭

# વિષય

### સને ૧૯૪૭-૪૮નાં અંદાજપત્રો બાબત

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોએ સને ૧૯૪૭-૪૮ની સાલ માટે મોકલવાનાં અંદાજપત્રો સંબંધે નીચે જણાવેલી બાબતો લક્ષમાં લેવાની છે તેથી આ સૂચના પ્રસિદ્ધ કરવામાં આવે છે.—

૧. પુસ્તકાલયનું અંદાજપત્ર મોડામાં મોડું માહે સપ્ટેમ્બર ૧૯૪૭ની આખર સુધીમાં ખાતામા મંજુરી માટે મોકલવું જોઇએ.

૨. જેટલી સરકારમદદ મેળવવી હોય તેટલી રકમ કાયમ ફંડ ખાતે મૂકી તેની પાવતીની નકલ અંદાજપત્ર સાથે જોડવી જોઇએ.

૩. અંદાજપત્રોના આસનો બરોબર ભરેલાં હોવાં જોઇએ. દાખલા તરીકે પાછલી સાલના સરકાર પંચાયત મદદના આંકડા મંજુર થયેલી રકમ પ્રમાણે હોતા નથી.

૪. સાલ આખરે પરતી વેચાણનું આવેલું ઉત્પન્ન અંદાજપત્રમાં ખાસ બતાવવું જોઇએ.

૫ પુસ્તકો તથા વર્તમાનપત્રો ખરીદી માટેની રકમ ટકાવારીના ધોરણે મૂકવી. તેમજ ખાસ જરૂરીઆતના વર્તમાનપત્રોના નામ યાદીની શરૂઆતમાં મૂકવા જોઇએ, જેથી મંજૂર કરતી વખતે માગણીનાં વર્તમાનપત્રો મળી શકે તેવી વ્યવસ્થા થાય.

૬. ગ્રામ પુસ્તકાલયોમાં બાળોપયોગી પુસ્તકો યાદીમાં ખાસ દાખલ કરવાં જોઈએ અને વાચકોની રૂચિનાં પુસ્તકો દાખલ કર્યાં હોય તો તેની નીચે લાલ શાહી અગર સીસા-પેનથી નિશાન કરવું જોઇએ. પુસ્તકોની યાદી બેવડી કિંમતની હોવી જોઇએ.

૭. કસ્બા પુસ્તકાલયોએ પોતાના અંદાજપત્રમાં સંસ્થાનું દરેક પ્રકારનું વાર્ષિક ઉત્પન્ન દર્શાવવું જોઇએ.

૮. સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોનું કામ કરનાર શાળાના શિક્ષક હોય તો તેમણે

નિયમ પ્રમાણે કામ કરવા બદલની મે. ...રા. રા. વિદ્યાધિકારી સાહેબની પરવાનગી મેળવી હોય તો તેનો ઉલ્લેખ અંદાજપત્રમાં સાધનિક કાગળોમાં કરવો જોઈએ. આ મંજુરી મેળવવાનું કામ શિક્ષકોનું પોતાનું છે.

૯. કસ્બા પુસ્તકાલયોએ અંદાજપત્રો સાથે સાધનિક કાગળો જોડવા ચૂકવું નહિ.

૧૦. પ્રાન્ત તથા કસ્બા પુસ્તકાલયોમાં પુસ્તકોનું વર્ગીકરણ થયેલું છે કે નહિ તે જણાવવું જોઈએ.

૧૧. કસ્બા પુસ્તકાલયના ગ્રન્થપાલે પુસ્તકાલયનું શિક્ષણ ન લીધું હોય તો ચાલુ સાલના અંદાજપત્રમાં પુસ્તકાલયશિક્ષણખર્ચ ખાતે રકમ મૂકવી. આ શિક્ષણ બાબતની યોજના આવતા માસમાં ખાતા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવનાર છે.

૧૨. કેટલાંક પુસ્તકાલયોએ છેલ્લાં ત્રણ ચાર વર્ષથી કાગળના અભાવે પોતાની સંસ્થાનાં વાર્ષિક નિવેદનો છપાવેલાં નથી. તો ચાલુ સાલે નિદાન ટૂંકો રિપોર્ટ પણ છપાવવા અમારી ભલામણ છે.

ઉપરની સઘળી બાબતો અંદાજપત્રમાં દાખલ કરવા પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ ખાસ લક્ષ રાખશે એવી આશા છે. ગ્રામ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ પોતાનાં અંદાજપત્રો સહકારના ધોરણે બનાવે એવી અમારી ભલામણ છે.

વડોદરા,
તા. ૧૦-૬-૪૭

મ. સ. પરળીકર
આ. મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત અંક ૫ સને ૧૯૪૬-૪૭

# વિષય

### પુસ્તકોની ભલામણ

| પુસ્તકનું નામ | લેખક તથા પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ સીતા વનવાસ | | |
| ૨ ભારતની વીરાંગનાઓ | કમલ પ્ર. મંદિર, ભદ્ર, અમદાવાદ | ૧-૪-૦ |
| ૩ શકુંતલા | " | ૧-૪-૦ |
| ૪ મહારાજ થયા પહેલાં | " | ૧-૪-૦ |
| ૫ શ્રી સરહસ્ય ત્રિકાળ સંધ્યાપ્રયોગ | " | ૨-૦-૦ |
| | માર્કંડેય ચુનીલાલ રાવળ | |
| ૬ શ્રી પંચાયતન દેવપૂજન પદ્ધતિ | નવ તાડ, અમદાવાદ | ૦-૬-૦ |
| ૭ શ્રી શિવશક્તિના સ્તોત્રો | " | ૦-૬-૦ |
| ૮ આધુનિક હિન્દદર્શન વિચારણા અને ઉપાયો | " | ૦-૨-૦ |
| ૯ શ્રી પશુ મહાસભાનું સંમેલન | " | ૦-૩-૦ |
| ૧૦ વંશ કવચાદિ સ્તોત્રો | " | ૦-૫-૦ |
| ૧૧ હિન્દુત્વ પતાકા | " | ૦-૨-૦ |
| ૧૨ બાળસ્તોત્રાવળી | " | ૦-૫-૦ |
| ૧૩ ચક્રવાક ( કાવ્ય ) | " | ૦-૨-૦ |
| ૧૪ બેરિસ્ટર સાવરકર ચરિત્ર | શ્રી રણજિત મ. પટેલ | ૨-૮-૦ |
| | " | *૧૦-૦-૦ |

* સાર્વજનિક પુસ્તકાલયોએ નાણાંની સવડ હોય તો આ પુસ્તક અવશ્ય વસાવવું એવી અમારી ભલામણ છે.

વડોદરા,
તા. ૧૮-૬-૪૭

મ. સ. પરળીકર
મદદનીશ વ્યવસ્થાપક